॥ ॐ ॥

# અનંગવિષ

યાને

# અમૃતમય ઝહર.

લેખક :—ભાનુ.

પ્રકાશક :—

મેસર્સ શુકલ બ્રધર્સ.

કોલભાટ લેન, મુંબઇ નં. ૨.



દ્વિતિય આવૃત્તિ-પ્રત ૧૦૦૦.

ઇ૦ સ૦ ૧૯૨૨ સંવત્ ૧૯૭૮

## રા. રા. આર. એમ. શુકલ.

### પીએચ. જી., બી. એ., એમ. ડી.

પૂજ્ય વડિલશ્રી !

આપના વડીલ બંધુ તરીકેના અગાધ ઉપકારોના
મોજામાં તણાતો, વિદ્યાનો અપૂર્વ મોહ કે જેને
માટે આપ સગાસ્નેહિથી લાંબા સમયનો
દેશવટો ભોગવી સાહિત્ય પ્રત્યે જે અપૂર્વ
પ્રેમ બતાવી રહ્યા છો; તે જોતાં, હું
યત્કિંચિત્ બદલા રૂપે વાત્સલ્યભાવે
આ લઘુ પુસ્તકની બીજી આવૃત્તિ
આપને અર્પણ કરૂં છું તે
સ્વિકારી કૃતાર્થ કરશો.

હું છું આપનો,

કનિષ્ટ બંધુ.

# બે બોલ.



હત ભાગ્ય હિન્દુ જાત તારૂં પૂર્વદર્શન છે કહાં !
એ શીલ, શુદ્ધાચાર, વૈભવ જો જરા, છે શું યહાં !
શું સ્વપ્નસમ એ પૂર્વની સર્વે કથાઓ છે નહીં !
અમ તે જ હોતાં પૂર્વદર્શન દ્રષ્ટિ આવે છે કહીં !

× × +

'અમ કોણ ! ને શું થઇ ગયા ?' કો દિ તમે વિચારતા !
ગુરૂ જે હતા, તેમાં ન આજે શિષ્યની પણ યોગ્યતા;
જે અગ્રગામી સર્વના, તે આજ પાછળ પણ નહીં,
દેખાય છે સંસારમાં વિપરીતતા આવી કહીં !

× + ×

હે બન્ધુઓ ! સુતા ઘણું, હાવાં ઉઠો, જાગો અહો !
શોધી જરા નિજની દશા, આલસ્યને ત્યાગો અહો !
કંઇ ખ્યાલ છે, શા શા સમયના રંગ પલટાઇ ચુકયા !
હજીએ સજગ થાશો ન શું ? સર્વસ્વ તો ખોઇ ચુકયા.

+ + ×

હરનિશ સમયને ઓળખીને પંથ પળવું જોઇએ,
પલટે હવા તો સઘ તે બાજુ પલટવું જોઇએ;
વિપરીત વિશ્વ પ્રવાહમાં નિજ નાવ જઇ શકતી નહીં,
એ પૂર્વની વાતો હવે જીવંત થઇ શકતી નહીં.



સમય બદલાઇ ગયો છે. એક વખત શીયલ અને ધર્મના જન્મદાતા મનાતા ભારતમાં આજે સ્થળે સ્થળે વ્યભિચાર, અને અધર્મ પ્રવર્તતાં જણાય છે. આપણે કોણ હતા અને કઇ સ્થિતિને પામ્યા છીએ તેનો વિચાર સહજ પણ થતો નથી. પૂર્વના ગુણગાન હજી કરીએ છીએ; પરંતુ આપણી વર્તમાન સ્થિતિને પૂર્વની સાથે સરખાવી ઉન્નતિનો માર્ગ ગ્રહણ કરાતો નથી. શીયલ અને સદાચાર માટે જે ભારત વિશ્વમાં પ્રથમ પંકિતએ વિરાજતો હતો, તે ભારતના સંતાનો આજ વિષયાધિન બની કુકર્મો કરે છે. જે ભારતમાં વિશ્વચાલક ત્રિપુટીને બાળક બનાવનાર અનસુયા, અને સૂર્યને પણ સ્થંભાવનારી નર્મદા સમાન પુત્રીઓ ઉદ્દભવતી, તે ભારતમાં આજ ઘર ઘર રખડતી

કુકર્મી બાળાઓ જન્મે છે. જે ભારતમાં પતિ સહગમનથી બંન્ને કુળનો ઉદ્ધાર કરનારી મહાદેવીઓ જન્મતી તે ભારતમાં આજ પતિના મૃત્યુ પછી વૈધવ્યમાં બાળહત્યાઓ કરનારી દ્રષ્ટિગોચર થાય છે. હાય ! ભારત માતા ! તારી આ શી દશા !

આ સર્વ માટે જવાબદાર કોણ ? આપણેજ. યુવાવસ્થામાં પતિ સૌભાગ્યનું સુખ આપવાને બદલે આપણેજ આપણી બાલિકાઓને વૈધવ્યનું દુઃખ આપીએ છીએ. બાળલગ્નની રૂઢીએજ આપણી આ દશા કરી છે. મોટી ઉમ્મરે લગ્ન કરો તો યુવાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થશે ખરૂં કે ! અલબત, મૃત્યુ મનુષ્યને વશ નથી; પરન્તુ મોટી ઉમ્મરે લગ્ન થતાં વિધવાનું પ્રમાણ ઓછું થશે નહિ કે ? બંધુઓ ! બાળલગ્નની હાનિ હવે તમારાથી છુપી નથી. તેમજ વૃદ્ધલગ્ન પણ ઓછાં હાનિકારક નથી. ઇ૦ સ૦ ૧૯૧૧ ના વસ્તિપત્રક પ્રમાણે જોશો તો બાળલગ્નની સંખ્યાથી તમારૂં હૃદય કમકમી ઉઠશે. હિન્દમાં પરણેલી બાલિકાઓની સંખ્યા એક વર્ષની વયની ૧૩,૨૧૨, એકથી બે વર્ષ સુધીની ૧૭,૭૫૩; બેથી ત્રણ વર્ષ સુધીની ૪૯,૭૮૭; ત્રણથી ચાર વર્ષ સુધીની ૧,૩૪,૧૦૫; ચારથી પાંચ વર્ષ સુધીની ૩,૦૨,૪૨૫; પાંચથી ૭ વર્ષ સુધીની ૨૨,૧૯,૭૭૮ અને દશથી પંદર વર્ષની વય સુધીની ૧,૦૦,૮૭,૦૨૪ છે. હવે વિચાર કરો કે આટલી નાની ઉમરથી લગ્ન કરવાથી તેમનો સંસાર કેવો નીવડે ! દૈવયોગે આમાંનો મોટો ભાગ યુવાવસ્થામાં આવતા પહેલાંજ વૈધવ્યને પામે છે. ઇ૦ સ૦ ૧૯૧૧ નાજ વસ્તિપત્રક મુજબ જોઇએ તો એકથી પાંચ વર્ષની અંદરની ૧૪,૭૭૫; પાંચથી દશ વર્ષની અંદરની ૭૭,૫૮૫ અને દશથી પદંર વર્ષની અંદરની ૧,૮૧,૫૦૭ વિધવાઓની સંખ્યા છે. આખા હિન્દમાં પંદર વર્ષની અંદરનીજ ૩,૫૦,૦૦૦ વિધવાઓ છે. જ્યાં શિક્ષણનો અભાવ હોય તથા યુવાવસ્થામાં વૈધવ્ય હોય, ત્યાં વિધવાઓનું વર્તન કેવું હોય ? સ્થળે સ્થળે કુકર્મો નજરે પડે છે અને તે છુપાવવા માટે બાળહત્યાઓ થાય છે * જે હત્યાઓ અટકાવવા માટે ઠેકાણે ઠેકાણે ફાઉન્ડલીંગ બોક્સ "Foundling Boxes" રાખવામાં આવી છે. અલબત, આથી બાળકો બચે છે પણ વ્યભિચારને એક રીતે ઉત્તેજન મળે છે. સ્ત્રીઓને અવળે માર્ગે દોરવનાર પુરૂષજ છે. પુરૂષો દ્રઢ હોય તો આવાં કુકર્મ અટકે ખરાં. પણ જે વિકારથી—જે અનંગના વિજયથી તેઓ—પુરૂષ અને સ્ત્રીઓ—દોરાય છે તેનો પ્રતિકાર કરવાની શક્તિ તેનામાં રહી નથી—હોતી નથી; અને તેથી પરિણામે ભયંકર

* બાજુમાં છપાયલી મી૦ લાભશંકર લક્ષ્મીદાસની વાઈસરોય ઉપરની અરજ વાંચો.

[illegible] ભોળવે છે. આવી દુર્દશા અને દુરાચારથી અટકાવવા તથા તેનું ભયંકર પરિણામ તાદૃશ્ય બતાવવાજ પ્રસ્તુત પુસ્તકમાં કાંઇક એ સ્થિતિને મળતું ચિત્ર આપવા યત્ન કર્યો છે અને તેથીજ તેનું નામ ઉદ્દેશને અનુસરીને "અનંગવિષ" યાને "અમૃતમય ઝહર" આપવામાં આવ્યું છે. છેલ્લા ખંડમાં સુપ્રસિદ્ધ બંગ વિદ્વાન ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના "હિન્દુ વિધવાઓનું પુનર્લગ્ન" એ નામના પુસ્તકના આધારે વિધવાવિવાહનો વિષય કાંઇક ચર્ચવામાં આવ્યો છે. તેનો હેતુ વિધવાવિવાહની ખાસ હિમાયત કરવાનો નથી, પરન્તુ એટલું તો ખરૂંજ કે ગુપ્ત કુકર્મો કરી બ્હારથી બ્રહ્મચર્ય પાળવાનો ડોળ બતાવી, બાળહત્યાઓ કરવી અને પોતે તેમજ પોતાના આખા કુળને કલંકની કાલિમા લગાડી અધર્મ આચરવો તેના કરતાં પુનર્વિવાહ કરવાની સલાહ હરકોઈ વ્યક્તિ આપશેજ.

જે ઉદ્દેશથી આ પુસ્તક લખવાની પ્રેરણા થઇ છે તે ઉદ્દેશ અલ્પાંશે પણ ફલિભૂત થશે તો લેખક પોતાને કૃતાર્થ માનશે.

લેખક.

---

ઉપરના આંકડા જે આપવામાં આવ્યા છે તે જુની આવૃત્તિ મુજબ લેવામાં આવ્યા છે કારણ કે ૧૯૨૧ ની સાલના વસ્તિપત્રકના આંકડા હજુ સુધી સત્તાવાર બહાર પડયા નથી. તા૦ ૩૧-૩-૨૨.

---

*Printed by Harjivan Kalidas Mehta, at the "Bharata Seva Printing Press,*
*50, Dhuswadi, Dhobi Talao, Bombay.*
AND
*Published by R. M. Shukle for Messrs. Shukle Brothers, Kolbhat Lane,*
*Kalbadevi Road, Bombay.*

* હિંદુ વિધવાઓનાં બાળકોનાં ખુન.

તે મહાપાપ કેમ અટકે?

# નામદાર વાયસરોયને અરજ.

" સાહેબ,

ભાગીબાઇ નામની એક હિંદુ વિધવાએ એક બાળકને જન્મ આપ્યો, અને તે બાળકને તે સ્ત્રીના સાથી પુરૂષે ગળું દાબીને મારી નાખ્યું. આ ગુન્હા માટે તેઓ બંનેને મુંબઇની હાઇકોર્ટે જન્મ દેશનીકાલની સજા કરી છે. એવા સમાચાર તા૦ ૧૩-૧૨-૧૯૨૧ ના 'ટાઇમ્સ ઓફ ઇંડીયા' માં છપાયા હતા.

હિંદુ વિધવાનાં બાળકોનાં ખુનીઓ ઉપર પ્રમાણે કોઇજવાર પકડાય છે. ઘણાખરા કેસોમાં બિચારાં બાળકોને એવી તો છુપી રીતે મારી નાખવામાં આવે છે કે તેમના ખુનીઓ કદી પણ પકડાતા નથી. દાખલા તરીકે, તા૦ ૨૯-૧૨-૧૯૨૧ ના 'બોમ્બે ક્રોનીકલ' માં જણાવ્યા પ્રમાણે મુંબઇની એક ગલીમાં તુરતનું જન્મેલું એક જીવતું બાળક પડેલું હતું. તેના માથાની ખોપરી ભાંગી નાંખેલી હતી. તેને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યું અને ત્યાં તે બિચારૂં બાળક મરી ગયું.

સદરહુ બાળકનો ખુની કોણ હતો તે માલુમ પડયું નથી અને વર્તમાન પત્રો વાંચનારાઓ જાણે છે તેમ, તેવા સેંકડો કેસોમાં ખુનીઓ કદી પણ પકડાતા નથી.

કુદરતીયાત વિધવાપણામાં ઘણા નિર્દય રીવાજને પરીણામે ઉપર પ્રમાણે બિચારાં બાળકોનાં ખુન વખતો વખત થયા કરે છે.

માટે જ્યારે કોઇ ખુની વિધવા પકડાય અને જો તેણીની ન્યાતના રીવાજને પરીણામે તેણીએ પોતાનાં બાળકનું ખુન કરેલું છે એવું સાબિત થાય તો તે બાઇને માત્ર જન્મની સજા કરવામાં આવે, અને તેણીની ન્યાતના લોકોને દશ હજાર રૂ. સુધી દંડ કરવામાં આવે તો તેને પરીણામે સદરહુ મહા પાપ જલદી નાબુદ થાય એવી મારી ખાત્રી છે, માટે મારી આ અરજી નામદાર વાઇસરોય ધ્યાનમાં લેવાની મહેરબાની કરે એવી મારી પ્રાર્થના છે.

આપનો સેવક,

લલ્લુશંકર લક્ષ્મીદાસ."

જુનાગઢ, તા૦ ૮-૧-૨૨.

---

* આ પત્ર મુંબઇ સમાચારમાં પ્રસિદ્ધ થયો હતો.

# થોડા વખતમાં બહાર પડશે.

# વાંચો અને વંચાવો.

# શું ?

જેમાં કામી પુરૂષો તેમજ સ્ત્રીઓ અંધ બની અનંગને તાબે કેવી રીતે થાય છે અને તે કેવાં અઘોર કૃત્યો કરે છે જેનો આબેહુબ ચિતાર તાદૃશ્ય થતાં, કમકમાટીથી તમારાં રૂવાં ઉભાં થશે; તેવીજ રીતે ખરા સ્નેહથી બંધાયલાં દૈવી યુગલોની કસોટી કેવા કફોડા અને બારીક સંજોગોમાં થાય છે તેનો આબેહુબ સચિત્ર દેખાવ આપેલો જોઇ શકશો. વળી વધુમાં આધ્યાત્મિક જ્ઞાન કેવા સંજોગોમાં ઉત્પન્ન થાય છે તે પણ તમો ચક્રવૃત્તિ અશોકની કારકિર્દિથી, તેમજ વીરરસની ઝમક ઝમકાવતા કુણાલની કાર્યકુશળતા અને શૃંગારરસમાં રચીપચી રહેલ તિષ્યરક્ષિકાની કામવાસના અને કટોકટીના પ્રસંગની કાર્યદક્ષતા એ રાધગુપ્તથી સારી રીતે સમજાશે જેથી અવશ્ય વાંચો અને વંચાવો.

# તિષ્ય-ગુપ્ત.

લખોઃ—

**શુકલ બ્રધર્સ.**

કાલબાટ લેન-મુંબાઇ નં. ૨.

॥ ॐ ॥

# અનંગવિષ

યાને

# અમૃતમય ઝહર

## પ્રથમ ખંડ. પ્રથમ પરિચ્છેદ.

### કલંકિત ફૂલ.



જીવન જ્યોતિ અપ્રાપ્ય, જગમાં જીવન જ્યોતિ અપ્રાપ્ય.
સુત વિત દારા, સહુ મળશે પણ (૨)
જીવન જ્યોતિ અપ્રાપ્ય.
કરી લેને તું કર્મ નીતિનાં (૨)
અવસર આ દુષ્પ્રાપ્ય— જગમાં.



‘નીતિ! રીતિ! પ્રીતિ! કોણે કહી એ? શું દુનિયા અનીતિથીજ ચાલે છે?”

જીવન જ્યોતિના લાભનો અમૂલ્ય લ્હાવો લેવા ઉપદેશતી કાલીમૈયાના ગાનને અડધેથીજ અટકાવતાં ગિરિબાલા બોલી ઉઠી. તાલ અને સુરથી મિષ્ટ લાગતા ગાનથી ડોલતું રમામંડળ ચોંકી ઉઠયું. સર્વની નજર ગિરિબાલા તરફ ખેંચાઇ. કાલીમૈયા શું પ્રત્યુત્તર આપે છે તે જાણવા બધાંનું મન ઉત્સુક બન્યું.

“કોણ કહે છે અનીતિથી ચાલે છે દુનિયા! બ્હેન! આ તો ઉપદેશ; મહાત્માનાં વચનો.”

ગિરિબાલા આ પ્રત્યુત્તરથી શાન્ત બેસે તેમ ન હતી. રમા-મંડળમાંની સર્વ રમણીઓમાં કોઇ લાલિત્યમાં વધતી હતી તો કોઇ જ્ઞાનમાં મસ્ત હતી; કોઇ વ્યવહાર પરાયણા હતી, તો કોઇ કર્ત્તવ્ય-પરાયણા હતી; કોઇ ઉદરપરાયણા હતી, તો કોઇ ઇન્દ્રિયતૃપ્તિમાંજ સર્વ સુખ સમજનારી હતી. આમ વિવિધ વૃત્તિપરાયણાઓમાં ફક્ત ગિરિબાળા અને નિર્મળબાળા બેજ સર્વથી જુદી પડતી હતી. પ્રથમ દ્રષ્ટિએ જોનાર તેમના મનની સ્થિતિ ઓળખી શકે તેમ હતુંજ નહિ. તેમના જીવનનો ઉંડો અભ્યાસ કરનારજ તેની ખરી સ્થિતિથી માહિત-ગાર થઇ શકે તેમ હતું.

ગિરિબાળા સરળહૃદયા, પતિપરાયણા, કર્ત્તવ્યનિષ્ઠા, વિદ્વાન અને બુદ્ધિમતી હતી. હમેશાં તેની વાતમાં કાંઇપણ નવિનતા અને વિશેષતા રહેતી. નિર્મળબાળા કાંઇક શાન્ત અને કાંઇક ઉદ્ધત હતી. તેનું હૃદય સીધું, ભોળું અને સાલસ હતું. વિદ્યા પ્રાપ્ત કરવા છતાં દીર્ઘ તર્કશક્તિ તેનામાં ન હતી. ષોડશવયસ્કા હોવા છતાં સંસા-રના પ્રપંચોથી કેવળ અજ્ઞાત હતી. સર્વને સરખાં અને સરળ હૃદયનાનાંજ તે માનતી પાત્રાપાત્રતાનો ભેદ સમજતી નહિ. કાલીમૈયા તેના તરફ જોઇને જાણે તેનેજ ઉદ્દેશીને ગાતી હોય, તેનાજ મુખનું, ક્હોને કે તેના હૃદયનું પાન કરતી હોય તેમ સ્થિર દ્રષ્ટિ રાખી, તેનું આકર્ષણ કરતી ગાતી હતી. નિર્મળબાળા પણ તે ગાનથી મુગ્ધ થઇ તેના તરફ પ્રેમથી જોઇ રહી હતી.

ગિરિબાળા કાંઇક તર્કશાળી હતી. સહજ વાતપરથી લાંબા લાંબા તર્ક દોડાવી તેનું પરિણામ–હેતુ જાણવાની તેનામાં સારી શક્તિ હતી. આખું રમામંડળ દર રવિવારે ગિરિબાળાની ગિરિકુટિરમાં ભેગું થતું છતાં સર્વ રમણીઓ તેના સમક્ષ વધુ બોલતાં કાંઇક ડરતી.

કાલીમૈયાને જોતાંજ ગિરિબાળાને તેના વિષે કાંઇક વ્હેમ ઉત્પન્ન થયો હતો. કાલીમૈયાનું ભરાઉ અંગ, માંસલ હાથ અને પગ, સુકોમળ ગોળ મોઢું, વિશાળ નેત્ર અને ધનુષ્ય–ન્યાય ભ્રકુટિ અત્યંત મોહક હતાં. વાણીમાં મીઠાશ હતી. પરન્તુ ખાસ અવલોકન કરનારને તેમાં કાંઇક કર્કશતા લાગતી. તેનું હલન ચલન આકર્ષક હતું; સર્વ રમામંડળ તેને જોતાંજ પ્રેમવશ બન્યું હતું; પરન્તુ ગિરિબાળાને તેના તરફ અભાવ ઉત્પન્ન થયો હતો. આ અભાવ શાને આભારી હતો તે તે પોતે પણ સમજી શકતી નહોતી.

કાલિમૈયાનાં નેત્રોમાં કાંઇક એવું સામર્થ્ય હતું કે સામાનું અંતઃકરણ તેની દ્રષ્ટિદ્વારા પારદર્શક થઇ જતું. તેની આ શક્તિ ગિરિબાળા જાણી ગઇ હતી. તે સાથે તેનાં વિશાળ નેત્રોમાં કાંઇક વિકારની, કાંઇક કાપટ્યની અને કાંઇક સ્વાર્થપરાયણતાની છાયા ગિરિબાળાની ચપળ દ્રષ્ટિથી છુપી શકી ન હતી. અંતરમાં કાળાશ પરન્તુ બહારથી ઉજ્વળતા બતાવનાર, આ કહેવાતી સાધ્વીના મુખમાંથી ઉપદેશના ઉદ્દગારો સાંભળતાં ગિરિબાળાનું હૃદય કાંઇક કંપી ઉઠયું અને તેથી તેનો અંતર્હેતુ જાણી લેવાની જીજ્ઞાસાથી ઉપર પ્રમાણે તેણે ગાન અટકાવી પ્રશ્ન કર્યો હતો. પ્રશ્નનો પ્રત્યુત્તર સાંભળી તેને સંતોષ ન થયો.

“કરોળીયાની જાળમાં ફસાયલી માખી બીજીને છોડવી શકે ખરી કે?” ગિરિબાળાએ પ્રશ્ન કર્યો.

“બીજીને ફસાતી બચાવી શકે.”

“કેવી રીતે?”

“પોતાના મૃત્યુ વેળાના ગણગણાટથી.”

“પણ તેનો અંતર્હેતુ જુદોજ હોય તો?”

કાલીમૈયા આ પ્રશ્નથી ચમકી; તેના મનમાં ભય ઉત્પન્ન થયો. તેનું મુખ મ્લાન થઇ ગયું. મુખપરના હાવભાવ બદલાવા લાગ્યા, તે સાથે તેના રંગમાં પણ પરિવર્તન થવા લાગ્યું. આમાં પણ ગિરિબાળાની તિક્ષ્ણ ભેદી દ્રષ્ટિએ કાંઇક નવિનતા જોઇ. કોમળ ગુલાબી ગાલપર ભયથી બદલાતા રંગની ફીકાશ ઉપર અમુક અમુક સ્થળે તેણે ગુલાબી રંગ અચળ જોયો. મુખ ઉપર આ કૃત્રિમ લગાડેલો રંગ તેની દ્રષ્ટિએ ઓળખાઇ આવ્યો. પોતાની શંકા સત્ય હોવાનો નિશ્ચય દ્રઢ થયો.

“મારામાં કેટલું જ્ઞાન? હું તો વૈષ્ણવી. ફકત કીર્ત્તન કરવામાંજ સમજું. કહો તો કીર્ત્તન ગાઉં, નહિં તો જાઉં.”

ગિરિબાળાને કાંઇક વિચાર આવતાં તે ત્યાંથી ચાલી ગઇ. જતાં જતાં બોલીઃ—

“ભલે! મા. રમામંડળને રાજી કર.”

ગિરિબાળાના જવાથી તેને અત્યંતાનંદ થયો. નિર્મળબાળા સામે જોઇ “શું ગાઉં?” એમ પ્રશ્ન કર્યો. નિર્મળ શું જવાબ આપે? બીજી રમણીઓમાંથી કોઇક પ્રેમ, શૃંગાર, ભક્તિ, નીતિ આદિ વિષયો ઉપર ગાવાનું કહેવા લાગી. નિર્મળ કાંઇજ બોલી નહિં.

“કહે! બાપુ! શું ગાઉં?” કાલીમૈયાએ ફરી પૂછ્યું.

“જે તમને ઠીક લાગે તે” નિર્મળે શરમાઇને પ્રત્યુત્તર આપ્યો.

"શું આટલી બધી શરમ મારા જેવી વૈષ્ણવી પાસે પણ રાખે છે! ભલે! અમને બીજું શું ગમે! અમે તો સૌ ઇશ્વરને સોંપ્યું છે—અમારા ગુરૂને સોંપ્યું છે. સાંભળઃ—

× × ×

"દુનિયાનાં જોને, કલંકિત ફૂલ.
દુનિયામાં જોને, કલંકનાં ફૂલ—
જોને કલંકનાં ફૂલ (૨)

× × ×

એકને એક કડી ઉથલાવી પલટાવી સાથે તાન મારતી હાથમાંની ખંજરી વગાડતી કાલીમૈયા બધાનાં અંતઃકરણ જીતવા લાગી.

× × ×

દુનિયાનાં જોને, હા. દુનિયાનાં જોને, કલંકિત ફૂલ—દુનિયા.
કોઇના કંઠે, કોઈના કરમાં (૨)
કોઇને હૈયે, કરે શૂલ.
હાં—જોતું—કોઇને હૈયે, કરે શૂલ.
એવાં જોને કલંકનાં ફૂલ.

× × ×

વારંવાર જાણે નિર્મળને ઉદ્દેશી ગાતી હોય તેમ ગાવા લાગી. આખું રમામંડળ વિસ્મિત ભાવે, વિકસિતનયને તેના ગાન, સૂર અને તાલથી મોહિત થઇ તેના સામે સ્તબ્ધ બની જોઇ રહ્યું.

× × ×

બ્હેની! જોને કલંકિત ફૂલ—દુનિયા.
કોઇને રસ દે, કોઇને વરે (૨)
કોઈનું હરે અણમૂલ.
હાં હાં તું જોને—કોઈનું હરે અણમૂલ
એવાં અલી! જોને કલંકનાં ફૂલ.
જરા અલી! જોને, કલંકિત ફૂલ—દુનિયા.

× × ×

ખંજરી ઉપર તાનપર તાન મારતાં છેલ્લી કડી પુરી કરી. આખું રમામંડળ એકે અવાજે તેની પ્રશંસા કરવા લાગ્યું. પરન્તુ નિર્મળબાળા કાંઇક ઉંડા વિચારમાં પડી ગઈ! તેને વિચારગ્રસ્ત જોઇ જાણે પોતાના ગાનની ધારેલી અસર થઇ હોય તેમ કાલીમૈયાનું મ્હોં મલક્યું; અને હવે તેને પોતાનો હૃદયભાવ જણાવવા યા કાંઇ ગુપ્ત વાત કરવા એકાન્ત શોધતી હોય તેમ આડું અવળું જોઇ ધીમેથી નિર્મળને કહ્યુંઃ—

"મારે પાણી પીવું છે, આપશો!"

"હા. લાવી આપું છું."

"પરન્તુ મારે હાથ મોઢું ધોવું છે. ચાલો, તમારી સાથેજ આવું."

આટલું કહી નિર્મળબાળાની પાછળ કાલીમૈયા પણ ચાલી. સહજ એકાન્ત મળતાં ત્યાં તે ઉભી અને નિર્મળને ત્યાંજ પાણી લાવવા જણાવ્યું. પાણી આવતાં હાથ ધોતાં તે બોલી:—

નિર્મળબાળા !........"

નિર્મળબાળાએ આ વૈષ્ણવીને કદી જોઇ ન હતી તેમ નામથી પણ ઓળખતી નહતી. આવી અપરિચિત વૈષ્ણવીને મોઢે પોતાનું નામ સાંભળી કાંઇક વિસ્મિત થઇ તેના સામું જોઇ રહી.

" નિર્મળબાળા ! તમે તમારી સાસુને કેમ મળતાં નથી ? તે બિચારી તમને મળવા કેટલી આતુર છે ! પણ કેટલાંક કારણોથી અહીં આવી શકતી નથી."

" નહિં. મારે મળવું નથી. તેનું વર્તન મને નીચું જોવડાવે છે."

" તે ખરૂં. પણ ગમે તેમ તોપણ તમારા સ્વામીની માતા. ગુપ-ચુપ આવીને મળી જાઓ, પણ તેના અંતઃકરણને તો શાન્તિ આપો. તમારા પતિ તર્કપ્રસાદના મરી ગયા પછી તે ઘણીજ દુઃખી થાય છે. ખાસ તમને મળવાના ઇરાદાથીજ તે અહીં આવી છે. અત્યાર સુધી તે ગુપ્તજ રહેતી હતી. હાલ પણ તે છુપી રીતે મારે ત્યાં આવીને રહી છે."

" બધું ખરૂં, પણ ગિરિબાળાની રજા સિવાય મારાથી અવાય નહિં. હું તેમને પૂછી જોઇશ."

" ના ના. તેમ ન કરતી. તેને કહેવાની કાંઇ જરૂર નથી. હુંજ તારી સાસુને તારી પાસે ગુપ્ત રીતે તેડી લાવીશ. આ વાત પેટમાંજ રાખજે."

કાલીમૈયાના મુખપર નિરાશાની છાયા જણાવા લાગી. તરતજ રમામંડળમાં તે પાછી આવી. સહજવાર ત્યાં થોભી અને પછી ગઇ. જતાં જતાં ધીમે સ્વરે ગાતી તથા પોતાની ખંજરી ઉપર તાન મારતી રમામંડળનું મન હરણ કરતી ગુંજાર કરતી ગઇ:—

" અલી ! લેને કલંકનાં ફૂલ હારે—અલી !—લેને—"

કાલીમૈયાના ગયા પછી રમામંડળમાં તેના વિષે અનેકાનેક ચર્ચા ચાલવા માંડી. કોઇ તેનાં વખાણ કરવા લાગ્યું તો કોઇ તેની ટીકા કરવા લાગ્યું. પરન્તુ તે કોણ હતી અને ક્યાં રહેતી હતી તે કોઇના જાણવામાં આવ્યું નહિં.

કાલીમૈયા ત્યાંથી નીકળી પોતાની ધુનમાંને ધુનમાં ચાલવા લાગી. કેટલેક સમયે તે એક વિશાળ મકાન પાસે આવી પહોંચી. આ મકાનની આજુબાજુ મોટો બગીચો આવેલો હતો. તે બગીચાને ચારે તરફ દરવાજા મૂકવામાં આવ્યા હતા. બગીચાની શોભાથી અંદરનો

બંગલો જે 'દેવેન્દ્ર વિહાર'ના નામથી ઓળખાતો હતો તે ઘણો સુશોભિત લાગતો હતો. કાલીમૈયા પાછળના દરવાજાથી કંપાઉન્ડમાં પેઠી; અને છુપાતી છુપાતી 'દેવેન્દ્ર વિહાર'માં દાખલ થઇ.

દેવેન્દ્ર વિહારની બાંધણી સાદી પણ રમ્ય હતી. સૌથી આગળ દિવાનખાનું હતું. તેની બે બાજુએ બે ઓરડીઓ હતી અને અંદરના ભાગમાં સ્ત્રીઓ માટે ખાસ ઓરડો હતો. ઉપરનો ભાગ પણ ઘણો સુસજ્જિત હતો. કાલીમૈયા દિવાનખાનામાં દાખલ થઇ. કોઇપણ નોકર વર્ગને ન જોતાં શાન્ત પગલે અખંડ કાચના બારણાવાળા કબાટ પાસે જઇ ધારી ધારીને પોતાના પ્રતિબિંબ સામે જોઇ રહી.

"મને ઓળખે એમ તો નથી, છતાં ગિરિબાળાએ શા ઉપરથી આટલા પ્રશ્નો પૂછ્યા? હશે, જોઇ લેવાશે."

આમ બોલતાં બોલતાં માથાનો અંબોડો છોડયો. પણ આ શું આશ્ચર્ય? માથાપરના બધા વાળ એકદમ સરી પડયા. કંચુકીની કસ છોડતાંજ રમણી રત્નની અપૂર્વ શોભા અને મદનને મસ્તીમાં લાવનાર તેનાં કુચ યુગલ પણ સરી પડયાં. સરી પડયાં? હા. સરી પડયાં; અને બારીકીથી જોનારને એમ પણ લાગે કે તે કૃત્રિમ-બનાવટી હતાં. સાડીનો છેડો અંગપરથી કાઢી નાખ્યો અને એક ક્ષણમાં કાલીમૈયા પુરૂષ રૂપમાં ફેરવાઈ ગઇ.

પોતાના કૃત્રિમ વેશમાં વિજય મેળવ્યો હોય તેમ તે વ્યક્તિ આનંદમાં આવી બબડવા લાગી:—

\+ × × ×

"કયાં છે કલંકનું ફૂલ, કહેને કયાં છે કલંકિત ફૂલ?
કહેને અલી? કયાં છે કલંકનું ફૂલ.
જોને આતો, એજ કલંકનું મૂળ (૨)
જરા અલી! જો કયાં કલંકિત ફૂલ–કહેને—૦

\+ + + ×



# દ્વિતીય પરિચ્છેદ.

## સર્વનાશ બીજ.



"નિર્મળ! નિર્મળ!! ત્હેં મારું સર્વ નાશ કર્યું. મને ક્યાં એવી બુદ્ધિ સુઝી કે તને આશ્રય આપવામાં મારા પતિને મેં સમ્મતિ આપી? અરેરે! જે એક વખત પોતાની ભગિની જેવો પ્રેમ તારા ઉપર રાખતા હતા, તેનાજ હૃદયપર તેં સામ્રાજ્ય ચલાવવા માંડયું?"

ગિરિકુટિરના પાછલા ભાગની બારીએ ખુરસીપર બેસી, હાથ બારી ઉપર રાખી, હથેલી ઉપર હડપચી ટેકવી ગિરિબાલા બેઠી હતી, તેનું હમેશનું પ્રફુલ્લિત વદન આજે શુષ્ક થઇ ગયું હતું. તેનાં પાણીદાર મોહક નેત્રોમાંથી પાણીના-આંસુના ધોધ વહેતા હતા; તેનો અંબોડો છુટી જવાથી કાળા વાળ હવામાં આમ તેમ ઝુલતા તેના શિરપર છાયા કરતા મણિધર માફક જણાતા હતા, અને તેની પરિચારિકા નાગકન્યાઓ માફક ખભાપર પડયા હતા; તેના મુખ ઉપરની લાલાશને બદલે ફીકાશ છવાઇ ગઇ હતી. નાજુક ઘાટદાર નાક ઉષ્ણુ શ્વાસોચ્છવાસથી ધ્રુજતું હતું. તેના મુખમાંથી અસ્ફુટ શબ્દો નીકળતા હતાઃ—

"ખરેખર! તારા જેવી કૃતઘ્ન આ સૃષ્ટિમાં બાગ્યેજ કોઇ સ્ત્રી હશે! અરે! તને નિરાધાર જાણી, તારી બાલ્યાવસ્થા જોઈ, તારૂં ભવિષ્ય સુધારવા, તને સુખી કરવા યત્ન કરનારના ઉપકારનો આ બદલો? દુશ્ચરિત્રા! પાપિણી! તર્કપ્રસાદને બદલે તારૂં કેમ મૃત્યુ ન થયું?"

આમ બબડતી જરા અટકી. વળી પાછી બબડવા લાગી. "નહિં, નહિં. હું એને અન્યાય આપું છું. હજી એનું વર્ત્તન દુષિત જોવામાં આવતું નથી, ફક્ત મારા પતિ—હા, માત્ર નરેન્દ્રનુંજ વર્ત્તન બદલાયલું જણાય છે. અરેરે! પહેલાં તે કેવા આનંદથી મારી સાથે વાર્તાલાપ કરતા? તેમનું મુખ કેવું હાસ્યમય જણાતું! તેમનું હૃદય કેવું પવિત્ર અને પ્રેમમય ભાસતું! હા-ધીમે ધીમે તે બદલાઇ ગયા. આનંદ ઉડી ગયો, હાસ્ય વિલાઇ ગયું અને પ્રેમ પલટાઇ ગયો. મારાથી પોતાની હૃદયવ્યથા છુપાવવા કેટલો પ્રયાસ કરે છે! મને ઓછું ન આવે માટે કેટલો કૃત્રિમ પ્રેમ બતાવવા જાય છે! પણ તે સર્વ જણાઇ આવે છે. કૃત્રિમતા છુપાતીજ નથી. આ સર્વ દોષ મારા ભાગ્યનોજ."

આમ વિચાર કરતાં થોડોક સમય ગયો હશે એટલામાં પ્રમદા નામની તેની દાસીએ ત્યાં પ્રવેશ કર્યો. ગિરિબાળાની સર્વ દાસીઓમાં પ્રમદા કાંઇક વધુ આનંદી અને વિનોદી હતી. વળી તે બાળવિધવા હતી તેથી સર્વ કોઈ તેનાપર વધુ પ્રેમ રાખતું. અમારે જણાવવું જોઇએ કે જો ચામડીના શ્વેતવર્ણમાંજ સૌંદર્ય સમાતું હોય તો તે પ્રમદામાં ન હતું; પણ તેનો શ્યામવર્ણો ઘટમદાર ચહેરો અને ભરાઉ અંગ હરકોઇને વિમોહિત કરવાને બસ હતાં. તેને જોઇ ગિરિબાળાને વળી નિર્મળના વિચાર સ્ફૂર્યા અને તેને પેલી કાલીમૈયાના વર્ત્તનપર કાંઇક શક ગયો. હજી કાલીમૈયા રમામંડળમાંજ બેઠી હતી.

"પ્રમદા ! તું પેલી કાલીમૈયાને ઓળખે છે કે ?"

"નાજી. મેં તો આજેજ પ્રથમ જોઇ."

"તે કોણ છે તેનો પત્તો કાઢી લાવીશ તો તને સારૂં ઇનામ આપીશ."

"ઇનામની જરૂર નથી. પણ તમારી આજ્ઞા છે તો જરૂર તપાસ કરીશ."

પ્રમદા ચાલી ગઇ, ગિરિબાળા એકલી પડી. તેને જરાપણ ચેન ન પડયું. આમ તેમ બગીચામાં જરા લટાર મારવાના વિચારથી તે બહાર નીકળી.

લગભગ સાયંકાળનો સમય થવા આવ્યો હતો. સૂર્યમુખી પુષ્પો ભાનુદેવના અસ્ત થવાના સમયને લીધે નિરાશ થઇ જતાં હોય તેમ નમી પડવાની તૈયારીમાં હતાં. આખા દિવસના તાપથી સહજ કરમાયલાં પરંતુ સૂર્યનાજ તાપથી વિકસવાના સ્વભાવવાળાં પુષ્પો સૂર્યાસ્તથી દીલગીર થતાં, પરંતુ જાણે સૂર્યદેવને રાજી રાખવાનો યત્ન કરતાં હોય તેમ સહજ ખીલેલાં જણાતાં હતાં. હરિયાળીભૂમિપર જળનો છંટકાવ મનોહરતા વધારી જાણે સૂર્યદેવનું આકર્ષણ કરતો હોય તેમ જણાવતો હતો, અને સૂર્યદેવ પણ આ વિશ્વરચનાના રમ્ય મનોહર દેખાવો ત્યજી દેવાનો સમય નજીક આવવાથી ખિન્ન થયા હોય તેમ પોતાનું પ્રચંડ તેજ ઓછું કરી નાખી નિરાશાથી રક્તવર્ણ થતા ક્ષિતિજપ્રતિ ગમન કરતા હતા. દ્રષ્ય ઘણુંજ રમ્ય. આ રમ્યતામાં વધારો કરવા ગિરિબાળા—અનુપમ સ્વરૂપા ગિરિબાળાએ ત્યાં પ્રવેશ કર્યો; પરન્તુ તેના મનથી આ રમ્ય સ્થળ તેને નિરસ લાગતું. સ્થળે સ્થળે તેને શોકનુંજ ભાન થતું. વિકસિત પુષ્પો તેને પોતાની હાંસી કરતાં જણાતાં. નિર્મળ જળના છંટકાવથી પ્રફુલ્લિત થએલી ભૂમિ તેના હ્રદયને તપ્ત કરતી

જણાતી. નિર્મળ મંદ પવન તેના હૃદયને મથી નાખતો. સર્વત્ર શોકજ તેનું દ્રવ્ય બની રહ્યો હતો.

ગિરિબાળાનું શરીર યંત્રવત્ ચાલતું હતું, જ્યારે તેનું હૃદય અન્યજ વિચારમાં ગ્રથિત હતું. બગીચાના મધ્ય ભાગના ફુવારા નજીક આવતાં તે સહજ અટકી. ઉડતાં જળબિન્દુઓ સામે જોઈ રહી. નરેન્દ્રસહ જળક્રિડા કરવાના પ્રસંગો સ્મૃતિપટમાં દોરાયા. હૃદય વિહ્વલ બન્યું. ક્ષણવાર સર્વ દુઃખ ભુલી જઇ, ગતસમયના પ્રસંગોનું ધ્યાન કરતાં મસ્ત બની, નરેન્દ્રની ગેરહાજરીનું ભાન પણ વિસરાયું અને જાણે નરેન્દ્રની સાથેજ જળક્રિડામગ્ન થતી હોય તેમ સાડી એક બાજુએ મૂકી, પોલકા અને ચણિયાસહ હોજમાં કુદી પડી. કુદતાં કુદતાં તેના મુખમાંથી અસ્ફુટ શબ્દો નીકળી પડયા.

"ત્યાગી મેં જગની માયા,
ઇચ્છું મમ પતિની છાયા. (૨)
આવો ઓ નરેન્દ્ર, ઓ નરેન્દ્ર, ઓ નરેન્દ્ર, વ્હાલા.!"

પ્રેમમસ્ત ગિરિબાળા આસપાસનું ભાન ભુલી ગઇ હતી. તેના મનથી તે ઉદ્યાન નિર્જન હતું, પરન્તુ એક વ્યક્તિ તેની આ પ્રેમઘેલછા નિહાળતી હતી. આ વ્યક્તિ કોઇજ નહિ પણ નરેન્દ્ર હતો. ગિરિબાળાને એકલી ઉદ્યાનમાં ફરતી જોઇ કાંઇક કુતૂહલપૂર્વક તે તેની પાછળ પાછળ છુપાતો ફરતો હતો. ગિરિબાળા હોજમાં કુદી ત્યારે તે છેક નજીક આવી પહોંચ્યો અને તેના મુખમાંથી નીકળતા અસ્ફુટ ઉચ્ચારો સાંભળતાંજ તેના હૃદયમાં તનમનાટ શરૂ થયો.

"ચાહું જેને, તે ન ચાહે મને ને,
ત્યાગું જેને, તેજ ચાહે મને રે!"

આમ બબડતો ગિરિબાળા તરફ સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યા. રૂપગર્વિતા ગિરિબાળાનું સૌંદર્યવિધાન જળમાં વિકસતા કમલસમાન પ્રફુલ્લિત જણાયું. જળથી ભીંજાયલાં જીર્ણ વસ્ત્રો તેના શરીર સાથે ચોંટી ગયાં હતાં. જળમાં વિહરતી મદમસ્ત હસ્તિણી માફક તરતી તે યુવતિને જોતાંજ નરેન્દ્ર મોહવશ થયો. ક્ષણ પૂર્વે તેના હૃદયમાં જે નિર્મળાના વિચારો સામ્રાજ્ય ચલાવતા હતા તે નષ્ટ થયા. ગિરિબાળાને નરેન્દ્રના વર્તનથી જે આઘાત થયો હતો તેથી તેનું ચિત્ત કાંઇક ભ્રમિત જેવું થઇ ગયું હતું. પતિપરાયણા પત્નિ, સન્નિપાતથી પિડાતા રોગીની માફક, ગમે તેમ લવતી હતી. જળમાં તરતાં કમળપત્ર સાથે તેના કેશ અથડાતાં—ભરાતાં કાંઇક ક્રોધવશ થઇ. એટલામાં નરેન્દ્રે એક પુષ્પ તોડી તેનાપર ફેંક્યું. ભ્રમિતચિત્તા

ગિરિબાળાને લાગ્યું કે નરેન્દ્રજ તેના કેશ ખેંચે છે. તે પાછું જોયા વિનાજ ગાવા લાગી:—

"જાન વ્હાલા! આમ શાને સતાવે?
આશા આપી આમ શાને રીબાવે?
વિદ્યુત્ વેગે પૂઠ શાને ધરે છે?
ઘાતી થઇને પ્રેમ શાનો કરે છે?"

આમ બોલતાં કેશ સંભાળવા લાગી. પણ એટલામાં નરેન્દ્રે ફેંકેલું પુષ્પ તેના હાથમાં આવ્યું.

"આવ્યું શું તું કંથના હસ્તમાંથી?
લાવ્યું શું તું પ્રેમના પંથમાંથી?
કહેને કયાં છે વ્હાલુડો પ્રેમઘેલો?—"

ગિરિબાળા આગળ બોલે તે પહેલાં તો નરેન્દ્ર હોજમાં કુદી પડનો બોલ્યો:—

"સરતો આ જો પ્રેમમાં પ્રેમવ્હીલો."

અચાનક પતિના આવા પ્રેમમય શબ્દ સાંભળતાં ગિરિબાળા ચમકી. નરેન્દ્રને ઓળખ્યો. હૃદય સાથે શરીર પણ ભેટયાં. સાયંકાલે ગૃહપ્રતિ ગમન કરતાં પંખીઓએ કિલબિલાટથી દંપતીને વધાવ્યાં. મયૂર ટહૂકયો. કોયલે કોઇ વખત "કુહુઉઉઉ" તો કોઇ વખત "ઉહું-ઉઉઉ" શબ્દોચ્ચારે તેમનો હૃદયભાવ જણાવ્યો.

"હા—શ. આજ શાન્તિ વળી" ગિરિબાળા નરેન્દ્રની પાસે લપાતાં બોલી. નરેન્દ્ર મૌનજ રહ્યો. ગિરિબાળા તેનો હાથ પકડી, હોજના મધ્ય ભાગમાંથી ઉડતા ફુવારા નીચે જઇ બેઠી. શું બોલવું તે નરેન્દ્ર ન સમજી શકયો. ગિરિબાળાએ શરૂઆત કરી:—

"વ્હાલા! વિદ્વાનો કહે છે કે ભવ્ય પ્રાસાદો કરતાં નાની પર્ણ-કુટિમાં અત્યંત સુખ અને શાન્તિ મળે છે તે ખરૂં હશે?"

"પ્રાસાદના જેવું સુખ પર્ણકુટિમાં તે મળે?"

"કેમ ન મળે?"

"પ્રાસાદ તે પ્રાસાદ. તેની શોભા અને રચનાજ મનોહર."

"જે સાધનોથી સુખ અને શાન્તિ મળે તેવાં સાધનો પર્ણ-કુટિમાં હોય તો?"

"તો પણ શું? પ્રાસાદજ મનોહર. તેનો દેખાવ શો સરસ લાગે!"

"ત્યારે તો એમ કહોને કે દેખાવજ પ્રિય લાગે. આપને શું ગમે? પ્રાસાદ કે પર્ણકુટિ?"

"પ્રાસાદ."

"હા–ખરેખર, પ્રાસાદ." ગિરિબાળાએ નરેન્દ્રનો હાથ છોડી દીધો. તેના હૃદયમાં અત્યંત દુઃખ થયું. પોતાના મન સાથે બબડી. "ખરેખર. મારી શંકા સત્ય છે. બહારના રૂપગુણે મોહાનાર અંતરનો પ્રેમ શી રીતે જાણી શકે? નિર્મળાના ખિલતા યૌવન સૌંદર્યથી તે મોહિત છે. માત્ર બહારના દેખાવેજ લોભાય છે. મારૂં કર્મ—"

ગિરિબાળાએ પાણીમાં પડતું નાખ્યું. પણ હોજમાં પાણી થોડું હોવાથી તરતજ પાછી ઉપર આવી. નરેન્દ્રે તેનો હાથ પકડ્યો.

"ગિરિ! ચાલ—કુટિરમાં."

"ના."

"કેમ? તને અહીં બહુ ગમે છે?"

"હા. મને પ્રાસાદ નથી ગમતો. તમે જાઓ. તમને આનંદ થાય તેમ કરો. મારૂં સુખ નષ્ટ થયું છે. નરેન્દ્ર! હું સમજું છું. પણ તમે સુખી થશો એટલુંજ મારે માટે બસ છે."

નરેન્દ્રે આજ સુધી નિર્મળા માટે પોતાના અંતરમાં પોષેલો પ્રેમ કોઇને–નિર્મળાને પણ જણાવા દીધો નહતો. ગિરિબાળાના આ કટાક્ષથી તે સમજ્યો કે ગિરિબાળા તેનું અંતઃકરણ વાંચી ગઇ હતી. અપરાધીની માફક તે ઉઠયો અને વિનિત મસ્તકે કુટિર તરફ ચાલ્યો ગયો. ગિરિબાળા એકલી પડી. સાયંકાલ પણ વીતી ગયો. રાત્રિનું સામ્રાજ્ય પ્રસરવા લાગ્યું. નિશાનાથનાં શાન્ત કિરણો સૃષ્ટિને શૃંગારવા લાગ્યાં. ભીંજાયેલાં વસ્ત્રે ગિરિબાળા હોજની કિનારીપર સૂતી અને જાણે ચંદ્રલોકમાં પહોંચવાની સીડી રચતી હોય તેમ નિશાપતિ ચંદ્રનાં કિરણોને એકત્ર કરી પોતાનાં વિશાળ નેત્રોમાં ભરવા લાગી. ગિરિનાં નેત્ર અને નિશાપતિ વચ્ચે તેજનો તાર સધાયો. તેજ તાર-દ્વારા પ્રત્યુત્તર થતા હોય તેમ ભાસવા લાગ્યું. ગિરિબાળા નિશ્ચેષ્ટ બની. ક્ષણ પછી ધીમે ધીમે તેના હોઠ હાલવા લાગ્યા.

"હશે શું ધર્મના બંધો બિચારી બાલિકા માટે?
લખ્યું શું મૌન રહેવાનું બિચારી બાલિકા માટે!
હશે શું મુક્તદ્વારો, આ હૃદય–વિદ્રોહીઓ માટે!
કહેને ચંદ્ર નિર્મ્યું શું અભાગી આ ગિરિ માટે!"

વળી ઉઠી, ઉભી થઇ, ચંદ્રના સામું ક્ષણવાર જોઇ રહી. પાણી-માં પ્રવેશી કુમુદ પુષ્પને હાથમાં લઇ બોલીઃ—

"બિચારી આ કુમુદિની! જો સદા તુજ પ્રેમની ભૂખી,
દિવાકરની પ્રભા હોતાં સદાએ એ થતી સુખી;
છતાં તું દિવ્ય તુજ જ્યોતિ પ્રસારે વિશ્વ આખામાં,
ચહે, ચાહે ન ચાહે તોય વિહરે વિશ્વ આખામાં.

ખરેખર! પ્રેમશાસ્ત્ર તો નરો સૌ છે સદા ધાતી,
બિચારી રંક બાળાઓ ફસાઈ રોજ ચીબાતી;
કહેને સત્ય આમાં શું? કહે કાં મૌન તું ધારે?
કહેને ઇન્દુ એ ભુંડા! પ્રણયમાં વિષ કાં ભારે?"

ચંદ્રકુમુદિનિને ચુમતાં તેણે આગળ ચલાવ્યું:—

"જો જે આલી! ભ્રમિત હૃદયે ચંદ્રને ચાહતી તું,
હૈયું ચીરી, લવણ ભરશે પ્રેમ ઘેલી થતાં તું;
મીઠું મીઠું પ્રથમ વદશે, વાહીને પ્રિય થાશે,
ધીમે ધીમે સ્વરૂપ ઘટતાં, ત્યાગીને તેહ જાશે."

માનવામાં ન આવતું હોય તો મ્હારોજ દાખલો લેને—મ્હારો—હા. હા. મ્હારોજ—મ્હારો નરેન્દ્ર! હેં?......કોણ બોલ્યું?......હા. હા. એ તો એજ. આવું છું. આ...આવી."

ગિરિબાળા પવનથી થતા અવાજને કોઇ બોલવાનો ભણકાર સમજી ઉતાવળે પગે કુટિરમાં ગઇ. સાડી ત્યાંજ ભૂલી. બિચારીને ખબર નહતી કે તેની આ વિસ્મૃતિજ તેના: સર્વનાશનું બીજ હતું. તેના મગજમાં તો અત્યારે "નરેન્દ્ર—નર-ઇન્દ્ર"જ ભમ્યા કરતો હતો.

---

## તૃતીય પરિચ્છેદ.



### અનાથિની.



પ્રિય પાઠક! ગિરિબાળાની ઉપકૃત થયેલી નિર્મળા કોણ તે જાણવું આવશ્યક છે.

તાપહારિણી પવિત્ર નર્મદા નદીને તીરે ગોવિંદપૂર નામે ગામ હતું. ગોવિંદપૂર ઘણુંજ નાનું વસ્તી પણ સાધારણ; પરંતુ નિર્મળસલીલા નર્મદાના તીરપર આવેલું હોવાથી ઘણુંજ રમ્ય. ગોવિંદપૂરથી થોડાક ગાઉ ઉપર દેવગઢ આવ્યું હતું. દેવગઢ પણ નર્મદાના પવિત્ર તટેજ હતું. દેવગઢથી ગોવિંદપૂર તેમજ રમ્યનગર નર્મદા રસ્તે હોડીમાંજ જવાતું હતું. અર્વાચિન સુધારાની શરૂઆતનો તે સમય હતો. છતાં પ્રાચીન વિચારોનું પ્રાબલ્ય ઓછું થયું ન હતું. નરેન્દ્ર દેવગઢમાં રહેતો. તેનો પિતા પોતાની પાછળ ઘણીજ મોટી જાગીર મૂકી ગયો હતો. તેની મોટી આવક તથા નરેન્દ્ર અને નરેન્દ્રના પિતાના સુશીલ, પરોપકારી અને પવિત્ર સ્વભાવને

લીધે આખા દેવગઢમાં તેનું ઘણુંજ માન હતું. સર્વ નગરજન તેમની આમન્યા રાખતાં. નરેન્દ્રની પત્નિનું નામ ગિરિબાળા હતું. તે ઘણીજ પવિત્ર અને સરળ હૃદયની હતી. પતિપત્નિમાં અત્યંત પ્રેમ હતો. ગિરિબાળા પોતાનું જીવન નરેન્દ્રજ સમજતી. તેમ નરેન્દ્ર પણુ ખાસ અંતઃકરણથી તેને ચ્હાતો. બન્ને જણુ અત્યંત આનંદમાં જીવન ગાળતાં.

"વ્હાલા! હાલ તોફાનના દિવસોમાં રમ્યનગર જવાનું મુલ્તવી રાખો તો ન ચાલે?" ગિરિબાળાએ નરેન્દ્રના પગ આગળ બેસતાં પૂછયું.

"તું જાણે છે ગિરિ! કે સરકારી કામમાં ઢીલ ન કરવી જોઇએ. હજી તોફાનના દિવસને વાર છે—હું ત્રણ ચાર દિવસમાં તો પાછો આવીશ. આટલા ચાર દિવસ પણુ તારાથી એકલું નહિ રહેવાય?"

ગિરિબાળાના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં.

"એટલામાં શું મુંઝાય છે, વ્હાલી! તારૂં હૃદય હું જાણું છું. પણુ નિરૂપાય. ગયા વિના ચાલે તેમજ નથી. હું જલ્દીજ આવીશ. શાન્ત થા." ગિરિબાળાને પોતાના ઉત્સંગપર બેસાડી ચુંબન લેતાં નરેન્દ્ર બોલ્યો.

"અમારા મનનું દુઃખ તમે શી રીતે સમજી શકો?" વ્હાલાને ગળે વળગતાં ગિરિબાળા બોલી.

"તો તું મારી સાથે ચાલ. કુસુમ બ્હેનને ત્યાં તું બે દિવસ રોકાઇશ એટલામાં તો હું આવી પહોંચીશ."

"ના. ના. એમ તો બ્હેન હાંસી કરે."

"ત્યારે હવે બીજો શો ઉપાય?" નમ્રવદને નરેન્દ્રે પૂછયું.

"ભલે! જાઓ. પણુ વહેલા આવજો."

જવાની તૈયારીઓ થવા લાગી. નરેન્દ્ર નીકળ્યો. ગિરિબાળા "માર્ગમાં સંભાળજો" માત્ર એટલાજ શબ્દો બોલી શકી. નરેન્દ્ર હોડીમાં બેઠો. ખારવાઓ સિવાય ફકત તેની સાથે પોતાનો એક નોકરજ હતો, પ્રથમ તો હોડી બે દિવસ નિર્વિઘ્ન ચાલી, પણુ ત્રીજે દિવસે તોફાન શરૂ થયું.

મંદમંદ વહેતા પવને જરા રૌદ્રરૂપ ધારણુ કર્યું. નિર્મળ જળના શાન્ત તરંગો અત્યંત જોસથી ઉછળવા લાગ્યા. જળમાંના વમળ અને ભમરાઓ હોડીને ચકડોળે ચઢાવવા લાગ્યા. ખારવાઓ કાંઇક ગભરાયા, પરંતુ ટંડેલે તરતજ શાન્તિથી ધીરજ રાખવા જણુાવ્યું. મુશ્કેલીથી હોડીને કિનારા તરફ આણી.

ગોવિન્દપૂરના કિનારાપર આ વખતે સ્ત્રીઓની આવ જા વિશેષ હતી. કોઇ પાણી ભરી ઘેર જતી હતી તો કોઇ હાથમાં ખાલી વાસણ લઇ મલકાતે મુખે સખીઓ સાથે વાતો કરતી આવતી હતી. કોઇ ઉભી ઉભી પોતાની સાસુના ત્રાસની વાતો કરતી, તો કોઇ નણંદનો જુલમ જણાવતી હતી અને કોઇ વાસણ માંજતી હતી. કોઇ વસ્ત્રો ધોતી હતી. કોઇ ન્હાતી હતી. કોઇ માથું ચોળતી હતી. કોઇ બાળકને નવડાવતી હતી. કોઇ કોઇ તો વળી ઘુંટણ સુધીનાં પાણીમાં ઉભી ઉભી દેગડા ભરતાં સખીઓ સાથે પોતાના પતિના પ્રેમની વાતો કરતી હતી, તો કોઇ બાળલગ્ન યા વૃદ્ધલગ્નથી દુઃખિત બાળા પોતાના દુઃખને રડતી હતી. યૌવનમાં મસ્ત કોઇ બાળા એક બીજીને અડપલાં કરતી હતી, તો વળી કોઇ પાણી તથા રેતીથી તેનો પ્રત્યુત્તર વાળતી હતી. કોઇ યુવામસ્ત બાળા જળવિહાર કરતી હતી. શરીરના મદમાતા અવયવોથી મલકાઇ પાણી ઉછાળતી હતી, તો બીજી તેજ વખતે ધીમેથી તેની મશ્કરી કરવા પણ ચુકતી નહિ. કોઇ ઉચ્છૃંખલ બાળાઓ તો પતિપત્નિની માફક એક બીજાને કહે વળગી જળક્રિડા કરતી. કોઇ વળી પોતાના પતિના પ્રથમ સમાગમની વાત પોતાની સખીને એકાન્તમાં લઇ જઇ કહેતી હતી. એક બાજુએ આમ ગ્રામ્ય સ્ત્રીઓ પોતાને મનગમતી રીતે વિહાર કરતી હતી, ત્યારે બીજી બાજુએ કેટલાક ગોવાળો ઢોરને પાણી પાતા હતા. ગાયો ભેંસો જાણે આ યુવતીઓની જળક્રિડાથી મુગ્ધ બની હોય તેમ જળમાં આખા દિવસનો તાપ શાન્ત કરવા મદમસ્ત મગરમચ્છની માફક પડી હતી. કોઇ વળી આનંદમાં આવી જઇ આમથી તેમ કુદાકુદ કરી રહી હતી. ગોવાળો અને ગોવાલિનીઓ તેમને લાંબા સાદે સંબોધતાં હતાં. તેમનામાં પણ પરસ્પર વિનોદ ચાલી રહ્યો હતો. ગરીબ જાતિમાં શ્રીમંતો કરતાં પણ શુદ્ધ પ્રેમ હોવાનું પ્રતિપાદિત કરતાં હોય તેવાં શુદ્ધ પ્રેમમય દ્રશ્યો જણાતાં હતાં.

આ વખતેજ તોફાનની શરૂઆત થઇ હતી અને નરેન્દ્રની હોડી ગોવિંદપૂરના આ રમ્ય કિનારા આગળ આવી હતી. નરેન્દ્ર ઉતર્યો; પરંતુ ક્યાં જવું તે ન સમજાયું. ક્ષણેકવાર તો આ ગ્રામ્ય યુવતીઓ અને બાલિકાઓનો વિનોદ જોતો ઉભો રહ્યો. રૂપગર્વિતા, મસ્તયૌવના, મુગ્ધનવોઢા વિગેરેના વિહાર નિરખતો પવિત્ર હૃદયનો નરેન્દ્ર ક્ષણ દિગ્મૂઢ ઉભો.

સૌંદર્ય, અને તેમાં પણ મસ્તયૌવનાનું સૌંદર્ય મનુષ્યને મૂઢ બનાવી દે છે. સામાન્ય રીતે એક નિર્દોષ બાળકના મુખપર હસતું સૌંદર્ય પણ

મોહ પમાડેછે. છતાં જ્યારે તેજ બાળક યૌવનોદ્યાનમાં હીલ્લોળે છે ત્યારે તેના પ્રતિ માત્ર દ્રષ્ટિપાત કરનાર પણ તેની દ્રષ્ટિના હિલ્લોળે ચઢેછે. યૌવનમસ્તા તે સમયે તો પોતાના નવિન યૌવનની અનુપમ લહેરમાં તરતી હોવાથી, હસિતવદના થવા સાથે એક પ્રકારના ગુપ્ત આનંદમાં લીન રહે છે; અને તે આનંદ તેનાં પ્રત્યેક અંગમાંથી બહાર નીકળતો હોય તેમ પ્રત્યેક અવયવ સ્ફુરાયમાન અને ઉત્તિર્ણ થાય છે. યૌવનપ્રાપ્તિ સ્ત્રીજનની મુગ્ધતામાં વધારો કરે છે અને એ મુગ્ધ ભાવ-એ શરમાળપણું પ્રેક્ષકનું મન હરેછે. નરેન્દ્રને આવી સ્થિતિનો અનુભવ ગિરિબાલાના પ્રથમ સમાગમે થયો હતો અને આ ક્ષણે તે યાદ આવ્યો-સ્મૃતિપટમાં તાજો થયો. તે સમયની ગિરિબાલાની મુગ્ધતા, પતિરંજીતા હોવા છતાં પ્રેમચેષ્ટાની આનાકાની, મોહક મૌન, વિયોગે વિવ્હલતા એ સર્વ તેની દ્રષ્ટિ સમીપ ખડું થયું. તે સમયનો આનંદ તેનાં અંગોમાં સ્ફુરવા લાગ્યો. હૃદયમાં તનમનાટ શરૂ થયો. બળાત્કારે બીજી દિશાપ્રતિ વાળવા છતાં દ્રષ્ટિ હઠીલી બની અને આવી મસ્તયૌવના નવોઢા પ્રતિજ ચોટી રહી. પોતાની હોડી કિનારે પડી છે, મનુષ્યો રાહ જુએ છે, ગામમાં ઉતરવાનું સ્થાન ખોળવાનું છે, નદીમાં તોફાન છે, તે સર્વ બીના—ચિંતા તેના હૃદયમાંથી ખસી ગઇ અને હૃદય તોફાને ચઢ્યું. અત્યાર સુધી પવિત્ર મનાતો નરેન્દ્ર અત્યારે અપવિત્ર વિચારોને પોષવા લાગ્યો. ક્ષણમાં એક તો ક્ષણમાં બીજી બાળાના અંગો અવયવો પ્રતિ દ્રષ્ટિ ફેંકવા લાગ્યો. જે પવિત્રતાનું અભિમાન તે મનમાં રાખતો હતો તે યાદ આવતાં, ત્યાં ન ઉભા રહેવા તથા પરસ્ત્રી તેમજ કન્યા તરફ આવા વિકાર ભાવનો દ્રષ્ટિપાત ન કરવાનો નિશ્ચય કર્યો; પણ તે ક્ષણને માટેજ. તેનાં હઠીલાં નેત્રો મદન જ્વાળાથી બળવા લાગ્યાં. શરીર જડવત્ બની ત્યાંજ ચોટી ગયું. નરેન્દ્ર—અદ્યાપિ પર્યંત પવિત્રતાનું અભિમાન ધરાવનાર નરેન્દ્ર, ગિરિબાળાનો વિશ્વાસઘાતી—અરે! હૃદયઘાતી બન્યો; તેનું હૃદય ભ્રષ્ટ થયું; તેનું જીવન ભ્રષ્ટ થયું.

એક તેર વર્ષની અસ્ફુટયૌવના બાળાપર તેની દ્રષ્ટિ સ્થિર થઈ. બાળાએ ચણીઓ અને પોલકું પહેર્યું હતું. માથાના વાળ ઓળ્યા વિનાના, તેના મનોહર નિર્દોષ હાસ્યપૂર્ણ વદનપર આમ તેમ ઉડતા હતા. હાથમાં નાની ઘડુલી હતી. સુંદર ગૌરવર્ણના શરીરપર ફુટી નીકળતાં યુવા ચિન્હો, રમ્ય મોહક નયનો, નિર્દોષ હાસ્ય, નિર્મળ હૃદય અને મંદ ચાલ નરેન્દ્રના બળતા હૃદયને આકર્ષવા બસ હતાં. આ

બાળા તેજ નિર્મળા. નિર્મળા પોતાની સખી માલતી સાથે વિનોદ કરતી ઘર તરફ જતી હતી. નરેન્દ્ર પણ હેતુ વિના તેની પાછળ દોરાયો-ખેંચાયો. આગળ આગળ બાલિકા અને પાછળ ગુપચુપ નરેન્દ્ર એમ આ ત્રિપુટી ચાલવા લાગી. સૌંદર્યમૂર્ત્તિ ગજગામિની બાળાની પીઠ નરેન્દ્ર તરફ થઇ; નરેન્દ્ર તેનાં મુખ દર્શનથી વિમુખ થયો. તેની આતુર દ્રષ્ટિ આમ તેમ દર્શન લાલસાએ ફરવા લાગી, પણ અફળ. છેવટે તેનાં અન્ય અંગો નિરખવાનો મોહ થયો. ક્ષણમાં શ્રમથી રક્તવર્ણું થયેલી કોમળ પાની તરફ તો ક્ષણમાં કાળા સર્પ સમાન કેશ તરફ દ્રષ્ટિ ઘુમવા લાગી. ક્ષણમાં, ભરાઉ શરીરને લીધે લચી પડતી કમર અને નિતંબ તરફ દ્રષ્ટિ સ્થિર થતી. એક વસ્તુ પર સહજ પ્રેમ થતાં તેના દોષમાં પણ પ્રેમજ ઉભરાય છે, તેમ નિર્મળા પ્રતિ પ્રેમ ઉદ્દભવતાં તેનાં પ્રત્યેક અંગ તરફ મોહ ઉત્પન્ન થયો. દર્શનમાંથી શ્રવણ પર લાલસા થઇ. તેના મિષ્ટ મધુર કંઠથી સરતાં અમૃતવચનો ઝીલી લેવા તે ઉત્કંઠિત થયો. જરા ઝડપ કરી તેમની નજદિક આવ્યો.

"ત્યારે શું તે તને તેડવા આવ્યો છે ?" નિર્મળાનો મૃદુસ્વર તેના કર્ણપટપર અથડાયો.

"હા અને મારે પરમ દિવસે જવું પડશે. આપણે હવે થોડો વખત છુટાં પડીશું." માલતીએ પ્રત્યુત્તર આપ્યો.

"ન જાય તો ન ચાલે ? વળી સાસરામાં શું વિશેષ ? આહા ! હું તો પરણીશ પણ નહિ અને સાસરે જઇશ પણ નહિ. મારા પિતા, કેવા ભલા છે ! આટલા માંદા છે છતાં કેવા માયાળુ છે ! લોકો કહે છે કે સાસરામાં તો સાસુ અને નણંદ દુઃખ દે."

"એ તો બ્હેન ! તારી બા નથી તેથી તું એમ કહે છે; કારણ સાસરૂં એ શું એ તને કોણ સમજાવે ?"

નરેન્દ્ર—વિમોહિત નરેન્દ્ર હસ્યો. નિર્મળાની બાલિશતા અને નિર્દોષતા ઉપર તે વધુ મોહાયો.

"સાસરામાં જેની સાથે આપણું લગ્ન થયું હોય છે તેને માટે—તેના પ્રેમને માટે આપણે બધું સહન કરવું પડે છે." માલતી આગળ બોલી.

"તેં તેનો પ્રેમ મેળવ્યો છે કે ? વળી એ પ્રેમ તે કેવો હશે ?—"

નરેન્દ્રના મનમાં વિચારોનું, પ્રેમનું અને પૂર્વ સંસ્કારનું તુમુલ યુદ્ધ ચાલ્યું. તેને એમ થયું કે જાણે પોતે હમણાંજ પ્રત્યક્ષ થઇ પ્રેમની વિશેષતા બતાવે; પરંતુ તે અટક્યો અને વળી આગળ સાંભળવા લાગ્યો.

"મા બાપના કરતાં વિશેષ નહિંજને !"

ખરેખર! નિર્દોષ બાળાનાં આ વચનો સત્યજ હતાં. સૃષ્ટિમાં પ્રેમ-સ્નેહ-વાત્સલ્ય ગમે તે નામે ઓળખો, પરંતુ માતા પિતાના વિશુદ્ધ, પવિત્ર, નિર્મળ પ્રેમ આગળ અન્ય સર્વ ઝાંખાજ પડી જાય છે. પરંતુ તેજ પળે એમ પણ કેહેવુંજ પડશે કે પતિ પત્નિનો દૈવી વિશુદ્ધ પ્રેમ પણ શ્રેષ્ઠજ છે. પ્રિય પાઠક! આથી વિમાસણમાં ન પડતો. પરંતુ એટલુંજ સમજજે કે સર્વ પ્રેમ પોતાના સ્થાને, પોતાની મર્યાદામાં શ્રેષ્ઠજ હોય છે.

"એ પ્રેમમાં શી વિશેષતા છે તે તું અત્યારે નહિ સમજે." માલતીએ મુગ્ધ ભાવે હસ્તાં પ્રત્યુત્તર આપ્યો, "જ્યારે પતિની સોડમાં ભરાઇશ ત્યારે સમજાશે."

"મારે તો લગ્નજ નથી કરવું ને! મારા પિતાની સેવા કરીશ એજ બસ છે."

બિચારી નિર્મળાને ક્યાં ખબર હતી કે પ્રાતઃકાળેજ તે આ દુનિયામાં કેવી રખડતી થવાની છે!

"માલતી! કાલે સવારે મારે ત્યાં આવજે. હુ પેલી બીજી પુષ્પ માળાથી તારી વેણી બાંધીશ."

બન્ને બાળાઓ છુટી પડી. હાથમાંની ધડુલી કમ્મરે મૂકી મંદમંદ પગલાં ભરતી નિર્મળા પોતાના ઘર તરફ વળી. નરેન્દ્ર પણ તેની પાછળ પાછળજ ગયો. હજી સુધી નિર્મળાની દ્રષ્ટિ નરેન્દ્ર તરફ વળીજ ન હતી.

નિર્મળા એક નાના સરખા, જીર્ણ થઇ ગયેલા બેઠા ઘાટના ઘરમાં પેઠી. નરેન્દ્ર બહારજ ઉભો. આ ઘર ઘણુંજ જીર્ણ થઇ ગયું હતું; ભિંતોમાં ગાબડાં પડયા હતાં; છાપરામાં મોટાં મોટાં છિદ્રો દેખાડી આપતાં હતાં કે તે પણ સડી ગયું છે. નીચેની જમીન પણ ઉખડી ગઇ હતી. ઘરમાં રાચરચીલું બીલકુલ જણાતું ન હતુ. અંદર ઓરડા વિગેરે ન હતા, ફક્ત એકજ મોટો ઓરડો હતો. તેમાંજ એક બાજુએ માટીનાં વાસણ પડયાં હતાં. તેની પાસેજ માટીનાં બે ત્રણેક માટલાં અને એક બે ઘડા પડયા હતા. બીજા એક ખૂણામાં રંગબેરંગી થોડાંક પુષ્પો, પુષ્પમાળાઓ, વેણીઓ વિગેરે પડયું હતું. ત્રીજી બાજુના ખૂણામાં એક જુનો ખખડી ગયેલો ખાટલો પડયો હતો. તેમાં મેલી ફાટીતુટી એક ગોદડી ઉપર એક વૃદ્ધ પુરૂષ સુતો હતો. આ મનુષ્યજ નિર્મળાનો પિતા.

અત્યાર સુધીમાં તોફાને ઘણુંજ ભયંકર રૂપ પકડયું હતું. નરેન્દ્રના આ દુષિત પગલાથી જાણે દુનિયાનો પ્રલય ઇચ્છતો હોય તેમ વાવાઝોડાનો ભયંકર પવન સુસવાટ કરવા લાગ્યો. ચારે તરફ વિદ્યુતના ચમકાર થવા લાગ્યા. વર્ષાદ પણ મુશળધારે તુટી પડયો. રસ્તા-પરનાં એકલવાયાં ઝાડો જમીનપર તુટી પડવા લાગ્યાં. નાનાં નાનાં ઝુંપડાંઓ પવનના તોફાનમાં ઉડી જવા લાગ્યાં. સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો. નરેન્દ્રને પણ હવે આશ્રયસ્થાન ખોળવાની જરૂર પડી. અત્યાર સુધી છુપાઇ રહી ચિકિત્સા જોનાર-ગુપ્ત રહી મનના સંકલ્પ વિકલ્પોમાં મસ્ત રહેલા નરેન્દ્રે નિર્મળાનાજ મકાનમાં આશ્રય મેળવવા નિશ્ચય કર્યો.

નિર્મળાએ ઘરમાં દાખલ થઇ વૃદ્ધ પિતા તરફ નજર કરી પણ તેનાં નેત્રો બંધ હતાં. ધડુલી એક બાજુએ મૂકી બાળા પુષ્પના ઢગલા તરફ ગઇ, બે ત્રણ માળા ઉપાડી હાથમાં લીધી. એક કંઠમાં, એક અંબોડા ઉપર, એક હાથે, એમ તેનો ઉપયોગ કર્યો. અંધારૂં થવાથી દિપક સળગાવ્યો.

પરંતુ તે દિપક પણ જાણે દુષિતહૃદયી નરેન્દ્રનું મુખ જોવા ન ઇચ્છતો હોય તેમ તેલના અભાવે મંદ પ્રકાશ આપવા લાગ્યો. આ પ્રકાશ એટલો મંદ હતો કે નિર્મળા પણ ભાગ્યેજ પોતાના પિતાનું મુખ જોઇ શકતી હશે. નિર્મળા પાછી તેના પિતાના ખાટલા પાસે આવી. “બાપુ! બાપુ!” કહી બેચાર વખત બૂમ પાડી, પણ જવાબ ન મળ્યો. માત્ર તે વૃદ્ધ પુરૂષની આંખ ઉઘડી, તે બોલી ન શકયો. નિર્મળા તરફ માયાભરી નમ્ર દ્રષ્ટિ કરી, નિર્મળાએ તેનો હાથ પોતાના હાથમાં લીધો, ખાટલા પાસે ઘુંટણીએ પડી. વૃદ્ધની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તેનું હૃદય ઘણુંજ મુઝાવા લાગ્યું. તેનો જીવનદિપ ધીમે ધીમે આ સંસારનાં બંધનોથી વિમુખ થવા લાગ્યો. તે ઘરમાંનો દિપક પણ તેલના અભાવથી વિલાઇ જવાની તૈયારી કરવા લાગ્યો. વૃદ્ધે આંખો મીંચી, બાળા ત્યાં સ્વસ્થ થઇ બેઠી. જેમ જેમ અંધારૂં વધતું ગયું તેમ તેમ બાળાના હૃદયપર એક જાતની સત્તા છવાતી ગઇ. ક્ષણવારમાં બાળા કોઇ દૈવી સત્તા નીચે સ્વપ્નવશ થઇ. આ તરફ નરેન્દ્ર રાત્રિ માટે આશ્રય મેળવવાને તે ઘરના બારણામાં આવ્યો. પરંતુ જાણે પ્રકૃતિ તે દુષ્ટ વાસનાવાળા પુરૂષનો-નરેન્દ્રનો તે ગૃહમાં પ્રવેશ ન ઇચ્છતી હોય તેમ તોફાન એકાએક વધી પડયું. વર્ષાદ મુશળધાર વર્ષી રહ્યો, વિદ્યુત્ વારંવાર ચમકવા લાગી, પવન જોસથી વહેવા લાગ્યો. ક્ષણમાં નિર્મળાનું ભાગ્યું તુટયું મકાન પડયું. નરેન્દ્ર-

વૃદ્ધને બચાવવાને બદલે નિર્મળા તરફ દોડયો. ભીંતના સહજ ટેકાને આધારે તે નિર્મળાને લઇ બહાર નિકળ્યો. સ્વપ્નવશ નિર્મળા ગભરાઇ ભયથી મુર્છિત થઇ ગઇ. સવાર સુધી તેને શુદ્ધિજ ન આવી. બિચારો વૃદ્ધ આ અકસ્માતમાં આ સંસારને હમેશ માટે ત્યાગ કરી ગયો.

## ચતુર્થ પરિચ્છેદ.





આવો આનંદ હમેશ રહેશે?

નિશાનાથ અને નિશાચરોના જુલ્મ અને ત્રાસથી આખું નભ મંડળ કુપિત થયું હોય તેમ રકતવર્ણું બની રહ્યું હતું. ભુરા-આસમાની આકાશમાં સરતી નાની નાની રૂપેરી વાદળીઓમાંથી પસાર થતાં, ઉદય પામતા બાલ સૂર્યનાં કિરણો ગગનપટ પર એક જાતની ચિત્રરેખા પાડી રહ્યાં હતાં. જુદા જુદા દેખાવની નાની મોટી આછી ઘટ્ટ વાદળીઓની પાછળ ક્રિડા કરતા મૃગની પેઠે સંતાતા સૂર્યને, જેમ કસ્તુરી મૃગનું સ્થાન બતાવે તેમ સરતાં કિરણો જણાવી આપતાં હતાં. વૃક્ષો પોતાનાં પત્ર પુષ્પને પોષનાર જગતપિતાના દર્શનથી પ્રાતઃકાળના મંદ પવનમાં મસ્ત બની ડોલવા લાગ્યાં; તેમ મનુષ્યો પણ વિશ્વપોષક મહાન દેવનાં દર્શનથી આનંદમગ્ન બન્યાં. કુમળા રોપાઓ તેમજ વેલીઓ પોતાની નવિન અણસુંધી કળીઓ ખીલવાની આશાથી પોતાના પત્રો તથા કળીઓને પ્રફુલ્લિત કરનાર સૂર્યદેવ પ્રતિ ઉત્કંઠિત હૃદયે જોતાં હોય તેમ જણાવા લાગ્યાં. બાળકો પણ પોતાની નિર્દોષ રમત ગમતનો લાભ અપાવનાર તેજસ્વી સૂર્ય-દિવસ ઉગ્યો જાણી આનંદ પામ્યાં. પંખીઓ કિલબિલાટ કરતાં ઉદ્યાન, ઉપવન વિગેરેમાં વિહાર કરવા લાગ્યાં. નદિતટની હરિયાળી ભૂમિપર પડેલાં ઝાકળનાં બિન્દુઓ બાલસૂર્યના તેજમાં મોતીનું રૂપ ધારણ કરતાં હોય તેમ જણાતાં. નદિનું જળ પ્રાતઃસમીર સાથે મંદમંદ વહેતું હતું. તોફાન કેવળ શાન્ત થઇ ગયું હતું. રમણીઓ બબ્બે ચાર ચાર સાથે મળી આનંદથી વાતો કરતી મલપતી ચાલે નદિ તરફ ગમન કરતી હતી. આજે એમની વાતોમાં મુખ્ય ભાગે ગરીબ બિચારી નિર્મળાનુંજ નામ સંભળાતું હતું.

"ગરીબ બિચારી! છેકજ નિરાધાર થઇ પડી." એક ટોળું અંદર અંદર વાતો કરવા લાગ્યું.

"અરેરે! મને તો એની ઘણી દયા આવે છે. પણ અહીં સાસરામાં સાસુ સસરા આગળ આપણું ચાલે શું?"

"અરે મારૂં ચાલતું હોય તો હમણાંજ તેને મારે ત્યાં લઇ જાઉં."

"બધુ ખરૂં, પણ આપણે કાંઇ જન્મારો પાળી શકીએ?" થોડીવાર બધાં શાન્ત થયાં. "અરે! પણ બાઇરે! એ છોડી તો છેકજ ભોળી! કેટલી સાલસ! પોતાનું પારકું સમજતી નથી."

"હોય, એમાં શું? એને કયી મા કે બ્હેન હતી તે કેળવણી આપે?"

"વાહ? આટલું પણ ન સમજે શું? નિશાળે જતી હતી અને એનો બાપ તો હતો ને?"

"તમે બધાં એમ એની ખોડ શું કાઢો છો? એ તો બિચારી બહુજ સુશિલ છોકરી છે. કેવું સરસ લખતાં વાંચતાં જાણે છે! ભરવા તથા ગુંથવાનું પણ તેવુંજ સારૂં જાણે છે; પણ ગરીબની છોડી એટલે બધાં ફાવે તેમ દોષ કાઢે. એના બાપથી અપાય એટલી કેળવણી તો એને આપી છે પણ સંસાર સંબંધી શિક્ષણ બાપ શી રીતે આપે? કાલેજ મારી માલતીને કહેતી હતી કે સાસરે જવાથી વળી વધારે શું? અને પરણવું તે વળી શા માટે? આટલી બધી નિર્દોષ અને ભોળી છે." માલતીની માતા બોલી.

"હશે બ્હેન!" એક બટક બોલી મોઢું છુપાવતી ધીમેથી ગણગણી- "તેર વરસની કુંવારી છોકરી આજના જમાનામાં કાંઇ ન સમજે એ પણ નવાઇનીજ વાત!"

માલતીની માતાને આથી ઘણું લાગી આવ્યું, પણ કાંઇ ન બોલતાં વાત ત્યાંથીજ અટકાવી. બીજી તરફ નિર્મળાના ઘર આગળ ગામના મનુષ્યો ભેગા થયા હતા, નિર્મળા તથા માલતી એક બાજુએ ઉભાં હતાં. ડાધુઓ વૃદ્ધના શરીરને ઉપાડી ચાલ્યા જતા હતા. નરેન્દ્ર બીજા માણસોમાં ભેળાઇ ઉભો હતો. હજી સુધી નિર્મળાને તેના તરફ દ્રષ્ટિ કરવાને કારણ મળ્યું ન હતું, તેમ તેનું લક્ષ પણ ખેંચાયું ન હતું. નિર્મળાની આંખમાં એકપણ આંસુ નહતું. માલતી સારી રીતે જાણતી હતી કે તે વૃદ્ધ પુરૂષ તરફ નિર્મળાને અત્યંત પ્રેમ હતો અને તેથી સર્વ પ્રેમને માતા પિતાના પ્રેમ આગળ તે તુચ્છ માનતી હતી. છતાં અત્યારે તેની આંખમાં એક પણ અશ્રુ ન હતું, તેમ તેના મુખ ઉપર કોઇપણ પ્રકારનો શોક કે ગ્લાનિ ન હતી. આથી માલતી ઘણીજ વિસ્મય પામી. તેણે ઉત્સુક હૃદયે પૂછ્યું:—

"નિર્મળા પિતાના મૃત્યુથી તને શોક નથી થતો શું, બ્હેન!"

"શોક થવાનું કારણ શું? સાંભળ! કાલે રાત્રે સ્વપ્નમાં એક અદ્‌ભુત તેજનો ગોળો જણાયો; અને ધીમે ધીમે તેમાંથી મારી માતા વિનોદિનીની છાયા જણાઇ. અહા! શું કહુ બ્હેન! તે વખતનો અપૂર્વ દેખાવ! તેની આસપાસ સફેદ રંગનું તેજ—અદ્‌ભુત તેજ પ્રકાશી રહ્યું હતું. તેના મૂખપર અપૂર્વ શોભા જણાતી હતી. શાન્ત અને ગંભીર સ્વરે તેણે મને કહ્યું:—

'બેટા! હું તારો ત્યાગ કરી, લોકો જેને મૃત્યુ કહે છે તે સ્થિતિમાંથી પસાર થઇ આ નક્ષત્ર સમૂહમાં પ્રકાશું છું. જે પ્રાણી આ સૃષ્ટિમાં સત્કર્મ કરે છે તે મૃત્યુ પછી આવા નક્ષત્રગણમાં સ્થાન મેળવે છે. તારા પિતાએ સદ્ધર્મને માર્ગે ચાલતાં ઘણુંજ સહન કર્યું છે, અને હવે આજે તે પણ આ સંસારનો ત્યાગ કરી આ નક્ષત્રગણમાં મને આવી મળશે. અમે હમેશાં સાથે આનંદમાંજ રહીશું. તારા પિતાના મૃત્યુથી દીલગીર ન થતાં ખુશી થજે કે એક જીવ સંસારની મહાન વિપદ્‌-યાત્રા પૂરી કરી, પોતાના સદ્ધર્મ વડે નક્ષત્રગણમાં પ્રકાશે છે. તું પણ ચાલ. તારી ઇચ્છા હોય તો હું તને પણ ત્યાં લઇ જાઉં.'

મેં અનેક નક્ષત્ર જોયાં. પણ મને ત્યાં જવાની ઇચ્છા ન થઇ. મેં ના કહી. માતાએ ફરીથી મને કહ્યું:—

'ભલે! તારી ઇચ્છામાં આવે ત્યારે આવજે. હું તને હવે વારંવાર મળી શકીશ નહિ, જ્યાં સુધી તે સત્તા મારી પાસે હશે ત્યાં સુધી જરૂરને સમયે મળીશ; અને તું પણ, જો મને મળવા ઇચ્છતી હોય, તારૂં જીવન સુખી કરવા ઇચ્છતી હોય, તો આ બે વ્યક્તિનો વિશ્વાસ ન કરીશ. ત્હારા જીવનને તે ભ્રષ્ટ કરશે-તારૂં સર્વ નાશ કરશે; અને મારી સત્તામાંથી તું નીકળી જઇશ.'

આટલું કહી તે અદ્રશ્ય થઇ, અને મારા પિતા જણાયા. તેમણે પણ સંકટ વખતે મને મદદ કરવાનું કહ્યું; તેમજ મારી માતાની માફક તેમણે પણ બે વ્યક્તિ બતાવી. તેમાં એક ઘણોજ સુંદર પુરૂષ હતો અને બીજી એક શ્યામાંગી સ્રી હતી. હવે કહે બ્હેન! રડવું શા માટે આવે?"

"તારી વાત તો કોઇ અજાયબ છે. હશે!"

"પણ તારૂં ઘર પડી ગયું ત્યારે તું બચી શી રીતે?"

"મને પણ એજ આશ્ચર્ય થાય છે; મને બીજું કાંઇજ યાદ આવતું નથી. પરન્તુ સ્વપ્નમાંજ મેં કડાકો સાંભળ્યો અને જાણે મને કોઇ ઉંચકી કંઇક લઇ જતું હોય એમ મને ભાસ થયો. સવારે તો અમારા ઘરની નજીક એક ઝાડ નીચે હું પડી હતી."

સમય ધીમે ધીમે પસાર થતો ગયો. શબ ઠેકાણે પડ્યું. નિરાધાર બાળા માટે શું કરવું એ સૌના મનમાં ઘોળાવા લાગ્યું. ગ્રામ્ય દયાળુ પ્રજાને માથે એક મોટી જવાબદારી આવી પડી. આ વખત નરેન્દ્ર શું કરતો હતો તે જોઇએ.

જ્યારે સર્વ મનુષ્યો આ નિરાધાર દયાપાત્ર બાલિકાના દુ:ખની વાતો કરતા હતા, ત્યારે નરેન્દ્રના મનમાં કાંઇ જુદાજ વિચારો ઘોળાતા હતા, "નિર્મળા નિરાધાર છે. માબાપ નથી તેમ અન્ય પણ કોઇ સંબંધી નથી. અહા! વિધાતાએજ મારે માટે આ પ્રસંગ આણ્યો. નદિમાં તોફાન થવું, મારૂં કિનારે ઉતરવું અને આ બાળાની નિર્દોષતા અને સૌંદર્યથી મોહાવું, વળી તેજ વખતે તેનું નિરાધાર થઇ પડવું આ બધા સંયોગો ઇશ્વરે મારી મુરાદ પાર પાડવાજ નિર્મ્યા હશે શું? હવે મારે શું કરવું?"

આમ વિચાર કરતો ટોળામાં બેઠો હતો; છતાં તેની દ્રષ્ટિ તો હજી નિર્મળાની શોધમાં આમ તેમ ભટકતી હતી. છેવટે તે પોતાના મન સાથે બબડ્યો:—"એજ. ઉપકાર કરવા તત્પર થવું. નિર્મળાનો ખર્ચ માથે લેવો અને પોતાને ત્યાં તેડી જવી. હાલ મનની વાત એવી રીતે દાબાવી રાખવી કે કોઇને વ્હેમ પણ ન આવે. પછી જોઇ લેવાશે. પ. ણ, ગિરિબાળાને શું કહેવું? હા. તે બિચારી મારે માટે પ્રાણ પાથરે છે પરન્તુ આજ મને તેના કરતાં આના પ્રતિ વધુ મોહ થાય છે. મારૂં મન આકર્ષાય છે. ગિરિને પણ સમજાવાશે. જોઇ લઇશું."

આ નિશ્ચયપર આવતાં તે બોલ્યો:—"જ્યારે મારે હાથે એક વખત તેનું રક્ષણ થયું છે તો હજી પણ હું તેનું રક્ષણ કરવા તૈયાર છું. જો કોઇ તેનું ભરણ પોષણ કરે તો તેનો ખર્ચ હું આપું. તે બિચારીની કોઇ દયા નહિ લાવો?"

અપરિચિત મનુષ્યના મુખમાંથી આ ઉદ્દગાર સાંભળતાં સર્વનું લક્ષ તેના તરફ ખેંચાયું. તેની આવી ઉદાર લાગણીથી તેના પ્રતિ માનની દૃષ્ટિથી સર્વ જોવા લાગ્યા. કેટલાક તેની માંગણી મુજબ તૈયાર થયા પણ વળી "પાછળથી ખર્ચ ન આપે તો? અજાણ્યાનો ભરોંસો શું?" આવા વિચારે પાછા પડ્યા. છેવટે એવો નિશ્ચય થયો કે નરેન્દ્રે પોતેજ પોતાને ઘેર તેને તેડી જવી. આ નિશ્ચય નરેન્દ્રે થોડી આનાકાની પછી કબુલ કર્યો. તેનો પ્રપંચનો આ પ્રથમ પાસો સફળ થયો.

માલતીએ આ બીનાની તરતજ નિર્મળાને ખબર આપી. નિર્મળાને નવિન પુરૂષ પ્રતિ માન ઉત્પન્ન થયું. પણ જ્યારે તેણે તેને—નરેન્દ્રને—જોયો, ત્યારે વિચારમાં પડી ગઇ—અજાણતાં મુખમાંથી બોલી જવાયું:—

"એ—એજ—એ."

"કોણ એ?" માલતીએ પ્રશ્ન કર્યો.

"એજ એ પુરૂષ, જેને માટે વિનોદિનીએ ના પાડી હતી."

"તું તો ગાંડી છે. સ્વપ્નની બાબત સાચી હોય શું? આવો પરોપકારી મનુષ્ય એવો ભયંકર હોય ખરો? કેવો શાન્ત અને પ્રતિભાશાલી છે! કેટલો પરોપકારી છે!"

બિચારી માલતીને ખબર નહતી કે તેના મનમાં નિર્મળા માટે કેવું અને કેટલું હળાહળ વિષ ભર્યું હતું.!

માલતીના શબ્દો તથા નરેન્દ્રના શાન્ત ભવ્ય ચ્હેરાએ તેમજ તેના ઉપરથી દેખાતા પરોપકારી વર્તને બિચારી ભોળી બાળા ભૂલી. નરેન્દ્ર તરફ માનની દ્રષ્ટિથી જોવા લાગી. એટલામાં નરેન્દ્ર નજીક આવ્યો.

"બાળે! મારી સાથે આવશો? જરા પણ મુંઝાશો નહિ. તમને જરા પણ દુઃખ નહિ પડે."

આટલા શબ્દો બોલતાં બોલતાં પ્રેમથી કહો કે કૃત્રિમતાથી કહો પણ નરેન્દ્રની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. આ ખારાં પાણીનાં આંસુથી નિર્મળાનું હ્રદય ભીંજાયું. તે કાંઇ ન બોલતાં કૃતજ્ઞતાભરી દ્રષ્ટિએ તેના સામું જોઇ રહી. માલતીએ તેને બદલે જવાબ આપી દીધો. નિર્મળા માલતીને છેલ્લા પ્રણામ કરી નરેન્દ્ર સાથે ગઇ. તે સાથે તેની માતાની સબળ સત્તામાંથી સરી ગઇ.

નરેન્દ્ર નદી તટે આવ્યો. હોડી રમ્યનગર જવા હંકારી પોતાના મનને ઘણું શાન્ત રાખવા છતાં પ્રતિપળે તેમાં તનમનાટ વધવા લાગ્યો. નરેન્દ્ર વિદ્વાન હતો. પરન્તુ તે વિદ્વત્તા—તે જ્ઞાન—તેને કાંઇ કરી શકયું નહિ. છેવટે તેની સાથે વાર્તાલાપ કરી તેના ભીના હ્રદયને પોતાના તરફ આકર્ષવાનો યત્ન તેણે શરૂ કર્યો.

"તમને નદીમાં તરતાં આવડે છે, નિર્મળા!"

"બરાબર નહિ."

"તમને શાનો શોખ છે? શું વધુ ગમે છે?"

"ફુલનો. વિવિધરંગી પુષ્પો મને ઘણાંજ ગમે છે." નિર્મળાએ વિનીત ભાવે શરમાતાં કહ્યું:-

"મને પણ તે ઘણાંજ પ્રિય છે." નરેન્દ્ર બોલ્યો. "હમેશ કોમળ કુસુમોની માળા ધારણ કરવાનું મને ઘણું મન થાય છે. તમે માળા ગુંથી શકો છો ?"

"હા." શરમથી નિર્મળાનું મોઢું લાલચોળ બની ગયું.

"આપણે ત્યાં ઘણાંજ પુષ્પો છે. પણ નિર્મળા ! એક વાત કહેવાની રહી ગઇ. હું હાલ તો રમ્યનગર જાઉં છું. મારૂં ગામ દેવગઢ. રસ્તામાં મ્હારાં બ્હેન કુસુમનું ગામ મણિપૂર આવશે, ત્યાં તમે બે દિવસ રોકાશો ? હું રમ્યનગરથી પાછો આવતાં તમને સાથે તેડી જઇશ."

નિર્મળાએ 'હા' કહી ડોકું ધુણાવ્યું. નરેન્દ્રે આગળ ચલાવ્યું:-

"મ્હારી બ્હેન ઘણીજ ભલી અને હસમુખી છે. તમને બેને ઠીક પડશે. વળી તેનો સ્વભાવ અને ગિરિબાળાનો સ્વભાવ ઘણોજ મળતો છે તેથી તમને આપણે ઘેર પણ અજાણ્યું નહિ લાગે."

"ગિરિબાળા કોણ ?" નિર્મળાએ કાંઇક ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"મ્હારાં પત્નિ." નરેન્દ્રે જવાબ તો દીધો. પણ પોતે ગિરિબાળા સાથે કેવો પ્રપંચ રમે છે તે વિચાર આવતાં તેનું અંતઃકરણ ભરાઇ આવ્યું. ક્ષણમાં નિર્મળાનો પ્રેમ ભૂલી જવાના તો ક્ષણમાં ગિરિબાળાને અંધારામાં રાખવાના વિચારો આવવા લાગ્યા. તેનું મુખ મ્લાન થઇ ગયું. બિચારી નિર્મળા તેના અંતરની વાત શું સમજે ? તેણે ધાર્યું કે ગિરિબાળાનો પ્રેમ તેને યાદ આવતો હશે. આ વિચારે નરેન્દ્રને નિર્મળાના હૃદયમાં ઉચ્ચ કોટીનો ગણાવી દીધો. તેને માટે વિશેષ માન ઉત્પન્ન થયું. ધીમે ધીમે તેણે શરમનો ત્યાગ કરવા માંડયો અને એક પૂર્વપરિચિત સ્નેહીની માફક વાતમાં ભેળાઇ. નરેન્દ્રનું હૃદય પ્રફુલ્લ બન્યું. પોતાની અંતરેચ્છા મોડી વ્હેલી પણ પાર પાડશેજ એમ તેને લાગવા માંડયું.

ગોવિંદપૂર છોડયાને બીજેજ દિવસે મણિપૂર આવ્યું. નરેન્દ્ર નિર્મળાને લઇ કુસુમને ત્યાં ગયો. નિર્મળા સંબંધી કહેવા જેવી સઘળી હકીકત કહી પોતે રમ્યનગર ચાલ્યો ગયો. કુસુમ ઘણીજ પ્રેમી બાળા હતી. તેનું વય અરાઢ ઓગણીસ વર્ષનું હતું. યુવાવસ્થાને બહેકાવનાર સૌંદર્યની અનુપમ દ્રષ્ટિથી તે શોભતી હતી. તેનો સ્વભાવ હસમુખો, મળતાવડો અને ઉદારચિત્ હતો. નિર્મળાને જોતાંજ તેને તે બ્હેન માફક ચ્હાતાં શીખી. નિર્મળાનાં અંગ ઉપરનાં

મલિન વસ્ત્રો ઉતારી નાખ્યાં. સાબુથી પોતાને હાથે નવડાવવા લાગી. પોતાની શેઠાણીને જાતે શ્રમ લેતાં જોઈ દાસીઓ પણ તે કાર્યમાં મંડી પડી. પણ કુસુમ તેમને ના પાડી, પોતેજ તેને નવડાવી સારાં વસ્ત્રો પહેરાવવાના કામમાં ગુંથાઇ.

સુંદર બારીક વસ્ત્રોથી સુસજ્જીત કરી કેશ સંમાર્જન કરવા લાગી. નવિન અસ્ફુટ યુવાની, સુંદર સુશોભિત વસ્ત્રો, કેશસંમાર્જનાદિ ટાપટીપ, એ સર્વ એકત્ર થતાં સૌંદર્યવતી નિર્મળાનું સૌંદર્ય વધુ દેદીપ્યમાન જણાવા લાગ્યું. કુસુમ પણ તેનું સૌંદર્ય નિહાળી મોહિત થઇ ગઇ. તેને હ્રદય સાથે ચાંપી અધર ચુમ્બન પણ લીધું. નિર્મળા શરમાઇ. તેના હાથમાંથી છટકી ઉદ્યાનમાં ચાલી ગઇ. ઘેલી કુસુમ પણ તેની પાછળ પાછળ હસતી હસતી ગઇ. બાલિશતાપૂર્ણ નિર્મળા ઉદ્યાનમાંનાં સુંદર પુષ્પો જોઇ આનંદમાં આવી. તે ભેગાં કરી માળા ગુંથવા લાગી. અત્રે જણાવવું જોઇએ કે કુસુમને પણ પુષ્પનો અતિશય શોખ હતો. જેથી તે ઘણી વખત તો તે પુષ્પની ચોળી તથા ચણીઓ ગુંથતી. સાડીને બદલે ઓઢણીમાં પુષ્પો ગુંથતી અને તે વસ્ત્રો ધારણ કરતી. માથામાં, હાથમાં, પગમાં, કમરે, સર્વ સ્થળે આભૂષણો સાથે પણ પુષ્પજ ધારણ કરતી. નિર્મળાની પુષ્પ ઉપરની પ્રીતિ જોઇ, તે ઘણીજ પ્રસન્ન થઇ અને તે બન્ને પુષ્પનાં આભૂષણો ગુંથવા લાગ્યાં.

ચણીયો, ચોળી વિગેરે તૈયાર થતાં કુસુમે અતિ ઉમંગથી નિર્મળાને તે પહેરાવ્યાં. નિર્મળા સહજવાર આનાકાની કર્યા પછી કુસુમની ઇચ્છાને તાબે થઇ.

"નિર્મળા! વ્હાલી!! આ શૃંગારમાં તું કેવી ખીલી નીકળી છે? જાણે રતિ!" કુસુમે નિર્મળાના ગાલ પર આંગળી અડકાડતાં કહ્યું.

"કુસુમ બ્હેન! આમ શું કરતાં હશો, બળ્યું!" શરમાઇ જઇ નિર્મળા બોલી.

"બળ્યું અને ઝળ્યું, સમજાશે બધુંય મનમાનતો વર મળ્યા પછી. પણ હેં નિર્મળા! તને કેવો વર પસંદ છે!" નિર્મળાનો હાથ ઝાલી કુસુમ બોલી.

"સાચ્ચું કહું? હેં!" નિર્મળા જરા વક્ર દૃષ્ટિ કરતાં બોલી. "કુસુમ બ્હેન! સાચ્ચું કહું?"

"કહું કહું શું? કહેને."

"મને તો તમારા જેવો વ્હાલસોયો પતિ ગમે. તેવો ન મળે તો લગ્નજ ન કરવાં." વાક્ય પૂરૂં થતાં તો કુસુમના કોમળ કંઠની આસપાસ નિર્મળાના નાજુક હાથો ફરી વળ્યા.

"વાહરે અલી!" કુસુમ હસતાં હસતાં બોલી "તેં ઠીક 'ગોર તમારૂ અને તમનેજ' જેવો જવાબ આપ્યો. હું તે વળી તને શી રીતે પરણું!"

"પણ હું કહું છું ને કે પરણો." વિનોદમાં નિર્મળા આગળ વધી. "હવે તમે પુરૂષના શણગાર ધરો, એટલે બસ."

નિર્મળાએ અત્યંત હઠથી કુસુમને પુરૂષનાં વસ્ત્રો પહેરવાની ફરજ પાડી. બન્ને એક બીજાના મુખ સામુ જોતાં, હસતાં, વિવિધ ચાળા કરતાં ઉદ્યાનમાં ફરવા લાગ્યાં. ઉદ્યાન મોટું હતું. તેમજ ગામના એક છેડા પર આવેલું હતું.

"જો, જો, નિર્મળા! પેલું પક્ષી કેવું પાણીમાં તરે છે?" કુસુમે તે દિશા તરફ આંગળી કરતાં કહ્યું.

"અને પણે પેલી મૃગલી કેવી બ્હીલી બ્હીલી ફરે છે. વ્હાલા!"

"હેં! એ શું બોલી?" કુસુમ આશ્ચર્યચકિત નજરે નિર્મળા સામુ જોઇ રહી. નિર્મળા ખડખડાટ હસી પડી.

"તમેજને કુસુમપ્રસાદ! વસ્ત્રો પુરૂષનાં પહેર્યાં છતાં ભૂલાં પડયાં કે શું?"

કુસુમ હસી; નિર્મળાનો હાથ પકડી પોતાની છાતી સાથે દબાવ્યો.

"નિર્મળા! નિર્મળા! તું કેવી વ્હાલી લાગે છે?"

"શું હમેશ આવું વ્હાલ રહેશે કે કુસુમબ્હેન!"

એકજ દિવસમાં બન્નેનો પ્રેમ ગાઢ બની રહ્યો. કુસુમ કાંઇપણ જવાબ આપે તે પહેલાં તો તેની નજર પોતાના પતિ દિનકરરાય પર પડી. બન્નેની નજર એક થતાં તે ચમકી, શરમાઇ ગઇ અને જલ્દીથી પોતાના મકાનમાં જવા માટે દોડી. તેના આમ અચાનક દોડવાથી નિર્મળા ગભરાઇ અને કાંઇપણ જાણ્યા કે જોયા વિના તેની પાછળ દોડી. કુસુમે ઘણીજ ઝડપથી વસ્ત્રો બદલી નાખ્યાં. એટલામાં દિનકરરાય હસતો હસતો બાળક સુરેશને રમાડતો ત્યાં આવી પહોંચ્યો.

મુગ્ધયૌવના કુસુમ તેને જોતાં વધુ શરમાઇ, પણ જાણે કાંઇજ બન્યું ન હોય તેમ હસતી હસતી સુરેશને લેવા આગળ ગઇ. દિનકરરાય પણ નિર્મળાની હાજરીને લીધે કાંઇ બોલ્યો નહિ. પણ હસતો હસતો કુસુમ પ્રતિ કટાક્ષ નાખી ચાલ્યો ગયો. નિર્મળે કુસુમને પૂછ્યું.

"તમે કેમ ગભરાઇને દોડયાં હતાં, બ્હેન!"

"તને હજી ખબર નથી કે?"

"શી?"

"તારા કુસુમપ્રસાદના પતિ આવ્યા હતા તેમાં."

કુસુમના મુખમાંથી આ શબ્દો નીકળતાં સુરેશે રમતાં રમતાં તેના મુખપર હાથ મૂકયો.

નિર્મળા હસી પડી. "જુઓ! જુઓ!! આ મારો વ્હાલુડો સુરેશ પણ તમને મારી મશ્કરી કરતાં અટકાવે છે."

આમ બોલતાં બોલતાં સુરેશને પોતાની પાસે તેડી રમાડવા અને ઉછાળવા લાગી. બન્નેને હસતાં રમતાં જોઇ કુસુમને જાણે ભાવિએજ બોલાવી હોય તેમ તેનાથી બોલાઇ જવાયું:—

"શું આવો આનંદ હમેશ રહેશે?"

બિચારી નિર્મળાના હૃદયમાં પણ એજ શબ્દો ઘૂમી રહ્યા; "શું આવો આનંદ હમેશ રહેશે?"

## પંચમ પરિચ્છેદ.

### અત્યારે અહીંજ રહેજો.



પ્રિય પાઠક! નરેન્દ્ર અને નિર્મળાને મૂકી આપણે ક્ષણવાર અન્ય દિશા પ્રતિ ગમન કરીએ.

નિર્મળાને માલતી સાથે ઘણો સ્નેહ હતો. એક બીજાં પોતાના અંતરની વાતો–ભાવો એક બીજાને જણાવતાં. નિર્મળાના છુટા પડયાથી માલતીને ઘણુંજ લાગી આવ્યું. પરન્તુ બીજેજ દિને તે પોતાના શ્વસુરગૃહે જનાર હોવાથી પતિને મળવાના ઉત્સાહમાં તે સર્વ ભુલી ગઇ. માલતીનું વય નિર્મળા કરતાં એકાદ વર્ષે મોટું હતું. તેનું લગ્ન થયે માત્ર ચારેકજ માસ થયા હતા. લગ્ન થયા પછી તરત આઠેક દિવસ માટેજ તે પતિગૃહે ગઇ હતી; છતાં હિન્દુ સંસારનાં રૂઢીબંધનોથી તે પોતાના પતિ સંગે કોઇ પણ પ્રકારનો વાર્તાલાપ કરી શકી નહતી. ચૌદ વર્ષની અસ્ફુટ યૌવના મુગ્ધબાળા, પતિસંગે પ્રથમ સમાગમનો પ્રસંગ અને તેમાં પણ હિન્દુ સંસારનાં રૂઢીબંધનોની જંજીરમાં જકડાયલી માલતી, અંતરની આશાઓ અંતરમાંજ શમાવી પાછી ફરી હતી. સત્ય કહીએ તો પતિનાં દર્શન કરવા પણ તે ભાગ્યશાળી થઇ નહતી. તેનું સાસરૂ રમ્યનગર હતું. વિઠ્ઠલપ્રસાદ નામના જાગીરદારના સત્તર વર્ષની વયના પુત્ર નવનીતરાય સાથે તેનું લગ્ન થયું હતું.

નવનીતરાય ચાલાક હોવાથી મેટ્રીકની પરીક્ષા પાસ કરી પ્રીવીયસમાં દાખલ થયો હતો. વિઠ્ઠલપ્રસાદની સ્થિતિ સાધારણ હતી. દિવસે દિવસે જાગીરનું ઉત્પન્ન ઓછું થતું હતું અને સરકારી કર્મચારીઓની કાર્ય દક્ષતાથી તેના ઉપરનો કર વધતો જતો હતો. આબરૂ પ્રમાણે ખર્ચ કરી બહારનો ડોળ દમામ રાખવો પડતો; પરન્તુ અંતરની સ્થિતિ તો ફક્ત તેનું હૃદયજ જાણતું હતું. રમ્યનગર જેવા મોટા શહેરમાં અનેક ઉપાધિયુક્ત આબરૂદાર કુટુંબોના સહવાસમાં આવવું પડતું. ગજા ઉપરાંત ખરચો વખતો વખત કરવા પડતા અને તેને અંતે, તેને પોતાની જાગીર ગીરો મૂકવાનો પ્રસંગ આવ્યો. નવનીતનો મિત્ર નવલકિશોર કરીને તેનીજ ન્યાતનો હતો. આ સાહિત્યપ્રિય, ધર્મનિષ્ઠ નવલ, એક ધનાઢ્ય વ્યાપારીને ત્યાં મુનિમ તરીકે રહેતો હતો. તેનું વય નવનીત કરતાં બેએક વર્ષે મોટું હતું. વિઠ્ઠલરાય નાણાં સંબંધી લેવડ દેવડ ગુપ્ત રાખવા માટે એવું દરેક કામ નવલકિશોર મારફત કરતો. નવલ-કિશોર પણ વિશ્વાસપાત્ર હતો. પોતાના શેઠને ત્યાં તેણે તેની જાગીર ગીરો રખાવી આપી હતી' જો નવલકિશોર ધારત તો આ કામમાંથી સારો પૈસો લઇ શકત; પરન્તુ પ્રમાણિક અને સત્યનિષ્ઠ નવલ અચળ રહ્યો. લક્ષ્મી જેવી ચંચળ અને મોહક ચીજનો પણ તેણે ત્યાગ કર્યો. હમેશાં તેની એવીજ પ્રકૃતિ હતી.

લગ્ન થયા પછીથી ત્રીજેજ મહિને નવનીતને છાતીમાં દુ:ખાવાનો વ્યાધિ લાગુ પડયો. વિધુર વિઠ્ઠલરાય ઘણો મુંઝાયો, ઘરમાં કોઇપણ સ્ત્રી નહિ હોવાથી માલતીને તેડાવવાનો કેટલાય વખત વિચાર કર્યો; પરંતુ પ્રથમજ આવા માંદગીના પ્રસંગે વહુને ઘેર તેડાવવી તેને યોગ્ય લાગ્યું નહિ. નવલકિશોરને નવનીત પ્રતિ ઘણોજ ભાવ હતો. દિવસનો પોતાનો સઘળો ફુરસદનો સમય તે નવનીત પાસે ગાળતો; ઔષધાદિની ઘણી સારી વ્યવસ્થા રાખતો; પરંતુ ઇશ્વરે તેની મહેનત વિફલ કરી. નવનીતને એકમાંથી બીજો વ્યાધિ લાગુ પડયો. દમ સાથે તાવની શરૂઆત થઇ. શરીર ક્ષીણ થવા લાગ્યું. વિઠ્ઠલપ્રસાદે માલતીને તેડવા માણસ મોકલ્યું. વ્હાલા વાંચક ! આપણે જોઇ ગયા છીએ તેજ તેડવા આવનાર સાથે માલતી પતિગૃહે જવા ઉત્કંઠિત થઇ રહી હતી. બિચારી પતિદર્શનની આશાએ પતિગૃહે પહોંચવાની રાહ જોઇ રહી હતી; પરંતુ તેના ભાગ્યમાં કેવા પ્રકારનું પતિસુખ લખાયું છે તેની તેને ખબર નહતી. જે દિવસે માલતી રમ્યનગર પહોંચવાની હતી તે દિવસે વિઠ્ઠલપ્રસાદે નવલકિશોરને કહ્યું.

"નવલ ! આજે બંદરપર તપાસ રાખજે. માલતી આવનાર છે."

માલતી નામ સાંભળતાંજ નવલ ચમક્યો. તેનાં નેત્રો વિસ્ફારિત થયાં; પણ મુખ નીચું કરી મૌન રહ્યો.

પ્રિય પાઠક ! નવલ માલતીનું નામ સાંભળી કેમ ચમક્યો ? તેનાં નેત્રો શાથી વિસ્ફૂર્યાં ? તેણે મુખ અવનત કેમ કર્યું ? આ બધામાં કાંઇક ભેદ છે. નવલને એકલો પડવા દે, પછી આપણે તેનું હૃદય જાણીશું

માલતીના આવવાના સમાચાર સાંભળી નવનીત કાંઇક ખુશ થયો, પરંતુ તેનો વ્યાધિ તે દિવસે વધવા માંડયો હતો. નવલ ધીમે રહી ત્યાંથી ઉઠયો અને પોતાને ઘેર જવા નીકળ્યો. નવલ એકલોજ હતો. ઘેર જઇ આમ તેમ આંટા મારવા લાગ્યો પણ શાન્તિ ન વળી.

"કેવું દુઃખ ! મેં નવનીતના લગ્નમાં માલતીને શા માટે જોઇ ? તેનું મુખ મારી દ્રષ્ટિએ શા માટે પડયું ? નવનીત ! નવનીત ! ! મારા હૃદયની વાત તું જાણે તો મને શું કહે ? મારે માટે કેવો વિચાર લાવે ? ખરેખર, હું અધમ છું, પાપી છું. મિત્રનો ઘાત કરવાના વિચાર મારા મનમાં થાય છે. પણ નહિ–નહિ. મિત્રસ્નેહ જેટલું સામ્રાજ્ય મદન મારા હૃદયપર મેળવી શકશે નહિજ. મિત્રની પત્ની તો માતા. હા. માતા. પ્રભુ ! પ્રભુ ! ! મારા અપરાધ ક્ષમા કરજે આત્મસંયમ હું કરતો આવ્યો છું તેને ટકાવ–વધાર–વિશેષ બળ આપ. મારે હાથે દુષ્ટાચરણ ન કરાવ."

આમ બોલતો બારી આગળ ઉભો. વળી વિચારમાળા ચાલી:–
"પરન્તુ મારી પ્રતિજ્ઞા તો નજ તોડું. હા. એમાં હરકત નથી. ફક્ત મારે લગ્ન ન કરવું એટલીજ વાત. લગ્ન કરૂં તો પ્રતિજ્ઞા તૂટે. ભલે ! તેમ કરીશ. લગ્ન વિનાજ આખી જીંદગી ગુજારીશ, બ્રહ્મચર્ય પાળીશ, પરન્તુ મિત્રદ્રોહ તો નહીંજ કરૂં. અરેરે ! માલતી ! માલતી ! ! તેં મારૂં જીવન નષ્ટ કર્યું. તારા સૌંદર્ય––અરે ! સૌંદર્યને શું છે ? સૌંદર્યનો શો દોષ ? ત્હારો શો દોષ ? દોષ તો મારોજ–મારા ચક્ષુનો–મારા હૃદયનો."

થાકી ખુરસીપર પડયો. માળાનો મેર ફર્યો. વિચાર તરંગો વિસ્તર્યા. "હું સૌંદર્યે નથી લોભાયો. સૌંદર્યે લોભાવું એ તો વિષયવાસના માટે. સૌંદર્યે લોભાવું એ તો અનંગવિષથી મરવા માટે. મને તેના ગુણ, તેનુ શાન્ત વર્તન, મુગ્ધ ભાવ, શરમથી ત્રસ્ત થઇ મંદસ્વરે બોલવું, એ બધાએ દિવાનો બનાવ્યો છે. અહા ! રમણી હોય તો એવીજ હજો. અરે ! પણ વળી આ શું ? હું શા માટે એના વિચાર કરૂં છું ? ઓ દેવ ! ઓ દયાઘન દેવ ! ! મને બચાવ."

ધીમે ધીમે કપડાં પહેરી બહાર નીકળ્યો. માલતીને ભૂલવા જેમ જેમ વધુ પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ તેની છાયામૂર્ત્તિ તેના હૃદયમાં વધુ અને વધુ મુદ્રિત થવા લાગી.

"વિઠ્ઠલપ્રસાદે બંદરપર જવાનું કહ્યું ? શા માટે ? માલતીને લેવા ? જવું ? હું ન જાઉં તો કોણ જશે ? જવુંજ. પણ માલતી સાથે બોલવાનો પ્રસંગ આવે તો ? આવશે તો ખરોજ. ત્યારે શું કરવું ? મૌન રહેવું ? જોઇ લેવાશે. થઇ રહેશે; પરંતુ ધર્મ તો નજ ચૂકવો. શું માલતી ધર્મને નહિ ઓળખે ? એમ બનેજ નહિ."

વિચારમાં ને વિચારમાં બંદર નજીક આવી પહોંચ્યો. જતી આવતી નૌકાઓ તરફ દ્રષ્ટિ નાખતો ઉભો.

"પેલી નૌકામાં હશે ? ના ના. કોઇ સ્ત્રી તેમાં જણાતી તો નથી. ત્યારે પેલીમાં હશે ? નૌકા ક્યારે આવશે ?"

આમ વિચારતો ઉભો. જેમ જેમ માલતી પ્રતિની પોતાની લાગણીને તે દબાવતો ગયો તેમ તેમ તે વધુ અને વધુ જોશમાં ઉછળવા લાગી. માલતીનાં દર્શન માટે હૈયું વધુ ઉત્સાહિત બનવા લાગ્યું. તેના હૃદયમાં તુમુલ યુદ્ધ જામ્યું. ક્ષણમાં માલતી પ્રતિની લાગણી તો ક્ષણમાં ધર્મપ્રિયતાનું જોર વધવા લાગ્યું. તેનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું. તેનું મસ્તક ભમવા લાગ્યું. નેત્રોમાંથી જ્વાળા નિકળવા લાગી. હૃદયમાં થતા દારૂણ યુધ્ધે અંગ કંપવા લાગ્યું. એટલામાં તેના કર્ણદ્વારે નિચેના શબ્દો પડયા:—

"મેહુલારે, અલ્યા મસ્તીખોર મેહુલા ! (૨)
અતિ અડપલો ન થા, હવે કંઇક શરમા,—અલ્યા મેહુલા !"

આ અવાજ ક્યાંથી આવતો હતો તે જોવા નવલ આમતેમ જોવા લાગ્યો. અવાજ અપરિચિત લાગ્યો છતાં ગાનાર પ્રતિ મન આકર્ષાયું. દારૂણ યુધ્ધ એકાએક બંધ પડયું. કાંઇક શાન્તિ વળી. વળી પાછા શબ્દો કાને અથડાવા લાગ્યા:—

"ટીપે ટીપે તું મારૂં, કાળજડું કોરતો......, હૈડું કંપાવે શીત દાહથી: (૨)
થરથર કંપાવતો...... અંગ આ અનંગથી (૨)
ચિત્ત તું ચળાવે સંયમ રાહથીરે—અલ્યા મસ્તીખોર મેહુલા !"

ગાનારપર દ્રષ્ટિ ન પડવાથી નવલ એકચિત્તે સાંભળતો ઉભો. અનંગ અને સંયમ શબ્દો શ્રવણે પડતાં પાછી લાગણીઓ તરલ થઇ. આગળ સાંભળના જીજ્ઞાસા વધવા લાગી.

"ગરજતો હોય કદી, ઘોર ઘનશ્યામરૂપ, મૂકાવે માનુનીના માનને, (૨)
પણ નહીં અનુભવ્યા હોય કદી મેહુલા, (૨)
મમનાથ વક્રભ્રકુટી બાણનેરે—અલ્યા."

હૃદય નાટકનો પડદો બદલાયો.

"ઓહો! આતો કમલિની મેહુલાને ઠપકો આપે છે. વાહ! વાહ! શું રસિકતા છે? કોણ હશે આ ગાનાર?" આમ બોલતો નવલ સ્વરના આધારે દોરાતો ચાલ્યો.

"ગુંજણું કરતાં અલ્યા; સીંચે તું વારિ વળી તેથી ન સર્વ પ્રાણી શાન્તતાં, (૨)
અમે સહજમાં પિયુષ ઝારમહા—આનંદ નાથથકી પામતાંરે.........અલ્યા."

નવલ ધીમે ધીમે એક તટપર છીછરા પાણીમાં પડેલી નૌકા પાસે આવી પહોંચ્યો. ઉત્સુકતાથી અંદર દ્રષ્ટિ કરી; એક અઢારેક વર્ષનો યુવાન ગાતો જણાયો. યુવાન બ્રહ્મચારી વેશે. શિરકેશ ખભાપર લટકતા હતા. આડેપડખે પડ્યો પડ્યો હાથમાં કમલપુષ્પ લઇ નિરખતો ગાતો હતો. નવલ ધીમે ધીમે નજીક ગયો. કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ક્ષણ ઉભો રહ્યો. પવિત્ર હૃદયના બ્રહ્મચારીનાં દર્શને તેના હૃદયમાં માન ઉત્પન્ન થયું. ક્ષણેક પછી બોલ્યો:—

"મહારાજ આપનું નામ?"

"મારૂં નામ ભાસ્કર."

"આપનો નિવાસ?"

"રમ્યનગરમાંજ. અખંડાનંદ કુટિરમાં."

નવલ કાંઇક વિશેષ પૂછવા જતો હતો એટલામાં તેની દ્રષ્ટિ બીજી એક નૌકા તરફ ખેંચાઇ. તત્ક્ષણ તે ત્યાં ગયો. માલતી તથા તેને તેડવા જનાર માણસ નીચે ઉતર્યાં. પોતાને તેડવા સામું કોણ આવ્યું છે તે જોવા માલતીએ વક્ર દ્રષ્ટિ કરી. નવલના અતિશય યત્નો છતાં પણ તેની નજર તે તરફ ખેંચાઇ. બન્નેની દ્રષ્ટિ મળી. નવલને રોમાંચિત થયાં. માલતીએ પોતાની દ્રષ્ટિ ફેરવી નાખી. મુગ્ધબાળા પતિના મિત્રને જોઇ શરમાઇ ગઇ. મૌનપણે બાજુ ઉપર ઉભી. નવલ કાંઇક ગભરાયો; પણ શાન્ત થતાં નજીકમાં ઉભેલી ગાડી બોલાવી તેમાં સર્વને બેસાડયાં. પોતે પણ બેઠો. ગાડી વિઠ્ઠલપ્રસાદના ઘર આગળ આવી પણ ત્યાં સુધી સર્વ મૌનજ રહ્યાં. નવલ નીચુંજ જોઇ રહ્યો. મનમાં અનેક તરંગો ઉઠતા પણ તેના ચ્હેરાપરથી કોઇ કળી ન શકે તેવા હેતુથી નીચુંજ જોઇ બેસી રહ્યો.

નવલ નવનીતની રજા લઇ પોતાને ઘેર જવા તૈયાર થયો પણ નવનીત તેને ઘણાજ પ્રેમથી ચ્હાતો હતો. આજે તેણે તેને પોતાને ત્યાંજ

જમવાને રોકયો. નવલનું હૃદય ચીરાવા લાગ્યું. મૌન મુખે—હૃદયમાં ભારેલો અગ્નિ ધૂમાવા લાગ્યો. તાપ અંગેઅંગમાં વ્યાપવા લાગ્યો.

જમવાનો સમય થયો. બિચારી માલતી ઘરમાં આવતાંજ સમજી ચૂકી હતી કે પોતાના પતિ માટે હજી પણ કાંઇક આશા હોય તો તે અત્યાર સુધીની નવલની સુશ્રૂષાને લઇને જ હતી. નવલ પ્રતિ તેને અત્યંતમાન અને પૂજ્ય બુધ્ધિ ઉત્પન્ન થઇ. જમતી વખત નવનીતની તબીયત સંબંધી કેટલાક પ્રશ્નો પૂછવાનું માલતીને મન થયું, પરન્તુ લજ્જાને લીધે કાંઇ પણ બોલી શકી નહિ. નવલ પણ નીચે મુખે ગુપચુપ જમતો હતો. નવલે કાંઇ માંગ્યું નહિ. તેમજ શરમાળ પ્રકૃતિની માલતીએ કાંઇ પૂછ્યું પણ નહિ. નવલ જમી ઉઠયો. માલતીએ પાન તૈયાર કરી ટેબલપર મૂકયું હતું. સાથેજ હાથ લૂછવાનો ટુવાલ પણ રાખ્યો હતો. નવલે હાથ લૂછી પાન લીધું. મુગ્ધબાળાએ હૃદયપર બળાત્કાર કરી છેવટે પૂછ્યું:—

"તમારા ભાઇની તબીયત કેમ છે?"

"ઠીક છે. પણ સંભાળવાની જરૂર છે."

"તમે અહી રોકાશોને!"

"જોવો વખત."

નવલ વધુ વખત ત્યાં થોભી ન શકયો. માલતી રસોઇગૃહમાં ચાલી ગઇ. નવનીતની પ્રકૃતિ સંબંધની વાતચીત પણ નવલ કરી ન શકયો. તેનું ચિત્ત હરાઇ ગયું. માલતીના શબ્દો તેના મગજમાં ધૂમવા લાગ્યા. પોતાની શી દશા થશે એ વિચારે તે ગભરાવા લાગ્યો. જેમ બને તેમ ત્યાંથી જલ્દી જતા રહેવા ઇચ્છવા લાગ્યો. નવલને નવનીત પાસે જતાં કાંઇક વાર લાગી. તે દરમ્યાન પતિદર્શને અધીર માલતી નવનીત પાસે ગઇ. નવનીત તેની રાહજ જોતો હતો. બન્નેનાં નેત્રમાં ચમકાર થયો. નવનીત કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના માલતીનો હાથ પોતાની છાતી પર મૂકી આંખો મીચી પડી રહ્યો. માલતી પણ દીનવદને તેના સામું જોતી અશ્રુ સારવા લાગી. ક્ષણ પછી એકાએક કાંઇક યાદ આવ્યું હોય તેમ નવનીત બોલ્યો:—

"નવલ ગયો?"

"ના."

"તેને અત્યારે અહીંજ રોકાવાનું કહે. જા. જો જતો ન રહે. તારા આવવાથી કદાચ તે જતો રહેશે."

પતિઆજ્ઞાનુસાર માલતી ત્યાંથી નીકળી. ઓરડાની બહારજ નવલ તેને મળ્યો. તેને જોઇ નીચું જોઇ માલતી બોલી.

"અત્યારે અહીંજ રહેજો."

નવલ કંપ્યો. બારણાનો ટેકો ન હોત તો કદાચ પડી પણ જાત. કાંઇ પણ જવાબ આપ્યા વિના નવનીતના ઓરડામાં આવી આરામ ખુરસી પર આંખો મીંચી પડયો. તેની બાહ્ય સૃષ્ટિ વિલાઇ ગઇ. આંતર સૃષ્ટિમાં પણ સર્વત્ર અંધકાર પ્રસર્યો; માત્ર "અત્યારે અહીંજ રહેજો." એટલા શબ્દોજ તેની સૃષ્ટિમાં તરવા લાગ્યા.

---

## ષષ્ઠ પરિચ્છેદ.

### વિકસ્યા વિનાજ કરમાશે?



સર્વત્ર ગાઢ અંધકાર છવાયો હતો. નિર્મળ રાત્રિ પણ ચંદ્ર વિના ભયંકર લાગતી હતી. નિશાચર પશુપક્ષિઓ ધીમે ધીમે પણ તિવ્ર સ્વરે બૂમો પાડતાં હતાં. ઘુવડ આદિ પક્ષિઓ પોતાને રાત્રિના રાજા તરીકે ઓળખાવી, આખા દિવસના શ્રમથી થાકેલાં, નિદ્રાદેવીના ખોળામાં આરામ લેતાં અન્ય પક્ષિઓને રંજાડતાં હતાં. રાજ્યના ગુપ્તચરો પ્રજાપીડક નિશાચરોની તપાસમાં ગુપ્ત ફાનસસહ આમતેમ જોતા ફરતા હતા. પહેરેગીરો પોતાનો પહેરો બદલવાનો સમય થવાથી પોતાની જગ્યાએ આવનાર અન્ય પહેરેગીરની રાહ જોતા હતા. ટ્રામવે બંધ થઇ ગઇ હતી. કોઇ કોઇ વખત મોટરકારના 'ભોંભોં' અવાજો તો કોઇ કોઇ વખત ઘોડાગાડીના 'ખટખટ' શબ્દો કાને પડતા હતા. હોટલો સિવાય અન્ય સહુ ધંધાદારીઓ વિશ્રાન્તિ લેવામાં મશગુલ થઇ રહ્યા હતા. બરાબર રાત્રિનો એક વાગ્યો હતો.

આ સમયે રમ્યનગરમાં નવનીતના ઓરડામાં ત્રણ મનુષ્યો હતાં. પ્રિય પાઠક! એ કોણ? નવનીત, નવલ અને માલતી. નવનીત અત્યંત મુશ્કેલીએ ખાટલાપરજ તકીઆને અઢેલી બેઠો હતો. તેની નજીક ખાટલાપરજ તેના પગ દાબતી તથા પંખો નાખતી માલતી બેઠી હતી. સામે ખુરસીપર નવલ બેઠો હતો. માલતીની આંખોમાંથી અશ્રુધારા વહેતી હતી. નવલ નીચું જોઇ રહ્યો હતો. નવનીત અત્યંત જોરથી શ્વાસ

સેતો હાંફતો હતો. મંદમંદ પ્રકાશતા દિપકનું ઝાંખું તેજ નવનીતના ચ્હેરાપર પડતું હતું. ભયંકર માંદગીને લીધે તેનું સુકાયલું મુખ મંદ પ્રકાશથી વધુ ભયંકર લાગતું હતુ. તેનાં નેત્રો મીંચાયલાં હતાં. સર્વત્ર શાન્તિ પ્રસરી હતી. કોઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહતો ક્ષણવાર પછી છાતી ઉપર હાથ મૂકી નવનીત અત્યંત મુશ્કેલીએ બોલવા લાગ્યો:–

"નવલ! મારા વ્હાલા ભાઇ! હું સાચુંજ કહું છું કે આ માંદગીમાંથી હવે હું બચનાર નથી." આટલું બોલતાં બોલતાં તેને દમ ચઢી આવ્યો. જોરથી ખાંસી આવવા લાગી. માલતી તેની નજીક જઇ બરડા તેમજ માથાપર હાથ ફેરવવા લાગી. ભરાઇ આવેલું હૈયું જેમ તેમ દબાવી રહી.

"નવનીત! નવનીત!! વધુ ન બોલ. આવા શબ્દોથી તું બધાંને નાહિમ્મત બનાવે છે. વળી બોલવાથી તારો વ્યાધિ પણ વધે છે. ડોકટરે પણ વધુ બોલવાની મના કરી છે." નવલ જરા ઠપકા-ભરી રીતે બોલ્યો.

"બધું ખરૂં." નવનીત પાછો ધીમે ધીમે બોલવા લાગ્યો. "એ બધું ખરૂં, પરંતુ હવે મારી આશા ખોટી છે. આટલા દિવસ માલતી......" બોલતાં બોલતાં આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. નવલ તથા માલતીની પણ તેજ દશા થઇ. "આટલા દિવસ માલતીને એક વખત જોવાનીજ આશાથી હું જીવતો હતો એમ મને લાગે છે. હવે મારો જીવન અવધિ આવી રહ્યો છે..." વળી દમ ચઢી આવ્યો. થોડી વારે શાન્ત થઇ તે બોલ્યો. "હવે હું એકાદ દિવસ છું. મરવાથી મને દુઃખ થતું નથી. જે કાંઇ દુઃખ મારા હૃદયને થાય છે તે માત્ર એટલુંજ—"

તેનાથી વધુ ન બોલાયું. તેનું ગળું રૂંધાઇ ગયું. મુખે શ્વાસ ન લેવાયો. માલતી સામું જોઇને નેત્રોમાંથી અશ્રુ ખરવા લાગ્યાં. દમ ચઢી આવ્યો. પાએક કલાકે જરા શાન્ત થયો. મૃદુ પણ ખિન્ન સ્વરે માલતી બોલી:—

"તમે વધુ ન બોલશો. જરા શાન્તિ લ્યો." આટલું બોલતાં તે બિચારીનો કંઠ રૂંધાયો. નેત્રોમાંથી પ્રવાહ તો ચાલુજ હતો.

"શી રીતે શાન્તિ લઉં! નવલ! મને જે કાંઇ દુઃખ થાય છે તે માત્ર એટલુંજ કે નાહક ત્રણ ચાર માસ માટે મેં આ નાજુક નિર્દોષ બાળાનું જીવન—"

માલતીએ શરમ છોડી નવનીતના મુખપર હાથ દીધો. નવનીતે તે ખસેડતાં પાછું શરૂ કર્યું.

"હા. ખરેખર, મેંજ જીવન નષ્ટ કર્યું. હિન્દુ સંસારનાં રૂઢી બન્ધનો એના જીવનને કચરી નાખશે. અરે! બિચારૂં કોમળ પુષ્પ વિકસ્યા વિનાજ કરમાઇ જશે—ચીમળાઇને સુકાઇ જશે."

માલતી રડતી રડતી આરામ ખુરશીપર પડી. નવલની દશા ઘણીજ દુ:ખમય થઇ પડી. માલતી પ્રતિનો તેનો પ્રેમ—જે ક્ષણવાર માટે પણ તે મહા મુશ્કેલીથી વિસારી શક્યો હતો તે પાછો ઉછળી આવ્યો. "બિચારૂં કોમળ પુષ્પ વિકસ્યા વિનાજ કરમાઈ જશે" એ શબ્દોએ તેનું મગજ ભ્રમિત કરી નાખ્યું. આંખે અંધારાં આવી ગયાં આંખે હાથ દઇ ક્ષણવાર બેઠો. નવનીત તો આગળ બોલતોજ ગયો.

"વિધાતાએ શા માટે મારૂં લગ્ન થવા દીધું હશે ? અરેરે ! બિચારીની શી સ્થિતિ થશે ?"

"નવનીત ! નવનીત !! બસ કર. મુંગો રહે. છેક અજ્ઞાનની માફક શું બકે છે ?" નવલ જરા ક્રોધથી બોલ્યો.

"ભાઇ !" નવનીત ડુસકાં ભરતો બોલ્યો. "હું મારૂં મૃત્યુ જોઉં છું." વળી પાછો દમ ચઢી આવ્યો. રક્તવર્ણી આંખે માલતી દોડી નવલ પણ નજીક આવ્યો. સહજ વારે નવનીત શાન્ત પડયો.

"હવે મારે જે છેવટનું કહેવાનું છે, નવલ ! તે સાંભળી લે. માલ...તી !" તેનો કંઠ રૂંધાવા લાગ્યો. સહજવાર થોભી તે બોલ્યો.

"માલતી ! આમ આવ. નવલ ! આ દુનિયામાં મારો ખરો સ્નેહી સંબંધી જે કાંઇ ગણું તે તુંજ છે. હું જઇશ. પિતાની અવસ્થા પણ હવે થઇ છે. મારા મૃત્યુ પછી તે પણ નહિં જીવે. નવલ ! નવલ !! તું માલતીની સંભાળ લઇશ ?"

પ્રત્યુત્તરની રાહ જોતો નવનીત નવલના સામું દયાર્દ્ર નેત્રે જોઇ રહ્યો. માલતી—બિચારી માલતીની દશા ઘણીજ ખરાબ થઇ પડી. રાખથી ઢાંકી દીધેલા પ્રચંડ અગ્નિ માફક તેના અંતરમાં અગ્નિ ધુંધવાવા લાગ્યો. નેત્રોમાંથી અશ્રુધારા અસ્ખલિત ચાલવા લાગી. હાથ પગ નિશ્ચેષ્ટ થઇ પડયા. હોઠ કંપવા લાગ્યા. મુખ તથા નાક રક્તવર્ણું થઇ ગયાં. બન્ને હાથે મોઢું ઢાંકી બાળકની માફક રોવા લાગી. નવલે કાંઇ પ્રત્યુત્તર ન આપ્યો. નવનીતે આગળ ચલાવ્યું. "નવલ ! તું માલતીની સંભાળ લઇશ ? જો, અમારી જાગીર તથા મિલ્કત સંબંધી સર્વ તું જાણે છે. તને એનો ખર્ચ........"

નવલે નવનીતને વધુ બોલતો અટકાવ્યો.

"નવનીત! તું મને અન્યાય આપે છે. મારી ફરજ હું બજાવીશ. પણ તું શાન્ત થા. શાન્તિથી આરામ લે.–"

"પણ તું એક વખત તો કહે કે હું માલતીની સંભાળ લઇશ." એને કોઇ પણ પ્રકારે દુઃખ પડવા ન દેતો. એના સુખ માટે કોઇની પણ પરવા ન કરતો. નવલ! નવલ!! એક વખત કહે કે "હું માલતીની સંભાળ લઇશ."

"હું મા...લતીની...સંભાળ લઇ...શ." ભાંગે તુટયે સ્વરે આખરે નવલ બોલ્યો. તેનું હૃદય છિન્નભિન્ન થઇ ગયું. હવે માલતીનો વારો આવ્યો.

"માલતી! વ્હાલી!! તને શું કહું? હું તો જઇશ. તારૂં જીવન મેં નષ્ટ કર્યું છે. તું મારે લીધે દુર્દશાનો ભોગ થઇશ" બોલતાં બોલતાં નવનીતની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. માલતી તેને વધુ બોલતો અટકાવતી બોલીઃ–

"એમ ન બોલો, વ્હાલા! નવનીતને માથે હાથ ફેરવવા લાગી. તમને જરૂર આરામ થશે."

"નહિ, નહિ, હવે મને આરામની આશા નથી. માલતી! આપણી મિલ્કતની સર્વ વ્યવસ્થા નવલના હાથમાં છે, તે મારો પરમ મિત્ર છે. તે તને દુઃખી નહિ થવા દે." આટલું બોલતાં છાતી ભરાઇ આવી. દમ ચઢી આવ્યો. ધીમે ધીમે શાન્ત થઇ તે બોલ્યો "કહે, માલતી! એક વખત કહે કે તું નવલની સલાહ મુજબ વર્તીશ."

માલતી કાંઇજ ન બોલી. માત્ર તેનાં અશ્રુ નવનીતની છાતી પર પડયાં. માલતીનું મસ્તક પણ તેની છાતીમાં શમાયું. નવલ ત્યાંથી ઉઠયો. બીજી ખુરસીપર પડી રડયો. રડયો? હા. રડયો. હૃદય ખાલી કર્યું. નવનીતે ફરીથી માલતીને કહ્યુંઃ—

"માલતી! વ્હાલી!! તું નવલની આજ્ઞામાં રહીશ?"

"વ્હાલાની આજ્ઞા પાળીશ." તુટક સ્વરે માલતી બોલી.

નવનીતને કાંઇક શાન્તિ વળી; આંખો મીંચી સુતો. રાત્રિ ધીમે ધીમે વ્યતિત થઇ.

પ્રાતઃકાળે વિઠ્ઠલપ્રસાદ નવનીતની તબીયત જોવા આવ્યો. નવનીતને રાત્રિના શ્રમથી વ્યાધિમાં વધારો થનો હતો. તેનાથી સહજ પણ બોલી શકાતું નહિ. બોલવા જતાંજ દમ ચઢી આવતો. તે ક્ષણે ક્ષણે ગભરાઇ જતો. તેમાં પણ તેની હૃદયવ્યથા તેને બહુજ

સતાવતી. નવલ ડૉકટરને તેડી લાવ્યો. ડૉકટરે ચિકિત્સા કરી. વિઠ્ઠલરાયે એકાન્તમાં ડૉકટરને તેની તબીયત વિષે પૂછ્યું. સ્પષ્ટવકતા ડૉકટરે જણાવ્યું કે નવનીત એકાદ બે દિવસનો મહેમાન છે.

વિઠ્ઠલપ્રસાદનાં ગાત્ર શિથીલ થઇ ગયાં. "એકનો એક પુત્ર આમ વૃદ્ધાવસ્થામાં ચાલ્યો જશે ? છાતીપર ફરતી નવયુવાન પુત્રવધૂનું દુઃખ કેમ સહન થશે ? શેષ જીંદગી કેવી રીતે પૂર્ણ થશે ?" એમ અનેકાનેક વિચારો આવવા લાગ્યા. ચિત્ત ભ્રમિત થવા લાગ્યું. તેજ દિવસે તેને પણ સખ્ત તાવ ચઢી આવ્યો. પિતા પુત્ર બન્ને પથારીવશ થયા. વિઠ્ઠલપ્રસાદનો તાવ વધી પડયો; બેભાન બની લવરી કરવા લાગ્યો. ઘડી ઘડી "નવનીતને કેમ છે ?" એટલોજ પ્રશ્ન કરવા લાગ્યો. દેહની શુદ્ધિ ખોઇ. બિચારી માલતીપર આમ અણધારી આફતો આવવા લાગી. નવલને પણ ત્યાંજ રહેવું પડવા લાગ્યું. માલતી ઘણી ગભરાઇ. નવલ તેને ધીરજ આપવા લાગ્યો. નવનીત પાસે માલતીને રાખી પોતે વિઠ્ઠલપ્રસાદની સારવારમાં પડયો. વિઠ્ઠલપ્રસાદને નવનીતની માંદગીથી ઘણો ધક્કો પહોંચ્યો હતો. જે આઘાત તેના હૃદયને થયો હતો તેનુંજ આ પરિણામ હતું. તેનો તાવ બીલકુલ ઉતર્યોજ નહિ. જે દિવસે તે માંદો પડયો તેને બીજેજ દિને રાતના તેની સ્થિતિ ઘણીજ ખરાબ થઇ પડી. ડૉકટરને બોલાવવામાં આવ્યો; પણ તેનો અભિપ્રાય નિરાશાજનકજ જણાયો. નવલ મુંઝાયો. એક તરફ નવનીત મૃત્યુ–જીવનના હિંચોળે હીંચતો હતો; બીજી તરફ વિઠ્ઠલપ્રસાદ મૃત્યુદ્વારે પ્રવેશવા તૈયારી કરતો હતો. ઘરમાં નવલ અને માલતી વિના અન્ય કોઇજ નહતું. નવલનું હૈયું ભરાઇ આવ્યું. હિમ્મતવાન નવલ નાહિમ્મત બન્યો. વિઠ્ઠલપ્રસાદ પાસેથી ઉઠી એક ઓરડામાં એકાન્ત જોઇ હૃદય ભાર ઓછો કરવા લાગ્યો. મિત્રનું દુઃખ, વિઠ્ઠલપ્રસાદ જેવા વૃધ્ધનું દુઃખ, માલતી, એ સર્વ નજર આગળ તરવા લાગ્યાં. નવલ રડવા લાગ્યો–બાળક પેઠે રડવા લાગ્યો. રાત્રિના દસ વાગી ગયા હતા; પરન્તુ હજી નવલ કે માલતીએ ખાધું નહતું. નવલ રાત્રિ દિવસ જે મહેનત લેતો અને જે ઉજાગરા કરતો તેથી માલતી તેના ખાવાપીવા માટે ઘણી કાળજી કરતી. કેટલીક વખત નવલ ખાવાની ના પાડતો, પરન્તુ માલતી તેને આગ્રહપૂર્વક બેસાડતી.

માલતી નવલને જમવા બોલાવવા વિઠ્ઠલપ્રસાદના ઓરડામાં આવી, પણ નવલ ત્યાં જણાયો નહિં. માલતી બીજા ઓરડામાં ગઇ. નવલની આંખમાંથી આંસુ નીકળતાં જણાયાં. માલતી તેની નજીક જઇ બોલીઃ–

"આમ ગભરાઓછો શા માટે ? ચાલો. જમી લો."

નવલ કાંઇક સ્વસ્થ થયો. મોઢું લુછી બોલ્યો:–"મારે જમવું નથી. તમે જમીને પરવારી લો."

"એમ કેમ ચાલે ? જમશો નહિ તો તમારી તબીયત પણ બગડશે. સહજ પણ જમો. બાપાની તબીયત કેમ છે ?"

નવલ અચકાયો પણ છેવટે બોલ્યો:–

"ઘણીજ ખરાબ. સવાર કાઢે તો ભાગ્ય. પણ આ બાબત નવનીતને ન જણાવશો. નહિં તો તે ગભરાશે."

માલતીની આંખમાં આંસુ આવ્યાં. તેનું હૈયું ધબકવા લાગ્યું. અતિ પ્રયત્ને રાખેલી હિમ્મત નષ્ટ થઇ. આંખે અંધારાં આવ્યાં. "હાય દૈવ ? મારી શી દશા !" આટલા શબ્દો બોલતાં બોલતાં તે બેશુદ્ધ થઇ પડી. નવલ તરતજ ઉઠયો. પડતી માલતીને ઝીલી લઇ ભોંય પર સુવાડી. તેના સામે જોતો ઉભો. સર્વત્ર શાન્તિ હતી. નવલનાં કાનમાં માત્ર ભણકાર થતા કે "વિકસ્યા વિનાજ કરમાશે ?"

## સપ્તમ પરિચ્છેદ.

### વંદાયલું પણ નિંદાય.



ચંદ્રપૂરમાં રામરાય નામનો એક જાગીરદાર રહેતો હતો. તેને અને નરેન્દ્રના પિતાને જાગીરની બાબતમાં કાંઇક વાંધો પડયો હતો; પરન્તુ તેમણે શરૂઆતમાં તે ઉપર લક્ષ આપ્યું નહતું. દેવગઢમાં નરેન્દ્રનો પિતા જેટલી લાગવગ અને સત્તા ધરાવતો હતો, તેટલીજ સત્તા ચંદ્રપૂરમાં રામરાયની હતી. રામરાય પણ વિદ્વાન પુરૂષ હતો. આ બન્ને નાગર કુટુંબો લક્ષ્મીમાં, સત્તામાં, વૈભવમાં, એક બીજાનાં પ્રતિસ્પર્ધિ હતાં. ઉપર ઉપરથી તેઓ સંપ બતાવતાં પરન્તુ અંદરખાનેથી તેઓનો દ્વેષ વધુ અને વધુ દ્રઢ થતો જતો હતો. તેમનો સુધરેલો ગૃહસંસાર ઉપરથી ઉત્તમ રીતે ચાલતો, સુખશાન્તિ ભરેલો લાગતો હતો; પરન્તુ અંદરખાનેથી તે ઘણોજ સડેલો હતો. નરેન્દ્રની માતા ઉચ્ચ ગુણશાલી, પરોપકારી અને ઉદારચિત્ત હતી; દયા એજ તેનું લક્ષ્યબિંદુ હતું; જ્યારે નરેન્દ્રનો પિતા દ્રવ્યલોભી, દંભી, દ્વેષી અને અભિમાની હતો. રામરાય ઘણોજ

સુશીલ, દયાળુ, ધર્મપરાયણ અને ઉદાર સ્વભાવનો હતો; ત્યારે તેની સ્ત્રી તેનાથી કેવળ વિરૂદ્ધ સ્વભાવની હતી. કોઇનું પણ હિત તે જોઇ શકતી નહિ. પર સુખે દુઃખી અને પર દુઃખે સુખી એજ તેનો જીવન મુદ્રાલેખ હતો. પરસ્પર વૈર કરાવવું એ તેનો કૃપાપાત્ર વિષય હતો. કોઇની ખોટી પણ નિંદા કરવી એ તો તેનો હમેશનો કાર્યક્રમ હતો.

જાગીર સંબંધી કાંઇક તકરાર પડતાં, રાખમાં ભારેલા અગ્નિની માફક અંતરનો વૈરાગ્નિ અત્યંત જોસમાં સળગી ઉઠયો. બન્ને પક્ષો કોર્ટે ચઢયા. હજારો રૂપીઆ વકીલ બેરીસ્ટરોના ઘરમાં નંખાયા. સરકારની તીજોરીનું તળીયું પણ તાજું થયું અને અંતે ખટપટી અને નટખટ સ્વભાવનો નરેન્દ્રનો પિતા ફાવ્યો. ચંદ્રપૂરની નજદિકની જાગીર પણ તેના કબજામાં આવી અને રામરાયના કુટુંબ ઉપર તેણે સરસાઇ ભોગવી. રામરાયને આથી જબરો આઘાત થયો. પૈસાના પૈસા ગયા અને જાગીરની જાગીર પણ ગઇ. આથી ટુંક વખતમાં તે મૃત્યુ પામ્યો. તેના મૃત્યુ બાદ જાણે સૃષ્ટિમાં અન્ય કાંઇ કાર્ય બાકી ન હોય તેમ નરેન્દ્રનો પિતા પણ તેની પાછળ સીધાવ્યો.

રામરાયને માત્ર એકજ પુત્ર હતો. તેનું નામ દેવેન્દ્ર. દેવેન્દ્રનામાં તેના પિતા કરતાં માતાના ગુણો વિશેષ હતા. છતાં એટલું તો જણાવવું જરૂરનું છે કે તેના ગુણદોષનાં મૂળ તેના પિતાના ગુણદોષથી ઉદ્‌ભવ્યાં હતાં જ્યારે સિંચન તેની માતાના ગુણદોષ અને વૃત્તિથી થયું હતું. આથી તેનામાં રહેલા કેટલાક ઉત્તમ ગુણો બીજા દોષોથી દબાઇ જતા; પરન્તુ કોઇ સલાહકાર મળતો ત્યારે વળી સારા સંસ્કારને લીધે તે જાગૃત થતા. જો કે બાહ્યવૃત્તિ દુર્ગુણોથી યુકત રહેતી પરન્તુ અંતર કાંઇક નિર્મળ હતું; છતાં એટલું તો ખરૂંજ કે તેના બધા ગુણો કેટલાક પ્રબળ દોષોવડે દબાઈ જતા. તેનામાં વધુ ભાગ તેની માતાના અંશનો હતો. તેનામાં પણ નરેન્દ્રના કુટુંબ તરફ ઘણો દ્વેષ હતો. કોઇપણ રીતે તે કુટુંબને પાયમાલ કરવું, તેની આબરૂનો નાશ કરવો, તેને દુઃખી કરવું, આજ વિચારો રાત્રિ દિવસ તેના મગજમાં ઘુમ્યા કરતા. તેની સ્ત્રી હેમવતી તેના આવા સ્વભાવથી વિરૂધ્ધ હતી. આથી તે પતિ પત્નીને બનતું નહિ. હેમવતી પવિત્ર, સત્યપ્રિય, નીતિમાન અને પતિપરાયણા હતી; પરન્તુ સત્ય બાબતમાં પતિનું પણ અપમાન કરવાને ચૂકતી નહી. એક વખત એવીજ કોઇ સહજ બાબતમાં તકરાર થતાં દેવેન્દ્રે તેને માર મારી કાઢી મૂકી હતી. ત્યારથી દેવેન્દ્ર એકલોજ રહેતો હતો.

જે જાગીર **નરેન્દ્ર**ના પિતાએ મેળવી તેની વ્યવસ્થા કરતા પહેલાં તે આ દુનિયા છોડી ગયો અને તેથી તે સર્વ કાર્યનો ભાર **નરેન્દ્ર** ઉપર આવી પડ્યો. હજી આ જાગીર **નરેન્દ્ર**ના પિતાના નામ પર ચઢી ન હતી; પણ તેના મૃત્યુથી હવે **નરેન્દ્ર**ને તે જાગીર પોતાના નામ પર ચઢાવવાની હતી; અને હજારો રૂપિઆના ભોગે મેળવેલી તે જાગીરનો કુલ વહીવટ પોતાના હાથમાં લેવા બાબતની સર્વ વ્યવસ્થા કરવા તથા પોતાને નામે ચઢાવવા **નરેન્દ્ર** રમ્યનગર જવા નીકળ્યો હતો.

**નરેન્દ્ર**નું લગ્ન ચંદ્રપૂરનાજ એક જાગીરદાર **શ્યામચરણ**ની પુત્રી **ગિરિબાળા** સાથે થયું હતું. **શ્યામચરણ**માં દરેક સદ્‌ગુણ હતા, પરન્તુ તેના એક દુર્ગુણે તેની જીંદગી ધૂળમાં મેળવી હતી. પણ અમારે જણાવવું જોઇએ કે તે એટલો બાહોશ, ચાલાક અને પહોંચેલો હતો કે પોતાનો તે દુર્ગુણ અન્ય તો શું પરન્તુ પોતાની પત્નીના જાણવામાં પણ આવવા દીધો ન હતો. સર્વ કોઇ એને દુર્ગુણરહિત અને અત્યંત પવિત્ર મનુષ્ય જાણતાં, ત્યારે તેનું હૃદય તેને હમેશ ડંખતું. **નરેન્દ્ર**ના પિતા જેવો ખટપટી માણસ પણ તે જાણી શક્યો ન હતો, અને તેની પવિત્રતા, દમામ, ગંભીરતા, સત્તાવાહકવૃત્તિ વિગેરેથી લલચાઇ **રામરાય**ના સામે પોતાનો પક્ષ પ્રબલ કરવાના હેતુથી **નરેન્દ્ર**ના જીવનને તેની પુત્રી ગિરિબાળા સાથે જોડયું હતું. **શ્યામચરણ**ના કુટુંબમાં ત્રણ મનુષ્યો હતાં. **શ્યામચરણ**, તેની પત્ની અને ગિરિબાળા. તે ઉપરાંત **મહિલા** નામની એક દાસી હતી; આ દાસીને તર્કપ્રસાદ નામનો એક પુત્ર હતો. મહિલા જરા પુટડી અને અંગે ભરાઉ હતી. **શ્યામચરણ**ના દુર્ગુણનો ભોગ તે થઇ પડી. **શ્યામચરણ** તેને અત્યંત ચ્હાવા લાગ્યો, બન્નેનાં હૃદયો સ્વતંત્ર રીતે મોજ શોખ ભોગવવા ઇચ્છવા લાગ્યાં, પરન્તુ આબરૂ, અને કુટુંબ બન્નેની આડખીલી નડવા લાગી. છેવટે બન્ને જણે કાંઇક ગુપ્ત મંત્ર કર્યો. શું કર્યો તે કોઇના જાણવામાં આવ્યો નહિ, પરન્તુ એટલું તો ખરૂંજ કે બીજે દિવસે **મહિલા** ગુમ થઇ ગઇ. ઘણી શોધ ખોળ કરી, પરન્તુ કાંઇ પત્તો ન લાગ્યો. આ બીનાને એકાદ માસ વિત્યો હશે એટલામાં **શ્યામચરણ**ને રમ્યનગર તરફ જવાનું થયું. **શ્યામચરણ**ને ઘર છોડયે આઠેક દિવસ થયા હશે એટલામાં રમ્યનગરના "વિહાર" નામના દૈનિકમાં નીચેની બીના પ્રકટ થયલી જણાઇ–:

## ટ્રામકારની જબરી હોનારત–એક જમીનદારનો ભોગ.

"ગઇ પરમ દિને સાંજના **માઉન્ટ સ્ટ્રીટ**માંથી પસાર થતી અપ ટ્રામકાર પાટા ઉપરથી ઉતરી પડી અને તેજ વખતે **મેન્શન હાઉસ**ની

બાજુની ગલીમાંથી એક ટેકસીકાર આવી પહોંચી. ટેકસી રસ્તો ક્રોસ કરીને જવાની હતી પરન્તુ ટ્રામના ઉતરી પડવાથી તેને ટ્રામકારની પાછળની બાજુએથી રાઉન્ડ લેવાની જરૂર પડી. પરન્તું દૈવ સંજોગે ડાઉન ટ્રામકાર તેજ વખતે પૂર જોસમાં ત્યાં આવી પહોંચવાથી ટેકસી અને ટ્રામનું કોલીઝન થયું. તેમાં ટેકસી ડ્રાઈવર તથા તેમાં બેઠેલો મનુષ્ય બન્ને માર્યા ગયા. ટેકસીના પેસેન્જરનાં કપડાં વિગેરે તપાસતાં એક ડાયરી તથા બીજા કેટલાક કાગળો મળી આવ્યા છે. કાગળો ઉપરથી તે ઓળખી શકાતો નથી; પણ ડાયરી ઉપર તેનું નામ '**શ્યામ-ચરણ** નરસિંહલાલ જમીનદાર'—મુ૦ ચંદ્રપૂર " એ મુજબ છે."

આ બીના પ્રકટ થતાંજ **શ્યામ**ચરણના કુટુંબપર એક પ્રકારની આફ્ત આવી પડી. ગિરિબાળાની માતા આ આઘાતથી પંદર દિવસમાંજ મૃત્યુ પામી. બિચારી ગિરિબાળા એકલી પડી. તેને માથે વળી તર્કપ્રસાદના ભરણપોષણનો બોજો પણ આવી પડ્યો. નરેન્દ્ર ગિરિબાળાને અત્યંત પ્રેમથી ચ્હાતો હતો. તેણે તર્કપ્રસાદને પણ ગિરિબાળાની ભલામણથી પોતાને ત્યાં રાખ્યો અને તેનો અભ્યાસ શરૂ રાખ્યો. ગિરિબાળા અને તર્કપ્રસાદ બાલ્યાવસ્થાથીજ સાથે ઉછરેલાં હોવાથી પરસ્પર ભાઇ બ્હેનના શુદ્ધ પ્રેમથી ચ્હાતાં શીખ્યાં હતાં. તર્કપ્રસાદ પોતાની માતાના વર્તનથી અજ્ઞાત નહતો અને તેથી પોતાના ઉપર ઉપકાર કરનાર નરેન્દ્ર તથા ગિરિબાળાથી ઘણો ડરતો હતો.

ધીમે ધીમે તેણે અભ્યાસમાં સફળતા મેળવી. બી. એ. ની પરીક્ષા પસાર કરી; પરન્તુ સરકારી નોકરી મેળવવા તે કમનસીબ થયો. છેવટે ચંદ્રપૂરમાંજ તેને નરેન્દ્રે એક સ્કુલ ઉઘાડવાની ગોઠવણ કરી આપી. ચંદ્રપૂરમાં તર્કપ્રસાદ જેટલો અભ્યાસ કરેલા થોડાજ મનુષ્યો હોવાથી ત્યાં તેને સૌ માન આવકાર આપવા લાગ્યા; છતાં તેની માતાના વર્તનથી ખરા અંતઃકરણથી કોઇ તેને માન આપતું નહિ. તેનાં લગ્ન માટે ગિરિબાળા તથા નરેન્દ્રે ઘણા યત્ન કર્યા પરન્તુ નિષ્ફળ.

તર્કપ્રસાદે હવે ધીમે ધીમે જાહેર હીલચાલોમાં ભાગ લેવા માંડયો. વિધવાવિવાહ, સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્નેહલગ્ન, સ્ત્રીકેળવણી વિગેરે બાબતો પર જાહેર ભાષણો આપવા લાગ્યો. પોતાનાજ વિચારોને મળતા યુવાનોનાં મંડળમાં ભેળાવા લાગ્યો. દેવેન્દ્ર પણ એજ વિચારનો હતો. તેથી તે પણ તર્કપ્રસાદનો મિત્ર બન્યો. તર્કપ્રસાદ સાથે સંબંધમાં આવવાનો દેવેન્દ્રનો હેતુ કાંઇક જુદોજ હતો. નરેન્દ્રના કુટુંબ સાથે તેને પૂર્વથી વૈર હતું અને તે સાથે ગિરિબાળાના સૌંદર્ય પાછળ તે

દીવાનો બન્યો હતો; પરંન્તુ તે પોતાની અંતરેચ્છા તેણે કોઇને કળાવા દીધી નહતી. તર્કપ્રસાદ સાથે સારો સંબંધ રાખી, નરેન્દ્રના મનમાંનું વૈર કાઢી નંખાવવું, અને પછીથી પોતાની ઇચ્છા એક નહિ તો બીજી રીતે પણ તૃપ્ત કરવી અને અંતરના વેરનો બદલો લેવો આ તેની ઇચ્છા હતી.

દેવેન્દ્ર પોતાની આ ઇચ્છામાં ફાવ્યો. તેણે તર્કપ્રસાદને પોતાનો કરી લીધો. પોતે તેને ત્યાં આવતો જતો થયો. ધીમે ધીમે એટલો બધો પરિચય વધી પડયો કે જયાં જુઓ ત્યાં તર્કપ્રસાદ સાથે દેવેન્દ્ર તો હોય, હોય ને હોયજ. ઘરમાં પણ સાથે, બહાર પણ સાથે, નાટકમાં સાથે, મીજલસમાં પણ સાથે, મેળાવડામાં સાથે અને ભાષણ યા લેખમાં પણ સાથેજ. જ્યાં દેવેન્દ્રનું નામ હોય ત્યાં તર્કપ્રસાદનું, અને જ્યાં તર્કપ્રસાદનું હોય ત્યાં દેવેન્દ્રનું નામ હોયજ. દેવેન્દ્રે હેમવતીને કાઢી મૂકી પરંતુ પાછળથી તે ખૂબ પસ્તાવા લાગ્યો. ઘણી વખત તેને એમ થતું કે હેમવતીને પાછી બોલાવવી, પરંતુ પોતે બોલાવવા જાય તો હેમવતી પાસે પોતાનું માન ઘટી જાય એવી શંકાથી તે ન જતો. હેમવતી પણ એટલી બધી હઠીલી હતી કે દેવેન્દ્ર પોતે તેડવા ન આવે ત્યાં સુધી નજ જવું, એવો નિશ્ચય કરી બેઠી હતી. દેવેન્દ્ર સ્ત્રી વિના બેચેન થવા લાગ્યો. યુવાવસ્થામાં વિરહે તેને ઘણો મુઝવ્યો. જે હેતુથી તર્કપ્રસાદ સાથે તેણે મિત્રતા બાંધી તે જલ્દી પાર પડે તેમ તેને લાગ્યું નહિ. છેવટે વિધવાવિવાહ કરનારાઓમાં પ્રથમ પંક્તિએ પોતાનું નામ દાખલ કરાવવાની તેની ઇચ્છા થઇ; અને એ રીતે ભણેલી, સુશિલ અને પોતાના મનપસંદ સૌંદર્યવતી યુવતીની ખોળમાં પડયો. તર્કપ્રસાદને પણ તેણે પોતાની સાથે ભેળવ્યો. તર્કપ્રસાદને કોઈ કન્યા આપતું નહિ તેથી તે પણ "વિધવા તો વિધવા, પણ સ્ત્રી તો મળશે," એ વિચારે વિધવાવિવાહનો ઝુંડો ઉઠાવી બહાર પડયો.

આમ વિધવાઓને પરણનારા બે ઉમેદવારો બહાર પડયા. વિધવાવિવાહના ઉપદેશકોજ પોતાના ચેલા ચેલીઓ સાથે લગ્ન કરવા તૈયાર થયા, પણ તેમના સદ્દભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો, પણ પોતાના ગુરૂ સાથે લગ્ન કરનાર કોઇ શિષ્યાયો મળી નહિ. તર્કપ્રસાદ કાંઇક સંયમી હતો; પરન્તુ દેવન્દ્રનું હૃદય હવે તેના હાથમાં ન હતું. ગમે તે યૌવનમસ્ત સ્ત્રી નજરે પડતી કે તેના મનમાં વિવિધ પ્રકારના કુતર્ક જાગતા. ખાતાં, પીતાં, સુતાં, બેસતાં, હરતાં, ફરતાં, પણ તેને હવે સ્ત્રીઓનાજ વિચારો આવવા લાગ્યા. કામવિકારથી તેનું મન બળવા લાગ્યું. કોઇ

પણ વસ્તુ તેને ગમતી નહિ. સ્ત્રીનું દર્શન, સ્ત્રીનું મનન, સ્ત્રીની વાત, સ્ત્રીનું વર્ણન એજ તેનો પ્રિય વિષય થઇ પડયો. તેમ તેને ટોકનાર પણ કોઇ હતું નહિ, તેથી તે સ્વચ્છંદે મ્હાલવા લાગ્યો. શરૂઆતમાં તો તેને આબરૂનો ડર લાગ્યો; અને તેથી પોતાના મનની વેદના ઓછી કરવાના ઇરાદાથી તેણે ગુપચુપ પોતાના ઘરમાંજ સુરાદેવીની આરાધના કરવા માંડી; પરન્તુ તેનું પરિણામ જુદુંજ આવ્યું. ધીમે ધીમે તે સુરાદેવીનો પરમ ભક્ત થઇ ગયો. સવારે, બપોરે, સાંજે, રાત્રે, મગજમાં આવે તે વખતે તે તેનો ઉપયોગ કરવા લાગ્યો. આવી લતને લીધે એવા મિત્રો પણ વધવા લાગ્યા. બાપની આબરૂની થોડી ઘણી પણ દરકાર હતી તે ચાલી ગઇ. ઘેર ઘેર અને ગલીએ ગલીએ દેવેન્દ્રની વાતો થવા લાગી. તેને ત્યાં કોઇ દાસી નોકર રહેવા ન લાગી. જેના ઘરમાં તે જાય તે માણસ તેનો અવિશ્વાસ રાખવા લાગ્યો. માર્ગમાં જતો હોય તો સ્ત્રીઓ તે માર્ગ છોડી જવા લાગી. તેની પાછળ દરેક જણ આંગળી કરવા લાગ્યાં. એક વખત ચંદ્રપૂરના માનીતા કુટુંબનો દેવેન્દ્ર પોતાના દુર્ગુણે આવી સ્થિતિ પામ્યો; વિશ્વની કહેવત ખરી પડી કે "વંદાયલું પણ નિંદાય."

---

## અષ્ટમ પરિચ્છેદ.

### વજ્રપાત.



નરેન્દ્ર રમ્યનગરથી પાછો ફરતાં કુસુમને ત્યાં આવવા નીકળ્યો. કુસુમ અને નરેન્દ્રમાં સ્નેહનું પ્રાબલ્ય એટલું બધું હતું કે બન્ને કોઇ કોઇની ઇચ્છા વિરૂદ્ધ જતાં નહિ. નરેન્દ્રની ઇચ્છા તેજ કુસુમની; અને કુસુમની ઇચ્છા તેજ નરેન્દ્રની. ગમે તેવી ખોટી વાત નરેન્દ્ર કુસુમને કહેતો તે તે અક્ષરશઃ સાચી માનતી. તેમજ નરેન્દ્રનો પણ તેનામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. પરસ્પર એક બીજાને દુઃખે દુઃખી થતાં. દિનકરરાય પણ ઘણોજ ભલો અને આનંદી પુરૂષ હતો. નરેન્દ્ર સાથે તે મિત્રભાવથી વર્તતો. કુસુમ દિનકરરાય સાથે ઘણીજ સુખમાં રહેતી. પતિ અને પત્નિ ઉભયમાં જે પ્રેમ, જે વિશ્વાસ, જે વ્હાલ અને ઐક્ય જોઇએ તે તે બન્નેમાં હતું. દિનકરરાયના ગમે તેવા કાર્યમાં

કુસુમ પ્રશ્ન કરતી નહિ, તેમજ કુસુમની ઇચ્છામાં દિનકરરાયનો પ્રતિબોધ નહિ! આ ઐક્યનું ફલ સુરેશ. બાળક સુરેશમાં પણ બાલ્યાવસ્થાથીજ માતા પિતાના ગુણો જણાતા હતા.

દિનકરરાય ઓફીસમાંથી સાંજના પાંચ વાગે ઘેર આવી દિવાન-ખાનામાં બેઠો હતો. બાજુની ખુરસીપર કુસુમ બેઠી હતી. વચ્ચે ગોળ ટેબલપર ચ્હાના પ્યાલા પડયા હતા. એજ દિવાનખાનાના એક ખૂણા તરફ નિર્મળા બેઠી બેઠી પુષ્પમાલિકા ગુંથતી હતી. તેનીજ પાસે બેઠો બેઠો સુરેશ તૈયાર થયેલી માળા તથા પુષ્પો આમ તેમ ઉછાળતો રમત કરતો બેઠો હતો. તેનાથી થોડે દૂર પણ ચ્હાના પ્યાલા પડયા હતા. નિર્મળા માળા ગુંથતી ગુંથતી ગાતી હતી.

કોમલ તુજ પાંખડી કમલિની જોજે ના કરમાય,
ભોગી ભ્રમરને જોઇ અલી! જો ભાનુ ના ભરમાય;
તું મુગ્ધ વચનથી જણાવજે, નિજપતિને તારો ભાવ,
અલી! લેજે લાખેણો લ્હાવ.
ઇચ્છે જો તુજ પ્રેમ કદી એ ભાનુ ભય હરનાર,
'પોષણકર્ત્તા તાત બરાબર' કહેજે વારંવાર;
તું હૃદય સદન શૃંગાર ભ્રમરને જાણી નિજભવનાવ,
અલી! લઈ લે લાખેણો લ્હાવ.

તેના ગાનની સત્યતા પ્રકટ કરતી હોય તેમ પુષ્પકલિકાઓ ખીલતી, હસતી આમતેમ જણાતી હતી. માલામાંની કલિકાઓ પોતાની અન્ય સખીઓને આમ સોયથી વીંધાવું પડશે યાતો સૂત્રથી બંધાઇ દુઃખી થવું પડશે એમ સૂચવતી જણાતી હતી ત્યારે નિર્મળાના ગળામાંની માલિકા, તેની શંખગ્રીવાના હાલવાથી આમ તેમ હાલતી. તેનાં કઠીન બાલ ઉરજ ઉપર આમ તેમ કુદતી, મસ્તીમાં આવી, જાણે ઉરજના કાઠિન્ય માટે અથવા તો તેના રક્ત વદનને માટે તેની હાંસી કરતી અડપલાં કરતી હોય તેમ પોતાની સુવાસિત મૃદુ પાંખડીઓનો પ્રહાર કરતી હતી અને પોતાની થનાર સખી,--ગુંથાતી માલિકાને સૂચવતી જણાતી હતી કેઃ—

ગુંથાજે, વીંધાજે, ચલિત નવ થાજે ભય થકી,
કસાજે, બંધાજે, વિપરિત નવ થાજે ભય થકી;
કઠિન કુચે કેલિ નિરમિત તુજ ભાગ્યે, અલિ ભરી,
વિના દુઃખે આલિ! સુખ નવ જગતમાં વિધિ ખરી.

નિર્મળાનું ઝીણું ઝીણું મૃદુ ગાન સાંભળી દિનકરરાયે કાંઇક ભાવમય દૃષ્ટિથી કુસુમ સામું જોયું. કુસુમ સહજ હસી. નિર્મળા સામે જોઇ સુરેશ પ્રતિ બોલી.

"કુસુમકલિઓને છુંદતો ના, સુરેશ ?"

ગાનમાં મસ્ત બનેલી નિર્મળાનું ધ્યાન ખેચાયું. તે શરમાઇ ગઇ અને ગાન બંધ પડી ગયું. હાથમાંની માળા સહિત ઉઠી, સુરેશને પોતાના હાથમાં લઇ કુસુમ પાસે ગઇ.

"નિર્મળા! તું પણ રસિક જણાય છે હો!" કુસુમ હસતાં હસતાં બોલી.

"હું તો કાંઇજ જાણુતી નથી. મારી સખી માલતી ગાતી હતી તેની પાસેથી શીખી છું."

સુરેશ દિનકરરાય પ્રતિ જોઇ હસવા લાગ્યો. નિર્મળે સુરેશને મૂકી દીધો. સુરેશ ઘડીમાં નિર્મળા તરફ, તો ઘડીમાં કુસુમ તરફ, તો વળી ઘડીમાં દિનકરરાય તરફ જોવા લાગ્યો. જાણે પોતાનું અપમાન થયું હોય તેમ ગંભીર ભાવથી મૌન બેઠો. ત્રણે જણ હસી પડયાં. રીસાયલો સુરેશ નજીક પડેલાં પુસ્તકોમાંથી એક પુસ્તક ખેંચી રમવા લાગ્યો. આમ તેમ કેટલાંક પાન ઉથલાવી સ્થિર દ્રષ્ટિથી એક પાન સામું જોઇ રહ્યો. ત્રણે જણ તેના સામુંજ જોઇ રહ્યાં હતાં. સુરેશ-અજ્ઞાન સુરેશની સ્થિર દ્રષ્ટિથી તે પુસ્તકમાં શું જોતો હતો તે જાણવાની સર્વની જીજ્ઞાસા વધી પડી. વ્હાલા વાંચક! તારી જીજ્ઞાસા પણ વધતીજ હશે, પણ ધીરો થા. આપણે હમણાંજ તે જાણીશું. નિર્મળા તરતજ તેની નજીક ગઇ અને પુસ્તક પ્રતિ દ્રષ્ટિ કરી. સુરેશ સ્થિર દ્રષ્ટિએ એક ચિત્ર સામે જોઈ રહ્યો હતો. નિર્મળા તેની નીચેની લીટીઓ મનમાં વાંચવા લાગી.

"વ્હાલાઓનાં વિમલ વ્હાલે, વિહરે વિશ્વમાં જે,
એવાં પ્રેમી વિરલ જગમાં, પામતાં શાન્તિને તે;
પ્રીતે જેણે અરપણ કરીયું, નિજ સર્વસ્વ ભાવે,
પ્રેમી એવાં અનુપમ સુખમાં પ્રેમી એકે સુહાવે.

× × ×

અગમ્ય એવી વિધી! આ દશા શી? કલાય ના જે દુઃખડાં સ્થિતિ શી?
કુસુમ બાણે, મનડું વિંધાણું, કયાં છિદ્ર પડિયું, લવ ના હું જાણું"

નિર્મળે છેલ્લી કડી વાંચી, સ્મિતહાસ્યથી કુસુમના કાનમાં કાંઇક બોલી કુસુમે સુરેશના હાથમાંથી પુસ્તક લીધું. સુરેશ રડવા લાગ્યો. તત્ક્ષણે નરેન્દ્રે પ્રવેશ કર્યો. પુસ્તકની વાત અધુરી રહી. નરેન્દ્રને આવકાર આપવા દિનકરરાય અને કુસુમ ઉઠયાં. નિર્મળ—મુગ્ધ શરમાળ બાળા—ત્યાંથી પુસ્તક લઇ ખસી ગઈ. નરેન્દ્રે સુરેશને ઉંચકી લીધો, પણ તે રડતો છાનો ન રહ્યો. ગુસ્સામાં આવી નરેન્દ્રના ગાલપર હાથ પછાડવા તથા નખ ભરવા લાગ્યો. કુસુમ હસી પડી. દિનકરરાય બોલ્યો :—

"નરેન્દ્ર તમારા ભાણેજની ન્યાય કરવાની દ્રષ્ટિ તો ઉત્તમ છે."

"કેમ! મારો શો દોષ છે કે મારી સાથે આમ કરે છે?"

"એના રડવાનું મૂળ તમે છો." દિનકરરાય બોલ્યો.

"એ કેવી રીતે? પુસ્તક તો મેં લઈ લીધું." કુસુમ બોલી.

"પણ જે હેતુથી તેં પુસ્તક લીધું તે હેતુ બતાવનાર તો નિર્મળાને?"

"હા."

"અને નિર્મળાને લાવનાર?"

કુસુમ હસી પડી. "નરેદ્ર!"

"એવું તે શું હતું કે સુરેશને રડાવીને પુસ્તક લેવું પડયું?" નરેન્દ્રે પૂછ્યું.

"તે તો નિર્મળા અને તમારી બ્હેન જાણે." દિનકરરાય બોલ્યો.

"નિર્મળા! નિર્મળા!! અહીં આવ." નિર્મળા આવતાં પુસ્તકમાંથી કવિતા નરેન્દ્રને બતાવવાનો હુકમ થયો. નિર્મળા શરમાઇ. પુસ્તક લઇ પાછી જતી રહી. કુસુમ હસી પડી. રેન્દ્ર આતુર નયને હરિણી માફક દોડતી નિર્મળા તરફ જોઇ રહ્યો.

નિર્મળા મળતાવડા સ્વભાવથી સર્વને પ્રિય થઈ પડી. નરેન્દ્ર સાથે પણ હવે તે છુટથી વાત કરવા લાગી; તેને નરેન્દ્ર પ્રતિ પ્રેમ ઉદ્દભવ્યો. નરેન્દ્ર તેને લઇને જ્યારે ગોવિન્દપૂર જવા નિકળ્યો ત્યારે કુસુમની આંખમાં નિર્મળાની જુદાઇથી અશ્રુ આવ્યાં. બાળક સુરેશ પણ રડવા લાગ્યો. આખરે "જવાનું તેજ જાવાનુ" એ ન્યાયે નરેન્દ્ર અને નિર્મળા ગોવિંદપૂર જવા નિકળ્યાં.

ત્રણ ચાર દિવસ પૂર્વેની નિર્મળા આજ કાંઇક અંશે બદલાઇ ગઇ હતી. નરેન્દ્રથી ડરનારી, લજ્જાથી આડુ જોનારી નિર્મળા હવે નરેન્દ્ર સાથે હસીને છુટથી વાતો કરવા લાગી. શરૂઆતમાં સ્વપ્ન સૂચનથી ડરનારી બાળા, નરેન્દ્રને પોતાના હૃદયમંદિરમાં પધરાવી ગુપ્તભાવે પૂજા કરવા લાગી. નરેન્દ્રનાં મિષ્ટ વચનો તેને અમૃતથી પણ મધુર લાગવા મંડયાં. નરેદ્રની દ્રષ્ટિ અમૃતવૃષ્ટિ સમાન ભાસવા લાગી. નરેદ્રનું હસવું તેને સ્વર્ગમાં ઝુલાવવા લાગ્યું. પ્રતિ પળ નરેન્દ્ર જ તેના વિચારનો વિષય થઈ પડયો. સર્વ સ્થળે તે નરેન્દ્રનેજ જોવા લાગી.

નૌકામાં નરેન્દ્ર અને નિર્મળા સામ સામાં બેઠાં હતાં. નિર્મળ પવન નિમળાના કેશ અને વસ્ત્રોને આમ તેમ ઉરાડી અવ્યવસ્થિત

કરી નાખતો હતો; છતાં પરવશ બનેલી નિર્મળા તેને વ્યવસ્થિત કરવા કાળજી પણ કરતી નહિં. નરેન્દ્ર નિર્મળા પ્રતિ પ્રેમભરી દ્રષ્ટિથી જોઇ રહ્યો હતો. નિર્મળાની પણ એજ સ્થિતિ હતી. અન્યોન્ય હૃદયો પ્રેમમસ્ત બની પરસ્પર દર્શનાનુરાગે તલપતાં હતાં, પરન્તુ તેમની દ્રષ્ટિ એક થતાંજ કાંઇક લજ્જા, કાંઇક પ્રેમથી વિખૂટી પડતી. નજીકના કિનારાનાં વૃક્ષપર બેઠેલાં પંખીગણો જાણે તેમના અંતરની અભિલાષાઓ પ્રકટ કરતાં હોય તેમ કિલકિલ શબ્દોથી ગાતાં હતાં. મયૂર ટહુકાર કરી મેઘગર્જનની સૂચના કરતો હતો ત્યારે નિર્મળાનો હૃદય મયૂર મંદમંદ પ્રીતિગાને નરેન્દ્રના હૃદયમેઘને સૂચવતો હતો. ધીમે ધીમે નભમંડળ વર્ષાની વાદળીઓને પોતાના હૃદયપર સરવા દેવા લાગ્યું, તેમ તેમ નિર્મળાના હૃદયપર પણ આશા નિરાશાની વાદળીઓ સરવા લાગી. વાદળીઓના આચ્છાદનથી નભમંડળમાં ધીમે ધીમે અંધકાર વધવા લાગ્યો તેમ નરેન્દ્રના હૃદયમાં પણ કાંઇક પ્રેમ, મોહ, ચિન્તા, આશા, નિરાશાની વાદળીઓએ અંધકાર વધારી મૂક્યો. મેઘગર્જન સાથે મયૂરોનો ટહુકાર વધવા લાગ્યો તેમ તેમ અદૃષ્ય હૃદયતંતુના તર્જન ગર્જનથી બન્નેનાં હૃદયમાં મદન મયૂરનો ટહુકાર સંભળાવા લાગ્યો. બન્નેનાં મુખ "બોલું, બોલું" થઇ રહ્યાં પરન્તુ શું બોલવું, કેમ બોલવું તે ન સમજાયાથી મૌન રહ્યાં હતાં. ખલાસીઓ મેઘની આશંકાએ નૌકા કિનારે કિનારે ચલાવવાના ઉદ્યોગમાં પડ્યા હતા. તેમને નૌકામાં શું થાય છે તે જોવા જાણવાનું ભાન ન હતું. નૌકામાં બન્નેનાં શરીર એક બીજાથી દૂર પડ્યાં હતાં, છતાં હૃદય તો જાણે બન્નેનાં એકત્રજ બની ગયેલાં જણાતાં હતાં.

સ્ત્રી–હૃદય હમેશાં સહનશીલ અને હઠીલું હોય છે પણ પુરૂષ હૃદય તેમ સ્થિર રહેતું નથી. પ્રેમપાત્રની સન્મુખ સ્ત્રીનું હૃદય માની બને છે–માની બનવા જેટલો સમય પણ નિષ્ઠુરતા ધારણ કરે છે, પરન્તુ પુરૂષનું હૃદય એટલું નિષ્ઠુર બની શકતું નથી. છેવટે નરેન્દ્રે શરૂઆત કરી.

"મેઘ આવશે એમ મયૂરોનો ટહુકાર સૂચવે છે."

"મયૂરોનો ટહુકાર કાંઇક ગાનના રૂપમાં ધ્વનિત થાય છે?"

"હા લાગે છે ખરૂં." નરેન્દ્ર નિર્મળાના આ પ્રશ્નથી ઉત્સાહિત થઇ બોલ્યો. તેને લાગ્યું કે આ રીતે પણ હૃદયભાવ ફલિત થશે ખરો.

"એ કયું અને શું ગાન હશે?"

"મયૂરના હૃદયાનંદનું. એ ગાનનું રહસ્ય ઘણુંજ વિલક્ષણ હોય છે."

"એવી શી વિલક્ષણતા એમાં હશે વારૂં?"

"એ ગાન પ્રણયગાન છે. તમે સાંભળ્યું નથી ?"

"ના. ના. મેં એવું ગાન નથી સાંભળ્યું." નિર્મળા—નરેન્દ્રને વશ બનેલી— નિર્મળાનું હૃદય પીગળ્યું. પ્રણયપાત્રના મુખેથી મિષ્ટ પ્રણયગાન સાંભળવા ઉત્સુક બની. નરેન્દ્ર પણ આનંદમાં મસ્ત બની ગાવા લાગ્યો.

"થનથનથન નાચે, જો મયુરો ઉલ્હાસે
ઘનગરજન યાચે, નીલકંઠે ઉછાસે;
સરર સરર સરતી, દામિની જો પ્રકાશે
પ્રણય હૃદય તરતી, પ્રેમજ્યોતિ વિકાસે."

ગાનની શરૂઆત થતાંજ ધીમે ધીમે વૃષ્ટિ થવા લાગી. નાનાં નાનાં ફોરાં મુકતારૂપે તેમને વધાવતાં હોય તેમ જણાવા લાગ્યાં.

"આ તો કવિની ઉક્તિ છે, નિર્મળા ! મયૂરના ટહુકારને અને મેઘના આવ્હાનને પ્રેમીઓના રૂપમાં લીધાં છે. સ્પષ્ટ કહીએ તો પ્રેમીઓની દશાજ વર્ણવી છે. જો સાંભળ."

નરેન્દ્રે આમ કહી આગળ ચલાવ્યું. નિર્મળા પ્રસન્ન પણ મુગ્ધ વદને ઘડીમાં નરેન્દ્ર સામું તો ઘડીમાં આડું જોવા લાગી.

"જો, જો, આલી ! હૃદય ગગને, થાય ટંકાર આ શો ?
મસ્તીખોરો ઘનસ્વરૂપ એ, મેઘનો શોર આ શો ?
મદન સદને, ઘનતિમિરમાં દામિની જો પ્રકાશે,
પ્રેમી હૈડાં ચલ વિચલતાં હીંચતાં પ્રેમ આશે,
હૈડાફેરાં, પ્રણયતંતુ વાદ્યરૂપે અનેરા,
ગાતા જોને, પ્રણયગાનો, યત્નથી પ્રેમ ઘેલા;
અંગે અંગે મદન સમિરે, વ્હાલી જો ભડભડે છે,
પ્રેમી હૈડાં મદન અનિલે વ્હાલી જો સડસડે છે."

નિર્મળાની આંખો ચમકવા લાગી, અંગ કંપવા લાગ્યું, ઓષ્ઠમાંથી ફુત્કાર નીકળવા લાગ્યા. નેત્રોમાંથી મદનજ્વાળા નિકળી નરેન્દ્રનું અંગ બાળવા લાગી. ઉષ્ણ શ્વાસોશ્વાસે ઉરજ અંચલ હાલવા લાગ્યો. હસ્ત તથા પાય તનમનાટ કરવા લાગ્યાં. હૈયાના ધબકારા પ્રણયગાનમાં તાલ આપવા લાગ્યા. નરેન્દ્ર નિર્નિમેષ દ્રષ્ટિથી નિર્મળાની સ્થિતિ જોતો ગાનમાં આગળ વધ્યો.

"કંપિત આ હૃદય શું સુચવે અરેરે ?
થાતી વ્યથા હૃદયમાં કહે શું ખરે એ ?
ના ઇચ્છતી ઘન નમે કહે દામિની શું ?
ના ઇચ્છતી નવયુવા પતિ સાથને શું ?

× × ×

ઝુલે જો અધરોષ્ઠ કંપિત થતા, સ્વેદેભર્યું ભાલ આ,
શી લાલી છવરાઈ ગાલ ઉપરે, શી મસ્ત છે ચાલ આ,

શાં છે નેણ વિશાળ, અભ્ર ભ્રકૂટી સંધાન શરનું કરે!
રે! રે! બાળ ન બાલિકા વધુ હવાં, બેહાલ શાને કરે!

× × ×

વદતા એવું પ્રણય વચને, તંતુ આ દેહ કેરા;
શાને પ્યારી વ્યથિત કરતી, છિન્ન ભિન્ને વળી આ,
નેત્રો ઠરતાં કઠિન ઉરજે, અંચલે હેરતાં રે,
એવા તારા સુભગ દેહે, બિન્દુ ઘન વેરતો રે.

× × ×

મયૂરો શું બોલે? ટિહુક, ટિહુ કહીને, આત્મરેખા જણાવે,
પ્રેમી જો દંપતી આ મધુર મધુ વદીને, આત્મશ્લેષા ભણાવે.

× × ×

જે જેને વીતે, કર્મની તેજ જાણે,
હૃદય વ્યથા થાતી, તે વ્યથિતો પ્રમાણે.
નિઠુર હૃદય હોયે, લેશ તે ના કળે રે,
બળી બળી નિત્ય જાયે, પ્રેમથી દગ્ધ હોયે.

નિર્મળાની સ્થિતિ કફોડી થઈ પડી. નરેન્દ્ર ધીમે ધીમે સરતો સરતો તેની છેક નજીક ગયો. નિર્મળાનો હાથ પોતાના હાથમાં લીધો. મુખ નજીક લઇ ગયો. તેનો ઉષ્ણ શ્વાસ તેના હાથને અડકયો. એકજ ક્ષણમાં શિળવતી બાળાની કાયા ભ્રષ્ટ થઇ હોત; પરન્તુ તે કાર્યથી જાણે મેઘરાજ કુપિત થયો હોય તેમ ગડગડાટ સાથે વિદ્યુત્ ચમકાર થયો. નિર્મળા ચમકી. નરેન્દ્ર ચમકયો. નિર્મળે હાથ પાછો ખેંચી લીધો. ભુલી ગયેલી શુદ્ધિ ઠેકાણે આવી. પોતાની સ્થિતિ માટે અફસોસ કરતી નીચું જોઇ રહી. નરેન્દ્ર મૌન રહ્યો. ક્ષણ પછી અસ્ફુટ વચને અધોવદને તે કહેવા લાગીઃ—

"નરેન્દ્ર ભાઈ! આપણો સંબંધ અશકય છે."

"હેં?"

નરેન્દ્રના મસ્તકપર વજ્રપાત થયો. પોતાના વર્તન માટે ક્ષણ વાર પશ્ચાત્તાપ થયો. નીચું વદન કરી મૌનપણે બેસી રહ્યો. સમય સમયનું કામ કરવા લાગ્યો. નૌકા નિરવે ચાલવા લાગી. હૃદયના મદન મેઘ સાથે ગગનનો ઘનશ્યામ મેઘ પણ વિખરાઇ ગયો. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી. માત્ર નરેન્દ્રના હૃદયમાં "અશકય" શબ્દોજ ઘુમતા રહ્યા. તેના મસ્તકપર પડેલા વજ્રપાતથી તેનું અવનત મસ્તક ઉંચું ન થયું.



## નવમ પરિચ્છેદ.



### મારૂં શું થશે?





યોગ્ય પ્રસંગ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મનુષ્યની ખરી પરીક્ષા થઇ શકતી નથી. નવલના હૃદયની આ સમયે ખરી કસોટી થતી હતી. એક તરફ પ્રિયમિત્ર મૃત્યુ શય્યામાં હતો, બીજી તરફ મિત્રનો પિતા પણ તેવીજ દશા ભોગવતો હતો. ત્રીજી તરફ મિત્ર પત્ની હૃદયવ્યથાએ દ્રષ્ટિ સન્મુખ નિશ્ચેષ્ટ અવ્યવસ્થ દશામાં પડી હતી. ચોથી તરફ પ્રેમ અને ધર્મની લાગણીઓનું દારૂણ યુદ્ધ તેના હૃદયમાં ચાલતું હતું.

સર્વત્ર નિઃશબ્દ હતું. સહજ પણ અવાજ સંભળાતો નહતો. દિપક ધીમે ધીમે પોતાનો પ્રકાશ આખા ઓરડામાં પ્રસરાવી રહ્યો હતો. વસ્તીમાં આવેલા મકાનનો આ ઓરડો વસ્તીવાળો હોવા છતાં ભયંકર શાન્તિ ભોગવતો હતો. માલતી નિશ્ચેષ્ટ દશામાં જમીન પર પડી હતી. ચોટલો છુટી જવાથી કાળા વાળ જમીનપર તેમજ તેના અંગપર વિખરાતા પડયા હતા તે છાતીપરનું વસ્ત્ર ખસી ગએલ હોવાને લીધે શિળવતીની લજ્જા સંભાળવા, તેનાં સ્ત્રીઅંગો ઢાંકવાની પોતાની ફરજ બજાવતા હોય તેમ મયૂર કળા માફક તેની છાતીપર વિખરાયા હતા અને તેના ધીમા શ્વાસથી સહેજ ઉડતા હતા. સુકુમાર અંગ શિથિલ થઇ પડયું હતું. મુખ કરમાઇ ગયું હતું. રકતવર્ણી તેના ચરણકમળ વસ્ત્રના સહજ ખસવાથી મનોહર લાગતા હતા. નાજુક સિંહલંકી કટિ તેના ઉપસી આવતાં ઉદ્ધત ઉરજ આગળ દબાઇ ગયેલી જણાતી હતી. સ્વેદપૂરિત શરીર સાથે વસ્ત્ર ચોટી જવાથી કદલીસ્થંભ સમાન જંઘા પરસ્પર અડકી રહેતી કામીઓના ચિત્તને બાળતી જણાતી હતી. બેભાન દશામાં, અવ્યવસ્થિત સ્થિતિમાં દુઃખની મારી મુર્છા પામેલી પણ યૌવનમસ્ત બાળાના કોમળ દેહ સામુ નવલ ક્ષણેક જોઇ રહ્યો. શું કરવું, શી રીતે શુદ્ધિમાં લાવવી તે તેને ન સમજાયું. નજીકમાંજ તેના મુખ સામું જોતો સ્તબ્ધ ઉભો.

જેમ જેમ તે તેના સામું જોતો ઉભો તેમ તેમ તેના હૃદયનું દુઃખ વધવા લાગ્યું. પ્રેમ તેના તરફ આકર્ષતો કે તરતજ ધર્મપ્રિયતા તેને દબાવી દેતી. વળી બીજીજ પળે તેનાં કોમળ અંગો તેની વૃત્તિને ચળાવતાં. નવલ—મનુષ્ય હૃદયનો નવલ હિમ્મત હાર્યો. નેત્ર મીંચી

ઉભો રહ્યો. થોડીવારમાં માલતી કાંઇક શુદ્ધિમાં આવતી જણાઇ, તેના હાલવાથી, શરીરના ઘસારાના અવાજથી નવલે નેત્રો ઉઘાડયાં.

"માલતી! ઉઠો. ધીરજ રાખો."

નવલ મુશ્કેલીથી આટલા શબ્દો બોલ્યો. પોતાના અવ્યવસ્થિત દેહ તરફ જોતાં માલતી શરમાઇ; ઉઠીને બારણા પાસે ઉભી રહી. અત્યંત મૃદુ સ્વરે લજ્જાપૂર્વક તે બોલી:–

"જમવા ચાલશો?"

"હા, ચાલો આવું છું."

નવલ તેની પાછળ પાછળ ગયો. બન્ને જણ યંત્રની માફક મુંગે મુંગાં ચાલ્યાં. નવલ જમવા બેઠો. તેના મનમાં કાંઇક જુદાજ વિચારો ચાલતા હતા. "અરેરે! વિઠ્ઠલપ્રસાદ અને નવનીત બન્નેને કાંઇક થશે તો આ સુકોમળ બાળાનું શું થશે? કેટલી કોમળ! કેટલી મૃદુ! 'શું થશે?' એ વિચાર આવતાંજ મૂર્છાવશ થઇ! અરેરે! હિન્દુ સંસારનાં રૂઢીબન્ધનો કેટલાં પ્રતિબંધક છે! આ બાળા! જેણે એક વખત પણ પતિસુખ જોયું નથી તે વિધવા થશે? આખી જીંદગી એકલી અટુલી દશામાંજ ગુજારશે? શી રીતે? એ કેમ બનશે? અસહ્ય યૌવનપીડા શી રીતે સહેશે? મસ્ત દુર્દમ્ય મદનના અગમ્ય શર પ્રહારો તે શી રીતે રોકશે? ભાવિ! ભાવિ!! તારી રમત કેવી અલૌકિક છે!" આમ વિચાર કરતો મૌનપણે પાટલાપર બેઠો. માલતીએ થાળી પીરસી. નીચેથી ઉંચું જોવાની તેનામાં હિમ્મત નહતી. "સહજ વાતમાં હું બેભાન થઇ પડી! અને તે પણ નવલની સામેજ! મારાં વસ્ત્રો અવ્યવસ્થ થયાં હશે! અરે એમણે તે વ્યવસ્થિત કર્યાં હશે! મારા શરીરને સ્પર્શ કર્યો હશે. કેટલું લજ્જાસ્પદ! કેવું શરમભરેલું? શું મોઢું લઇ હું તેમના સામું જોઉં? તેમની સાથે કેવી રીતે બોલું? અરે! મારા..."

વિચાર બદલાયા. "ના. ના. એવી નીચ ધારણા નવલની ન હોય. એ ઘણાજ પવિત્ર હૃદયના છે. વળી ....."

વિચારમાળા એકાએક તૂટી ગઇ. કાંઇક મંદ અવાજ સંભળાવાના ભાસથી નવલ હાથ ધોઇ ઉઠયો. ઉતાવળો ઉતાવળો વિઠ્ઠલપ્રસાદના ઓરડામાં ગયો. માલતી પણ નવનીતના ઓરડામાં ગઇ. નવનીત બેશુદ્ધાવસ્થામાં પડયો હતો. સહજ વાર પછી નેત્રો ઉઘાડી માલતી સામુ સ્થિર દ્રષ્ટિએ જોઇ રહ્યો. તેના ઓષ્ઠ હાલવા લાગ્યા. પરન્તુ તે કાંઇ પણ બોલી શકયો નહિ. વાચા બંધ થઇ.

નવલ વિઠ્ઠલપ્રસાદ પાસે ગયો ત્યારે તે આમથી તેમ આળોટતો હતો. તેને બિલકુલ શુદ્ધિ નહતી. 'નવનીત' 'માલતી' 'નવલ' 'જાગીર' વિગેરે અસંબદ્ધ શબ્દો બોલતો હતો.

"કાકા! કાકા! આ શું કરો છો? સુઇ જાઓ." નવલે તેને ઠીક સુવાડતાં કહ્યું. વિઠ્ઠલપ્રસાદે કાંઇજ જવાબ ન આપ્યો. ક્ષણવાર એકી દ્રષ્ટે નવલ સામું જોઇ રહી બોલ્યોઃ- "નવનીત! તું આવ્યો બેટા! આવ! હવે મને શાન્તિ થઇ. હું જાઉં છું. માલતીને કોઇ રીતે દુભવીશ નહિ."

નવલને નવનીત સમજી બેભાન અવસ્થામાં પણ પોતાના મનની ભ્રમણા કાઢવા માંડી. "જો જો. પેલો નવલ આવે છે. તેની દ્વારા બધો વહીવટ કરાવજે. પણ એની પાછળ કોણ છે? હા. મને-મને બોલાવે છે. હું જાઉં છું...જાઉં છું..." પાછો બેભાન થઇ ગયો. નવલની આંખમાંથી આંસુ ચાલવા લાગ્યાં. વિઠ્ઠલપ્રસાદ ફરીથી બેભાન થઇ ગયો તે કેટલીક ક્ષણ શુદ્ધિમાં આવ્યોજ નહિ. નવલ તેની આગળ બેઠો બેઠો અશ્રુ સારતો હતો. એવામાં માલતી ત્યાં આવી.

ત્યાં...ચા...લોને...નવ..." રડતાં રડતાં મૃદુ સ્વરે માલતી અડધું વાકય બોલી. નવલ ત્યાંથી નવનીત પાસે ગયો. નવનીત ખરેખર છેલ્લીજ દશામાં હતો. નવલે જઇને જોયું તો છેલ્લીજ પળ હતી. ગોદડાની ગાદી કરી તેના ઉપર ધીમેથી બન્ને જણે સુવાડયો. એકાદ પળ થઇ હશે અને તેનો શ્વાસ બંધ પડયો. લોહી સ્થિર થયું. તેનો આત્મા ઉડી ગયો. માલતીની દશા દુઃખમય થઇ પડી. તેનો મુકુટમણિ હરાઇ ગયો. સૌંદર્યનો શણગાર ચાલ્યો ગયો. યૌવન વનનો રાજા ગુમ થઇ ગયો. નવલ-બિચારા નવલની સ્થિતિ પણ કફોડી થઇ પડી. માલતીનું છાતીફાટ રૂદન તેનાથી સહન ન થયું. નવલ બાળકની માફક રડી પડયો. કેટલીક વારે શાન્ત થઇ માલતીને આશ્વાસન આપવા હિમ્મત કરી.

માલતી! માલ...તી!"

પ્રત્યુત્તર ન મળ્યો. એક તરફ નવનીતનું શબ, બીજી બાજુ માલતીનું હૃદયદારક આક્રંદ, ત્યાં બિચારા વિઠ્ઠલપ્રસાદની ખબર કોણ લે? નવલ છેકજ ના હિમ્મત થઇ ગયો. માલતી નવનીતની છાતીપર માથું નાખી ડસડસીને છાતીફાટ રડવા લાગી. નવલનાં નેત્રો પણ અશ્રુનદીમાં વહેવા લાગ્યાં. શું કરવું? શી રીતે માલતીને સમજાવવી? એ કાંઇપણ સમજાયું નહિ. તેને લાગ્યું કે માલતીનું મગજ ફરી જશે.

હૃદય બેશુદ્ધ થઇ જશે પણ કરવું શું? કાંઇ ન સમજાયું. કેટલીક વાર તેને તેનું હૃદય ખાલી કરવા દીધું.

"માલતી!" ડુસકાં ખાતાં નવલ બોલ્યો. "માલતી! તમે આમ કરશો તો વિઠ્ઠલપ્રસાદની શી દશા થશે? તેમના તરફ જુઓ તો ખરાં! મને તો તેમનો પણ ભય લાગે છે. હવે તમારે માત્ર તેમનોજ આધાર છે. તમારા આક્રંદથી જો તે જાણશે કે બનાવ ભયંકર છે તો તેમનું પણ મૃત્યુ થશે. તમે સમજુ છો. ધીરજ રાખો."

મહા મુશ્કેલીએ નવલ આટલા શબ્દો બોલ્યો. અત્યંત દુઃખથી મુઝાયલી છાતીએ ડુસકાં ભરતી રૂદન કરતી માલતીએ નવલ સામે જોયું.

"મારૂં શું થશે!" આટલા શબ્દો બોલતાં વળી તે રડી પડી. તેની હિમ્મત હરાઇ ગઇ. તે પાછી નવનીતની પાસે પછડાઇ પડી. નવલ વિઠ્ઠલપ્રસાદના ઓરડામાં ગયો.

વિઠ્ઠલપ્રસાદના કાને માલતીના આક્રંદનો અવાજ પહોંચી ચુક્યો હતો. પુત્રઘેલો પિતા આતુરતાથી નવલ સામું જોવા લાગ્યો. નવલ મૌનપણે તેની નજીક ગયો, વિઠ્ઠલપ્રસાદે તુટક સ્વરે પૂછ્યું:—

"નવલ! નવનીતને ......કેમ છે?"

"ઠીક છે. તમે આરામ લ્યો." હૃદયનો ભાર દબાવી, સત્ય બિના છુપાવતાં નવલ બોલ્યો.

વૃદ્ધ વિઠ્ઠલપ્રસાદને તેના કહેવાપર વિશ્વાસ ન આવ્યો. તે આજીજીપૂર્વક નવલ તરફ જોઇ રહ્યો. નવલથી હવે સહન ન થયું. અત્યાર સુધી ધારણ કરેલી કૃત્રિમ હિમ્મત નષ્ટ થઇ. તેની આંખમાંથી અશ્રુ સરવા લાગ્યાં જેથી વિઠ્ઠલપ્રસાદ ખરી સ્થિતિ સમજી ગયો. એટલામાં માલતીના આક્રંદથી આજુબાજુનાં પડોશીઓ આવી પહોંચ્યાં. સ્ત્રી મંડળ માલતીને ઘેરાઇ બેઠું, અને પુરૂષમંડળ વિઠ્ઠલપ્રસાદવાળા ઓરડામાં આવ્યું. માલતીના હૃદયદ્રાવક રૂદનથી તેમજ બીજાં મનુષ્યોના આગમનથી વિઠ્ઠલપ્રસાદ નવનીતના મૃત્યુની બીના સમજ્યો. પથારીમાંજ બેઠાં થવા પ્રયત્ન કરતો તે બોલ્યો:--

"નવલ! મારા નવનીત સમાન વ્હાલા નવલ! મને મરતી વખત પણ તું જુઠું સમજાવીશ? બો...લ. બોલ...મારા નવની...તને કે...મ છે?"

"કાકા!...નવ..." નવલ વધુ ન બોલી શક્યો. બન્ને હાથે પોતાનું મુખ ઢાંકી દીધું.

"સમજ્યો! મારો પુત્ર મને છોડી ગયો! નવની—ત!" બુઝાઇ જતા દિપક સમાન એકદમ જોશમાં આવી વિઠ્ઠલપ્રસાદ આ શબ્દો બોલ્યો. પણ તરતજ પાછો બેભાન થઈ પડયો. તેના પડોસી સાકરલાલ તથા ભવાનીરામે તેને શુદ્ધિમાં લાવવા નવલને મદદ કરવા માંડી. થોડીવાર પછી તેણે નેત્ર ઉઘાડયાં. આ વખતે તેનામાં કાંઇ અજબ શક્તિનો સંચાર જણાયો. એક આરોગ્ય મનુષ્ય માફક મોટો ઘાંટો પાડી ગંભીર સ્વરે તે બોલવા લાગ્યોઃ—

"નવલ! નવલ! તું મારા નવનીત જેવોજ મારો આજ્ઞાધારી છે. મારો નવનીત ગયો. હું પણ જાઉં છું! મારી માલતી... હા! માલતી...!" તેણે બોલતાં બોલતાં નિશ્વાસ નાખ્યો. જરાવાર અટકી સ્વસ્થ થઇ હિમ્મત લાવી વળી તેણે આગળ ચલાવ્યું. "મારી માલતીને કોઇ અહીં બોલાવો."

આ શબ્દો સાંભળી એક બે જણ નવનીતવાળા ઓરડામાં ગયાં. વળી વિઠ્ઠલપ્રસાદ આગળ બોલ્યોઃ—

"નવલ! તું જાણે છે કે હું નવનીતને પ્રાણથી પણ વધુ ચ્હાઉં છું—ચ્હાતો હતો. તેની વહુ પણ મને એટલીજ વ્હાલી છે. હજી તેણે પતિનું સુખ જોયું નથી. તે કોમળ છે. ભોળી છે. સંસારનો તાપ તેનાથી સહન નહિ થાય. તેના માટે હું શું કરૂં કે તે સુખી થાય? હા. મારી મિલ્કતની હકદાર વારસ એ છે. તું સર્વ મિલ્કતની એને વ્યવસ્થા કરી આપજે. એને કોઇ રીતે દુભાવા દઇશ નહિ, અને...અને...છેવટમાં એટલુંજ...કે...સંસારના તાપથી તેને...બચાવવા...માલતીની મરજીથી તું તેની સાથે ..વિવાહ કરજે..."

હજી વિઠ્ઠલપ્રસાદ, આ શબ્દો બોલતો હતો એટલામાં માલતી ત્યાં આવી. પતિમૃત્યુશોકથી બ્હાવરી બનેલી તે બિચારી, વિઠ્ઠલપ્રસાદની આસપાસ મનુષ્યો ભેગાં થયેલાં જોઇ વિઠ્ઠલપ્રસાદને મરી ગયેલો સમજી. ભયથી, દુઃખથી દિવાના જેવી બની ગયેલી માલતી "પિ...તા...જી...!" એમ બુમ પાડી ત્યાંજ મૂર્છાવશ થઇ ગઇ. પુરૂષ વર્ગ ત્યાંથી ખસી ગયો. સર્વ નવનીતના શબ પાસે ગયાં. ઓરડામાં માત્ર વિઠ્ઠલપ્રસાદ, નવલ, માલતી, સાકરલાલ તથા ભવાનીરામ રહ્યા. માલતી બેભાન હતી. વિઠ્ઠલપ્રસાદ હાંફતાં હાંફતાં છેવટના શબ્દો બોલવા લાગ્યોઃ—

"તું તેની સાથે વિવાહ કરજે. બોલ. મને વચન આપ. તું વિવાહ કરીશ?" આજીજી ભરી દ્રષ્ટિએ નવલ સામું જોઇ રહ્યો.

"કાકા! મિત્રપત્નિ—"

"હા. હા. પણ મારી આજ્ઞા છે. તે અક્ષત—" વિઠ્ઠલપ્રસાદ વધુ ન બોલી શક્યો. તેનું હૃદય ભરાઇ આવ્યું. આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. ધીમે ધીમે શાન્ત થઇ બોલ્યો. "નવલ! બેટા! મને વચન આપ. મારો જીવ સદ્‌ગતિ પામે. તુ...માલ...તી સા...થે..." વિઠ્ઠલપ્રસાદની જીભ અટકી પડી. જીવ ગુંચાવા લાગ્યો. એક અક્ષર પણ ન બોલાયો. ઇશારતથી નવલને સમજાવવા લાગ્યો.

વિઠ્ઠલપ્રસાદની આવી સ્થિતિથી સર્વને લાગ્યું કે જો નવલ વચન નહિ આપે તો વિઠ્ઠલપ્રસાદને ઘણું દુઃખ થશે. તેની અસદ્‌ગતિ થશે. સાકરલાલ તથા ભવાનીરામ વિઠ્ઠલપ્રસાદના સ્નેહી હતા. તેમણે નવલને વચન આપવા સમજાવ્યું. નવલે ધ્રુજતે સ્વરે કહ્યું:— "કાકા! જો મા... લતીની મરજી હશે... તો હું... હા! હું વિવાહ કરીશ." તુટક તુટક વાક્ય પુરૂં થયું. ડોસાએ શાન્તિનો નિશ્વાસ નાખ્યો. આશિર્વાદાત્મક ભાવથી નવલ સામું જોઇ રહ્યો. તેનો હાથ સહજ ઉંચો થઇ નીચે પડયો. નેત્ર મીંચાયાં. જોત જોતામાં જ્યોતિ વિલાઇ. આત્મા ઉડી ગયો. પિતાના મૃત્યુથી પુત્રને જેટલું લાગે તેટલીજ લાગણીથી નવલ રડી પડયો. પુરૂષમંડળ વિઠ્ઠલપ્રસાદ પાસે ભરાયું. બિચારી માલતી હજી બેશુધ્ધજ હતી. બે એક સ્ત્રીઓએ તેને ઉંચકી બીજા ઓરડામાં લઇ જઇ સુવાડી.

નવલને માથે ઘણીજ મોટી જોખમદારી આવી પડી. "અન્તે શબને ઠેકાણે પાડવાં અને માલતીની સંભાળ રાખવી." આ વિચારોથી તે તરતને માટે પોતાનું દુઃખ ભુલી ગયો. સ્ત્રી પુરૂષોને બન્ને શબ આગળ રડતાં કકળતાં મૂકી તે માલતી વાળા ઓરડામાં ગયો. માલતી હજી એમને એમ પડી હતી. તેની નજીક જઇ, ધોતીયાના છેડાથી પવન નાખતાં તેણે ધીમેથી બુમ પાડી:—"માલતી!! માલતી!! ઉઠો. ધિરજ રાખો."

નવલ ગમે તેટલા પ્રયત્ને કાંઇક સ્થિર થયો હતો પરન્તુ માલતીનું દીન વદન જોતાં પાછો હિમ્મત હારી ગયો. તેનો અવાજ કંપવા લાગ્યો. નેત્રમાંથી પાછાં અશ્રુ ખરવા લાગ્યાં. ગળગળા અવાજે તે ફરી બોલ્યો:— "માલતી! માલ....તી"

માલતી જરા હાલી. આંખો ઉઘાડી. નવલને જોતાંજ "મારૂં શું થશે?" એટલા શબ્દો બોલી બેભાન થઇ. નવલના હૃદયમાં પણ તેજ શબ્દો પ્રતિધ્વનિત થયા—

"મારૂં શું થશે?"

## દશમ પરિચ્છેદ.



### ઇચ્છું છું પણ ના થતો વિપથ એ!



રેન્દ્રની નોકા ધીમે ધીમે દેવગઢ આવી પહોંચી. પતિ પ્રેમઘેલી ગિરિબાળા હમેશની માફક માર્ગપ્રતીક્ષા કરતી ઉદ્યાનમાં ફરતી હતી. પાંચેક વાગવાનો સમય હતો. આખા દિવસના સખ્ત તાપ પછી હમણાંજ વર્ષાદનું એક ઝાપટું આવી ગયું હતું. ઉદ્યાનમાંની હરિયાળી ભૂમિપર નાના નાના છોડવા વર્ષાદના પાણીથી ખીલી રહ્યા હતા. લીલાં સુકોમળ પાંદડાં હસતાં જણાતાં હતાં. સુંદર રંગબેરંગી પુષ્પો અને પુષ્પ કલિકાઓ પવનમાં આમતેમ ડોલતાં હતાં. તેની સુંદર મૃદુ પાંખડીઓ ઉપરનાં જળબિંદુઓ સુંદર પાણીદાર મોતીની માફક જણાતાં હતાં. ઉદ્યાનમાં રસ્તાની બન્ને બાજુએ ગોઠવેલાં કુંડાંમાંનાં ખીલી નીકળેલાં પુષ્પો શોભી રહ્યાં હતાં. ફુવારાની આજુબાજુ ઉડતાં જળબિંદુઓ આકાશમાંના મેઘધનુષ્યમાંથી ખરતા મોતી જેવાં જણાતાં હતાં. ગગન મંડળમાં વિખરાઈ ગયેલાં વાદળાં આમ તેમ દોડતાં હતાં. ગિરિબાળા નરેન્દ્રના નામની માળા જપતી ઉદ્યાનમાં ફરતી હતી. જાણે જળદેવી, અખંડ જળવૃષ્ટિ પછી પુષ્પરાજીમાં ફરવા નીકળી હોય તેવી તે દેખાતી હતી. તેના અંગ ઉપરનાં સાદાં પણ સ્વચ્છ વસ્ત્રો તેના સૌંદર્યમાં અપ્રતિમ વધારો કરતાં હતાં. ઉત્સુક નયને નરેન્દ્રના આવવાની રાહ જોતી હતી. ભય પામેલી મૃગલીની માફક ઉદ્યાનમાં ફરતાં ફરતાં આતુર નેત્રે માર્ગપ્રતીક્ષા કરતી હતી. એકાએક તેના મુખપર સ્મિતહાસ્ય જણાયું. હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. ઉરજ ઉપરનો અંચળ હાલવા લાગ્યો. મૃદુ ચાલથી પરસ્પર અથડાતી જંઘાઓએ વિદ્યુત્ સાથે સખ્ય કર્યું હોય તેમ ઝડપથી ચાલવા લાગી. નેત્રો વિકસેલાં જણાવા લાગ્યાં. વ્હાલા પાઠક! આ એકાએક ફેરફાર શાથી થયો? તેને તેના ધ્યેયનાં દર્શન થયાં. નરેન્દ્ર આવ્યો. અત્યંત ઉત્સાહ અને આનંદથી પ્રિય પતિને વધાવવા આગળ આવી. નરેન્દ્ર ઉદ્યાનના દ્વારસમીપ આવી પહોંચ્યો. ગિરિબાળા તેને ભેટી પડી. વચનના સત્કારની આવશ્યક્તા ન જણાઇ. હૃદયે હૃદય મળ્યાં, ભેટયાં. નેત્રોએ કુશળ સમાચાર પૂછ્યા...પ્રત્યુત્તર દીધા. એટલામાં મંદ પગલે

ચાલતી નિર્મળા દ્વાર પાસે આવી પહોંચી. નિર્મળાને જોઇ ગિરિબાળા સહજ ચમકી. "આ નવિન બાળા કોણ છે?" એમ પ્રશ્નસૂચક દ્રષ્ટિએ નરેન્દ્ર સામું જોઇ રહી. નરેન્દ્ર તેનો મનોભાવ કળી ગયો.

"આવ, નિર્મળા!" એમ કહી નિર્મળાને અંદર આવવા સૂચના કરી ગિરિબાળા પ્રતિ જોઇ બોલ્યોઃ—"આ બિચારી નિરાધાર છે. એની બધી વાત હું તને પછી કહીશ. કુસુમ બ્હેન પણ તેને ઘણા પ્રેમથી ચ્હાય છે."

આટલી વાતચીત પછી બધાં અંદર ગયાં. મુસાફરીનો થાક ઉતારવા ગરમ ચ્હા તેમના આગળ હાજર કરવામાં આવી. ચ્હા પીતાં પીતાં નરેન્દ્રે નિર્મળાના પિતાના મરણની અને તેની નિરાધાર અવસ્થાની વાત કહી. દયામયી ગિરિબાળાને નિર્મળા પ્રતિ ઘણીજ દયા અને લાગણી ઉત્પન્ન થઇ. તેનાં દયાપૂર્ણ નેત્રમાંથી એકાદ બે અશ્રુ પણ ખરી પડયાં. પતિની પરોપકાર વૃત્તિની પ્રશંસા કરતી આનંદ પામી. નિર્મળાને પોતાની પાસે ખેંચી આશ્વાસન આપતી બોલીઃ—

"બ્હેન! નિર્મળા!! તું જરા પણ ગભરાઇશ નહિ. આ ઘર તારૂંજ સમજજે. મને તારી બ્હેનજ માનજે. ઇશ્વર સૌ સારૂં કરશે."

ઉપકાર વૃત્તિથી દબાયલી નિર્મળા મૌન રહી. પરન્તુ તેનાં નેત્રે અશ્રુ સારી તેના હૃદયની લાગણી બતાવી દીધી. ગિરિબાળા નિર્મળાને બ્હેન પ્રમાણે ચ્હાવા લાગી. દિવસપર દિવસ વિતતા ગયા. નિર્મળા પરાઇ મટી હવે ઘરનાજ માણસ જેવી બની રહી. હસવું, ખેલવું, સર્વ તેની મરજી પ્રમાણે થતું. ગિરિબાળા પણ તેને હમેશ રાજી રાખતી. ગિરિબાળાના સહવાસથી નિર્મળામાં પણ જ્ઞાનનો ઘણો વધારો થયો. સુખના દિવસ જોવાથી નિર્મળાના શરીરની ચર્યા ધીમે ધીમે બદલાવા લાગી. અત્યાર સુધીની અસ્ફૂટ યૌવન દશા બદલાઇ. હવે તે પૂર યૌવનમસ્તા બની હતી. તેનાં અંગેઅંગ પૂર જોશથી ખીલતાં હતાં. નરેન્દ્ર–શરૂઆતથીજ તેના લાવણ્યમાં અંધ બનેલો નરેન્દ્ર–તેના સૌંદર્યોધાનનો ભ્રમર બની વધુ લુબ્ધ થયો. પરન્તુ ગિરિબાળાની હાજરી તેને નડવા લાગી. નિર્મળાને મેળવવા પોતાના પ્રાણ પણ આપવા પડે તો તે તૈયાર હતો પરન્તુ ગિરિબાળાની સમક્ષ તેને પોતાના વિચારો દબાવી દેવા પડતા. ગિરિબાળા–પવિત્ર હૃદયની ગિરિબાળામાં કોઇ એવી અલૌકિક શકિત હતી જે નરેન્દ્રને તેના ધારેલા કાર્યથી અટકાવતી. નરેન્દ્ર સાથેનો પ્રસંગ નિર્મળા કેટલેક અંશે વિસ્મૃત થઇ ગઇ હતી. તેમજ ગિરિબાળાના સહવાસથી તેનામાં

પણ કાંઇક અંશે જ્ઞાન ઉત્પન્ન થયું હતું. તે નરેન્દ્રની દ્રષ્ટિએ વધુ પડતી નહિ. નરેન્દ્ર હોય ત્યાં ફરતી-જતી નહિ. પરન્તુ મોહલુબ્ધ નરેન્દ્ર તેને જોવા તલ્પી રહેતો.

અસ્ત પામતા સૂર્યનાં નમ્ર કિરણોથી રક્ત બનેલું ગગનમંડળ સંધ્યા-ઉષાના આગમનને સૂચવતું હતું. કલ્લોલ કરતાં પંખીઓનાં જોડાં ઉદ્યાનમાંનાં વૃક્ષોપર આમતેમ ઉડતાં હતાં. વિકસિત પુષ્પોમાંથી સુગંધ-મધુ ચૂસતા રસભોગી ભ્રમરો પુષ્પે પુષ્પે, પાંખડી પાંખડીએ ઉડતા ગુંજાર કરતા હતા. હોજમાંની કુમુદિની ચંદ્રપ્રકાશની આશાએ ઉત્સુક બની ગગન પ્રતિ દ્રષ્ટિ માંડી રહી હતી. ચક્રવાકો પ્રણયી પ્રમદાથી દૂર થવાના ભયે વિલાપ કરતા હતા. નિર્મળા આ રમ્ય સમયે ઉદ્યાનમાંના એક વૃક્ષે હિંદોળો બાંધી હિંચતી હિંચતી ગાતી હતી. તેના ખુલ્લા માથાના વાળ પવનમાં ઝુલતા હતા. તેમાંના સુગંધિ તેલનો સુવાસ પવનમાં ચારે તરફ પ્રસરી પુષ્પના સુગંધની ઇર્ષ્યા જણાવતો હતો. પવનમાં તેનાં વસ્ત્રો આમતેમ ઉડતાં તેના અંગ સાથે ચોંટી જતાં હતાં. વસ્ત્રના ઉડવાથી તેના કોમળ નાજુક ચરણો તેમજ બીજા કેટલાક શરીરના ભાગો ખુલ્લા જણાતા હતા. તેની રક્તવર્ણી કોમળ આંગળીઓ કમળ પાંદડીની ઇર્ષ્યા કરતી જણાતી હતી. તેનું હસતું ગૌરમુખ આકાશમાં ઉદય પામનારા ચંદ્રને શરમાવતું હતું. ચંદ્ર પણ જાણે તેની અવર્ણનિય શોભાથી શરમાતો હોય તેમ વાદળમાં છુપાતો ઉદય પામતાં વિલંબ કરતો જણાતો હતો. તેના મધુર કંઠમાંથી નિકળતો મૃદુસ્વર કમલમાં બીડાઇ ગુંજતા ભ્રમરોને ભ્રમમાં નાખતો હતો.

"છપાતો આવે અલી ! મુજ કને આવે અલિ પીડવા,
ચૂસીને અધરોષ્ઠ દંશ કરતો મર્મ સ્થળે ભીડવા;
ના જાણું હરતો હશે ભ્રમર એ શાને મતિ માહરી,
ઈચ્છું છું પણ ના થતો વિપથ એ, આવી ગ્રહે આંહરી."

આંખો મીચી અંતરમાંજ ગણુગણુતી હોય તેમ નિર્મળા મૃદુ મધુર મુક્તકંઠે ગાતી હતી. તે સમયે નરેન્દ્ર અને ગિરિબાળા ઉદ્યાનમાં ફરતાં ફરતાં ત્યાં આવી પહોંચ્યાં. નિર્મળાને પૂર આનંદમાં મસ્ત બની હિંચતી તથા કાંઇક ગાતી જોઇ બન્ને જણુ અટકયાં અને મૌનપણે તેની ચિકિત્સા જોતાં જરા દૂર ઉભાં.

"પળ પણ નવ મુજથી, દૂર થાતો જરાયે,
ફરી ફરી ઉડી આવે, વેષધારી ત્વરાયે,
ક્ષણિક હૃદય હરવા, વેષ કેવો ભજાવે !
ક્ષણ રસબસ કરતો, કામિનીને લજાવે."

નિર્મળાના ગાનનો ભાવ સાંભળી–સમજી ગિરિબાળાએ સ્મિત હાસ્ય કર્યું; નરેન્દ્રનું હૃદય ઉથલાઇ જવા લાગ્યું. નૌકામાંનો પ્રસંગ તેની દ્રષ્ટિએ તરવા લાગ્યો. ક્ષણવાર ગિરિબાળાની હાજરી પણ તે વિસરી ગયો. સ્થિર દ્રષ્ટિએ નિર્મળાના મનોહર મુગ્ધભાવપૂરિત મુખ સામું જોઇ બન્ને જણુ સ્થિર ઉભાં. નરેન્દ્ર એકાએક બોલી ઉઠયો. "કેવું મોહક સ્વરૂપ!" ગિરિબાળા આ વાક્ય સાંભળી ચમકી. અત્યાર સુધી સરળ ભાવથી નિર્મળા તરફ જોતી હતી પણ હવે તેનાં નેત્રો બળાત્કારે નરેન્દ્રના ચ્હેરા તરફ ખેંચાયાં. પોતાની તિવ્ર દ્રષ્ટિથી નરેન્દ્રનો મનોવિકાર તે જોઈ શકી. તેને વિવિધ પ્રકારની ચિંતા ઉત્પન્ન થઇ; પરન્તુ સમય પુરતી તે દબાવી દઇ પોતાના હેતુનેજ અનુસરતી વાત તેણે કાઢી, નરેન્દ્રને તેની વિકારવશ સ્થિતિમાંથી જાગૃત કર્યો.

"હાલા! હવે નિર્મળાનું લગ્ન કરવું જોઇએ. જુઓને! કેવી પ્રેમગાનમાં મસ્ત બની છે! હવે તે યૌવનારૂઢ બની છે." ગિરિબાળા પતિના મુખ સામું જોઇ રહી. તેના મુખપરના ભાવો જાણવા આતુર બની.

"ખરૂં છે. હવે તેને કૌમારદશા યોગ્ય નથી. પરન્તુ લાયક પુરૂષ ન મળે ત્યાં સુધી લગ્ન તો નજ કરવું."

"પરન્તુ યૌવનમસ્તાનું હૃદય ઓળખવું અને સંભાળવું કેટલું મુશ્કેલ છે?"

"હા. છે ખરૂં. પણ થઇ રહેશે; પણ કહો! કોની સાથે પરણાવવી?"

ધીમે ધીમે થતી આ વાતો નિર્મળાના કાનપર અથડાઇ. મદ-મસ્ત હસ્તિનીની પેરે ઝુલતી તે ઉઠી, અને ગિરિબાળા પાસે આવી તેનો હાથ પકડી બોલીઃ—

"બ્હેન! શું જુઓ છો?"

"ત્હારી લીલા!"

"મારી લીલા?" નિર્મળે જરા હાસ્યપૂર્વક સામો પ્રશ્ન કર્યો.

"હા. ત્હારીજ લીલા. નિર્મળા! બ્હેન! હવે તારૂં લગ્ન કરવાનો અમારો વિચાર થાય છે. કહે! તને કેવો પતિ ગમશે?"

નિર્મળાને કુસુમે કરેલો આ પ્રશ્ન પાછો યાદ આવ્યો. તે હસી પડી. ગિરિબાળાએ આશ્ચર્યથી પૂછ્યુંઃ—

"કેમ હસે છે? શું પ્રશ્ન અયોગ્ય છે?

નિર્મળા વધુ હસવા લાગી. હસતાં હસતાં ગિરિબાળાને ગળે વળગી પડી. તેના કાનમાં મૃદુસ્વરે બોલીઃ—"મારૂં લગ્ન તો થઇ ગયું છે."

"હેં!" નિર્મળાના પ્રત્યુત્તરથી ચકિત થઇ ગિરિબાળા બોલી. "નિર્મળા, નિર્મળા! આ તું શું કહે છે? કોની સાથે લગ્ન થઇ ગયું છે?"

નરેન્દ્રે નિર્મળાનો જવાબ સાંભળ્યો ન હતો. ગિરિબાળાએ જ્યારે નિર્મળાને સ્હામો પ્રશ્ન કર્યો ત્યારેજ તે નિર્મળાના પ્રથમના જવાબનો મર્મ સમજ્યો. તે સખેદાશ્ચર્યથી નિર્મળા પ્રતિ જોઇ રહ્યો. નિર્મળાએ પાછો પ્રત્યુત્તર આપ્યો. "કુસુમપ્રસાદ સાથે."

"કુસુમપ્રસાદ કોણ? તે કેવા છે? જરા સમજાવ તો ખરી!" ગિરિબાળા ઉત્સુક હૃદયે બોલી ઉઠી. નરેન્દ્રનું હૃદય છિન્નભિન્ન થઇ ગયું. મનમાં ને મનમાં કુસુમપ્રસાદની ઈર્ષ્યા કરવા લાગ્યો. નિર્મળાનો જવાબ સાંભળવા અભાવ થયો છતાં તેના કર્ણ આતુર થયા. નેત્રો નિર્મળાના ગૌર મોહક મુખપર સ્થિર થયાં. હમેશના કરતાં આજ તેને નિર્મળા અતિશય સૌન્દર્યવતી જણાવા લાગી.

"તે ઘણાજ સ્વરૂપવાન, બુદ્ધિશાળી અને પ્રેમાળ હૃદયના છે. આહા! ગિરિ બ્હેન! મને તે કેવા વ્હાલા છે! તે કેવા છે તે શી રીતે કહું?" વિનોદે ચઢેલી મુગ્ધબાળા આ વખત ગિરિબાળાને બનાવવાના હેતુથી શરમનો ત્યાગ કરી બોલવા લાગી:—

"મસ્ત બની વન યૌવનમાં ગજગામિની માન સદા હરતા,
સિંહલંકી કટી મદમાનુનિની ગ્રહી ચુંબન દાન સદા કરતા,
મદમસ્ત મધુરસ પાન કરી અધરોષ્ઠ વળી ડસતા, કસતા,
કસ કંચુકિની છુટી જાય તથાપિ, ન નાથ જરા અળગા ખસતા."

"નિર્લજ! શરમા જરા આવા શબ્દો બોલતાં. જરા પણ..."

"હા. હા. હા. હા." ગિરિબાળાને સહજ ક્રોધાતુર જોતાં નિર્મળા અટ્ટહાસ્ય કરતી બોલી. "કેવાં ઠગાયાં, બ્હેન! કેવાં ઠગાયાં!"

ગિરિબાળા શાન્ત પડી ગઇ. નરેન્દ્રનાં નેત્રો કાંઇક વિકસ્યાં. મુખ આતુર બની હસવા લાગ્યું.

"હેં! શું તું મશ્કરી કરે છે?" ગિરિબાળાએ આશ્ચર્યચકિત વદને પૂછ્યું.

"ના. મશ્કરી પણ નહિ અને સાચું પણ નહિ. હું તો મારાં કુસુમ બ્હેનની વાત કરૂં છું." નિર્મળા હસતાં હસતાં બોલી.

ગિરિબાળા તથા નરેન્દ્ર પણ હસી પડયાં.

"ઘણીજ પહોંચેલી જણાય છે તું તો, નિર્મળા! આવી મશ્કરી થાય કે?" એમ કહેતાં ગિરિબાળાએ નિર્મળાના ગાલપર સ્નેહપૂર્વક ટપલી મારી. નિર્મળા હસતી હસતી કુટિર તરફ દોડી ગઇ.

તેના ગયા પછી વાતાવરણમાં મિષ્ટ સ્વરે નીચેના શબ્દો સંભળાવા લાગ્યા. નરેન્દ્ર તથા ગિરિબાળા આતુર વદને તે સાંભળવા લાગ્યાં.

" છુપાતો હળવે અલી ! મુજ કને આવે અલિ પીડવા,
ચુસીને અધરોષ્ઠ દંશ કરતો, મર્મ સ્થળે બીડવા;
ના જાણું હરતો હશે ભ્રમર એ, શાને મતિ માહરી !
ઈચ્છું છું પણ ના થતો વિપથ એ, આવી ગૃહે બાંહરી !

ગિરિબાળા હસતે મુખે નરેન્દ્ર સામે ભાવપૂર્વક જોઇ રહી. પણ નરેન્દ્રના મનમાં તો " ઇચ્છું છું પણ ના થતો વિપથ એ," એ શબ્દોજ ઘૂમી રહ્યા હતા.

---

## એકાદશ પરિચ્છેદ.



### શુષ્ક સંસાર.



જેમ જેમ નિર્મળાનું યૌવનોદ્યાન ખીલતું ગયું તેમ તેમ નરેન્દ્રની અભિલાષાઓ વધુ તિવ્ર બનતી ગઇ. પરન્તુ ગિરિબાળાની શાન્ત પ્રભાવમય મૂર્ત્તિ નજરે પડતાંજ તે મનમાં ને મનમાં દબાઇ જવા લાગી. ગિરિબાળા સન્મુખ તે પોતાને અપરાધી સમજવા લાગ્યો. ધીમે ધીમે તેના મુખની કાન્તિ હરાવા લાગી. તે ઉદાસ થઇ ફરવા લાગ્યો. કોઇ પણ વિષયમાં તેનું ચિત્ત ઠરવા ન લાગ્યું. ગિરિબાળા તરફ તેનું વર્ત્તન જેવું ને તેવું હોવા છતાં પોતાના મનમાં તે શંકા કરવા લાગ્યો. " નિર્મળા તરફની વૃત્તિથી દોરાઈ મારાથી ગિરિને રાજી નહિ રખાય તો તે શું સમજશે ? મારો મનોભાવ ને કળી જશે ? " આજ વિચારો તેના હૃદયમાં ઘુમવા લાગ્યા. પ્રત્યેક કાર્યમાં તે ગિરિબાળાને રાજી રાખવા અત્યંત ઉત્સુક રહેવા લાગ્યો. વશે કે કવશે પણ સહજ બાબતમાં તે ગિરિબાળાને અનુસરવા લાગ્યો. ગિરિબાળાને તે અત્યંત પ્રેમથી ચ્હાતો હોય અને પોતાના હૃદયપર તેના સિવાય અન્ય વ્યકિતનો અધિકાર જામ્યો નથી એમ બતાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પરન્તુ આથી તેની કૃત્રિમતા બહાર જણાવા લાગી.

ગિરિબાળા પોતાના પતિને અત્યંત પ્રેમથી ચ્હાતી હતી. પતિને રાજી રાખવા અનેક પ્રકારે તૈયાર રહેતી. પોતાના શયનગૃહની રચના તેણે અત્યત ઉત્તમ પ્રકારે કરેલી હતી. મોટા વિશાળ દિવાનખાનાને પોતાના શયનગૃહ તરીકે તેણે ઉપયોગમાં લીધું હતું. દરેક દિશાએ

ત્રણ ત્રણ મોટી બારીઓ હતી. તેનાપર વિવિધ રંગી બારીક મલમલના રંગબેરંગી મનોહર ચિત્રોવાળા પડદા લટકાવી દીધા હતા. દિવાલો (ઓઇલ કલર) પાકકા તેલના રંગથી રંગી તે ઉપર વિવિધ પ્રકારનાં દિવ્ય ચિત્રો આલેખેલાં હતાં. એક બાજુ ઉપર અર્જુન સાધુના વેશમાં સુભદ્રાનું હરણ કરે છે તે દેખાવ હતો. તેનીજ સાથે રૂક્મિણી માતાના મંદિરમાંથી નીકળી શ્રીકૃષ્ણના રથમાં બેસે છે અને સર્વ સૈન્ય તેની પાછળ યુદ્ધોત્સાહથી દોડે છે તે દ્રષ્ય હતું. તેની સાથેજ દ્રૌપદી-વસ્ત્રહરણ, દુઃશાસન અને જયદ્રથ વધ, પરીક્ષિત શુકદેવ, ધ્રુવતપ, નૃસિંહાવતાર, વામન-બલિ, કાલિયદમન વિગેરે દ્રષ્યો હતાં. બીજી દિવાલપર વિશ્વામિત્ર, વસિષ્ઠ, દુર્વાસા, રામ, લક્ષ્મણ, હનુમાન, જનક, અગસ્ત્ય, મનુ, દક્ષ, શિવપંચાયતન, લક્ષ્મી, સરસ્વતિ આદિ ચિત્રો હતાં. ત્રીજી દિવાલપર સિતા, અનસૂયા, સાવિત્રી, દ્રૌપદી, મંદોદરી, નર્મદા, ગંગાવતરણ, વિગેરે ચિત્રો અત્યંત મનોહર રીતે ચિતરેલાં હતાં. ચોથી બાજુની દિવાલપર વેણુવિહારી કૃષ્ણ કદંબ વૃક્ષ નીચે ઉભા હતા. આસપાસ ગોપીઓનું અને ગાયોનું વૃંદ હતું. યમૂનાનો પ્રવાહ વહેતો બતાવ્યો હતો. તેની પાસે નરેન્દ્રની જીવંત સ્વરૂપમૂર્ત્તિ આલેખેલી હતી. ચરણ પાસે હાથ જોડી ધુંટણીએ પડેલી ગિરિબાળાની પ્રતિમારૂપ ચિત્ર હતું; કુસુમ તે બન્નેને વધાવી રહી હતી. શય્યાગૃહમાં બારીની નજીક એક તરફ પલંગ ઉપર સુંદર ગાદીઓ બીછાવેલી હતી. વચમાં ગોળ ટેબલપર આરસમાં ચીતરેલો શેતરંજ ગોઠવ્યો હતો. આજુબાજુ ત્રણ ચાર ખુરશીઓ પડી હતી. એક પાસ આરામખુરશી તથા વિરામાસનો ગોઠવેલાં હતાં. એક તરફ કબાટમાં નાના ભોગવિલાસનાં સાધનો રાખ્યાં હતાં. ગિરિબાળાએ પતિને રિઝાવવા પોતાથી બની શકતી બધી તજવીજ કરી રાખી હતી. પતિ પત્નિ આ શય્યાગૃહમાં આનંદથી સમય વ્યતિત કરતાં હતાં.

આજ પતિપરાયણા ગિરિબાળા પતિને રંજીત કરવાના ઉદ્દેશથી હાથમાં વિણા લઇ પર્યંકમાં પોઢેલા પતિના પાય આગળ બેઠી બેઠી વગાડતી તથા ગાતી હતી. તેનો મૃદુ મધુર સ્વર સર્વને રંજીત કરતો હતો. ત્હાય તો રાત્રિના સમયને લીધે, યા તો ગિરિબાળાના સુખદાયક મિષ્ટ ગાનને લીધે પણ સર્વત્ર આનંદજનક શાન્તિ પ્રસરી રહી હતી. સંતામણીની રમત રમતો હોય તેમ ઘડી ઘડી વાદળામાં છુપાતો ચંદ્ર ક્ષણે ક્ષણે આ દંપતીનાં દર્શન કરતો ડોકીયાં કરતો હતો. મંદ પવન ગિરિબાળાના સ્વરને પોતાની સાથે ખેંચી ઉદ્યાનનાં વૃક્ષરાજી તથા

અન્ય સચરાચર સૃષ્ટિને આલ્હાદતો હતો. ગિરિબાળાનો આત્મા પિયુના હૃદયમાં લીન થઈ આલાપતો હતો.

"ઝુ...લો... ઝુલા...વું ના...થ, મમ હૃદય ઝુલે...... (૨)
મમ હૃદય ઝુલે...ઝુલા...વું, મમ હૃદય ઝુલે......ઝુલો૦."

ઉલટાવી પલટાવી ગિરિબાળા આગળ ગાવા લાગી. નરેન્દ્ર નેત્ર મીંચી પડયો હતો.

"અંતર અભિલા...ષ એ...જ, સ્ને...હથી સમા...રી સે...જ (૨)
પ્રણય ગા...ન ગા...વું એ...જ, પ...થ જો... ખુલે...... ઝુલો૦."

હિપ્નોટીઝમનો પ્રયોગ કરતી હોય તેમ ગિરિબાળાનાં નેત્રો નરેન્દ્રનાં નેત્ર પ્રતિ સ્થિર થયાં.

"મન મયૂ...ર થનગન તો..., ઘન હૃદ નભ ઘનઘનતો...(૨)
હૃદય તંતુ તનમન તો..., મસ્ત થઈ ડૂલે.....ઝુલો૦."

ગાનરૂપ હિપ્નોટીઝમની કાંઇક અસર થવા લાગી.

"ના...થ દર્શને... વિકા...સે, કં...થ પ્રે...મમાં... વિલા...સે, (૨)
પ્રિયતમના ના...મ જપે..., ભા...ન સહુ ભૂલે...........ઝુલો૦."

નરેન્દ્રનાં નેત્ર ઉઘડયાં. દ્રષ્ટે દ્રષ્ટિ મળી. હૃદયતંતુ ઝણઝણ્યાં. વિણાના તંતુ મંદ થયા. વિણા સરી ગઇ. ગિરિબાળા પતિના અંગમાં શમાઇ ગઇ. પતિ પત્નિ આનંદ રસમાં લીન થયાં. અધરેઅધર મળ્યા. હૃદય ભેટયાં. બન્નેના આત્મા એકરૂપ જણાવા લાગ્યા. પતિને આનંદમગ્ન જોઇ ગિરિબાળાએ કાંઇક કુતૂહલપૂર્વક પ્રશ્ન કર્યો.

"વ્હાલા ! નિર્મળાના લગ્નનું નામ દેતાંજ આપના મુખપર કેમ વિષાદની છાયા જણાય છે ?"

સાદા અને સરળ પ્રશ્નથી નરેન્દ્રના મનમાં હજારો શંકાઓએ વાસ કર્યો. "ગિરિબાળા મારા હૃદયનો ભાવ કળી ગઇ હશે ? નિર્મળે નૌકામાંનો પ્રસંગ ગિરિને કહ્યો હશે ? ના ના એમ તો ન બને. ત્યારે શું મારી વૃત્તિઓ ગિરિ જાણી ગઇ હશે ? મારા હૃદયની પરીક્ષા કરવા આ પ્રશ્ન કર્યો હશે ? શો જવાબ દેવો ? શું કહેવું ?" વિગેરે વિચારોની પરંપરા ચાલવા લાગી. નરેન્દ્ર સહજ વિચાર કરી બોલ્યો.

"એનું કારણ દેખીતુંજ છે. ગિરિ ! આપણે એને પાળી પોષી મોટી કરી, તેં તેને ત્હારી બ્હેન પ્રમાણે ગણી કાંઇક જ્ઞાન પણ આપ્યું. હવે તેને નજર આગળથી દૂર કરવી પડે તે કેમ ન લાગે ? વળી તેને લાયક પતિ પણ કોઇ જડતો નથી. ભવિષ્યમાં તે દુઃખી થાય તે જોવા હું ઇચ્છતો નથી."

"તમારૂં કહેવું ખરૂં છે, નાથ ! પરન્તુ પોતાની કન્યાને પણ કાંઇ ઘેર રાખી શકાય છે ? કન્યાતો પતિગૃહેજ શોભે. હાથી તો દરબારેજ શોભે.

મારા પ્રાણુ !!" ગિરિબાળાએ પ્રત્યુત્તર તો આપ્યો પરન્તુ તેનું હૃદય અસ્વસ્થ હતું. પોતાના ધર્મ નીતિ પરાયણ પતિના મુખથી, "હવે તેને નજર આગળથી દૂર કરવી પડે તે કેમ ન લાગે?" એ વાક્ય સાંભળતાંજ તેને કાંઇક શંકા થવા લાગી. કોઇ પણ રીતે નિર્મળાનું લગ્ન કરી દેવું એવો તેણે નિશ્ચય કર્યો અને પતિની શી ઇચ્છા છે તે જાણવા તેના સામું જોઇ રહી.

નરેન્દ્રે ગિરિની આંખપર ચુંબન લેતાં કહ્યું:-"લગ્ન ન કરવું એવું મારૂં કહેવું નથી. પ્રિયે! પરન્તુ સમાન અને પ્રેમી પતિની શોધ કરવી, એ તો ખરૂંજને!"

"મારો વિચાર એવો છે કે આપણા તર્કપ્રસાદ સાથે એનું લગ્ન કરીએ તો એ દરેક રીતે સુખી થાય."

"ખરૂં છે, વ્હાલી! પણ તર્કપ્રસાદનું કુળ શું?"

આ પ્રશ્ન સાંભળતાં ગિરિબાળાનું મ્હોઢું ઉતરી ગયું. તેને લાગ્યું કે નરેન્દ્ર તર્કપ્રસાદ સાથે નિર્મળાને નહિંજ પરણાવે. પરન્તુ હિમ્મત રાખી વળી પાસો નાખ્યો.

"ત્યારે નિર્મળાનું કુળ પણ શું? જેમ તર્કપ્રસાદને આપણે પાળ્યો તેમજ નિર્મળાને પણ. પછી કયાં રહ્યું કુળ જોવાનું!" નરેન્દ્ર મ્હાત થયો. તેના હૃદયમાં તો ઘા લાગ્યો પરન્તુ પોતાની અભિલાષા બહાર જણાવાય તેમ ન હતી, તેમજ ગિરિબાળાને જો શંકા આવે તો નિર્મળાને ઘરમાં ક્ષણવાર પણ રહેવા ન દે, એમ નરેન્દ્રની માન્યતા હતી. તે વિચારમાં પડી ગયો. શું કહેવું અને શું ન કહેવું તે સુઝયું નહિં. ઘણી વખત એમ થતું કે "મારૂં ફુલ અન્ય લઇ જાય? મારી ઇચ્છા વિફલ થાય!" પરન્તુ મુખથી બોલી શકાતું નહિ. તેમજ હૃદય સહન પણ કરી શકતું નહિ. નરેન્દ્રને વિચારમાં પડી ગયેલો જોઇ ગિરિબાળા બોલી:-

"વ્હાલા! તર્કપ્રસાદને મેં ભાઇ ગણ્યો છે. તો નિર્મળા મારા ભાઇ સાથે પરણે તેમાં તમે રાજી નથી? મારા ભાઇને પરણી તે સુખી થશે. માટે ખુશીથી હા કહો."

નરેન્દ્રને લાગ્યું કે જો હું ના કહીશ તો જરૂર ગિરિબાળા વ્હેમાશે, અને ભવિષ્યમાં સહજ પણ સંભવ હશે તે સમૂળો નષ્ટ થશે. વળી જ્યાં સુધી નિર્મળા ઘરમાંજ હશે ત્યાં સુધી ગિરિબાળાને લીધે મારી ઉમેદ ફળશે નહિ. માટે ગિરિબાળાથી છૂટી પડે, પરન્તુ મારી દ્રષ્ટિ સમક્ષ રહે એજ ઉત્તમ છે. છેવટે હૃદયપર પત્થર મૂકી નરેન્દ્ર બોલ્યો:-
"ભલે! તું જે કરીશ તેમ ખુશી છું."

પતિ પાસેથી રજા મેળવી ગિરિબાળા હરખાઇ. અત્યંત આનંદમાં તેણે તે રાત્રિ પસાર કરી, પરન્તુ નરેન્દ્ર–પરવશ બનેલા નરેન્દ્રને સહજ પણ નિદ્રા ન આવી. ગિરિબાળાના નિદ્રાવશ થયા પછી તે ઉઠ્યો અને શયનગૃહમાં આંટા મારવા લાગ્યો. જરા પણ સ્વસ્થતા ન મળી. " નિર્મળા માટે શું કરવું ? મારી ઇચ્છા કેમ પાર પડે. ? શો માર્ગ લેવો ? ગિરિની દરકાર ન કરવી ? ના. ના. તેમ કરતાં મારૂં સુખ, આબરૂ, શાન્તિ સર્વ નષ્ટ થશે. ત્યારે નિર્મળાની આશા છોડવી ? હા, એમજ. એજ ઠીક છે." આમ વિચાર કરતો સુભદ્રા અને યોગી વેશે ઉભેલા અર્જુનના ચિત્ર પાસે આવ્યો. વળી વિચાર આવ્યો. "આમ તેનું હરણ કરૂં–છુપાવી દઉં તો ? બને ખરૂં. પણ કયાં રાખું ? હું તેને હમેશ શી રીતે મળું ? અશકય. એમ તો નજ બને. પણ ગિરિબાળાનું સૌંદર્ય કયાં ઓછું છે ? હું શા માટે ફાંફાં મારૂં છું ? હાં. બસ, એજ. નિર્મળાને જેમ બને તેમ દૂર કરવી. નજર આગળથી દૂર જશે તોજ ભૂલાશે. પણ એમજ હતું તો પછી હું એને અહીં લાવ્યો શા માટે ?" વળી વિચારમાળા ફરી. "ના, ભૂલવી તો નહિજ. હવે એ કયાં જનાર છે ? હાલ નહિ તો પછી; પણ નિર્મળાને એક વખત મારી હૃદયવિહારિણી તો બનાવીશજ. હાલ ભલે ગિરિ પોતાનું ધાર્યું કરે. હાલ તેમ કર્યા વિના સિદ્ધિ નથીજ." આમ વિચાર કરતાં નરેન્દ્રે આખી રાત્રિ પસાર કરી.

ગિરિબાળાએ બીજા દિવસથી લગ્નની તૈયારીઓ કરવા માંડી. ટુંક મુદતમાં તર્કપ્રસાદ સાથે નિર્મળાનું લગ્ન થયું. નરેન્દ્રે આ લગ્નમાં ભાગ લીધો પરન્તુ તેની હૃદયવેદના તેનુંજ હૃદય જાણતું હતું. મનમાં નિર્મળા તથા તર્કપ્રસાદને આશિષ આપવાને બદલે તે હજારો કદુવા દેતો હતો; પરન્તુ ઉપરથી મ્હોઢે મીઠું બોલ્યા વિના ચાલતું નહિ. નિર્મળાને ભૂલવા કહો કે ગિરિબાળાને પ્રસન્ન રાખવા કહો, પણ તેણે આ લગ્નમાં પોતાની સમ્મતિ આપી ત્યારથી તેના હૃદયમાં એક પ્રકારનું વિષ રેડાયું હતું. આ અનંગવિષને વિષ તરીકે ઓળખનાર નરેન્દ્ર અમૃતમય ઝહર ગણી પોષવા લાગ્યો-પીવા લાગ્યો. નિર્મળા તર્કપ્રસાદ સાથે ચંદ્રપૂર ગઇ. તેની હાજરીમાં નરેન્દ્ર અનંગ વિષથી જેટલો પીડાતો તેનાથી પણ વિશેષ પીડા તેના ગયા પછી તેને થવા લાગી. જેમ જેમ તેને ભૂલવા યત્ન કરતો તેમ તેમ તેની છાયા દ્રષ્ટિ સન્મુખ તરવા લાગી.

નિર્મળાના લગ્નમાં કુસુમ પણ સુરેશને લઇને આવી હતી. કુસુમે નિર્મળાને લગ્ન વખતે પોતાનો મુકતાહાર ભેટ આપ્યો હતો. છુટાં

પડતી વખતે નિર્મળા, કુસુમ તથા ગિરિબાળા અત્યંત દુઃખથી રડતાં હતાં. આ સુખમય વિયોગ પણ તેમને દુઃખમય લાગતો હતો. તર્કપ્રસાદ- વિધવાવિવાહ અને સ્ત્રીસ્વાતંત્ર્યનો હિમાયતી તર્કપ્રસાદ–નિર્મળાને લઇ ચંદ્રપૂર ગયો. હવે તેણે વિધવા વિવાહનાં ભાષણો આપવાનું અને સ્ત્રીસ્વાતંત્ર્યનો બોધ દેવાનું ત્યજી દીધું. પોતાની નોકરી કરી સીધો ઘેર આવતો. નિર્મળા જેવી પત્નિ મળતાં પોતાને હજારો ધન્યવાદ દેવા લાગ્યો. પોતાના સુધારાના સોબતીઓને તેણે છોડી દીધા. પરન્તુ દેવેન્દ્ર તેને છોડે તેમ ન હતો. નિર્મળા હમેશાં પડદામાં રહેતી. સ્ત્રીઓની યોગ્ય મર્યાદા પાળતી. પર પુરૂષ સાથે વાત ન કરતી. કામ સિવાય બહાર નીકળતી નહિ. કોઇ તેનું મુખ જોવા પામતું નહિ. ચંદ્રપૂર જેવા નાના ગામમાં નિર્મળાના સૌંદર્ય વિષે હદબહાર પ્રશંસા થવા લાગી. તેના કિન્નરી સમાન કંઠની મીઠાશનાં ગાન ઘેરેઘેર થવા લાગ્યાં. ધીમે ધીમે તે પ્રશંસા–તે ગાન દેવેન્દ્રના કાને આવ્યાં અને તેના હૃદયમાં તેજ સમયથી અનંગવિષ રેડાયું. રાત્રિ દિવસ તે નિર્મળાનોજ વિચાર કરવા લાગ્યો. તર્કપ્રસાદના લગ્ન પછી વારંવાર તે તેને મળતો પરન્તુ નિર્મળા સંબંધી તેણે પ્રથમ તો કાંઇ વાત ઉપાડી નહિ. પરન્તુ એક દિવસ પ્રસંગ મળતાં તર્કપ્રસાદને તેણે ટકોર કરી.

“તર્કપ્રસાદ! ખરેખર ભારતવર્ષની પડતીજ બેઠી છે. આપણો દેશ–આપણી માતૃભૂમિ કેવી નિઃસત્વ અને નિર્ધન–નિર્માલ્ય બની ગઇ છે!” દેવેન્દ્ર નિઃશ્વાસ નાખતાં બોલ્યો.

“પણ તેનો ઉદ્ધાર કરવાનો શું એક પણ માર્ગ નથી?”

“નહિજ. એક પણ નહિ. There is no way at all” દેવેન્દ્ર ભાર મૂકી બોલ્યો.

“Nonsence! There are many. અજ્ઞાન બંધુઓને તેમનું કર્ત્તવ્ય સમજાવો. કેળવણીનો પ્રચાર કરો અને હુન્નર ઉદ્યોગની ખીલવણી કરો. માથે હાથ દઇ નિશ્વાસ નાખનારથી શું બને?”

“બધું ખરૂં. પણ આવો ઉપદેશ કરનારજ ઘરમાં બેસી રહે તો શું થાય? લોકોને ઉપદેશ આપે અને પોતેજ પોતાનું બોલેલું ન પાળે તો કેમ થાય?” દેવેન્દ્રે ટકોર કરવા માંડી.

“નજ થાય. એમ નજ થવું જોઇએ. કહેવા કરતાં કરી બતાવવું એજ શ્રેષ્ઠ છે. Example is better than precept” તર્કપ્રસાદે પ્રત્યુત્તર વાળ્યો.

"અરે! દૂર લેવા જવું પડે તેમ ક્યાં છે? ત્હારોજ દાખલો જોને! તારૂં લગ્ન થતાં પહેલાં તું સ્ત્રીસ્વાતંત્ર્ય માટે કેટલો ઝનુમનો હતો; અને હવે જુના વિચારના ઓરથોડોકસોની માફક પડદાબીબી બનાવી બેઠો છે. સારી સોસાયટીમાં હરવું ફરવું, દેશ માટે યત્ન કરવો એ બધું ઉંચું મુકી, સ્ત્રીસ્વાતંત્ર્યના વિચારોને તિલાંજલિ આપી કેમ ઘરમાં ભરાઇ બેઠો છે?" દેવેન્દ્રે શરૂઆત કરી.

"એમ ન બોલ. મારા વિચારો કાંઇ બદલાયા નથી." તર્કપ્રસાદ કાંઇક શરમાતાં નીચું જોઇને બોલ્યો.

"તારા વિચાર નહિ બદલાયા હોય તો તું બદલાયો હોઇશ, જો એમ ન હોય તો ઘરમાં ભરાઇ બેસી, દેશ સુધારામાં અને સ્ત્રી સ્વાતંત્ર્યના વિચારોને તિલાંજલિ આપે ખરો! અરે! વિધવા સાથે પુનર્લગ્ન કરી દાખલો બેસાડવા તૈયાર થનાર મનુષ્ય, સ્ત્રી પાસેજ સ્ત્રીસ્વાતંત્ર્ય અને વિધવા પુનર્લગ્નનાં વ્યાખ્યાનો કરાવવાની પ્રતિજ્ઞા કરનારો સાહસિક વીર પોતાની સ્ત્રીને ઘરમાં બેસાડી રાખે! બીજા તો ઠીક, પણ જેની સાથે મળી આ બધાં કાર્ય કરવાનાં હતાં તે મારી આગળ પણ પોતાની સ્ત્રી પાસે પડદો રખાવે! આવું બને ત્યાં ઉદય કેમ થાય? હા! દેશમાં તારા જેવા મિથ્યાવાદી વધે ત્યાં ઉન્નતિની આશા કેમ રખાય? હિન્દ! હિન્દ! તારી આ દશા!" શોકોદ્‌ગાર કાઢતો દેવેન્દ્ર પોતાની મનેચ્છા પૂર્ણ કરવા—નિર્મળાનું શશિવદન એક વખત પણ જોવાના હેતુએ નિશ્વાસ નાંખવા લાગ્યો. ભોળા તર્ક-પ્રસાદને ઉશ્કેરવા લાગ્યો.

તર્કપ્રસાદ છેતરાયો. દેવેન્દ્રના મનની ઇચ્છા તે સમજી ન શક્યો. પોતે જુના વિચારનો નથી, પોતે મિથ્યાવાદી નથી, હિન્દના ઉદય માટે પોતાનું સર્વસ્વ અર્પવા પોતે તૈયાર છે એમ સાબિત કરી આપવા માટે દેવેન્દ્રના આગળ નિર્મળાની લજ્જા મુકાવવા તે તૈયાર થયો. દેવેન્દ્રને પોતાને ઘેર તેડી જઇ નિર્મળાને ખુલ્લે વદને તેની સાથે વાતચીત કરાવવા તેણે નિશ્ચય કર્યો. આમ કરી મિથ્યાવાદીપણાનું પોતાને માથે ચઢેલું કલંક ઉતારી નાખવા તત્પર થઇ તે બોલ્યોઃ—'દેવેન્દ્ર! તું મને મિથ્યા વાક્‌પ્રહાર કરે છે. કેટલાય વખતથી સ્ત્રીસ્વાતંત્ર્યની પહેલ કરવા હું તલપી રહ્યો હતો પણ હવે ઢીલ નહિ થાય. કાલથીજ તેની શરૂઆત કરીશ. ભલે! દુનિયા ગમે તે કહે." દેવેન્દ્રના મનની ઇચ્છા પાર પાડવાની કાંઇક શક્યતા જણાઇ. દેવેન્દ્ર તર્કપ્રસાદને ધન્યવાદ આપી છુટો પડયો. તર્કપ્રસાદ સ્ત્રીસ્વાતંત્ર્યની પહેલ કયે પ્રકારે કરવી તે વિચારમાં ઘેર ગયો.

નિર્મળા ! આજે મિત્ર દેવેન્દ્રપ્રસાદ આપણે ત્યાં આવવાના છે. તું જાણે છે કે હું સુધારાનો હીમાયતી છું; અને તેથી આજ કાલની સુધરેલી ફેશન પ્રમાણે તેમનું સ્વાગત કરવું એ ત્હારૂં કામ છે. માટે દરેક રીતે [illegible] કરી તમને માન આપી સર્વ વ્યવસ્થા તારે ઉપાડી લેવાની છે." તર્કપ્રસાદે એ ત્રણ દિવસ બાદ એક દિવસે નિર્મળાને જણાવ્યું.

પ્રિય પાઠક ! નિર્મળા શું જવાબ આપે છે તે પહેલાં આપણે તે બન્નેના ગૃહસંસાર તરફ દૃષ્ટિ કરીએ. અલબત ! તું કહીશ કે અન્યનો ગૃહસંસાર અવલોકવો–અન્યનાં છિદ્રો જોવાં એ આપણને યોગ્ય નથી, પરન્તુ 'છિદ્રોજ જોવાં છે' એ હેતુથી આપણે છિદ્રો જોવાનાં નથી. નિંદા કરવાના ઉદ્દેશથી આપણું અવલોકન નથી; પરન્તુ આપણા અવલોકનનો આશય ઉચ્ચ છે. તે અવલોકનથી આપણને કાંઇક શિખવાનું મળશે. અન્યના દ્રષ્ટાંત પરથી આપણે શીખવું એ, જાતે ઠોકર ખાઇ શીખવા કરતાં ઘણુંજ ઉત્તમ છે.

નિર્મળા ચંદ્રપુર આવી ત્યારે તર્કપ્રસાદ વિષે તેના મનમાં ઘણાજ ઉચ્ચ વિચારો હતા. પરન્તુ જેમ જેમ તર્કપ્રસાદની બુદ્ધિનો તેને અનુભવ થવા લાગ્યો, હદ ઉપરાંતના સુધારાના વિચારો જાણવામાં આવ્યા, દંભી અને છુલછુજી જેવો સ્વભાવ જોવામાં આવ્યો ત્યારે તે ઘણીજ ખિન્ન થઇ. ઉપરથી સાહિત્યપ્રેમનો ડોળ પણ હૃદયમાં ભરેલી અરસિકતાનો જેમ જેમ તેને અનુભવ થવા માંડયો તેમ તેમ ગિરિબાળાના સહવાસમાં કેળવાયલી બિચારી પ્રેમી બાળાનું હૃદય ભેદાઇ જવા લાગ્યું. તેને પોતાના લગ્નપર તેમજ પોતાના જીવનપર એક જાતનો તિરસ્કાર ઉત્પન્ન થયો. તેને પોતાનું જીવન અરસિક અને આનંદહિન જણાયું. હમેશ તે ખિન્ન રહેવા લાગી. તર્કપ્રસાદ સાથેની વાતચીતમાં તેમજ બીજા વર્તનમાં આથી ફેર તો નજ પડયો પરન્તુ ત્હેનું અંતઃકરણ હમેશ છુપું છુપું રડતું હતું. ખરેખર ! સ્વભાવ અને ગુણ મળતાં ન હોય તો પ્રેમ થવો મૂશ્કેલ છે. પતિ પત્ની તરિકે એકરૂપ બનવું એ કહેવાનું જેટલું સ્હેલું છે તે કરતાં તેમ બનવું એ ઘણુંજ મૂશ્કેલ છે. દુનિયાની નજરમાં તર્કપસાદ તથા નિર્મળા સુખી હતાં પરન્તુ નિર્મળાનું હૃદય પોતાને દુઃખી માનતું. ગિરિબાળાના સહવાસથી ક્ષણ માટે પણ નરેન્દ્ર માટે જાગ્રત થયેલો પ્રેમ દબાઇ ગયો હતો પરન્તુ તર્કપ્રસાદ સાથે લગ્ન કર્યા પછી–તર્કપ્રસાદના ગુણો પોતાનાથી વિરૂદ્ધ જોયા પછી–તર્કપ્રસાદની અરસિકતાનું

ભાન થયા પછી તેના મનમાં પાછો નરેન્દ્રનો પ્રેમ જાગૃત થયો. નૌકામાંનો પ્રસંગ ક્ષણે ક્ષણે તેની દૃષ્ટિ આગળ તરવા લાગ્યો. કલાકોના કલાકો તે નરેન્દ્રનાજ વિચાર કરતી બેસી રહેવા લાગી. તર્કપ્રસાદ નિર્મળાનો અંતર્હેતુ સમજતો નહિ, તેમજ તે સમજવા લેશ પણ યત્ન કરતો નહિ. નિર્મળા પણ ધીમે ધીમે તેની સાથેની વાતચીત ટુંકમાંજ પતાવવા લાગી. તર્કપ્રસાદ પોતાનો પતિ છે એમ સમજીનેજ તેની આજ્ઞાને માન આપતી. કરવુંજ છે એમ ધારી દરેક કાર્ય કરતી પરન્તુ પતિ આજ્ઞા પાળવામાં જે પ્રેમ, જે ઉત્સાહ અને જે આનંદ જોઇએ તે તેનામાં બીલકુલ ન હતાં. તે બન્નેનો પ્રેમ સંસાર શુષ્ક હતો; જે પ્રણય કુસુમ તેમાં વિકસવું જોઇએ તે ન હતું; જે પ્રણયગાનરૂપ ભ્રમર ગુંજવો જોઇએ તેનીજ ગેરહાજરી હતી. જે પ્રણયસંચાર હૃદયક્ષેત્રમાં થવા જોઇએ તેનો દુષ્કાળ હતો. આવા શુષ્ક સંસાર ક્ષેત્રમાં સ્ત્રી સ્વાતંત્ર્યનો ઝુંડો ઉઠાવવા બાહેર પડેલા તર્કપ્રસાદના પ્રશ્નના પ્રત્યુત્તરમાં પ્રથમ નિર્મળા મૌન રહી. એક તરફ પતિની આજ્ઞા અને બીજી તરફ લોકલજ્જાનો ભય તેને વ્યાકુળ કરવા લાગ્યો. થોડો સમય વિચાર કરી તે બોલીઃ-

"એમ બનવું અશક્ય છે. દુનિયા આપણને શું કહેશે?"

"એમ કરવુંજ પડશે. હું દુનિયાથી ડરતો નથી."

"મારાથી તેનું સ્વાગત કરવાનું તો નહિજ બને."

"નિર્મળા! નિર્મળા! હું તને આજ્ઞા કરૂં છું કે તારે કરવું પડશે. વિશેષ નહિ તો તેને દુધનો પ્યાલો પણ તારે હાથે આપીશ તો ચાલશે. જો એમ નહિ થાય તો મારી આબરૂ જશે." તર્કપ્રસાદ જરા ગરમ થતાં બોલ્યો.

ખરેખર! તેનું આ પગલુંજ તેની આબરૂનો નાશ કરનારૂં હતું એમ તે વખત તે ભાગ્યેજ સમજ્યો હશે. દેવેન્દ્રની સમક્ષ નિર્મળાને સ્વતંત્ર બનાવવા--અરે દેવેન્દ્રની દ્રષ્ટિએ ચડવા જેટલી પણ લીધેલી છૂટ તેની આબરૂ નષ્ટ કરવા માટે બસ હતી. ગરીબ બિચારી નિર્મળા આખરે તર્કપ્રસાદની ઇચ્છાને સમ્મત બની અને સહજ પણ છૂટ લેવાનો ઠરાવ થયો. ઠરાવેલા સમયે દેવેન્દ્ર આવ્યો પણ કેમ જાણે કોઇ મહાન કાર્યનો વિજેતા હોય, તેમ તેનુ મુખ આજ હર્ષથી મલકાતુ હતું. નવિન યૌવના મુગ્ધાની માફક કારણ વિનાનું હાસ્ય તેના મુખપર જણાતું હતું. નેત્રો ગુપ્ત રીતે દિવાનખાનાના ચારે ખુણા તપાસી વળતાં હતાં. વિરામાસન ઉપર બેસતાંજ "નિર્મળા ક્યાં હશે? કેવી હશે!

તે શું બોલશે? તેનો મૃદુ કોમળ કંઠ કયારે સંભળાશે? તેના ચંદ્રવદનનું દર્શન કયારે થશે? તેનાં ચપળ મનહરણ નેત્રો મારા સામે કયારે ઠરશે? અમારી દૃષ્ટેદૃષ્ટ કયારે મળશે?" ઇત્યાદિ વિચારો તેના મગજમાં ઘુમ્યાજ કરતા હતા. તર્કપ્રસાદ તેનો હાથ ઝાલી ઘરના બારણાથી સોફા સુધી સાથે આવ્યો હતો પરન્તુ તેની સાથે એક પણ શબ્દ દેવેન્દ્ર બોલ્યો નહીં. શી રીતે બોલે? તેના મગજમાં જુદા વિચારો ભમતા હતા. તેના હૃદયમાં ઉત્કટ અભિલાષાઓ રમતી હતી અને તેનાં નેત્રો ફકત નિર્મળાની છાયા રૂપ બનવા તત્પર હતાં, ત્યાં તર્કપ્રસાદ સાથે એક પણ શબ્દ બોલવાની તેને કયાંથી ફુરસદ મળે? અરે! કહોને કે ભાન પણ શાનું હોય? તર્કપ્રસાદે દેવેન્દ્રના મૌનનો જુદોજ અર્થ ગ્રહણ કર્યો. તે સમજ્યો કે નિર્મળા સામી ન આવી, સત્કાર ન કર્યો તેથી તેને ખોટું લાગ્યું હશે. આમ વિચાર કરતો મનમાં નિર્મળા ઉપર ક્રોધ કરતો અંદરના ઓરડામાં ગયો. એટલામાં એક દાસી આવી; દેવેન્દ્રની નજીક એક ટેબલ મૂકી ગઇ. દાસી નવોઢા હતી તેમજ સૌંદર્યવતી પણ હતી. દેવેન્દ્ર પ્રથમ તેને નિર્મળા સમજી તેના તરફ આતુર નેત્રે જોઇ રહયો; પરન્તુ દાસી ઘણીજ ચકોર હતી. વળી તે સાથે દેવેન્દ્રનાં લક્ષણ જાણતી હતી. તેથી આડું જોઇ હસતી હસતી ચાલી ગઇ. એટલામાં તર્કપ્રસાદ અને તેની પાછળ નિર્મળા ત્યાં આવતાં જણાયાં. તેમને જોતાં દેવેન્દ્ર પોતાની ભુલ સમજ્યો; તેનું મુખ કાંઇક મલકયું; નિર્મળાનું હૃદય કંપતું હતું. દેવેન્દ્રને તેણે અગાઉ જોયો નહતો, તેમ તેના વિષે કાંઇ સાંભળ્યું પણ નહતું; પરન્તુ તેનાપર દ્રષ્ટિ પડતાંજ તે ચમકી. તેનું અંતઃકરણ તેના મુખપર પ્રકાશવા લાગ્યું. ભવિષ્યમાં આ મનુષ્ય તરફથી ભય થશે એમ આશંકા થવા લાગી. નિર્મળાએ પોતાની દ્રષ્ટિ તરતજ ખેંચી લીધી; પરન્તુ દેવેન્દ્રની દ્રષ્ટિ તો તેનાપર સ્થિરજ થઇ ગઇ હતી. તર્કપ્રસાદની હાજરીનું પણ તે ભાન ભુલી ગયો. આતુર નેત્રે તેના સૌંદર્યસુધાનું પાન કરતો બેઠો. નિર્મળા ધ્રુજવા લાગી છતાં પતિની આજ્ઞાથી તેને બોલવાની ફરજ પડી.

"આપે અમારે ત્યાં પધારી અમારાપર ઉપકાર કર્યો છે. અમો ગરિબની આ નજીવી મહેમાનગીરી સ્વિકારશો?"

સલજ્જ વદને, અશ્રુપૂરિત નેત્રે, કંપતે હૃદયે અને ધ્રુજતે હાથે ટેબલપર દુધનો પ્યાલો મૂકતાં નિર્મળા અતિ બળાત્કારે આટલું બોલી.

"ઘણીજ ખુશીથી, નિર્મળા! તમારી આવી લાયકીથી હું ઘણોજ ખુશી છું. તમારાં જેવાં સ્ત્રીરત્નો ઘરોઘર થાઓ એમ ઇચ્છું છું." દેવેન્દ્રે કાંઇક છટા અને કાંઇક પ્રસંશા વડે નિર્મળાને રાજી કરવા પોતા માટે પ્રેમ ઉત્પન્ન કરવા—આકર્ષવા ઉપરના શબ્દો કહ્યા. પણ નિર્મળાએ તે સાંભળ્યાજ નહિ. તે તો તેના અંતરપરિતાપથી બળતી ઉભી હતી. સહજવાર થતાં કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી ચાલી ગઇ. નિર્મળાને પ્રસન્ન કરવા, પોતાની વાક્જાળમાં બાંધી લેવા અને છેવટે તેને પોતાની હૃદયરાણી બનાવવાની ભ્રષ્ટ ઇચ્છાવાળા દેવેન્દ્રની આશાઓ તેના મનમાંજ રહી. છતાં નિર્મળાના કમળવદનનાં દર્શન કરવા તથા તેના કોમળ કંઠમાંથી આટલા પણ શબ્દો સાંભળવા પૂરતો તે પોતાને ધન્ય માનવા લાગ્યો.

નિર્મળા અંદરના ઓરડામાં જઇ રડી પડી. તર્કપ્રસાદ માટે તેના મનમાં અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થયો. તેનાં નેત્રમાં, હૃદયમાં, અણુ અણુમાં નરેન્દ્ર દેખાવા લાગ્યો. પોતાના શુષ્ક સંસાર બંધનની ઘડીને પોતાના મનમાં હજારો શ્રાપ દેવા લાગી. આ વખતે તેની પ્રિય સખી માલતીના શબ્દોની સ્મૃતિથી વધુ રૂદન કરવા લાગી.

## દ્વાદશ પરિચ્છેદ.

### અનંગવિષનો પ્રભાવ.



કુદરતનો નિયમ છે કે એક ઋતુ પછી બીજી ઋતુ આવે છે. એક વખત શુષ્ક ઠુંઠા જેવાં થઇ ગયેલાં વૃક્ષો ફરીથી નવપલ્લવ અને સુગંધમય સુંદર પુષ્પોથી ખીલી નીકળે છે; પરંતુ નિર્ભાગી નિર્મળાનું સંસાર વૃક્ષનું કોઇ જુદાજ જળથી સિંચન થતું હતું. તેનો શુષ્ક સંસાર નવપલ્લવિત થવાને બદલે ધીમે ધીમે સુકાતો ચાલ્યો. કેટલાક સમય પછી તર્કપ્રસાદની તન્દુરસ્તી બગડવા લાગી. તે દેવેન્દ્રની સંગતથી મદિરાપાન કરવા લાગ્યો અને તેણેજ તેની જીંદગીનો અંત આણ્યો. બિચારી નિર્મળા વિધવા થઇ. તર્કપ્રસાદના મૃત્યુ પછી તે એકલી પડી. દેવેન્દ્ર તર્કપ્રસાદને ત્યાં વખતો વખત જતો હતો. અને તેથી તેના મનમાં નિર્મળાને કોઇપણ પ્રકારે પોતાની કરી લેવાની જીજ્ઞાસા જોસમાં પ્રકટી નીકળી. પરંતુ નિર્મળા તેની સાથે વાત પણ કરતી નહી કે રૂબરૂ પણ મળતી નહિ. તર્કપ્રસાદની આજ્ઞાથી

એકજ વખત શરમનો ત્યાગ કરી દેવેન્દ્ર સાથે ભાષણ કર્યું હતું તેજ; તે સિવાય દેવેન્દ્ર પણ તેનું મુખ જોવા પામ્યો નહતો.

તર્કપ્રસાદના મૃત્યુથી ગિરિબાળાના મનમાં ઘણોજ ખેદ થયો. તેણે નિર્મળાને હવે પોતાની પાસે રાખવાનો નિશ્ચય કર્યો. નરેન્દ્ર પણ આ વિચારથી અત્યંત ખુશ થયો. પણ તે ખુશી તેણે બહાર જણાવા દીધી નહિ. પતિની સંમતિ મળતાંજ તર્કપ્રસાદની બધી મિલ્કત નિર્મળાના નામપર ચઢાવી નિર્મળાને પોતાને ત્યાં દેવગઢ લાવી રાખી.

નિર્મળાના આવ્યા પછી નરેન્દ્રના મનમાં પાછી પ્રેમવૃત્તિ જાગૃત થઇ. ધીમે ધીમે રોમેરોમમાં સંચરતું અનંગવિષ પોતાની સત્તા જમાવવા લાગ્યું. હરવા, ખાવા, પીવા વિગેરે કોઇ પણ જાતની ક્રિયામાં તેને ચેન ન પડવા લાગ્યું. વારંવાર તે નિર્મળાનાજ વિચારોમાં લીન થઇ પડી રહેતો. પોતાની માનસ સૃષ્ટિમાં તેની સાથેના સુખનાં સ્વપ્ન ચિતરવા લાગ્યો. સ્મૃતિપટને તાજો કરી નોકામાંના દ્રશ્યને વારંવાર જોવા લાગ્યો. નિર્મળાની માનસ છાયામાં તેના અંગેઅંગનું પાન કરવા લાગ્યો. તેના હૃદયમાં હૃદયને એકત્રિત કરવા લાગ્યો. શાન્તિ પામવા માટે જેમ જેમ પોતાના માનસપટ પર તે નિર્મળાનું ચિત્ર આલેખવા લાગ્યો તેમ તેમ તેના હૃદયમાં અશાન્તિ વધુ અને વધુ જામવા લાગી. પરન્તુ ગિરિબાળા સન્મુખ તો તે હમેશની માફક ગંભીર અને શાન્તજ રહેતો. નિર્મળા સંબંધી વાત નીકળતાં ઘણોજ વિચાર કર્યા પછીજ કાંઇક બોલતો; અને જે બોલતો તે થોડું અને અર્થસૂચકજ બોલતો. બનતા સુધી નિર્મળા સાથેનો પ્રસંગ દૂર કરવા યત્ન કરતો. કાંઇપણ ખાસ કામ સિવાય તે નિર્મળાને મળતો પણ નહિ; અને તે પણ જો મળવું પડે—વાતચીત કરવી પડે—તો ગિરિબાળાની રૂબરૂમાંજ. ગિરિબાળાનું મન દુઃખવવાની તેની હિંમત ચાલતી નહિ, તેમ નિર્મળા વિષેના વિચારો તે છોડી શકતો નહિ. તેનું હૃદય તેને હમેશ ડંખતું, છતાં તે વેદનાને તે મીઠી ગણતો. ખરૂં છે કે તે નિર્મળાને મળવાના પ્રસંગો દૂર કરતો પરંતુ ગુપ્ત રીતે નિર્મળાનાં દર્શનમાંજ તેને શાન્તિનો ભાસ થતો. આથી સમય મળતાં ગુપ્ત રીતે તે નિર્મળાને પોતાની દ્રષ્ટિ મર્યાદામાંથી દૂર થવા દેતો નહિ. નિર્મળાનું વય આ વખતે પંદરેક વર્ષનું હતું. ભર યુવાવસ્થામાં તે ડોલતી હતી. તર્કપ્રસાદના મૃત્યુથી તેને સહજ આઘાત થયો હતો પરન્તુ ગિરિબાળાની મમતા આગળ તે પોતાનું દુઃખ વિસરી જતી હતી. પોતાનો બધો સમય તે વાંચન લેખનમાંજ

પાળતી અને ધાર્મિક વિષયો ચર્ચતી તેમજ ગિરિબાળાના સહવા-સમાંજ રહેતી. ગિરિબાળા નિર્મળાના દુઃખે દુઃખી થતી. તેને આશ્વાસન આપવા તથા તેના ચિત્તને અન્ય માર્ગે વાળવા અત્યંત યુક્તિ પ્રયુક્તિ કરતી. યૌવનાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થતાં સ્ત્રીઓની વૃત્તિ યૌવન તાપે ગળી જાય છે. તેમાંથી બચાવવા તેના ચિત્તને અન્ય માર્ગે દોરવાની જરૂર હોય છે. ગિરિબાળા આ સૂત્ર સમજતી હોવાથી તેણે દેવગઢમાં એક રમામંડળ સ્થાપ્યું. દેવગઢની તમામ મહિલાઓને તે મંડળમાં દાખલ થવાની છૂટ હતી. આ મંડળમાં સમયાનુસાર ધર્મ, નીતિ, પતિ-ભક્તિ, વિધવાકર્ત્તવ્ય, શિશુશિક્ષા, વિગેરે વિષયોપર વ્યાખ્યાનો અપાતાં તથા ચર્ચાઓ થતી, અને તેનું કેટલુંક કામ નિર્મળાને માથે નાખવામાં આવ્યું. પ્રિય પાઠક! આપણે પહેલા પરિચ્છેદમાં જોઇ ગયા તે આજ રમામંડળ હતું. નિર્મળાનો પૂર્વ ઇતિહાસ તથા ગિરિબાળા અને નરેન્દ્ર સાથેનો તેનો સંબંધ જાણી ગયા; હવે આપણે આપણી વારતા આગળ ચલાવીએ.

"કહેને અલી! ક્યાં છે કલંકિત ફૂલ"

એ લીટી બોલતો બોલતો છદ્મવેશી તે પુરૂષ સુરાદેવીની આરાધના કરવા લાગ્યો. પ્રિય પાઠક! આ છદ્મવેશી, કપટપરાયણ પુરૂષ કોણ? તેજ...તેજ પેલો દેવેન્દ્ર. નિર્મળાને દેવગઢ તેડી લાવતાં તે પણ દેવગઢ આવ્યો હતો. દેવેન્દ્રે બેએક પ્યાલા લીધા હશે, એટલામાં તેનો પિતરાઇ ભાઇ મહેન્દ્ર આવ્યો. મહેન્દ્ર સરળ, ધર્મપરાયણ અને સત્યવાદી હતો. સુરાદેવીના ભક્તોનો તે ઉપહાસ કરતો હતો. દેવેન્દ્રનું ગમે તેવું વર્તન છતાં તે તેને પોતાના સગાભાઇ પ્રમાણે ચ્હાતો હતો. દેવેન્દ્ર પણ તેટલોજ પ્રેમ રાખતો. મહેન્દ્રનો દેવેન્દ્ર પર આટલો પ્રેમ હોવા છતાં તે કદી સુરાપાન કરતો નહિ, તેમજ દેવેન્દ્ર પણ તેને કદી આગ્રહ કરતો નહિ, અન્ય મિત્રમંડળ ભેગું થતાં દેવેન્દ્રને ત્યાં સુરાદેવીની પૂજા યથાવિધિ થતી, પરંતુ મહેન્દ્ર તેમાં બીલકુલ ભાગ લેતો નહિ.

મહેન્દ્ર આવ્યો ત્યારે દેવેન્દ્ર સુરાભક્તિમાં લીન હતો. મહેન્દ્રને જોતાંજ તેણે પૂજા વિસર્જન કરી.

"જીવન નષ્ટ થશે, દેવેન્દ્ર! ન સમજીશ અમૃત આ સુરાને." મહેન્દ્ર ઠપકાભરી દ્રષ્ટિએ દેવેન્દ્ર સામું જોતો બોલ્યો.

"મહેન્દ્ર!"–દેવેન્દ્ર અચકાતાં અચકાતાં પણ હસતે મુખે બોલ્યો. "મહેન્દ્ર! હું નિરૂપાય છું. લાચાર છું. હેમવતીને કાઢી મૂક્યા પછી હું બહુજ ગભરાયો છું. મારાથી એકાંતમાં સમય જતો નથી. મારે સહવાસ જોઇએ છીએ અને તે પણ સ્ત્રીનો."

"હેમવતીને તેડાવ ત્યારે. શા માટે જીવન નષ્ટ કરે છે? શા માટે કીર્તિને કલંક લગાડે છે?"

"હેમવતી–હા. હેમવતી પ્રેમાળ છે. હું પણ એને ચ્હાઉં છું; પરન્તુ એ હઠીલી છે. હું જાતે જઇ તેને તેડી લાવું તોજ તે આવે એમ છે. હું કેમ જાઉં? શું સ્ત્રી આગળ નમી પડું?

ભાઇ! એ બધી ગાંડાઇ જવા દે. ખોટી હઠ ન કર. હેમવતી તારા ઘરની લક્ષ્મી છે."

"બધું ખરૂં. પણ હું તો નજ નમું. મારૂં મન બહુજ વિકારવશ થાય છે. મહેન્દ્ર! મહેન્દ્ર! જો કોઇના આગળ પણ હું મારૂં હૃદય ખોલતો હોઉં તો તે તારા આગળજ છે." આમ બોલતાં મહેન્દ્રનો હાથ પકડી તેણે આગળ ચલાવ્યું. "માર્ગમાં જતી, દ્રષ્ટિએ પડતી પ્રત્યેક સ્ત્રી પ્રતિ મારૂં મન આકર્ષાય છે–ચિત્ત વ્યાકુળ થાય છે; અને તેથીજ આ સુરાદેવીનો પૂજારી બની ચિત્તને બીજા માર્ગમાં વાળવા યત્ન કરૂં છું. આજ એનેજ માટે–આટલાજ ખાતર બહુરૂપી બનવું પડયું હતું."

"એટલે? બહુરૂપી કેમ?" મહેન્દ્રે આશ્ચર્યચકિત થઈ પ્રશ્ન કર્યો.

"સાંભળ. મહેન્દ્ર! તું કદાપિ મને લજ્જાહિન કહીશ પણ તેથી શું? નરેન્દ્રને ત્યાં ગિરિકુટિરમાં નિર્મળા કરીને એક નવયૌવના, સૌંદર્ય-સંપન્ના, મુગ્ધ બાળા રહે છે. અહા! તેનું નામજ મને ઘેલો બનાવી દે છે. જ્યારથી મેં એને જોઇ છે ત્યારથી બસ રાત્રિ દિવસ એનુંજ સ્મરણ અને દર્શન મારી માનસ સૃષ્ટિમાં થયા કરે છે. અહા! શું દિવ્ય સ્વરૂપ! એ બાળા માટેજ–એને ભોળવવા–મેળવવા માટેજ આજ કાલીમૈયા બની હું રમામંડળમાં ગયો હતો–"

"અને તને કોઇએ ન ઓળખ્યો?"

"ના. એજ ખૂબી છેને! નિર્મળાનાં દર્શન કર્યાં; હવે એજ યુકિતથી હું એને ભોળવીશ."

"દેવેન્દ્ર! દેવેન્દ્ર!! હવે તો હદ થાય છે. સુરાપૂજા અને પર સ્ત્રી પૂજા એ બન્ને વ્યાધિથી સપડાયલા તારા આ ભાગ્યદેહનું શું થશે? તેનો વિચાર કર. તું આ વાત પડતી મુક. એમાં સાર નથી. આખરે પસ્તાઇશ. દેવેન્દ્ર! ભાઇ! બોલ તું મ્હને ચ્હાય છે?"

"હા. હું તને મારા વ્હાલા ભાઈ તરીકે માનું છું. અરે! હું તને એટલો બધો ચ્હાઉં છું કે તારે માટે મારો પ્રાણ પણ તુચ્છ ગણું."

"ત્યારે મારે ખાતર તું નિર્મળાનો પીછો છોડ."

"ભાઇ! ખરૂં છે કે એ કાર્ય ખરાબ છે. પણ મારૂં મન મારૂં નથી. તેનાપર મારો અંકુશ નથી. અરે! ત્હારે માટે, તું કહે તેને ત્યજી દઉં, મારો પ્રાણુ અત્યારેજ ત્યજું પણ—પણ મહેન્દ્ર! ઓ વ્હાલા ભાઇ મહેન્દ્ર! તું નિર્મળા—હા, એ વ્હાલી નિર્મળા માટે ન બોલ. ત્યજવાનું ન કહે." દેવેન્દ્ર આંખમાં અશ્રુ લાવી બોલ્યો.

"દેવેન્દ્ર! એમ તો નહિંજ બને. ત્હારી સુરાપાનની ટેવ હું સહન કરી શક્યો પણ આ સહન નથી થતી. ભાઇ! જો તું મને તારો ભાઇ સમજતો હોય તો અત્યારથીજ તેની વાત ભુલી જા. એક તરફ હું અને એક તરફ નિર્મળા. એક તરફ ભ્રાતૃપ્રેમ અને બીજી તરફ વિષય-વાસના. બોલ ત્હારે શું જોઇએ? એમાંથી એક પસંદ કર." મહેન્દ્રે ઉભા થતાં ગંભીર પણ જુસ્સાભર્યા સ્વરે કંઇક કઠોર થઇ કહ્યું.

"ભાઇ!" દેવેન્દ્રનું હૈયું ભરાઇ આવ્યું. દુનિયામાં જો કોઇ પણ વ્યક્તિ પર તેને વિશ્વાસ, પ્રેમ, ભાવ અને માન હોય તો તે મહેન્દ્રજ હતો; છતાં આજ મહેન્દ્રના આ શબ્દો તેને શૂળ સમાન સાલવા લાગ્યા. તે ઉંડા ગુંચવાડામાં પડી ગયો. મહેન્દ્ર જેવો સાચો સલાહકાર ખોવાની તેની હિમ્મત ચાલી નહી, તેમજ નિર્મળા જેવી સૌંદર્યવતી રમણી છોડવાની હિમ્મત થઇ નહિ. કેટલીકવાર વિચાર કર્યા પછી તે બોલ્યો:—"ભાઇ! તું મને બીજી આજ્ઞા કર પણ નિર્મળાને તો નહિંજ ભૂલાય:"

"ત્યારે મને ભૂલી જા."

"! તને ભૂલીશ. પણ નિર્મળાને નહિ ભૂલાય. નિર્મળાને ભૂલતાં પહેલાં મારૂ મૃત્યુ હું વધુ પસંદ કરીશ."

દેવેન્દ્રના આ શબ્દો પૂરા થતાં પહેલાં તો મહેન્દ્ર દિવાનખાનું છોડી ચાલી ગયો હતો. દેવેન્દ્ર પણ તેની પાછળ જવા ઉઠયો; પરન્તુ તે દિવાન-ખાનાની બહાર નીકળે તે પહેલાં તો મહેન્દ્ર ઉદ્યાનમાંથી પણ બહાર નીકળી ગયો. દેવેન્દ્ર નિર્મળાનુંજ નામ સ્મરણ કરતો ઘરમાંથી બહાર નીકળી ઉદ્યાનમાં આવ્યો. અંધારૂં થવા આવ્યું હતું, ઉદ્યાનમાં આમતેમ ફરતાં તેને કોઇના પગ—સંચારનો અવાજ કાને પડયો. તરતજ ચારે બાજુએ નજર ફેરવતાં તેની દ્રષ્ટિ એક સ્ત્રીપર પડી. આ સ્ત્રી યૌવનારૂઢ હતી. સુંદરતાનું તેજ તેના પર ઝળકતું હતું. પરન્તુ ગૌરવર્ણને બદલે તેનું અંગ શ્યામવર્ણું હોવાથી અને તેણે પણ શ્યામવર્ણું વસ્ત્ર પહેરવાથી દેવેન્દ્ર દૂરથી તેને ઓળખી શકયો નહિ. દેવેન્દ્રની દ્રષ્ટિ પોતાના પર પડતાંજ તે સ્ત્રી ચમકી. ત્યાંજ ઉભું રહેવું કે નાસી જવું તે સમજાયું

નહિ. નાસી જાય અને દેવેન્દ્ર પાછળ દોડે તો? પકડાયજ. તેણે સમયસૂચકતા વાપરી, ત્યાંજ ઉભી રહી. દેવેન્દ્ર નજીક ગયો. સૌંદર્યવતીના મુખકમળનું દર્શન કરતાં--નેત્રેનેત્ર મળતાંજ તેના હૃદયમાં વિકાર ઉત્પન્ન થયો. શું બોલવું તે પણ તેને ન સમજાયું. છેવટ નજીક આવી ધીમેથી મૃદુ ભાવે બોલ્યોઃ–"બાળે! અતિથિને છૂપાવાનું કારણ શું છે? શા માટે શરમાઓ છો? આવો. મારાં રસીકડાં મ્હેમાન બનો." આમ બોલતાં તેનો હાથ પકડયો. તરૂણી મૌનજ ઉભી, અંતરમાં કાંઇક કંપ થયો. દેવેન્દ્રે જરા વધુ હિમ્મત કરી. "બાળે ન ગભરાઓ. ચાલો, જરા વિશ્રાન્તિ લ્યો પછી જ્યાં જવા ઇચ્છા હશે ત્યાં પહોંચાડીશ. શરમાઓ નહિ."

આમ કહી તેનો હાથ જરા ખેંચ્યો. તે સ્ત્રી પણ સ્ત્રીચરિત્ર વાપરી ચાળા કરતી પાછળ ચાલી. આ વખતે તે અપરિચિત સુંદરીના મનમાં શા વિચાર ચાલતા હશે તે કહી શકાતું નથી; પરન્તુ દેવેન્દ્રનું હૃદય તો પ્રફુલ્લિત જણાતું હતું. મુખ ઉપર હાસ્ય વિલસતું હતું. અંતર ફાળા મારતું હતું. તેના પગ જોરથી ઉપડતા હતા, છતાં રમણીની મંદ ચાલને લીધે ધીમે ધીમે ચાલતો હતો. રમણીને તેડી દેવેન્દ્ર દિવાનખાનામાં આવ્યો. ગાદી ઉપર એક બાજુએ રમણી બેઠી. દેવેન્દ્ર પણ ખુરસીપર બોજો ન નાખતાં ગાદી ઉપરજ સ્વાર થયો. ક્ષણવાર બાળાના સામું જોઇ રહ્યો. બાળા નીચું જોઇ બેઠી હતી. વાતનો પ્રસંગ કેમ છેડવો તે તેને ન સમજાયું. ક્ષણેક પછી તે ધીમે સ્વરે બબડતો બબડતો સુરાદેવીનું આવ્હાન કરવા લાગ્યો.

"શું કરૂં સ્વાગત? તમારૂં શું કરૂં સ્વાગત!
રસીલી મુગ્ધ બાળા! હું તમારૂં શું કરૂં સ્વાગત!
રસીલી...... મુગ્ધ બાળા! હાં..................
રસીલી...... મુગ્ધ બાળા એ!
રસીલી...... મુગ્ધબાળા! હાં તમારૂં શું કરૂં સ્વાગત!"

મદ્યના સીસામાંથી ગ્લાસ ભર્યો અને તરૂણીના મુખ આગળ ધરતાં બોલ્યોઃ–"સ્વીકારશો આ સહજ આનંદ ખાતર!" તરૂણીએ દેવેન્દ્રનો હાથ જરા દૂર ખસેડતાં તેના સામી દ્રષ્ટિ કરી મુગ્ધ ભાવે મૃદુ સ્વરે પ્રત્યુત્તર વાળ્યોઃ–-"મને એનાપર રૂચી નથી તમેજ લ્યો."

મધુર કંઠમાંથી મુગ્ધ ભાવે નીકળેલા આ અલ્પ શબ્દોએ પણ હદ વાળી દીધી. અત્યાર સુધી રમણી વચનામૃતનું પાન કરવા તત્પર થઇ રહેલા દેવેન્દ્રના હૃદયમાં આનંદોર્મિઓ ઉછળવા લાગી. પ્યાલામાંનું મદ્ય પોતેજ ગટગટાવી દીધું. વળી બીજો ભર્યો અને તે પણ પોતાના

પેટમાં ખાલી કરી દીધો. "ત્યારે તમને શું રૂચિકર થશે ?" મદનના જોરે મસ્ત બની દેવેન્દ્રે પૂછ્યું. શરમાળ બાળાએ પ્રત્યુત્તર ન આપ્યો. દેવેન્દ્ર પણ પ્રત્યુત્તરની દરકાર કર્યા વિના ઉઠયો અને હાથમાં તંતુવાદ્ય લઇ ગાવા મંડયો.

"મદમસ્ત મદન શો ગાજે ! અલી !
મદમસ્ત મદન શો ગાજે ! રે.
રતિપતિ હૃદયે શો વિરાજે ; અલી !
મદમસ્ત મદન શો ગાજે ! રે...મદ૦
ચઢી નેત્ર શર શાં સાંધે ! (૨)
ભ્રુધનુષ સમારી બાંધે, (૨)
અલી ! હૃદય વિરહ શો વાધેરે...મદ૦"

અભિનયપૂર્વક તરૂણી સામા ભ્રૂશરસંધાન કરતો દેવેન્દ્ર આલાપવા લાગ્યો. હૃદયને ઉત્તેજીત કરતો બાળાના ચિત્તને આકર્ષવા પ્રયત્ન કરતો આગળ ગાવા લાગ્યો.

"અરરરરરર મદન શો પીડે (૨)
રતિમદ હૃદયે શો ભીડે (૨)
અલિ ! કાં...તું...હાં
અલિ ! કાં....તું... અરે હાં......"

આલાપતો તાન મારી બાળાના ચંદ્રવદન સામું જોતો મદનશર સંધાન કરતો, ભ્રકુટિ સંકોચતો મદનજવાળા પ્રજ્વલિત કરતો તરૂણીના સામું સ્થિર દ્રષ્ટિથી જોઇ ગાવા લાગ્યો.

"અલિકાં તું... અરે હાં......રે
અલી કાં તું હૃદય મમ ચીરે...રે-મદ૦"

ગાન પૂરૂં થયું. વાદ્ય મૂકી દીધું. તરૂણીના નેત્રથી નેત્ર મેળવી પ્રેમયાચક દીનમુદ્રાએ બોલ્યો:—

"બાળે ! રસિક મુગ્ધે ! ! આ રંક હૃદયનું આતિથ્ય સ્વીકારશો ? હૃદયમંદિરમાં બિરાજી રતિપતિને શાન્તિદાન દેશો ?"

"દેવેન્દ્રપ્રસાદ ! અત્યારે તે સમય નથી. હાલ તો મને રજા આપો. વળી અન્ય પ્રસંગે હું આપને મળીશ." બાળાનું હૃદય દેવેન્દ્રના અભિનય અને પ્રેમચેષ્ટાથી લુબ્ધ બની ગયું હતું. હૃદયમાં તો તે દેવેન્દ્રનેજ પૂજતી હતી; પરન્તુ સંયમનો સદ્ગુણ અને શકિત તેને દબાવતાં હતાં. વળી દેવેન્દ્રના જીવનક્રમથી તે પરિચિત હતી તેથી "પોતાની પાછળથી કેવી દુર્દશા થશે ! કેવું અભેદ્ય કલંક શિરપર ચોટશે !" એ વિચાર આવતાં હૃદયપર કાબુ મેળવી ઉપરના શબ્દો બોલી તે ઉભી થઇ. તેને લાગ્યું કે જો સહજપણ વધુ સમય એકાન્તમાં ગાળવામાં આવશે તો અવશ્ય તેનો સંયમ શિથિલ થશે અને તેના મન સાથે તેનું શરીર

પણ પરવશ થઇ પડશે. દેવેન્દ્રની અભિલાષા તેના મનમાંજ રહી, પરન્તુ ભવિષ્યમાં મળવાની આશાએ તે કાંઇક શાન્ત બન્યો.

" તમારૂં નામ શું ? બાળે ! આ મોહમયી મૂર્તિને કયા નામથી જપવી તથા તેના દર્શનની ઇચ્છા કયા કયા અલૌકિક સ્થાનમાં જઇ તૃપ્ત કરવી તે જણાવશો ? " દેવેન્દ્ર મુગ્ધ બાળાની છેક નજીક જઇ, તેનો હસ્ત પકડી બોલ્યો.

બાળાના હૃદયમાં કંપ થયો. વિકારવશ બનેલા હૃદયમાં મદનના મદમસ્ત તાપે અગ્નિ ફેલાવ્યો; પરન્તુ તેજ ક્ષણે સંયમનો સદગુણ બાળાની વ્હારે આવ્યો. દેવેન્દ્રના કરમાંથી પોતાનો કર છોડાવતાં તે બોલી:-

" મારૂં નામ પ્રમદા ! ગિરિકુટિરથી થોડે દૂર મારૂં ઘર છે." મદનવિકાર અને સંયમનું જે દારૂણ યુદ્ધ પ્રમદાના હૃદયમાં ચાલુ હતું તેમાં મદનવિકારનો વિજય થવાનો પ્રસંગ નજીક જણાયો. સંયમનું સૈન્ય હરાવા લાગ્યું. દેવેન્દ્રના અભિનય અને નેત્ર સંચારક સેનાપતિએ સંયમની શકિત ક્ષીણ કરવા માંડી; મરતાં મરતાં પણ દીપકના છેલ્લા પ્રકાશ માફક સંયમે કાંઇક જોર કર્યું; અને તેના બળે પ્રમદા દૃઢ મનની બની દેવેન્દ્રની પાસેથી ચાલી ગઇ. દેવેન્દ્ર સ્તબ્ધ બની તે તરૂણીનું ધ્યાન કરતો ઉભો રહ્યો. ક્ષણ પછી શુદ્ધિમાં આવ્યો હોય તેમ સુરાદેવીનું આરાધન કરતો બબડવા લાગ્યો.

" અલી ! કાં તું હૃદય મમ ચોરે...રે...
મદમસ્ત મદન શો ગાજે....હાં......મદ૦.



## ત્રયોદશ પરિચ્છેદ.

### ઇર્ષ્યાનો ભોગ.



ગિરિબાળાએ કાલીમૈયાની તપાસ કરવા માટે પ્રમદાને આજ્ઞા કરી તે આપણે જોઇ ગયા છીએ. પ્રમદા તરતજ રમામંડળમાં દાખલ થઇ, અને સ્વામિનીની સેવા બજાવવા તત્પર રહી. કાલીમૈયાની પ્રત્યેક હીલચાલપર તે ગુપ્ત દ્રષ્ટિ રાખતી બેઠી. જ્યારે કાલીમૈયા રમામંડળ છોડીને ગઈ ત્યારે પ્રમદા પણ તેની પાછળ પાછળ થોડે દૂર જવા લાગી. આપણે જોઇ ગયા તેમ કાલીમૈયા ઉર્ફે દેવેન્દ્ર પોતાના મકાનમાં દાખલ થયો ત્યારે પ્રમદાને અત્યંત કુતૂહલ

થયું. "કાલીમૈયા જેવી વૈષ્ણવી, દેવેન્દ્રના મકાનમાં દાખલ થાય એ શું બતાવે છે? દેવેન્દ્રના વર્તનથી આખું દેવગઢ માહિતગાર છે છતાં કાલીમૈયા જેવી સૌંદર્યસંપન્ન યુવાન બાળા દેવેન્દ્ર જેવા વિષયચિંતક યુવાનના મકાનમાં જાય એમાં કાંઇક પણ ભેદ હોવો જોઇએ. કાં તો કાલીમૈયા દેવેન્દ્રની અંકશાયિની હાવી જોઇએ યા તો દેવેન્દ્રની દૂતિ હોવી જોઇએ." આવા તર્કવિતર્ક કરતી ગુપ્ત રહસ્યને જાણવાની ઉત્કંઠાએ તે પણ ઉદ્યાનમાં દાખલ થઇ અને જે દિવાનખાનામાં તે વેષભૂષા કાલીમૈયા દાખલ થઇ તેમાં પોતાની ગુપ્ત દ્રષ્ટિ રહી શકે એવી રીતે બારીની નજીક આવેલા વૃક્ષોની કુંજમાં ભરાઇ રહી. જ્યારે કાલીમૈયાને બદલે તેણે દેવેન્દ્રને ઓળખ્યો ત્યારે તેના આશ્ચર્યની સીમાજ ન રહી. ગમે તેવી પણ સ્ત્રીહૃદયા પ્રમદા દેવેન્દ્રની વેષભૂષિતા અને કાર્યદક્ષતાથી મુગ્ધ બની. કાલીમૈયાના સ્વાંગમાં તેનું સૌંદર્ય અત્યારે પ્રમદાનું મન હરણ કરવા લાગ્યું. જ્યારે તેણે દેવેન્દ્રનો ચ્હેરો સ્પષ્ટ રીતે જોયો ત્યારે તેનું હૃદય અત્યંત આકર્ષાવા લાગ્યું. તેને સહજજ દેવેન્દ્ર પ્રતિ મોહ ઉત્પન્ન થયો. પોતાની વિધવા સ્થિતિ, પતિસુખથી-રતિસુખથી વંચિત દશા તેના હૃદયમાં સાલવા લાગી. દેવેન્દ્ર જેવા સૌંદર્યવાન પુરૂષની પ્રણયભાગિની થવાની આતુરતા ક્ષણે ક્ષણે તેનામાં વધવા લાગી. તેનું હૃદય ધીમે ધીમે પરવશ બનવા લાગ્યું. પરન્તુ ઘરોઘર ભટકતી વિષયકીટરૂપ બની રહેલી પ્રમદા તરીકે પોતાને ઓળખાવવાનું તે સહન કરી શકતી નહિ. વિધવા હતી, પતિવિરહ હતો, રતિસુખથી વંચિત હતી, પ્રબળ ઇચ્છા હતી છતાં પોતાના શુદ્ધ ચારિત્ર્યપર કલંકનું ચિન્હ જોવા તે ઇચ્છતી નહતી. તેનામાં સંયમનો મહાન ગુણ હતો. ચિત્તને કાંઇક સ્થિર રાખી શકી. પરન્તુ દેવેન્દ્ર પ્રતિના મોહાકર્ષણથી તો બચી શકી નહિ. અત્યંત વિચાર કર્યા પછી તેણે દેવેન્દ્રની પત્ની તરીકે લગ્ન-વિધવાવિવાહ-થી બંધાવાનો નિશ્ચય કર્યો. જો દેવેન્દ્ર પોતાની સાથે લગ્ન કરવા તૈયાર થાય તોજ તેની પ્રણયભાગિની બનવું, એ નિશ્ચયપર તે આવી; અને પોતાના ચિત્તચોર દેવેન્દ્રની હીલચાલપર નિર્નિમેષ તે નજર રાખતી તેની મોહક મુદ્રાનું નેત્ર ભરી ભરી પાન કરવા લાગી. દેવેન્દ્રની સુરાભક્તિ સમયે મહેન્દ્ર આવ્યો, તેમની વાતચીત પણ અથથી ઇતિ પર્યંત પ્રમદાએ સાંભળી હતી; અને સાયંકાળ થવા આવતાં મહેન્દ્રના ગયા પછી પોતે પણ કુટિર તરફ જવાની ઇચ્છાએ દરવાજા તરફ જવા લાગી પરન્તુ દેવેન્દ્રની દ્રષ્ટિ તેનાપર પડી ચૂકી.

જ્યારે મહેન્દ્ર સાથેની દેવેન્દ્રની વાતચીત પ્રમદાએ સાંભળી ત્યારે તેના હૃદયમાં એક પ્રકારનો ઇર્ષાગ્નિ પ્રદીપ્ત થયો. તેણે પોતાના મનને વિશેષ કાબુમાં રાખવા યત્ન કર્યો. જ્યાં સુધી તે દેવેન્દ્રના મકાનમાં રહી ત્યાં સુધી તેને વિશેષ વિચાર કરવાનો સમય ન મળ્યો. મહેન્દ્ર સાથેની વાતચીત પહેલાં પ્રમદાનો વિચાર દેવેન્દ્રની દ્રષ્ટિએ ખાસ પડવાનો તથા તેનું ચિત્ત આકર્ષવાનો હતો. પરન્તુ જ્યારે નિર્મળા પ્રત્યેનો અનુરાગ તેના જાણવામાં આવ્યો ત્યારે તેને ઘણુંજ દુઃખ થવા લાગ્યું. નિર્મળા પ્રતિ ઇર્ષા અને દ્વેષ ઉત્પન્ન થયો, અને જ્યાં સુધી પોતાના માર્ગમાંનો કંટક દૂર ન થઇ જાય ત્યાં સુધી દેવેન્દ્ર સાથે લગ્ન નજ કરવું એવા નિશ્ચયપર તે આવી; અને તદનુસાર તેણે તે ઉદ્યાનમાંથી ગુપચુપ નીકળી જવા યત્ન કર્યો; પરન્તુ પદસંચારના ધ્વનિથી દેવેન્દ્ર જાણી ગયો અને તેની નજીક ઉપસ્થિત થયો. દેવેન્દ્રના સૌંદર્ય અને મધુર કંઠથી મુગ્ધ બનેલી પ્રમદા તેની સાથે સાથે યંત્ર-વત્ દોરાઇ ત્યારપછીની બધી ઘટના પ્રિય પાઠક! તું જાણી ગયો છે. હવે ત્યાંથી નિકળ્યા પછી પ્રમદાની હૃદય–સ્થિતિ કેવી થઇ તે જોઇએ.

દેવેન્દ્રવિહારનો ત્યાગ કરી પ્રમદા ગિરિકુટિર તરફ ન જતાં પોતાનાજ ગૃહપ્રતિ ગઇ. વિવિધ પ્રકારના વિચારોએ તેના ચિત્તને ઘેરી લીધું. ક્ષણમાં દેવેન્દ્ર પ્રતિના પ્રેમનો ઉદ્દભવ, તો ક્ષણમાં પોતાના નિષ્કલંક ચારિત્ર્યની કાળજી એમ તેને સતાવવા લાગ્યાં. વચ્ચે વચ્ચે નિર્મળા પતિનો ઇર્ષાગ્નિ પણ તેને બાળવા લાગ્યો.

"દેવેન્દ્રની દ્રષ્ટિએ નિર્મળા આટલી બધી સૌંદર્યવતી શાથી જણાતી હશે? મારા કરતાં નિર્મળામાં એવું કયા પ્રકારનું લાલિત્ય છે કે દેવેન્દ્ર તેની પાછળ ઘેલો બની ગયો છે? હું તેના પ્રેમમાં ઝંપલાવવા તત્પર છું છતાં મારા પ્રતિ તે શા માટે શુદ્ધ પ્રેમથી ઝાંખતો પણ નહિ હોય? મારાથી નિર્મળામાં શું વિશેષ છે? મારામાં સૌંદર્ય નથી? છેજ. યૌવન છે. પ્રેમ છે. મધુરતા છે. નમ્રતા છે. સર્વ છે. પ્રેમભોગી પુરૂષને જોઇતી સર્વ સામગ્રી હું પુરી પાડી શકું તેમ છું. છતાં શા માટે તે નિર્મળાનેજ ચાહતો હશે? હા. તેની પાસે પૈસો છે. મારી પાસે તે નથી. ત્યારે શું દેવેન્દ્ર પૈસાને ચ્હાય છે? ના, ના; તેમ તો નહિજ. મહેન્દ્રનો ત્યાગ કર્યો પણ નિર્મળાને ભૂલવા કરતાં મૃત્યુ વધુ પસંદ કર્યું એ શું બતાવે છે? નિર્મળા! નિર્મળા! તું મારા માર્ગમાં કાંટારૂપ થઈ પડી." આમ વિચાર કરતી પ્રમદા પોતાના ઘરમાં બિછાનાપર આળોટવા લાગી. તેનું ચિત્ત ઘણુંજ અસ્વસ્થ થઇ

ગયું. "શું કરવું? ક્યાં જવું? દેવેન્દ્રને કેવી રીતે મેળવી લેવો? કાંઇ નથી સમજાતું." વળી વિચારમાળા આગળ ચાલી.' 'દેવેન્દ્ર! દેવેન્દ્ર! તેં તો મારૂં ચિત્ત હરી લીધું. વ્હાલા! હું તને નથી ગમતી? શાથી? મારામાં શી ન્યૂનતા છે? જે નિર્મળામાં છે તે સર્વ મારામાં છે. વળી તે તો ભોળી છે જ્યારે હું દરેક રીતે તારે લાયક છું." જરાવાર વિચારમાળા અટકી. જેમ જેમ તે દેવેન્દ્ર વિષે વધુ અને વધુ વિચાર કરવા લાગી તેમ તેમ તેના મનમાં રાત્રિના પ્રગાઢ અંધકારમાં પણ દેવેન્દ્રની છાયામૂર્તિ તાદૃષ્ય થઇ. તે દેવેન્દ્રને હાથમાં તંતુવાદ્ય સાથે ગાતો જોવા લાગી. ક્ષણે ક્ષણે તેના કર્ણમાં દેવેન્દ્રના પ્રેમમય શબ્દો અથડાવા લાગ્યા. તે બ્હાવરી બની ગઇ. "દેવેન્દ્ર! વ્હાલા!! મને ત્હારી પ્રણયભાગિની બનાવ. મને ત્હારી અંકશાયિની બનાવ. આવ. આ...વ" આમ બોલતાં ધૂનમાં ને ધૂનમાં ઉઠી હાથ લાંબા કરી દોડી. પ્રેમઘેલી–સત્ય કહીએ તો વિકારવશ બનેલી બાળા ભિંત સાથે પછડાઇ. શુદ્ધિ ઠેકાણે આવી. મનમાં નિર્મળાને તથા દેવેન્દ્રને હજારો શ્રાપ દેવા લાગી. ક્ષણવાર કાંઇક નિશ્ચય કરી ઉઠી; અને ગિરિકુટિર તરફ ચાલી. આ ક્ષણે તેનાં નેત્રોમાં એક પ્રકારનો અગ્નિ પ્રજળતો હતો. તેના શ્વાસોશ્વાસ અત્યંત જોરથી ચાલતા હતા. હૈયું ધડકતું હતું. પ્રત્યક્ષ રાક્ષસી સમાન જણાતી પ્રમદા સ્ત્રીજાતિના હૃદયમાં હમેશ માટે પ્રજળતી ઇર્ષ્યાનો ભોગ થઇ પડી હતી.

પ્રમદા જ્યારે ગિરિકુટિરમાં પહોંચી ત્યારે લગભગ આઠ વાગી ગયા હતા. નરેન્દ્ર પોતાના દિવાનખાનામાં કેટલાક ખેડુતો અને અન્ય સાહુકારો સાથે પોતાની જમીન સંબંધી તેમજ બીજી વ્યાવહારિક બાબતોપર વિવેચન કરતો બેઠો હતો. ગિરિબાળા ખિન્ન હૃદયે પોતાના શયનગૃહમાં પડી હતી. નિર્મળા પોતાના ઓરડામાં "ભ્રમરગીત" નામક પુસ્તકમાંથી કાવ્યો વાંચતી વિરામાસનપર પડી હતી. પ્રમદા કુટિરમાં દાખલ થતાંજ પ્રથમ નિર્મળાવાળા ઓરડા નજીક ગઇ; અંદર ન જતાં બહારથીજ છુપાઇને નિર્મળા તરફ જોવા લાગી.

નિર્મળા સોફા ઉપર પડી હતી. તેનો એક પગ સોફા ઉપર અને બીજો નીચે ઝુલતો હતો. તેના કેશ વિખરાયલા ઝુલતા હતા. મુખ ઉપર દિપકનો પ્રકાશ પડતો હતો. વક્ષસ્થળ ઉપરનું વસ્ત્ર શરીર સાથે મળી જતું જણાતું હતું. ઉન્નત ઉરજ ઉપર 'ભ્રમરગીત' ટેકવતાં તેના કોમળ મૃણાલ જેવા કરકમલો જાણે ભારથી શ્રમિત થઇ ગયા હોય તેમ સહજ નમેલા જણાતા હતા. કદલી સમાન ભરાઉ માંસલ જંઘા વસ્ત્રના ચોંટી જવાથી સ્પષ્ટ વ્યક્ત થતી હતી.

હાથની કોમળ અંગુલીઓ 'ભ્રમરગીત'નાં પૃષ્ટો ફેરવતી હતી. મૃદુ મધુર કંઠમાંથી "ભ્રમરગીત"નો ગુંજાર થતો હતો. પ્રમદા દૂરથી આ દ્રશ્ય જોતાંજ ઇર્ષ્યાઅગ્નિમાં વધુ અને વધુ બળવા લાગી. નજીક છેકજ બારણા આગળ આવી ઉભી રહી. નિર્મળા...હમેશની સાદી નિર્મળા... આ વખતે પણ સાદાંજ વસ્ત્રોમાં સજ્જિત હોવા છતાં પ્રમદાને વિશેષ સૌંદર્યવતી અને મોહક જણાવા લાગી. એટલામાં વળી તેના બળતા હૃદયને ખાક કરવા માટેજ હોયની! તેમ નિર્મળાના કંઠમાંથી થતો ગુંજાર તેના શ્રવણે અથડાયો.

"મદભર્યે નયને......મલપતે મુખ...ડે,
આવે નં...દ કિશો......ર;
આ......લી! આવે નં...દ કિશો...ર"

શબ્દો શ્રવણે પડતાંજ પ્રમદા બળી ઉઠી. નિર્મળા ઉપર તેને જાણે પરા પૂર્વથી વૈર ચાલ્યું આવ્યું હોય તેમ તેની દુશ્મન બની મુખમાંથી એક પણ શબ્દ બોલ્યા વિના હોઠ પીસતી, રકત નેત્રે, હવામાં હાથ ધુમાવતી જાણે નિર્મળાના ઉપર આખું બ્રહ્માંડ તોડી પાડવાની તૈયારીમાં હોય તેમ અત્યંત ક્રોધાયમાન થઈ, ગિરિબાળાના શનયગૃહ તરફ ગઇ. ગિરિબાળા નેત્ર મીંચી હૃદયની વ્યથામાં પડી હતી. પ્રમદા તેની છેક નજીક ગઇ પરન્તુ તેને ખબર ન પડી. પ્રમદા—સ્વાર્થાંધ પ્રમદાએ પોતાનો સ્વાર્થ સાધવા પ્રપંચી નાટકની શરૂઆત કરવા માંડી. બાજુમાં પડેલો પંખો લઇ ગિરિબાળાને પવન નાખવા લાગી. વાયુ—શિતળ વાયુનો સ્પર્શ થતાં ગિરિબાળા પોતાની હૃદય વ્યથારૂપ સૃષ્ટિમાંથી જાગૃત થઇ, નેત્ર ઉઘાડી પ્રમદા સામે જોયું. મુખથી કાંઇ પણ ન બોલતાં પ્રશ્નસૂચક દ્રષ્ટિ કરી. કૌટિલ્યા પ્રમદા તરતજ બોલી ઉઠી:—"દેવી! તમે મને કેવું કામ સોંપ્યું? અરેરે! તે ક્ષણે હું કયાં તમારી પાસે આવી?"

"શું છે? કાલીમૈયા કોણ છે?" ગિરિબાળાએ કાંઇક સંશયગ્રસ્ત થતાં સોફામાં બેઠા થતાં પૂછ્યું.

"હા...!" દીર્ઘ નિશ્વાસ નાખતાં પ્રમદા બોલી. "દેવી! ન પૂછો ન પૂછો સ્વર્ગસુખ ભોગવતા કુંટુંબમાં વિનાશનું બીજ રોપનારી તે ભ્રષ્ટ વાત મને ન પૂછો. મારાથી નહિ કહેવાય!"

"કહેવીજ પડશે. બોલ. કાલીમૈયા કોણ છે? તેના અહીં આવવાનું પ્રયોજન શું છે?" ગિરિબાળાએ ભારદર્શક ગંભીર મુદ્રાએ આજ્ઞા કરી.

"દેવી! ક્ષમા કરો, અરે! નિર્મળા! નિર્મળા! તને આ ક્યાંથી સુઝ્યું." પ્રમદાએ ગિરિબાળાને વધુ ક્રોધવશ કરવાના ઉદ્દેશથી પોતાના હૃદયનો ભાર ખાલી કરતી હોય તેમ કહ્યું.

નિર્મળાનું નામ સાંભળી, પ્રથમથીજ બળી રહેલી ગિરિબાળાનું ચિત્ત વધુ સંશયગ્રસ્ત થયું. તેણે તરતજ પ્રશ્ન કર્યો. "નિર્મળા! નિર્મળા અને કાલીમૈયાને શો સંબંધ? કાલીમૈયા કોણ? જલ્દી કહે. સત્વર કહે નહિ તો પસ્તાઇશ."

"દેવી! કાલીમૈયા તે દેવેન્દ્ર! અને..."

"હેં! દેવેન્દ્ર! દેવેન્દ્ર કાલીમૈયાના રૂપમાં? અને તે પણ રમામંડળમાં?" ગિરિબાળાએ ચકિત થતાં પૂછ્યું.

"હા. રમામંડળમાં; અને તે પણ નિર્મળા માટે. તેના દર્શન માટે. તેની સાથે વાત કરવા માટે. અરે! એટલુંજ નહિં પણ પાણી પીવાના બ્હાને તેમની વાતચીત પણ થઇ ગઇ." પ્રમદાએ પૂરૂં કર્યું.

ગિરિબાળાના મનમાં કોપનો અગ્નિ એકદમ સળગી ઉઠ્યો: પવિત્ર ચરિત્રા, સરળ હૃદયા ગિરિબાળાએ પ્રમદાની વાત અક્ષરે અક્ષર ખરી માની. બિચારી નિર્મળા પ્રમદાની કુટિલતાનો ભોગ થઇ પડી. તરતજ ગિરિબાળાએ નિર્મળાને બોલાવવાની આજ્ઞા આપી. પ્રમદા-પ્રપંચી પ્રમદા મનમાં અતિશય હર્ષ પામતી પરન્તુ બહારથી અત્યંત દિલગીર જણાતી નિર્મળાના ઓરડામાં ગઇ. નિર્દોષ નિર્મળા 'ભ્રમર-ગીત'માં તલ્લીન થઇ એ ને એજ સ્થિતિમાં પડી હતી. ઓરડામાં પ્રવેશ કરતાંજ પ્રમદા ધીમેથી પોતાના મન સાથે બબડી. "હાં. હવેજ મારા હૃદયને શાન્તિ થશે. મારા ચિત્તના ચોરને લોભાવનારી નિર્મળા! હવેજ મને શાન્તિ થશે."

ધીમેથી બોલાયલા શબ્દો નિર્મળા સમજી શકી નહિ, પરન્તુ કોઇના પ્રવેશની તો તેને ખબર પડીજ. તરતજ તેણે ઉંચું જોયું. પ્રમદાપર દૃષ્ટિ પડતાં તે કાંઇ પૂછવા જતી હતી એટલામાં પ્રમદાજ બોલી ઉઠી:—"નિર્મળા બ્હેન! દેવી હમણાંજ આપને બોલાવે છે."

નિર્મળા તરતજ ઉઠી. હાથમાંનું "ભ્રમરગીત" મૂકવા જેટલો સમય પણ ન થોભતાં પ્રમદાની પાછળ ચાલી. પહોંચેલી કુટિલ પ્રમદા ગિરિબાળાના શયનગૃહમાં ન જતાં બહાર ઉભી ઉભી અંદર શું બને છે તે સાંભળવા લાગી. નિર્મળા ગિરિબાળા પાસે જઇ નમ્ર ભાવે પુછવા લાગી:—"બ્હેન! શી આજ્ઞા છે?"

ખરેખર! નિર્મળાની નમ્રતા અને વિનીત ભાવમાં કાંઇક એવું સામર્થ્ય હતું કે ગમે તેવા પાષાણહૃદયીને પણ દયા ઉત્પન્ન થયા વિના કે પ્રેમ ઉદ્દભવ્યા વિના રહેજ નહિ, પરન્તુ હમેશની દયાળુ ગિરિબાળા આજ ચંડી સમાન ઉગ્ર હતી. તેના હૈયામાં હોળી બળતી હતી. કાંઇ પણ પૂછયા ગાછયા વિના તેણે આજ્ઞા કરી "નિર્મળા! આ ક્ષણેજ આ ગૃહનો ત્યાગ કરી ચાલી જા."



## ચતુર્દશ પરિચ્છેદ.

### અભાગિની!





ગિરિબાળાના મુખમાંથી નીકળેલાં વચનોએ બિચારી નિર્દોષ નિર્મળાના હૃદયકમલપર વજ્રસમાન પ્રહાર કર્યો. ન તો તે કાંઇ બોલી શકી, કે ન કાંઇ પુછી શકી. તેનું કોમળ અને મૃદુ હૈયું એટલું બધું ભરાઇ આવ્યું કે તેનાં અશ્રુપૂરિત નેત્રમાંથી અશ્રુને ખરવાનો પણ અવકાશ ન મળ્યો. તેની કોમળ દેહલતા ત્યાં જડવત્ સ્થિર બની રહી. પાષાણની પ્રતિમા સમ ક્ષણેક પર્યંત તે સ્તબ્ધજ ઉભી. ગિરિબાળાની ઉગ્ર મુખમુદ્રામાંથી બીજા શબ્દો બહાર ન પડયા. તેણે નિર્મળાના સામું પણ ન જોયું. પ્રમદા, નિર્મળા ઉપર થયેલા વાક્પ્રહારનુ શ્રવણ કરતાંજ ત્યાંથી પલાયન કરી ગઇ. બિચારી નિર્મળા ક્ષણેક પછી કાંઇક સ્વસ્થ થઇ અને ત્યાંથી ધીમે ધીમે નીકળી પોતાના દિવાનખાનામાં આવી.

"મારો શો અપરાધ બ્હેનના મનમાં આવ્યો હશે? અરે! મેં એવું તે એમનું શું અનિષ્ટ કર્યું હશે? હમેશની દયાળુ દેવી આજ મારા પર કેમ આટલી સખ્ત દિલ બની હશે? હવે મારે શું કરવું? બસ જવુંજ. કયાં? જયાં મારૂં ભાગ્ય દોરે ત્યાંજ જવું. ક્ષણ પણ ન રોકાવું." આમ વિચાર કરતી હાથમાંના ભ્રમરગીત તરફ દ્રષ્ટિ કરી બેસી રહી. વળી ઉઠી આમ તેમ ફરવા લાગી. વળી પાછા તેના હૃદય સાગરમાં તરંગો ઉછળવા લાગ્યા. "જાઉં? હા. જાઉં તો ખરીજ પણ હમણાં નહિં. કદાચ નરેન્દ્રના જાણવામાં આવશે તો મને રોકશે. તે કેટલા દયાળુ છે! મારે માટે એમને......" એકાએક તરંગ માળા અટકી; સાથે શરીર પણ સ્તબ્ધ બન્યું. ક્ષણ પછી ડોકુ હલાવતી તથા હાથના

ચાળા કરતી તે બોલી:-"હાં. હવે સમજાયું. જોકે મેં હજી કોઇપણ પ્રકારે નરેન્દ્રના પ્રેમને મારા હૃદયમાં સ્થાન આપ્યું નથી, તેમજ નરેન્દ્ર પોતે પણ તે વિષે મારા સમક્ષ કાંઇ બોલ્યાજ નથી છતાં તે મને ચ્હાય છે એતો નક્કીજ. તે મને ચ્હાય છે, તેમનો મારાપર પ્રેમ છે અને તે બાબત કદાચ બ્હેનના જાણવામાં આવવાથીજ મને આવી આજ્ઞા કરી હશે, હશે. મારે તે આજ્ઞાનું પાલન કરવુંજ જોઇએ. પણ...હા. પણ હવે મારે જીવવુંજ શા માટે ? મારે માટે દ્રવે એવું કોઇપણ હૃદય નથી ! મારી લાગણીથી દાઝે એવું કોઇપણ મનુષ્ય નથી. તર્કપ્રસાદ ! હા મારા પતિ હતા. ગમે તેમ તોપણ તેમની છાયામાં કોઈ મને એક શબ્દ પણ કહી શકતું નહિ. ખરેખર ! અમારો સંસાર શુષ્ક હતો પરન્તુ હું તેમને અત્યંત પ્રેમથી ચ્હાતી હતી. છતાં પણ-" સહજ અટકી વળી આગળ બડબડી, "છતાં પણ તે વખતે નરેન્દ્ર તરફ મારી લાગણી ઢળી જતી. હજી પણ ઢળે છે. ભવિષ્યમાં પણ-અરે ! પણ મારે શા માટે આવા વિચારો કરવા ? બસ આજેજ જીવન વિસર્જન કરવું. શા માટે જીવવું ? આ યૌવન શા કામનું ? આ સૌંદર્ય શા ઉપભોગ માટે ? કોના ઉપભોગ માટે ? વિધિ ! વિધિ !! તું પણ કેવો વિચિત્ર છે ? વિધવાને યૌવન અને સુંદરતા શા માટે જોઇએ ? જેનો કોઇ ઉપભોગ કરનાર ન હોય તેને લાલિત્યથી શા માટે વધાવવી જોઇએ ? જેને સુંદરતા અને યૌવન છે તેને વૈધવ્ય શા માટે ? હાય ! હું જીવું કોને માટે ? મારો પ્રેમ મેં તર્કપ્રસાદને અર્પ્યો, તે ચાલ્યો ગયો. હવે ? હાં. હવે અર્પીશ ખરી. પણ-પણ-ના ના. તેમ તો નહિજ. એ તો અઘટિત થાય." આમ વિવિધ પ્રકારના વિચારોમાં તણાવા લાગી. તેનું હૃદય ચિરાઇ જવા લાગ્યું. ગિરિબાળાના કોપે તેના હૃદયમાં નરેન્દ્ર પ્રતિનો પ્રેમાગ્નિ પ્રકટાવ્યો. જેમ જેમ તે હતાશ થઇ મૃત્યુનું ચિંતવન કરવા લાગી તેમ તેમ નરેન્દ્રનો પ્રેમ તેને આકર્ષવા લાગ્યો. અંતિમ વિચારમાં દ્રઢ થઇ તે ઉઠી.

કુદરતનો એક નિયમ છે કે જ્યારે અમુક વસ્તુથી દૂર રહેવા કોઇ વ્યકિતને વારંવાર દબાણ કરવામાં આવે છે ત્યારે તે વસ્તુના ગુણ અવગુણથી યાતો દૂર રહેવાના દબાણને લઇને પણ તેના તરફ સહજ આકર્ષણ થાય છે. આ નિયમાનુસાર અત્યાર સુધી નરેન્દ્રના દર્શનથી, નરેન્દ્ર સાથેના પ્રસંગથી દૂર રહેવા ઇચ્છતી, તેના પ્રેમને મનમાં સ્થાન ન આપવા યત્ન કરતી નિર્મળાના હૃદયમાં નરેન્દ્ર વિષેનો અત્યાર સુધી દબાવી રાખેલો પ્રેમ જાગી ઉઠયો પોતાનો

અંતિમ વિચાર સિદ્ધ કરતા પહેલાં એક વખત પણ નરેન્દ્રનાં દૂરથી પણ દર્શન કરવાના વિચારે તેનું ચિત્ત ઘેરાઇ ગયું. પોતાના દિવાનખાનામાંથી બહાર નીકળી નજીકની પુષ્કરિણિમાં આત્મવિસર્જન કરવાના હેતુથી પ્રયાણ કરવા તત્પર થયેલી બાળાનું શરીર તેના હૃદયના અનિવાર્ય બળને લીધે, નયનોની દર્શન–જીજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી નરેન્દ્રના દિવાનખાના તરફ ખેંચાયું. દીપકનો મંદ પ્રકાશ પડતો હતો. દિવાનખાનામાં અત્યારે નરેન્દ્ર વિના બીજું કોઇજ ન હતું. નિર્મળાએ કેટલીક વાર સુધી ગુપ્ત રીતે વિચારમગ્ન બેઠેલા નરેન્દ્રના મુખનું નેત્ર ભરી પાન કર્યું. ત્યાંથી ખસી જવા ઘણી ઇચ્છા થતી પરંતુ તેનો દેહ તેની સત્તામાં ન હતો. આખરે નરેન્દ્ર શયનગૃહમાં જવા ઉઠ્યો. નિર્મળા સ્વસ્થ થઇ, અને નરેન્દ્રની દૃષ્ટિ ન પડે એમ અંધકારમાં ગિરીકુટીરની બહાર નીકળી.

નિર્મળા સમજતી હતી કે નરેન્દ્ર તેને જોઇ શક્યો નથી. તેમાં તે ઠગાતી હતી. જ્યારે નરેન્દ્ર શયનગૃહમાં જવા તૈયાર થયો, અને નિર્મળા ત્યાંથી ખસી ગઇ, તેજ ક્ષણે નિર્મળાનું વસ્ત્ર દીઠું અને નિર્મળાને ઓળખી. "નિર્મળા અત્યારે શા માટે અહિં આવી હશે ? તે ગુપચુપજ કેમ ચાલી ગઇ હશે ?" આવા વિચારો આવતાંજ નિર્મળા પ્રતિનો ગુપ્ત પ્રેમ તેને નિર્મળાની પાછળ પાછળ ગુપ્તરીતે દોરી જવા લાગ્યો; પરન્તુ નિર્મળાને તે આગતની ખબર ન હતી.

નિર્મળા ધીમે ધીમે ઉદ્યાનમાંથી નીકળી પુષ્કરિણિ તરફ ગઇ. જતાં જતાં મનમાં અનેકાનેક વિચારો આવવા લાગ્યા. "આહા! કેવું મોહક સ્વરૂપ ! આટલા સમય પછી પણ તેજ નૌકામાંના તેજ નરેન્દ્ર કેવા મમતાળુ લાગે છે ! ખરેજ ! હું કમનસીબજ છું. મારા ભાગ્યમાં એનું સુખ નથીજ. એની અંકશા–" નિર્મળા અત્યાર સુધી અપવિત્ર વિચારોને પોતાના હૃદયમાં પોષતી ન હતી; ગિરિબાળાનું માન હૃદયથી પણ વધુ રાખતી, નરેન્દ્ર સાથે એકાંતમાં ન અવાય તેમ ઇચ્છતી; તે નિર્મળે આજજ–ગિરિબાળાના કોપના યોગે ભ્રષ્ટ વિચારોને હૃદયમાં સ્થાન આપ્યું. તેનાં અંગમાં અનંગનો સંચાર થયો. ધીમે ધીમે તે વિષ તેના રોમેરોમમાં પ્રસર્યું. જોકે તર્કપ્રસાદથી તેનો સંસાર શુષ્ક હતો, નરેન્દ્ર સાથેનો નૌકામાંનો પ્રસંગ તેને ક્ષણે ક્ષણે યાદ આવતો હતો, છતાં 'અંકશાયિની' થવા સુધીના તેના વિચારો ન હતા. આજ તેને સંસાર નિરસ લાગવા મંડયો. પોતાનું સર્વસ્વ, પોતાનું જીવનસર્વસ્વ તે હવે નરેન્દ્રમાંજ જોવા લાગી. નરેન્દ્રનો

એકજ પ્રેમમય ઉદ્ગાર તેને સ્વર્ગથી પણ અધિક સુખદ લાગતો; પરન્તુ આટલું છતાં પણ જ્યાં તર્કપ્રસાદ યાદ આવતો કે તરતજ તેના વિચારો શિથિલ થઇ જતા. તર્કપ્રસાદના મૃત્યુ બાદ પણ પોતે તેનો દ્રોહ કરે છે એમ તેને તેનું અંતઃકરણ કહેતું. એક વખત અંતઃકરણપૂર્વક અર્પણ કરેલો પ્રેમ, પાછો ખેંચી અન્યને આપવાનું કાર્ય ભયંકર જણાતું. તેનો આત્મા તેને ડંખતો; છતાં પણ હૃદયમાં પ્રસરેલું અનંગવિષ તેને વિકારવશ બનાવી દેવા લાગ્યું. ચિત્તને અત્યંત અશાન્તિ થવા લાગી. પુષ્કરિણિ નજીક જઇ પહોંચી. કિનારાપર બેસી કયો માર્ગ લેવો તેનો વિચાર કરવા લાગી.

સર્વત્ર રાત્રિનો ગાઢ અંધકાર છવાઇ રહ્યો હતો. ઉદ્યાન નિઃશબ્દ શાન્તિ પ્રસરાવી રહ્યું હતું. પવન પણ બંધ પડી ગયો હતો. દૂરથી કોઇ કોઇ વખત નિશાચર પશુ પક્ષિઓનો કંઠધ્વનિ સંભળાતો હતો. રાત્રિની અખંડ શાન્તિમાં આ ધ્વનિ કાંઇક ભયંકરતા ઉત્પન્ન કરતો હતો. આ વખતે નિર્મળા-અનાથિની, અભાગિની–નિર્મળા પુષ્કરિણિના તટપર બેઠી બેઠી પોતાના અંતર સાથે કાંઇક વાતો કરી રહી હતી. તેની છેકજ નજદિક પણ ગુપ્ત રહેલો નરેન્દ્ર તેની પ્રત્યેક હીલચાલ તપાસતો હતો. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ આકાશમાંના નક્ષત્રગણ સહજ સહજ પ્રકાશથી આ અંધકારમય જવનિકાને ભેદવા લાગ્યા. નરેન્દ્ર આ પ્રકાશમાં નિર્મળાની ખેદમય મૂર્ત્તિને સ્પષ્ટપણે જોઇ શકવા લાગ્યો. એટલામાં નિર્મળાના કંઠમાંથી અત્યંત મૃદુ સ્વર નિકળ્યો.

"જીવિત છે વ્યર્થ આ જગમાં, પ્રણયભાગી વિના મારૂં,
અરે! સૌંદર્ય યૌવન સૌ, પ્રણયભોગી વિના ખારૂં
કહે શાને ખિલાવે તું વિધિ! આ પુષ્પ યૌવનને!
ખિલાવ્યું તો વિનાભોગી, પિલાવે કેમ યૌવનને!"

નરેન્દ્ર એક ચિત્તે નિર્મળાના મુખદ્વારા વ્યક્ત થતા તેના હૃદયોદ્‌ગાર સાંભળતો ઉભો. ગાન આગળ ચાલ્યું.

"ખિલ્યું, ખિલવ્યું શું કુમળાવે? કહે શો સ્વાર્થ તારો છે?
વિના મૃત્યુ કહે મારે, હવે કો અન્ય આરો છે?"

ગાન એકાએક અટક્યું નરેન્દ્ર, છેલ્લા શબ્દો શ્રવણે પડતાંજ નિર્મળા પર બારીક દૃષ્ટિ રાખતો ઉભો. નિર્મળા ઉઠી. ધીમે ધીમે પાણીમાં પ્રવેશ કર્યો. નરેન્દ્ર પણ યંત્રવત્ તેની પાછળ દોરાયો.

"ખિલવી કુસુમ પુર બ્હારમાં, કહેવું સુગંધી પ્રસાર ના,
બીજ વાવી ઉત્તમ ક્ષેત્રમાં, કહેવું કદી ઉગનાર ના,

પ્રીતિ સુધારસ પાઇ કહેવું પ્રેમમય તું ના થતું,
કહેશો કદી છે શક્ય ! વિષ ખાધાથી મૃત્યુ ના થતું !

મારી આશાઓ મનમાંજ રહી. જે જીવ પ્રતિ કોઇને પ્રેમ નહિ, જે જીવપ્રતિ જગતમાં કોઇને ભાવ નહિ, તેનું જીવન હોય તોએ શું અને ન હોય તોએ શું ?"

આટલું બોલી નિર્મળા જળમાં ડુબકી મારવા તત્પર થઇ. ગળા સુધી પાણીમાં જતાંજ પાછળથી નરેન્દ્રે તેના ખભા ઉપર હાથ મૂકયો. નિર્મળા ચમકી પાછું જોયું; નરેન્દ્રને ઓળખ્યો. નેત્રો મળ્યાં. હૃદય નમ્યું. આગળ પગલું ન ભરાયું. મૌન ભાવે દયામણે મ્હેરે ત્યાંજ ઉભી. નરેન્દ્ર બોલ્યો:—

"નિર્મળા ! આત્મહત્યા એ પાપ છે."

"પણ એથીજ મારો ઉદ્ધાર છે."

"મૃત્યુ એ જીવનનો અંત છે."

"જીવન આખરે નાશવંતજ છે."

"પરન્તુ આ સંસારનો અમૂલ્ય લ્હાવો લેવડાવનાર એજ જીવન છે."

"જે જીવન નિરસ છે તે જીવન હોય યા ન હોય તોપણ સરખુંજ છે."

"નિરસને રસિક ન બનાવી શકાય ?"

"જેને માટે કોઇનું પણ અંતઃકરણ ન દુઃખાય તેને રસિક કોણ બનાવે ?"

"હશે. નિર્મળા ! છે. આ દુનિયામાં એક એવું હૃદય છે, જે દુઃખાય છે. આત્મહત્યા ન કર."

"હશે પણ તેને અધિકાર છે ?"

"નહિ હોય તો પ્રાપ્ત થશે."

"કેવી રીતે ?"

"સમય આવ્યે સમજાશે."

"દુનિયા શું કહેશે ?"

"દુનિયાને જવાબ દેવાશે."

આટલું બોલતાં નરેન્દ્રે નિર્મળાનો હાથ પકડયો. નિર્મળાએ પોતાનો હાથ છોડાવતાં કહ્યું–"જાઓ, નરેન્દ્ર ! અહીંથી ચાલ્યા જાઓ."

"પણ તું......"

"હું આત્મહત્યા નહિં કરૂં."

નરેન્દ્ર નિરૂપાયે ત્યાંથી ચાલ્યો ગયો. નિર્મળા બ્હાર આવી. પાછી ભીનાં વસ્ત્રે કિનારા પર બેઠી.

"દ્રવે છે. મારે માટે હજી એક હૃદય દ્રવે છે. પણ તે શા ઉપયોગનું? અમારા સંયોગમાં કેટલાં વિઘ્ન આડાં છે? કદી પણ આશા સફળ થાય તેમ નથી. ગિરિબાળાની હયાતિમાં લગ્ન થવુંજ મુશ્કિલ છે, અને કદાપિ થાય તોપણ વૈધવ્ય દશામાંથી ગૃહસ્થાશ્રમી બનવું એ કેટલું દુષ્કર છે? સમાજ શું કહે? ત્યારે શું મારે મરવુંજ? ના, હું શા માટે મરૂં? અમૂલ્ય યૌવન ધનનો ઉપભોગ કર્યા વિના શા માટે મરવું? ત્યારે જવું કયાં? નરેન્દ્ર પાસે તો હમણા નજ જવું, ગિરિબાળાને તો મુખજ ન બતાવવું. ત્યારે જવું કયાં? ભાગ્ય લઇ જાય ત્યાં.

"કર્મનકી ગત ન્યારી, ઓધા કર્મનકી ગત ન્યારી,"

આમ બબડતી ઉઠી અને કોઇ જાતના વિચાર વિના યંત્રવત્ ચાલવા લાગી. આકાશમાં એકાએક મેઘ ચઢી આવ્યો. વાદળાંઓ દોડાદોડ કરવા લાગ્યાં. વિદ્યુતના ભયંકર ચમત્કાર થવા લાગ્યા. પવન પણ જોસથી ફુંકાવા લાગ્યો. પુષ્કરિણિના જળથી પ્રથમથીજ ભીંજાઇ ગયેલાં વસ્ત્રો વર્ષાદ અને પવનના જોરથી તેના શરીર સાથે ચોટી ગયાં હતાં. તેના માથાના કેશ છુટા પડી પવનમાં ઉડતા તેમજ વર્ષાદના જોરથી છાતી તથા બરડાપર ચોટી ગયા હતા. મંદમંદ પગલે તે દેવગઢના એક છેડા તરફ નદી કિનારા તરફ જવા લાગી. વર્ષાદ અને પવનના સખ્ત તોફાનને લીધે તેમજ મોડી રાત્રિને લીધે બધા મકાનોનાં દ્વાર બંધ હતાં. કયાં જવું અને કોનું દ્વાર ઠોકવું એવો વિચાર કરતી નિર્મળા આગળ ચાલી. ઘડી ઘડી તેને આત્મહત્યા કરવાનું મન થતું પરન્તુ કયા ગુપ્ત ભાવ વડે તેણે આત્મહત્યાનો વિચાર ત્યાગી દીધો તે તે પણ સમજી ન શકી. આખરે એક નાના, બેઠા ઘાટના મકાનનું દ્વાર ઠોકયું. દ્વાર ઠોકતાં અંદરથી અવાજ આવ્યો:—"કોણ?"

"અભાગિની, અનાથિની." નિર્મળે પ્રત્યુત્તર આપ્યો.

દ્વાર ઉઘડયું અને એક યુવતી દીપક લઇ બારણામાં આવી ઉભી. બન્નેની દ્રષ્ટિ મળતાં તે યુવતી બોલી ઉઠી:—

"કોણ નિર્મળા."

"હા. અભાગિની નિર્મળા."



# દ્વિતીય ખંડ, પ્રથમ પરિચ્છેદ.



## મારે માટે રૂવે છે ખરૂં!





અધ્યાત્મ વિદ્યામાં એક વખત પ્રથમ પંક્તિએ વિરાજતું ભારત આજ કેટલી અવનત દશાએ પહોચ્યું છે! જે ભારતવર્ષના પૂણ્યશાલી તનુજોના ગૃહસંસારનું બંધારણ પણ એજ અધ્યાત્મ વિદ્યાનાં સૂત્રોપર રચાયલું છે, જે ભારતસંતાનોમાં એજ અધ્યાત્મ વિદ્યાનાં સૂત્રો કે જે તેમના વર્ણાશ્રમ ધર્મ તથા સંસાર કે જેને માયા–બંધનનું કારણ જણાવવામાં આવે છે તેમાં પણ અસ્ખલિત પણે ગુંજી રહ્યાં છે; તે ભારતસંતાનો આજ સૂત્રોના અર્થ સમજવાની શક્તિ ગુમાવતાં કેવી દીનદશા ભોગવે છે તે જોતાં કોનું હૃદય ચીરાઇ નથી જતું? આમ છતાં પણ તેને માટે કોણ પ્રયત્ન કરે છે? ભારત સંતાનનાં બાળકો પણ જે તત્વજ્ઞાન અને અધ્યાત્મજ્ઞાનની વાતો કરે છે તેવી વાતો અન્ય દેશના યુવાનો પણ કરતા નહિ હોય જે જે રીવાજો હિન્દુ સંસારમાં પરાપૂર્વથી પ્રચલિત તરીકે ચાલ્યા આવે છે તે હાલ ગમે તેવી સ્થિતિમાં અસ્તિત્વ ધરાવતા હશે છતાં ભારતપુત્રો તેનો ઉદ્દેશ–હેતુ સમજવા અશક્ત છતાં પણ શ્રદ્ધાથી તેને વળગી રહ્યા છે.કેટલાકો તેમને રૂઢીદાસો કહીને સંબોધે છે. તટસ્થ રીતે જોઇશું તો જણાશે કે રૂઢીદાસો તરીકે તેમને નીંદવા એ જેટલું અયોગ્ય છે તેટલુંજ રૂઢીને તેના મૂળ હેતુ જાણ્યા વિના વળગી રહેવું તે પણ અયોગ્યજ છે. પૂર્વના સૂત્રોનો તિરસ્કાર જેટલો અહિતકર છે તેટલુંજ અહિતકર તેના ઉદ્દેશો જાણ્યા વિના તેને વળગી રહેવું એ પણ છે. કારણ જાણ્યા વિનાજ કાર્યમાં પ્રવર્તવું એ ભયંકર છે.

હિંદુ સંસારમાં પૂનર્જન્મ અને પ્રારબ્ધ એ શબ્દોને માનનારાની સંખ્યા ઘણી છે અને પુરાતન શાસ્ત્ર પુરાણો પણ તે શબ્દોને માન આપે છે. મનુષ્ય--પ્રાણી માત્રને મૃત્યુ પછી પુનર્જન્મ છે. આત્મા અમર હોવાથી મરતો નથી પણ મૃત્યુ દેહને છે. મૃત્યુ એટલે આત્માનું નિવાસસ્થાન બદલવું. આ બધાં સૂત્રો સર્વમાન્ય હોવા છતાં માયા-મમતાથી બંધાયલા જીવો એક પ્રાણીના મૃત્યુથી રડી કકળીને તે

આત્માને અશાન્ત બનાવે છે. મૃત્યુ પામેલાનાં સંબંધીઓને આશ્વાસન આપવા આવનાર સ્નેહી અંતરની લાગણીથી રડી પડતા; અને તે ઉપરથી હવે હિન્દુ સંસારમાં એવી રૂઢી પ્રચલિત થઇ ગઇ છે કે મરનારના સંબંધીઓને આશ્વાસન આપવાને બદલે તેની પાસે રડતાં રડતાંજ જવું. પાછલા મરેલાંઓને યાદ કરાવી તેની દીલગીરીમાં વધારો કરવો, અને એ રીતે મરનારનાં સંબંધીઓને સુખ અને શાન્તિ તેમજ આશ્વાસન આપવાને બદલે રાત્રિ દિવસ મરેલાંઓનુંજ ચિંતન કરાવવું. આ રૂઢી કેટલે અંશે અનાદરને પાત્ર છે તે વ્હાલા વાંચકો સહજજ કલ્પી શકશે.

વ્હાલા વાંચક! ઉતાવળો ન થા. આપણે જરા હવે નિર્ભાગી માલતી–નિર્ભાગી ?–હા. હમણાના તેના ઉપર ઝઝુમી રહેલી આફતોના વાદળથી ઘેરાયલી હોવાથી નિર્ભાગી કહેવાને વાંધો નથી. તેની દયા પાત્ર દશાનું નિરીક્ષણ કરીએ અને તેના દુઃખમાં ભાગ લેવા તત્પર થઇએ.

એક બાજુ નવનીતનું શબ પડયું હતું અને બીજી બાજુ વિઠ્ઠલરાય પણ પોતાના વ્હાલા પુત્રને મળવા ચાલ્યો ગયો. માલતી–બિચારી નિરાધાર કોમલકલિકા–આ એક સાથે થયેલા આઘાતથી બેભાન બની ગઇ હતી. કેટલીક સ્ત્રીઓ મળી તેને બીજા ઓરડામાં લઇ ગઇ હતી તથા નવલ પણ હિમ્મત રાખી તેની પાછળ પાછળ ગયો હતો. તેને શુદ્ધિમાં લાવવા જતાં વળી તે ફરીથી બેભાન બની ગઇ.

"શબની વ્યવસ્થા કેવી રીતે કરવી? સંસારની રૂઢી મુજબ માલતીને રડતાં કૂટતાં સ્ત્રી મંડળમાં જવા દેવી ? કે તેને ઘરમાં રાખી આશ્વાસન આપવું ? પોતે સ્મશાનમાં જવું કે ઘેર રહેવું ?" આ બધા વિચારો નવલના હૃદયમાં એકેએક સ્ફુરવા લાગ્યા. શું કરવું તે પ્રથમ તેને સમજાયું નહિં. આખરે કેટલીકવાર વિચાર કર્યા બાદ માલતીને તેજ સ્થિતિમાં રાખી, તે બહાર ગયો; અને સાકરલાલ તથા ભવાનીરામ પાસે આવીને બન્ને શબની વ્યવસ્થા કરવાનું તેમને સોંપ્યું; તથા સ્ત્રીમંડળને ઘેર ચાલ્યા જવાની તાકીદ આપી. રોવા કકળવાનું એકદમ બંધ કરાવ્યું. સુધરેલા વિચારનાઓ તો આથી ખુશી થયા; પરન્તુ જુના વિચારવાળાઓનાં મહાભારત શરૂ થયાં. "ભાઇ ! જોયું ? જુવાન પહાડ જેવો છોકરો મરી ગયો; બિચારો ડોસો પણ સાથેજ ગયો. આમ ઘરમાં બબ્બે શબ પડયાં અને ભાઇ સાહેબ તો રોવાની પણ બંધી કરવા લાગ્યા." "ભાઇ ! એમને શી લાગણી હોય ?" "બિચારાનું કોઇ અંતરનું સગું હોય તો આમ થાય ખરૂં કે ?" એમ જેમ જેને

ફાવે તેમ ટીકા કરવા તૈયાર થઇ ગયાં. સ્ત્રીમંડળ વળી જુદાજ પ્રકારનો રંગ કરવા લાગ્યું. " બાઇરે ! ચૌદ વરસની જવાન જોધ જેવી વહુ રાંડી અને આવા છાતી ફાટી જાય એવા મરણ પાછળ રડવું કૂટવું નહિં ? આ તે કેવો જુલમ !" "હાય હાય બાપ ! આ તે કેમ ખમાય ? અમારામાં તો આવું ના ચાલે." " અરે ! પેલી બિચારી વહુનેય રડવા દે તો સારૂને ! આતો અંગરેજી ભણ્યા એટલે બધુંય ઠીક. કોનો બાપ અને કોની મા !" " એ રડયું અંગરેજી ભણતરજ એવું છે તો. જોજો તો ખરી, ભલો હશે તો પેલીનું માથુય નહીં મુડાવે અને ચુડીકરમ પણ નહિં કરાવે " " અલીઓ ! હજુ જાણતી નથી કે ? એ તો એની સાથે લગન કરવાનો છે લગન." " હેં ! બાપરે ! રાંડેલી સાથે લગન ? સત્યાનાશ જાયરે તમારૂં ! આતો બાપ કળજુગના ભવાડાસ્તો." એ રીતે સ્ત્રીમંડળ કળીયુગ અને સત્યયુગની સરખામણી કરવા લાગ્યું; પરન્તુ દ્રઢ અંતઃકરણનો, સારાસારનો વિચાર કરી સમયને માન આપનારો નવલ આથી ન ડરતાં દ્રઢ રહ્યો. તેણે સાકરલાલ ભવાનીરામની મદદથી શબને અગ્નિસંસ્કાર કરાવવાની તજવીજ કરી અને સ્ત્રીમંડલને મહા મહેનતે વિદાય કર્યું. સાકરલાલ તથા ભવાનીરામ જોઇતી તજવીજ કરી બન્ને શબોને લઇ સ્મશાનભૂમિ તરફ જવા તૈયાર થતા હતા; એટલામાં માલતી આક્રંદ કરતી ત્યાં આવી નવનીતના શબ આગળ પછાડ ખાઇ પડી. જેમ તેમ સમજાવી, ધીરજ આપતાં તે ઉઠી, નવનીતના શબ ઉપર માથું નાખી રડવા લાગી. કેટલીક મૂસ્કેલીએ તેને ઉઠાડી ત્યાંથી બીજા ઓરડામાં લઇ જવામાં આવી. સાકરલાલ તથા ભવાનીરામ બીજા બે ત્રણ માણસોની મદદથી જોઇતી વ્યવસ્થા કરી બન્ને શબને સ્મશાનભૂમિ તરફ લઇ ગયા. નવલ ઘેર માલતીની સારવાર માટે રહ્યો.

માલતી ! વિશ્વવાટિકાનું ખીલ્યા વિનાનું કરમાતું કુસુમ ! હજી બેભાનજ હતી. નવલ તેની નજદીક ખુરસીપર બેસી પવન નાખવા લાગ્યો. કેટલીકવારે તેણે આંખ ઉઘાડી નવલ સામું જોયું.

" માલતી ! સ્વસ્થ થાઓ."

" અરેરે ! હવે મારૂં કોણ ? મારી શી દશા થશે ? " માલતીની છાતી ભરાઇ આવી; છતાં તેનાથી રડી ન શકાયું. આંખમાંથી આસું ન ખર્યું. કયાંથી ખરે ! અંતરમાં થયેલા આઘાતથી આટલા અલ્પ સમયમાંજ જેનાં નેત્ર ઉંડાં પેસી ગયાં હતાં, મુખ કરમાઈ ગયું હતું, હાથ પગ નિશ્ચેષ્ટ જેવા થઇ ગયા હતા, અંતરમાં સળગતા શોકાગ્નિથી

જેનું રૂધિર સુદ્ધાં બળી ગયું હતું તેનાં નેત્રમાં આંસુ ક્યાંથી હોય ? શી રીતે હોય ?

"માલતી ! ન ગભરાઓ. વિશ્વનો પાલનહાર તમારો રક્ષક છે. તે તમારી સંભાળ લેશે."

માલતી નીચું જોઇ રહી. "નવલ સાથે વધુ છૂટ કેમ લેવાય ?" એ વિચાર આવતાં તે સ્વસ્થ થઇ. નવલે પડોશમાંથી એક બાઇને બોલાવી માલતીને સ્નાન કરાવ્યું, પોતે પણ સ્નાન કર્યું. માલતી પાછી એકલી પડી. તેની ચંચળતા હરાઇ ગઇ હતી. તેનું સૌંદર્ય-કુસુમ કરમાઇ ગયું હતું, તેની બુદ્ધિ બહેર મારી ગઇ હતી. તેનું ચિત્ત કેવળ અસ્વસ્થ થઇ ગયું હતું. તે કેવળ હૃદયશૂન્ય બની ગઇ હતી. નવલને માલતીની ઘણીજ ચિંતા થવા લાગી. આમ એકાન્તમાં રહેવાથી કદાપિ માલતીનું મગજ શોકને લીધે ભ્રમિત થઇ જશે એમ તેને લાગ્યું; પરન્તુ એકાન્તમાં પોતે તેની સાથે વધુ પરિચય ન રાખવો એમ તેણે નિશ્ચય કર્યો. વળી એકાન્તમાં હૃદય ખાલી થવાથી તેને કાંઇક સ્વસ્થતા અને શાન્તિ મળશે એમ પણ તેને લાગ્યું. તેથી તેણે તેને એકલીજ રહેવા દેવાનો નિશ્ચય કર્યો. તરતજ તેણે પોતાના એક સ્નેહી કુન્દનલાલને બોલાવ્યો અને માલતીના પિતા તથા માતાને આ હૃદયવિદારક બનાવના સમાચાર મોકલાવવા જણાવ્યું; તેમજ પોતાની પડોશમાં રહેતી જયા નામની પવિત્ર ચારિત્ર્યવાળી પ્રૌઢા સ્ત્રીને માલતીની પાસે રાખવા માટે બોલાવી. હવે આગળ કયો માર્ગ લેવો તે વિચારમાં તે ગુંથાયો.

માલતી પોતાના ઓરડામાં હૃદયશૂન્ય થઇ બેઠી હતી. તેના મનની સર્વ આશાઓ મનમાંજ રહી ગઇ હતી. તેના જીવનની નવ-પલ્લવિત થવાની અભિલાષાઓ એમને એમજ કચરાઇ ગઇ—છુંદાઇ ગઇ. સંસાર ઉપર અને પોતાના જીવનપર વિચાર કરતી તે શોકમગ્ન થઇ ગઇ હતી. જયા તેની નજીકજ બેઠી હતી; પરન્તુ માલતીને તેનું પણ ભાન ન હતું.

અરેરે! આ કેવી, દુઃખદ ઘડી આવી જીવનની!
ત્યજાયેલી નાથે, નિરસ જીવન થાતાં ભૂવનની—
ગઈ શોભા સર્વે, મુકુટમણિ જાતાં યુવતીનો,
સહેવાશે કેમે, વિરહ રસિક વ્હાલા સુપતિનો."

× × ×

વ્હાલા તણી રસિક છાંય સદાય માટે
ત્યાગી ગઈ, વિપથમાં રમણી ઉચાટે;
હા ! હા ! ભરે નયનમાં નિર શોક સંગે,
રે કોણ વ્હાલી કહી આંસુ હદ ઉમંગે !

અરે ક્રૂર દૈવ! તને આ શું ગમ્યું?" દુઃખમાં ડુબી ગયેલી માલતી પોતાના ભાવિનો વિચાર કરતી વિધિને દોષ દેવા લાગી. "મારી જીંદગી એકલવાયી અને નિરસ કરવી હતી તો મને જન્મજ શા માટે આપ્યો? અરેરે! મારી સંભાળ કોણ લેશે? પતિને તન મન અર્પણ કરવાની મારા અંતરમાં કેટલી ઉમેદ હતી? જીવનના લ્હાવા લેવાની—પતિદેવને ચરણે જીવન અર્પવાની કેવી અભિલાષા હતી? હાય! તે સર્વ નાશ પામી ગઇ. પતિનો મિઠો એક શબ્દ—પતિદેવનાં પ્રેમી નેત્રમાંથી ઝરતું એક પણ પ્રેમબિંદુ પામવાને હું અભાગી બની શું? જીવન—મારૂં જીવન એકલી અટુલી દશામાં નિરસજ થવાનું! સંસારનાં—સ્વર્ગનાં અનુપમ સુખો શું મારા ભાગ્યમાં નહિં હોય? હા દૈવ! અરેરે! હિન્દુ સંસારના ખાડા ટેકરા મારાથી કેમ પસાર થશે? આ વિકસતું યૌવનં વન કોણ અને કેવી રીતે સંભાળશે? અરે! મારાપર.. ..." બિચારી રડી પડી. જયા—પ્રૌઢ જયા પાસે આવી. તેના શરીર પર હાથ ફેરવતી આશ્વાસન આપવા લાગી. "બ્હેન! બેટા! ન ગભરા. શાન્ત થા. સંસાર એવોજ છે. સ્ત્રીઓની અગાધ કસોટી આવાજ જીવનમાં છે અનુપમ વિમલતા છે ભરી વૈધવ્ય જીવનમાંય તે." બ્હેન! ધીરજ રાખ.

"ધીરજ શી રીતે રાખું? જયા! મારૂં આ સંસારમાં હવે કોણ છે?"

"બ્હેન! એમ ન બોલ. તારા પિતા તથા માતાને તેડવા નવલ ભાઇએ માણસ મોકલ્યું છે, અને નવલભાઇ પોતે પણ તારે માટે કેટલી કાળજી રાખે છે."

'નવલ' શબ્દ કાને પડતાં—"નવલભાઇ પોતે પણ તારે માટે કેટલી કાળજી રાખે છે." એ વાકય શ્રવણે અથડાતાં માલતી ચમકી.

કેટલાય સમયથી ભૂલાઇ ગયેલી વાત જાણે સ્મૃતિપટપર હમણાંજ તાજી થઇ આવી હોય તેમ જણાયું. "શું તેઓ અહીંજ છે?' એમ અણચિંતવ્યો પ્રશ્ન તેના મુખમાંથી નીકળી પડયો.

"હા અહીંજ છે-આજ મકાનમાં છે; પરન્તુ તને દુઃખી જોઇ તારી સમક્ષ થતા નથી. અરેરે! તેમને પણ કેટલું દુઃખ થાય છે?" જયાએ નવલના હૃદયનું દિગ્દર્શન કરાવતાં કહ્યું.

"બ્હેન! જયા બ્હેન! તમે મારી પાસે રહેશો?" માલતીને કંઇક વિચાર આવતાં તેણે પૂછ્યું.

"હા બ્હેન! ખુશીથી રહીશ. મારૂં પણ આ દુનિયામાં કોઇજ નથી. મારી માધવીના પિતા ગુજરી ગયા પછી હું માત્ર માધવીને જોઇ આશ્વાસન મેળવતી હતી. તે સર્વ વાતે સુખી હતી.

પણ ઈશ્વરે તેને પણ આ દુનિયામાંથી ઉઠાવી લીધી." રાંડીરાંડનું રત્ન હરી લીધું. હાય!!" પ્રૌઢાએ પોતાનું દુઃખ દર્શાવતાં અશ્રુ પાડયાં.

"બ્હેન! હવે માલતીનેજ તમારી માધવી ગણજો. તે સધવા હતી, આ વિધ——" માલતી વધુ બોલી ન શકી. જયાના ખોળામાં માથુ નાખી રડી પડી. એટલામાં નવલ ત્યાં આવ્યો.

"મા...લતી!" નવલ ગળગળો થઇ બોલ્યો. "તમારા પિતા તથા માતા હમણાંજ આવી પહોંચશે. અરેરે! તેમને કેટલું બધું દુઃખ થશે! તમે સંભાળીને રહેજો. રડશો નહીં. ધીરજ રાખજો, નહિ તો તે બિચારાં વૃદ્ધોનાં હૃદય તૂટી જશે, તમારૂં આક્રંદ તેમનાથી નહિ જોવાય."

કઠણ છાતીનો હિમ્મતવાન નવલ માલતીને હિમ્મત આપતો આપતો રડી પડયો. જયા તેને આશ્વાસન આપવા લાગી, માલતી ભરાઇ આવેલા હૈયે ડુસકાં ખાતી બોલી:—

"નવલ! તમે મને હિમ્મત રાખવાનું કહો છો અને તમેજ રડોછો?" માલતીના આ શબ્દોથી નવલને ધીરજ મળવાને બદલે તે એકદમ રડી પડયો. અત્યાર સુધી જેમ તેમ શાન્તિ રાખનાર નવલ આ સાદા વાકયથી ધૈર્યહીન બની ગયો. ડસડસી રહેલા મનુષ્યને આશ્વાસનનો એક શબ્દ સ્વસ્થ થવાને બદલે તેનું હૈયુ ખાલી કરાવી નાખે છે; તેમ નવલ પણ અંતરનો ઉભરો કાઢવા લાગ્યો.

"માલતી! માલતી! હું શું કરૂં? તમે તો રડીને પણ શાન્તિ મેળવો, અમે પુરૂષો શું કરીએ? બળીને રહીએ. તમારા અંતરમાં ઓછું દુઃખ નહિ થતું હોય. છતાં મારૂં દુઃખ તો મારૂંજ મન જાણે છે." તે વધુ બોલી ન શકયો. અત્યાર સુધી આક્રંદ કરતી માલતી નવલનું દ્રવિત હૃદય જોતાં કાંઇક સ્વસ્થ બની. નવલ માટે તેના મનમાં ઉચ્ચ ભાવ અને માન ઉત્પન્ન થયાં. 'પોતાને દુખે દુઃખી થનાર હજી દુનિયામાં છે.' એ વિચાર આવતાં અચાનકજ તેનાથી બોલાઇ જવાયું "હજી પણ મારે દુઃખે દુઃખી થનાર હૃદય આ વિશ્વમાં છે ખરૂં! હજી પણ એક હૃદય મારે માટે દ્રવે છે ખરૂં!"



# દ્વિતીય પરિચ્છેદ.



## અદૃશ્ય તંતુ.





રીતે નવલે માલતીની પ્રથમથીજ સમજુતિ કરી કે વૃધ્ધોનાં હૃદયને આઘાત થાય માટે રડવું નહિ. તેજ રીતે વૃધ્ધોને પણ માલતીના કોમળ હૃદયને ચીરી ન નાખવા—આક્રંદ ન કરવાની સમજુતી કરી લીધી હતી; છતાં પણ જે પ્રેમ અને લાગણી કોઇ કાળે પણ દબાવી શકાતાં નથી તેને અનુસરીને કેટલીકવાર તે દુઃખી કુટુંબે પોતાનાં હૃદય ખાલી કર્યાં. બન્ને મરનારની ઉત્તર ક્રિયા શાસ્ત્રોક્ત રીતિએ વિદ્વાન બ્રાહ્મણો પાસે નવલે કરાવી. અત્રે એટલું જણાવવું જોઇએ કે રૂઢીને વશ થઇ જે ખોટા ખર્ચો કરવામાં આવે છે, જે ખર્ચોને લીધે સાધારણ સ્થિતિવાળો મનુષ્ય પાયમાલ થાય છે અને ગરીબ મનુષ્ય દેવાદાર થઇ જીંદગી પર્યંત પોતે સડે છે અને પોતાનાં કુમળાં બાળકોને પણ જીવનપર્યંત સડાવે છે તે રૂઢીને વશ તે થયો નહિ! જ્ઞાતિભોજન કરી ખોટી કીર્તિ કમાવાની યા "વિઠ્ઠલપ્રસાદ પાછળ સારૂં વપરાયું." એવા શબ્દો સાંભળવાની તેણે પસંદગી કરી નહિ; પરન્તુ ધાર્મિક ક્રિયા કરી મરનારના આત્માને અવિચળ શાન્તિ મળે એવા હેતુથી અન્નક્ષેત્રોમાં, સદાવ્રતોમાં, કેળવણીમાં, સમાજ સુધારક સંસ્થાઓ આદિમાં યોગ્ય રકમો આપી.

ક્રિયાદિ સર્વ કાર્યથી પરવારી વિઠ્ઠલપ્રસાદની મીલ્કતની વ્યવસ્થા કરવાનું કાર્ય તેણે હાથમાં લીધું. પોતાની મારફત જે વહીવટ થયો હતો તે તથા બીજું જે દેવું લ્હેણું હતું તે સર્વ પતાવી દઇ ચોખ્ખો આંકડો તેણે માલતીના પિતાના હાથમાં મૂક્યો. માલતીનો પિતા સરળ અને ભોળા હૃદયનો હતો તેમજ તેને માલતી વિના અન્ય સંતાન નહતું. તેને જમાઇના મૃત્યુથી સખ્ત આઘાત થયો હતો. પૈસા સંબંધી તેણે બીલકુલ કાળજી ન કરી, છતાં પણ નવલે તે સર્વ બીનાથી તેને માહિત કર્યો. તેણે તે મીલ્કતની વ્યવસ્થા કરવાનું કાર્ય નવલનેજ સોંપ્યું અને માલતીને તેડી ગોવિંદપૂર જવાનું નક્કી કર્યું.

એક વખત માલતીને ચ્હાનાર નવલના વિચારો નવનીતના મૃત્યુથી ન ધારેલી રીતે બદલાઈ ગયા. માલતીને માટે જે પ્રેમ તેના હૃદયમાં હતો. પ્રથમ તેની જે વિકારમય દ્રષ્ટિ કોઇ કોઇ વખત થતી અને મૈત્રિ સંબંધને લીધે દબાતી, તે દ્રષ્ટિ હવે દયા અને લાગણીના રૂપમાં ફેરવાઇ ગઈ. માલતીની નિરાધારાવસ્થા માટે તેને અત્યંત લાગણી થવા લાગી. તેના સુખને માટે પોતાના જીવનનો ભોગ આપવા માટે પણ તે તત્પર થયો. કોઇ પણ રીતે માલતીને અસુખ કે અશાન્તિનું દર્શન ન થવું જોઇએ એવા પ્રયત્નો કરવા તે દ્રઢપ્રતિજ્ઞ થયો. જ્યારે તેને માલતીના પિતાને મુખે માલતીને સાથે લઇ જવાનો નિશ્ચય સાંભળ્યો ત્યારે તેને ઘણુંજ લાગી આવ્યું. તે એકલો પડી વિચાર કરવા લાગ્યો. મુંઝાવા લાગ્યો. પ્રિય પાઠક! સત્ય કહીએ તો નવલ એમજ સમજતો હતો કે પોતે માલતી માટેની પોતાની આશાઓ ત્યજી, માત્ર તેના સુખના પ્રયત્નોજ કરતો હતો. તેને માટેનો પ્રેમ તેણે કાઢી નાખી દયાની લાગણીનેજ હૃદયમાં સ્થાન આપ્યું હતું. પરન્તુ તેની તે સમજ ભૂલ ભરેલી હતી. એક વખત સૌંદર્ય માત્રથીજ માલતીને ચ્હાતાં શીખેલો નવલ હવે માલતીના ગુણ, સહનશીલતા, નમ્રતા, વિવેક, ડહાપણ, મૃદુતા વિગેરેથી મુગ્ધ બની, કહેવાતા નામ માત્રના પ્રેમથી નહિ, પરન્તુ શુદ્ધ પ્રેમથી તેને ચ્હાતાં શીખ્યો હતો. ઇંદ્રિયતૃપ્તિ માટેની વિકારમય દ્રષ્ટિ શુદ્ધ પ્રેમની દીવ્ય જ્યોતિથી શુદ્ધ અને સંસ્કારી બની ગઇ હતી. સત્ય પ્રેમને લીધે તે માલતીના આત્માને પોતાના આત્મા સમાન ગણતાં શીખ્યો હતો અને તેથીજ તેને સર્વ પ્રકારે—પોતાના જીવનના ભોગે પણ સુખી કરવા તે દ્રઢપ્રતિજ્ઞ થયો હતો એજ કારણને લીધે માલતીથી છુટા પડતાં તેના હૃદયને આઘાત થતો હતો.

માલતીને પતિ તરફનું સહજ પણ સુખ મળ્યું ન હતું તો પછી સંસાર ભોગોની તો આશાજ શી? પતિ સાથે હાસ્ય વિનોદનો પણ જ્યાં પ્રસંગ પ્રાપ્ત થયો ન હતો તો પછી શારીરિક સંબંધની તો કલ્પના પણ શી રીતે થાય? આવી સ્થિતિમાં બિચારી માલતી પતિ પ્રેમ શું છે? તે શી રીતે જાણે? માત્ર નવલકથાઓમાં વર્ણવાતા અને પોતાની હૃદય કલ્પનાના તરંગે આલેખાતા પ્રેમના ઝાંખા ચિત્રનેજ તેણે જોયું હતું. માતાનો પ્રેમ, પિતાનો પ્રેમ, ભગિની અને સખીનો પ્રેમ આ સર્વ તેણે અનુભવ્યાં હતાં; પરન્તુ તે પ્રેમ કરતાં પતિ પ્રેમમાં કાંઇક વિશેષતા છે એટલુંજ તે નવલકથાઓથી જાણી શકી

હતી. પરન્તુ તે વિશેષતા શી છે? તેનું તેને જ્ઞાન ન હતું. જ્યારે નવલ તેને માટે અત્યંત કાળજી બતાવવા લાગ્યો તેના દુઃખથી દુઃખી થવા લાગ્યો ત્યારે તેને તેના પ્રતિ ઉચ્ચ ભાવ અને લાગણી ઉત્પન્ન થયાં અને પોતાને માટે દ્રવનાર એક હૃદય પણ છે એમ માની તેને કાંઇક આશ્વાસન પણ મળ્યું. પોતાને દુઃખે દુખી થનાર માટે કાળજી થવા લાગી. કોઇ પણ રીતે તે નાખુશ થાય, યા તેને ખોટું લાગે એમ ન કરવું એવો નિશ્ચય થયો. દરેક રીતે તે નવલને રાજી રાખવા પ્રયત્ન કરવા લાગી. જાણ્યેઅજાણ્યે પણ તેનું અંતઃકરણ તેના તરફ ખેંચાવા લાગ્યું. પતિ પ્રેમથી વિમુખ રહેલી બાળા સમજી ન શકી કે આ લાગણીનું પરિણામ શું અને કેવું આવશે; પરન્તુ આપણે ગ્રામ્ય કહેવતમાં કહીએ તો 'મનોમન સાક્ષી' જેવો ઘાટ થઇ પડયો. Love wins love યાને પ્રેમ પ્રેમને જીતે છે" એ કહેવતનો તે બન્નેના હૃદયમાં પરોક્ષ રીતે સાક્ષાત્કાર થયો. બન્ને પ્રેમની વાત કદી ઉચ્ચારતાં નહિ–મનમાં પણ લાવતાં નહિ; છતાં વિશ્વના અચળ નિયમાનુસાર—વિશુધ્ધ પ્રેમની લાગણીનાં સૂત્રો પરસ્પર જોડાઇ નાચવા–ધ્વનિ કરવા લાગ્યાં. છતાં એ લાગણી કેવા પ્રકારની હતી તે સમજી શકયાં નહિં. માત્ર તે તો એટલુંજ સમજતાં કે પરસ્પરને દુઃખે દુઃખી થવું એ કર્ત્તવ્ય છે; કારણ, પ્રત્યેકને પરસ્પર એવી લાગણી છે.

"માલતી! માલતી!! આખરે તું આ ગૃહનો ત્યાગ કરીશ? તારા પિતા વૃધ્ધ છે. તારી સંભાળ કોણ લેશે? માતા શું કરી શકશે? અરેરે! બિચારી કોમળ વેલી! સંસારના પ્રપંચોના અપરિમિત ઘર્ષણથી પ્રજ્વલિત થતા અગ્નિનો તાપ તું શી રીતે સહન કરી શકીશ? શાસ્ત્ર કહે છે કે બાલ્યાવસ્થામાં માતા પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃધ્ધાવસ્થામાં પુત્રના રક્ષણ નીચે સ્ત્રીએ રહેવું જોઇએ. પરન્તુ તને કોનું રક્ષણ? મિત્રના રક્ષણમાં ત્રણે અવસ્થામાં રહી શકાય. પરન્તુ તે કયાં? માલતી! માલતી! તારે માટે મારૂં હૃદય દ્રવે છે. મારો મિત્રભાવ તારે માટે મુંઝાય છે. અરેરે!! આખરે આપણે જુદુંજ થવું પડશે?"

નવલ વિચારવશ થયો. ક્ષણેક પછી વળી તે ધીમેથી બબડવા લાગ્યો.

"અરે! પણ માલતીને અને મારે શો સંબંધ? તેની સાથે રહ્યાનો મને શો અધિકાર? નથી સમજાતું, નથી કળાતું. અરેરે! વિધિ! વિધિ!! તારી શી ઇચ્છા છે! મારૂં હૃદય ચીરાઇ જાય છે.

મારૂં અંતર બળી જાય છે. જુદા પડવું ? હા ! 'જુદા પડવું ' એ વિચારજ મારા હૃદયને છિન્ન ભિન્ન કરી નાખે છે. કોણ જાણે એવો કયો તંતુ મારા હૃદયને દોરે છે–ખેંચે છે, તે હુંજ નથી સમજી શકતો.

ન દેખાયે દ્રષ્ટે, સહજ ન ભળાયે હૃદયથી,
ન છેદાયે ક્રમે, અતુલ બલશાળી હૃદયથી;
હશે એવો કો એ ? અબલ બલશાળી, જીવનને,
પુરા બંધે બાંધી, થનથન નચાવે સરવને.

ખરેખર, × × ×

રચાયું વિશ્વ જો, જો, આ અખિલ એ તંતુના જોરે,
સુતાસુત માતને દારા, સકલને તંતુ એ દોરે;
વિધિવશ વિશ્વ આ આખું, કથે છે વિશ્વના નેતા,
છતાં છે સ્પષ્ટ કે અદ્રશ્ય તંતુ વિશ્વવિજેતા.

આહા ! કેટલું તેનું જોર ? અરે ! ન જોયેલી, ન પરિચયવાળી, ન સંબંધવાળી એવી એક બાલિકા પ્રતિ મને શા માટે આટલી બધી લાગણી થતી હશે ? અહા ! મારા હૃદયનું અત્યારનું દુઃખ હું કેવી રીતે કોઇને બતાવી શકું ? મારા દેહથી મારા આત્માને જુદો પાડવાના કાર્ય જેટલુંજ, માલતીથી જુદું પડવાનું કાર્ય મને ભયંકર લાગે છે, પરન્તુ મારો શો ઉપાય ? હશે ! દૈવને રૂચે તે ખરૂં."

આમ વિચાર કરતો નવલ એક ઓરડામાં નિદ્રાવશ થયો. બીજા ઓરડામાં માલતીના હૃદયમાં પણ કાંઇક એવાજ તરંગો ચાલતા હતા.

"અરેરે ! દુનિયાના લોકો જેને સંસાર કહે છે તે શું આવોજ હશે ? આ તે સંસાર કે અસાર ? મારે તે આને શું માનવું ! મનુષ્ય જન્મનું કારણ શું ? કાંઇ સમજાતું નથી. મારી વિદ્વત્તા પણ કાંઇજ કામ આવતી નથી. મારા જન્મનું સાર્થક શું ? કાંઇજ નહિ.

ખીલેલું પુષ્પ ઉપવનમાં, વિનાભોગીજ કરમાતું,
રહે સૌંદર્ય ને સૌગંધ્યથી, હરનિશ ભરમાતું;
જીવન આ વ્યર્થ ત્યમ ભાસે, ભલે ખીલે, ભલે ઝુલે,
વિના હૃદ્-પદ્મ ભોગી, એ યુવા-ઉદ્યાનમાં ભૂલે;
વિવિધ આ વિશ્વવાટિમાં, સૃજી વસ્તુ વિધિએ જે,
કહે છે વિશ્વ, કે "સરજી વિવિધ ઉપયોગ માટે તે";
છતાં જો વ્યર્થ તે જાયે અકાલે રૂઢીબંધેથી,
ભલા ! શા માટ સરજી તે વિધિએ પ્રેમ બંધેથી ?
સકલ આ વિશ્વની રચનામહિ તો યુગ્મ દેખાતાં,
કર્યાં નિર્માણ જો વિધિએ, કહો તે કેમ પીંખાતાં ?
જીવનના તત્વને ખીલવા કરી જો આ વ્યવસ્થા છે,
નવલ જીવનો ઉછરવાને કરી યુવા અવસ્થા છે;
ખરે જો એજ હો વિધિનો નિયત સંકલ્પ હા ! સાચો,
કહો સત્તા પછી શી છે મનુજની ? વ્યર્થ કાં રાચો ?

કરેલું વિશ્વ વિધાતા કદી જો વ્યર્થ થાવાનું,
પછી શા કાજ તે કરતો, કરેલું વ્યર્થ થાવાનું ?
સદા નિર્દોષ જીવનના, કહો આશય હશે શા શા ?
ભલા શું વ્યર્થ જાવાની, છુંદાઈ પુષ્પવત આશા ?

"નવલ આ......"

એકાએક અટકી ગુઢ વિચારમાં પડી ગઇ. "મારૂં જીવન ! મારૂં જીવન સૃષ્ટિમાં-વિધાતાની આ વિશ્વ રચનામાં, કોઇને-કોઇના જીવન પુષ્પને વિકસાવી શકનાર નથી ? વિશ્વવાટિકાનાં સુંદર જીવન કુસુમોને કોઇપણ પ્રકારનો લાભ આપી શકે એમ નથી ? શા માટે વિધિએ તે વ્યર્થ બનાવ્યું ? અરેરે ! એકજ જીવન નષ્ટ થતાં અન્ય જીવનની કેવી દશા થાય છે ? સર્વની લાગણી, પ્રીતિ તેના તરફથી ઉતરી જાય છે. હું વિધવા ? હા. વિધવા ? મારી શી સ્થિતિ ? શી દશા ? મારી સંભાળ કોણ લેશે ? માતાપિતા કેટલો સમય ? પછી હું શું કરીશ ? નથી સમજાતું. મારૂં સુખ દુઃખ હું કોના આગળ કહીશ ? મને આશ્વાસન કોણ આપશે ? નવલ ? હા મારા દુઃખે દુઃખી થનાર માત્ર એક નવલ છે. પણ તેને શો સંબંધ ? કાંઇજ નહિં." સહજ અટકી તેના હૃદયને કોઇ હલમલાવતું હોય તેમ લાગ્યું. "પણ મારૂં અંતઃકરણ તેના તરફ શાથી ખેંચાય છે ? મને તેનાપર પ્રેમ છે ? ના નથીજ. તેની મને કાળજી થાય છે. તેના દુઃખે દુઃખી થવાની મને લાગણી થાય છે. કારણ ? ઇશ્વર જાણે. જ્યારથી તેણે મારા જવાની વાત સાંભળી છે ત્યારથી તે ઉદાસ થઇ ગયો છે, અને હું ? મારૂં પણ તેમજ છે. શા માટે ? નથી સમજાતું છતાં જાણે એક તંતુપર રમતાં બે પક્ષીઓમાંથી એકને કાંઇક થતાં બીજાની દશા જેવી અમારી દશા થાય છે. આમાં કાંઇક ભેદ છે. પણ શો ? તે સમજી શકાતો નથી. પિતા સાથે જવુંજ પડશે. જઇશ; પણ નવલની શી દશા થશે ? મારે દુઃખે દુઃખી થનારને દુઃખી થવા દેવો ? ના નહિંજ. ત્યારે શું કરવું ?

નથિ નથિ સમજાતા, વિશ્વના આ પ્રસંગો,
નથિ નથિ કરમાતા, ચિત્તના આ તરંગો;
હૃદય વિકલ થાતું, મર્મ ના કો જણાવે,
વિવિધ સકલ આ શું, વિશ્વરંગો બણાવે ?

× × ×

જેને ના મેં કદીય નિરખ્યો, લેશ સંકલ્પ દ્વારા,
જેને ના હું સહજ સમજું, ક્ષુદ્ર આ નેત્ર દ્વારા,
જેની સંગે પ્રણય-મદનું, દર્શ સ્વપ્ને ન કીધું,
તેના નામે હૃદય મથતું......................"

# તૃતિય પરિચ્છેદ.

## ઝેરી નાગણ.



પ્રમદાનું ઘર ઘણુંજ નાનું હતું. દેવગઢની બાંધણી મુજબ તે નાના ઘરની આજુબાજુ પણ નાનો સરખો બાગ બનાવ્યો હતો, પરન્તુ તે બાગ તે ઘરના પાછળના ભાગમાં મોટે ભાગે હતો જે આગળના ભાગમાં સહેજ નહિ જેવો જણાતો હતો. બાગમાંજ એક ખૂણામાં નાની ઝુંપડી બાંધી, તેમાં એક ગાય તથા હરણનું બચ્ચું રાખ્યું હતું. પ્રમદાને તે બચ્ચું ઘણુંજ વ્હાલું હતું તેને તે મધુના લાડકા નામથી બોલાવતી. પ્રમદા એકલીજ હતી, અને આખો દિવસ તે ગિરિકુટિરમાંજ રહેતી, છતાં ઘરની વ્યવસ્થા તે ઉત્તમ પ્રકારે રાખતી, બાળવિધવા હોવાથી અન્ય દંપતિઓના પ્રેમવિનોદ જોઈ તેના હૃદયમાં ખળભળાટ થતો; છતાં કાંઇક સંયમશાળી હોવાથી પોતાના મનને અનેક રૂપે શાન્ત કરતી. તેને સાધારણ રીતે લખતાં વાંચતાં પણ આવડતું હતું, અને તેથી તેણે પોતાના મનના આનંદ ખાતર, ઘડી ઘડી વિવિધ તરંગે ચઢતા ચિત્તને આનંદ આપવા માટે કેટલાંક નવલકથાનાં પુસ્તકો રાખ્યાં હતાં. આ નવલકથામાં મોટો ભાગ શૃંગારનો હતો. શૃંગાર સુખથી વંચિત રહેલી પ્રમદા આમાંનો કલ્પિત પણ કેટલેક અંશે બિભત્સ રીતે વર્ણવેલો શૃંગાર વાંચતી. આવાં કલ્પનાનાં ચિત્રો તેને ઘણાંજ પસંદ પડતાં; અને એવા સુખથી પોતે વિમુખ હોવા માટે પોતાની જીંદગીપર તેને કેટલીક વખત તિરસ્કાર પણ આવતો; છતાં કુદરતી રીતેજ તેનામાં કેટલેક અંશે સંયમનો ગુણ હોવાથી તે નવલકથા એક બાજુએ મૂકયા પછી તે વિચારો તેના મનમાંથી નીકળી જતા. પરન્તુ જ્યારે તે કોઈની સહજ પણ પ્રણયચેષ્ટા જોતી ત્યારે તેના તે વિચારો ઉછળી આવતા; તેને કેટલીક વખત તો તેનું સુખ મેળવવા ગમે તેવા માર્ગ ગ્રહણ કરવાનું મન થતું; છતાં પણ લોકલજ્જા અને કલંકના ભયથી તે ડરતી. કોઇ કોઇ વખત જ્યારે તેનું હૃદય હદ ઉપરાંત ભરમાતું ત્યારે તે લગ્ન—પુનર્લગ્ન—કરવાના નિશ્ચયપર આવતી. પોતાના ખીલતા સૌંદર્યોદ્યાનનો લ્હાવો લેવાનું તેને મન થતું. વિધવા તરિકે તેનું ચારિત્ર્ય આદરને પાત્ર નહતું, છતાં

આપણે એટલું તો કહેવુંજ પડશે કે ગુપ્ત રીતે વ્યભિચાર કરનાર અને તેને અંતે બાળહત્યા કરનારી વિધવાઓ કરતાં તે કાંઇક સારી હતી. જ્યારથી તે દેવેન્દ્રના પ્રસંગમાં આવી ત્યારથી એવા વિહારી પુરૂષ માટે તેનું હૃદય ઝંખવા લાગ્યું. તે દેવેન્દ્રનામાં મોહવશ બની હતી. દેવેન્દ્ર નિર્મળાને ચ્હાય છે, એમ તેણે જાણ્યું ત્યારથી તે નિર્મળાની અદેખાઇ કરવા લાગી અને તેનાજ પરિણામમાં નિર્મળા—અભાગિની નિર્મળા–રખડતી થઇ તે આપણે જોઇ ગયા છીએ. પ્રમદામાં અદેખાઇ-ઇર્ષ્યાનો દુર્ગુણ એટલો બધો પ્રબળ હતો કે તેની ધૂનમાં ને ધૂનમાં તે કેટલીકવાર તો પોતાની આબરૂની દરકાર કર્યા વિના ગમે તેવું કાર્ય કરવા તત્પર થઇ જતી.

ગિરિકુટિરના હોજમાં જ્યારે ગિરિબાળા ઉન્મત્ત બની કુદી પડી હતી ત્યારે તેની જે સાડી તેણે ત્યાં નાંખી હતી કે જેને આપણે દ્વિતીય પરિચ્છેદમાં ‘સર્વનાશ બીજ’ તરીકે ઓળખી ગયા છીએ તે પ્રમદાના હાથમાં આવી હતી. વિશ્વના છળ પ્રપંચોથી ભરેલી પ્રમદા તે પોતાને ઘેર લાવી હતી. પ્રપંચથી ભરેલાં મનુષ્યો જેમ અન્ય જનોની ગુપ્ત વાતો તેમજ અન્ય એવાંજ સાધનો પોતાની પાસે એકઠાં કરે છે કે જેથી તે બિચારાં નિર્દોષને જ્યારે ધારે ત્યારે દબાવી શકે; તેજ મુજબ ‘આ સાડી પણ વખત આવ્યે કામ લાગશે.’ એ હેતુથી પ્રમદાએ પણ તે પોતાની પાસે રાખી મૂકી હતી; અને તેણે તેનો કેવો દુરૂપયોગ કર્યો તે આપણે હવે પછી જોઇશું.

અભાગિની નિર્મળા પ્રમદાના દ્વાર પાસે આવી અને પ્રમદા પણ તેનાપર ઉપકાર કરતી હોય તેમ તેને ઘરમાં લઇ ગઇ. બિચારી નિર્મળાને ખબર નહતી કે તેના દુઃખનું કારણ પ્રમદાજ હતી. તે તો તેના પોતાના મનમાં ઘણોજ આભાર માનવા લાગી. પ્રમદાનું મકાન નાનું હોવા સાથે તેને ત્યાં અન્ય ગાદલું વિગેરે નહિ હોવાથી પોતાની સાથે નિર્મળાને તેણે એકજ શય્યામાં શયન કરાવ્યું. ટાઢ અને દુઃખથી અકળાઇ ગયેલી હોવા છતાં નિર્મળાને નિદ્રા ન આવી. પ્રમદા પણ કાંઇક ગુપ્ત વિચારમાં લીન થઇ આંખો મીંચી પડી રહી.

પ્રાતઃકાલે અમુક નિશ્ચયપર આવી નિર્મળાને હંમેશ માટે પોતાની કરી લેવાના પ્રયત્નો તેણે કરવા માંડયા. “નિર્મળા બ્હેન! હવે તમે ક્યાં જવાનો વિચાર રાખો છો?”

“પ્રમદા! હું કંઇજ કહી શકતી નથી. હુ અભાગિની છું. ક્યાં જાઉં અને શું કરૂં?” નિર્મળાએ નિશ્વાસ નાખતાં કહ્યું.

"એમ ન બોલો, નિર્મળા! ગભરાવાનું શું કારણ છે? તમે જુઓ છો કે હું પણ એકલીજ છું, છતાં કાંઇ જીવ કદાય છે? સુખ દુઃખ ગમે તે પ્રકારે સહેવુંજ જોઇએ."

"એ બધું ખરૂં; પરન્તુ મારે જવું કયાં? દુનિયામાં મારૂં કોઇ નથી."

"ન ગભરાઓ, બ્હેન! ન ગભરાઓ. અહીં રહેજો. મારી સાથે રહેજો." પ્રમદા અત્યંત દયા દર્શાવતાં બોલી.

"તું જાણે છે, પ્રમદા! કે અહીં દેવગઢમાં તો મારાથી રહેવાયજ નહિ."

"પણ તમે ગુપ્ત રહેજો. મારા ઘરમાંજ રહેજો. હું કોઇને ખબર નહિ પડવા દઉં."

"એમ ન બને, તને બોજા રૂપ થાઉં અને વળી ગિરિકુટિરવાળાં જાણે તોપણ તને તારી નોકરીમાં ખલલ પહોંચે. એમ તો નહિજ બને." પ્રમદાનો ઉપકાર માનતાં નિર્મળા બોલી.

"નહિ. હું તમને નહિ જવા દઉં. તમે એકલાં કયાં જાઓ? આ સંસારના પ્રપંચોથી તમે કેવળ અજાણ્યાં. તમે શી રીતે તમારી લાજ મર્યાદા સાચવી શકો? અહીંજ રહો. બીજા બધા વિચારને તિલાંજલી આપો."

પ્રમદાના અત્યાગ્રહને વશ થઇ નિર્મળાએ ત્યાંજ રહેવાનું નકકી કર્યું. પ્રમદા દિવસે ગિરિકુટિરમાં નોકરી ઉપર જતી ત્યારે નિર્મળાને ઘરમાંજ રાખતી અને બારણાને બહારથી તાળું મારતી; જેથી કોઇ પણ જાણી શકે નહિ કે અંદર માણસ છે. રાત્રે પોતે પાછી ફરતી ત્યારે નિર્મળા સાથે વિવિધ વાતો કરતી અને જેમ બને તેમ તેનું મન મેળવી લેવા યત્ન કરતી. શયન પણ બન્ને જણ એકજ શય્યામાં કરતાં. ધીમે ધીમે ત્રણ ચાર દિવસ આ રીતે વીતી ગયા. એક દિવસ દેવેન્દ્રની એક દાસી સંધ્યા સમયે પ્રમદાને ત્યાં આવી. તેને અણચીંતવી આવેલી જોતાં પ્રમદા સહજ ચમકી. નિર્મળાને અંદરના ભાગમાં રાખી દાસીને તેડી પોતે બહાર આવીને તેની સાથે વાતે વળગી. પ્રમદા નિર્મળાની હાજરી છુપાવવા માટે દાસીને બહાર તેડી લાવી છતાં તે દાસી નિર્મળાને જોઈ ગઇ હતી.

"કેમ! અત્યારે કંઇ અમારૂં ઘર પાવન કર્યું?" પ્રમદાએ દાસીને પુછ્યું.

"દેવેન્દ્રભાઇ તમને બોલાવે છે." દાસીએ ટુંકમાં જવાબ આપ્યો.

"મને બોલાવે છે? શું તું મને ખરૂં કહે છે?"

"હા. ખરૂંજ. તમારી રાહ જોઇનેજ બેઠા છે."

પ્રમદા વિચારમાં પડી. દેવેન્દ્ર શા વિચારથી બોલાવતો હશે તે તેને ન સમજાયું. 'જવું કે ન જવું?' એ પ્રશ્ન તેના હૃદયમાં ઉપસ્થિત થયો. કેટલીકવારે નિશ્ચયપર આવી તેની સાથે જવા તૈયાર થઇ. નિર્મળાને ઘેર રાખી તે દાસી સાથે ગઇ. દેવેન્દ્ર તેની રાહ જોઇનેજ બેઠો હતો, "આવો પ્રમદા! મારા આમંત્રણને માન આપ્યું ખરૂં!" પ્રમદાએ દિવાનખાનામાં પ્રવેશ કરતાંજ દેવેન્દ્ર તેની સામા આવતાં બોલ્યો.

"અમે તો ગરિબ માણુસ, તમારૂં માન ન રાખીએ તો શું કરીએ?"

"બેસો." દેવેન્દ્રે તેને વિરામાસન ઉપર બેસવા ઇશારત કરી. વાત શી રીતે કરવી તે તેને ન સૂઝયું. પ્રમદા પણ શાન્ત બેસી રહી. થોડી વારે દેવેન્દ્રે ગરમ દૂધ લાવવા દાસીને હુકમ કર્યો. સહજ વારમાંજ દૂધના પ્યાલા ટેબલપર મૂકવામાં આવ્યા. તેમજ સુરાદેવીને પણ પધરાવવામાં આવી. દાસી ચાલી ગઇ.

દેવેન્દ્ર પ્રમદા પાસે દૂધનો પ્યાલો ધરતાં બોલ્યોઃ-"સ્વિકારશો આ?" આમ બોલતાં પ્રમદાના મુખ પાસે પ્યાલો લઇ ગયો. શું જવાબ આપવો તે પ્રમદા સમજી શકી નહિ. ના પાડવાની તેની હિંમત પણ ચાલી નહિ..

"હું પીઉં છું પ્રથમ તમે પીઓ." પ્રમદા છેવટે શરમાતાં બોલી.

"નહિ. મારા મહેમાનને પાયા વિના મારાથી કેમ પીવાય? હુંજ તમને પાઇશ." દેવેન્દ્રે પ્રમદાનું હૃદય પલાળવા કોશીષ કરવા માંડી

"એ તો અઘટિત કહેવાય. હુંજ પીશ." એમ કહી પ્યાલો દેવેન્દ્રના હાથમાંથી લઇ લેવા માંડયો. પણ દેવેન્દ્ર એટલાથીજ અટકે તેવો નહતો.

"નહિ, પ્રમદા! તમે મને અન્યાય આપો છો. હજી સુધી કોઇને પણ મેં આટલા પ્રેમથી આગ્રહ કર્યો નથી તમે મારો-મારા પ્રેમનો અનાદર કરશો?"

પ્રેમની—દેવેન્દ્રના પ્રેમની વાત સાંભળી પ્રમદાના હૃદયમાં કાંઇ કાંઇ તરંગો આવવા લાગ્યા. દેવેન્દ્ર જેવો પુરૂષ પોતાને ચ્હાય, એ વિચારેજ તેને ઉન્મત્ત બનાવી દીધી. અંતરમાં તે અત્યંત ફુલાઇ ગઇ. તેના મુખપર હાસ્ય, આનંદ ઝળકી નીકળ્યાં. વચ્ચે વચ્ચે શરમને

લીધે તેના સુંદર ગાલપર લાલી ચઢી આવવા લાગી. "પ્રેમઘેલા પ્રિયતમને કયા શબ્દે વધાવવો" એ વિચાર તેના મનમાં આવ્યો. "આખરે દેવેન્દ્ર મને ચ્હાતાં શીખ્યો ખરો! એ વિચારે તો તે ગર્વિષ્ઠ બની ગઇ. તેનાં વિશાળ નેત્રમાં યૌવનમદ સ્પષ્ટપણે જણાવા લાગ્યો. તેનાં અંગે અંગમાં અનંગ ફેલાવા લાગ્યો. ધીમે ધીમે તે અનંગના–વિષનો ભોગ થવા લાગી.

"દેવે......ન્દ્ર! તમે મને શરમાવો છો." કંપતા અવાજે પ્રમદા બોલી. તેના હૃદયભાવ તેના મુખપર ધીમે ધીમે સ્પષ્ટ થયા. દેવેન્દ્ર તે સ્પષ્ટપણે જોઇ શક્યો. પોતાની ઇચ્છા પૂર્ણ થશે એમ તેને લાગ્યું. તે તેને વધુ મુગ્ધ કરતાં બોલ્યો :—"રમણી! પ્રેમમાં શરમ હોય ખરી!"

'રમણી' શબ્દે હદ વાળી. પ્રમદાના હૃદયમાં ધુંધવાતો મદનાગ્નિ એકદમ ભભુકી ઉઠયો. તેનાં નેત્રો વિસ્ફારિત થયાં તેનું અંગ કંપવા લાગ્યું. દેવેન્દ્રે દૂધનો પ્યાલો તેના ઓષ્ટે અડકાડયો પ્રમદા-પરવશ બનેલી પ્રમદા તે ચસચસાવી ગઇ. બન્નેનાં નેત્રો મળ્યાં. દેવેન્દ્રે તેને પોતાની સાથે એકજ આશન ઉપર બેસાડી.

"પ્રમદે! ત્હારી ગિરિકુટિરના કાંઇ નવીન સમાચાર તો કહે."

"શું કહું? કાંઇ નથી." ગિરિકુટિરનું નામ સાંભળી પ્રમદાને કાંઇક ક્ષોભ થયો. તેણે ટુંકમાંજ જવાબ આપ્યો.

"પ્રિયે!" તેના હસ્તપર ચુંબન લેતાં દેવેન્દ્રે આગળ ચલાવ્યું. "નિર્મળા કયાં છે? તું તેને અહીં તેડી લાવીશ? તું જાણે છે? તે કયાં છે?"

નિર્મળાનું નામ સાંભળી પ્રમદા ચમકી–પોતાને ફસાવી નિર્મળા ને મેળવવાની દેવેન્દ્રની ઇચ્છા તે સમજી ગઇ. પોતાના ભોળપણનો દેવેન્દ્ર કેવી રીતે લાભ લેવા માગતો હતો તે તે સમજી ગઇ. દેવેન્દ્ર નિર્મળાને મેળવવા માટેજ પોતાના તરફ આટલો પ્રેમ બતાવતો હતો એમ તેને સ્પષ્ટ સમજાઇ ચૂકયું. પોતાના ભોળપણુ માટે પોતાના ઉપર તેમજ દેવેન્દ્રના ઉપર પણ તેને એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થયો. વિકાળ વાઘણ માફક છલંગ મારી તે આશન ઉપરથી ઉઠી. દેવે-ન્દ્ર સ્તબ્ધ બની તેના સામે જોઇજ રહ્યો.

"દેવેન્દ્ર! આટલા માટેજ તમે મને પ્રેમ બતાવતા હતા કે? હજી તમને તો નિર્મળાજ વ્હાલી છે કેમ? ઠીક. મેળવી લેજો હવે એને." પ્રમદાએ જુસ્સામાં આવી કહ્યું.

"પ્રમદા પ્રમદા!! તું સમજ્યા વિના સાહસ કરે છે. કોણ કહે છે હું તને નથી ચ્હાતો!"

"ત્યારે નિર્મળાનું તમારે શું કામ છે? એને માટે શા સારૂ ફાંફાં મારો છો. ?"

"જો સાંભળ. નરેન્દ્રને અને મારે વૈર છે. તેની આબરૂ નષ્ટ કરવાજ હું આ કાર્ય કરવા તત્પર થયો છું. જો તું નિર્મળાને મારા કબજામાં લાવી આપે તો તને એક હજાર રૂપિયા આપું." પ્રમદા દેવેન્દ્રના સામું જોઇ રહી. કોઇના મુખમાંથી એક પણ અક્ષર નીકળ્યો નહિ. આખરે પ્રમદા બોલી:--"ઠીક છે. હું વિચાર કરીશ."

પ્રમદા તરતજ ત્યાંથી ચાલી નીકળી. જતાં જતાં બડબડી "ઠીક છે. દેવેન્દ્ર! હું પણ જોઇશ કે તું હજી શું શું પ્રપંચો કરે છે. હું પણ ત્હારી સામેજ પડીશ. હું પણ બતાવીશ કે સ્ત્રીઓ ભોળી હોય છે, પ્રેમી હોય છે, પ્રિયતમને માટે પ્રાણ આપે છે; પરન્તુ તેના પ્રેમનો દ્રોહ કરનારને માટે તો તે ઝેરી નાગણ બને છે. આજથી હું પણ તારા સુખનો નાશ કરનારી ઝેરી નાગણજ થઇશ અને મારૂં વિષ તારી નસેનસમાં ફેલાવીશ."



## ચતુર્થ પરિચ્છેદ.

### પ્રમદાનો પ્રપંચ.



નિર્મળાથી છુટા પડયા પછી નરેન્દ્ર પોતાના શયનગૃહમાં ગયો. ગિરિબાળા બિચારી તેની રાહ જોતીજ બેઠી હતી. હસતે વદને નરેન્દ્ર સામે જઇ તેનો હાથ ઝાલી પર્યંકપર બેસાડયો. હમેશની માફક નરેન્દ્ર કાંઇપણ વિનોદનો પ્રસંગ કાઢશેજ, એ ઇચ્છાએ તેના સામું જોઇ રહી; પરન્તુ નરેન્દ્રના જીવનમાં કાંઇક ફેરફાર જણાયો. આજ સુધી ગિરિબાળાને કોઇપણ પ્રકારે ઓછું ન આવે એવો પ્રયત્ન કરનાર નરેન્દ્રે આજે તેની દરકાર ન કરી. તેનું હૃદય તેની પાસે ન હતું. તે ભ્રમિત જેવું થઇ ગયું હતું. ગિરિબાળા તેને હસાવવા વિવિધ જાતના પ્રયત્નો કરવા લાગી પણ વ્યર્થ. નરેન્દ્ર વિચારમાંજ લીન થઇ સુતો.

"નિર્મળાના હૃદયમાં શું હશે? તે શા માટે આત્મહત્યા કરવા તત્પર થઇ હશે? મને ચ્હાતી હશે? જો એમજ હોય તો તેની દશા

પણ મારા જેવીજ. તે બિચારી અનંગનું બળ શી રીતે સહન કરી શકે ? ઉપાય પણ શો ?" આવા વિચારો તેના હૃદયમાં ગુંચાવા લાગ્યા. એકને એકજ વિચાર તેના ચિત્તને અસ્વસ્થ બનાવવા લાગ્યો. તેની આ દશાનું કારણ ગિરિબાળાએ કાંઇ જુદુજ માની લીધું. પોતે નિર્મળાને ગૃહત્યાગની આજ્ઞા કરી તે નરેન્દ્રના જાણવામાં આવ્યું હોવું જોઇએ; અને તેથીજ તે અસ્વસ્થ છે એમ તેને લાગ્યું. પોતે અપરાધિની છે એમ તેને સ્પષ્ટ જણાયું. તે ઝંખવાણી પડી ગઇ. કોઇપણ પ્રકારે પતિના મનની ખિન્નતા દૂર કરવાનો તેણે વિચાર કર્યો, પણ નિષ્ફળ. તે બોલીજ શકી નહિ. નરેન્દ્રે પણ પોતાના વિચારમાં તેને બોલાવવાની દરકાર કરી નહિ. રાત્રિ જેમ તેમ પસાર થઇ ગઇ.

નરેન્દ્રનું ચિત્ત આગલા દિવસના બનાવથી ઘણુંજ વ્યાકુળ બની ગયું. તેના હૃદયમાં પ્રજળતા અનંગવિષને તે અટકાવી શક્યો નહિ, તેનાં નેત્રો જ્યાં ત્યાં નિર્મળાનીજ માર્ગપ્રતિક્ષા કરવા લાગ્યાં. બે પ્રહર વીતી ગયા છતાં તે દિવસે તેને નિર્મળાનાં દર્શન થયાંજ નહિ. નિર્મળાએ અવશ્ય આત્મહત્યા કરી હોવી જોઇએ; એમ તેને દૃઢ નિશ્ચય થયો. તેની પાછળ–ખરૂં કહીએ તો તેના સૌંદર્ય પાછળ–તે એટલો દિવાનો થઇ ગયો હતો કે ગિરિબાળાને પૂછવાનો પણ તેને વિચાર ન આવ્યો. પોતાની કલ્પના મુજબ તેણે નિર્મળાએ આત્મહત્યા કરેલીજ માની લીધી. તેનું ચિત્ત પોતાના કામકાજમાંથી ઉઠી ગયું.

"હવે મારે શું કરવું ? આટલા દિવસ મેં આશામાં ગાળ્યા પરન્તુ હવે નિરાશાનુંજ સામ્રાજ્ય ફેલાયું. ખરેખર ! જે મનુષ્ય સમયનો લાભ નથી લેતો તે પસ્તાય છેજ. નિર્મળાએ આત્મહત્યા કરી અને તે પણ મારી જાણમાં છતાં ? હું તેને અટકાવી પણ ન શક્યો ! અરેરે ! કેવું દુઃખદાયક ! કેવું હૃદયવિદારક ! મારે પણ શા માટે જીવવું ? નહિ. નહિ. આત્મહત્યા તો નજ કરવી. નિર્મળા મને ચ્હાય, અને આમ મરે ખરી ? કાંઇ નથી સમજાતું. શું કરવું ? ખરેખર ! કદાચ એમ પણ બને કે તે અહીંથી ચાલી ગઇ હોય ! પણ એમ જાય શા માટે ? હા. એક કારણ છે. મારો પ્રેમ નજરે જોવો અને બળવું, એના કરતાં દૂર જઇ વિસરવા યત્ન કરવો, એજ કારણ. બસ એમજ. આમ વિચાર કરી કાંઇક નિશ્ચયપર આવ્યો. ખાવાપિવામાં, કામકાજમાં, વાતચીતમાં કશામાં પણ તેનું ચિત્ત ગોઠતું નહિ. ગિરિબાળા તેનો હૃદયભાવ સમજી ગઇ. પોતે નિર્મળાને કાઢી મૂકવા માટે પતિનું દુઃખ

જોઇ પસ્તાવા લાગી. તેણે નિર્મળાની શોધમાં ગુપ્ત માણુસો મોકલ્યાં. નરેન્દ્રે પણ પોતાના કેટલાક નોકરોને ઇનામની લાલચ આપી મોકલ્યા; અને તેજ પ્રમાણે પ્રમદાને બોલાવીને પણ તેણે ઇનામની લાલચ આપી. કુસુમ પણ સુરેશને તેડી નિર્મળા ગઇ તેજ દિને ભાઇને ત્યાં આવી હતી. તેણે પ્રમદાને પોતાનો રત્નજડિત ચંદ્રહાર ઇનામ આપવા જણાવ્યું.

ગિરિબાળા અને કુસુમને ઘણુંજ સારૂં બનતું. બન્ને બ્હેનો માફક પોતાનું હ્રદય તેઓ એક બીજા સમક્ષ ખાલી કરતાં.

"મારૂં ભાગ્ય ફર્યું છે. મારા સુખનો લોપ થવા માંડયો છે, બ્હેન!" ગિરિબાળાએ કુસુમને કહ્યું.

"શા માટે? આવા સંકલ્પ વિકલ્પ કરવાનું કારણ શું?"

"પતિનું હ્રદય પત્નિ સમજી ન શકે? ખાનાપાનાદિપર અભાવ, વિલાસાદિપર અરૂચિ, વ્યવહારના કાર્યોપર વિરક્તિ, અરે! છેવટમાં મારી સાથેના વિનોદમાં પણ કૃત્રિમતા, એ સર્વ શું સૂચવે છે, બ્હેન! હું જાણું છું—જોઇ શકું છું કે તેમનું હ્રદય હરાઇ ગયું છે; છતાં તે મારાથી છૂપાવે છે. આજ સુધી તે કૃત્રિમ આનંદ અને પ્રેમ બતાવી શકતા હતા, પરન્તુ હવે તે ચાતુર્ય પણ હરાઇ ગયું છે. એક વ્યક્તિ જતાં સર્વ ગયું." ગિરિબાળાએ નિશ્વાસ નાખ્યો.

"કોણ જતાં સર્વ ગયું? કુસુમે પ્રશ્ન કર્યો.

"નિર્મળા."

સહજ શાન્ત રહી કુસુમ બોલી:–"ગિરિ! ગિરિ!! તને શું કહું? પતિના તરફ આવો અવિશ્વાસ? અરે! આમ પતિ તરફ અવિશ્વાસિની થતા પહેલાં મૃત્યુવશ કેમ નથી થતી? આર્ય અબલાઓનો આવો ધર્મ છે? એક રીતે આ તો પતિનો દ્રોહ કહેવાય, સમજી?"

"બ્હેન! બ્હેન!! હું સમજું છું; પરન્તુ અંતર્વેદના અસહ્ય છે. હું નિર્મળાની ઇર્ષ્યા કરતી નથી, પરન્તુ મારા ભાગ્યને રડું છું. સ્ત્રીને પતિની મમતા સિવાય બીજું શું વ્હાલું હોય? કહોને! સ્ત્રીને પતિના પ્રેમ સિવાય અન્ય શું પ્રિય હોય? બોલો, બ્હેન! બોલો. પત્નિને પ્રિયતમની મીઠી દ્રષ્ટિ વિના બીજું શું ઇષ્ટ હોય? તે કયાં છે? શું મારે તે ન જોઇએ? એક આર્ય અબલા, પતિનેજ જીવન સર્વસ્વ માનનારી અબલા આ કેમ સહન કરી શકે? કહો, બ્હેન! કહો. મારા જેવી અભાગિનીની શી દશા?" ગિરિબાલા કુસુમના ખોળામાં માથુ મૂકી રડી પડી.

"સર્વ ખરૂ; પરન્તુ પતિઆજ્ઞા—પતિઇચ્છાને આધિન થવું એ આપણો પ્રથમ ધર્મ છે. પતિને જે રસ્તે સુખ થાય તે રસ્તો ગ્રહણ કરવો એ ગૃહિણીની ફરજ છે. પોતાનું સર્વસ્વ જેને માનીએ, જેને પોતાનું આત્મ-સમર્પણ કરીએ, તેના સુખ માટે આત્મભોગ ન અપાય ? આટલા મારા શબ્દો સાંભળવા છતાં તને દુઃખ થતું હોય તો તારૂં જીવન અનાવશ્યક છે. ત્હારા જીવનથી તારો પતિ સુખી ન થાય તો તે જીવનનું શું સાર્થક છે ? શું પ્રયોજન છે ? તારા શબ્દોથી સ્પષ્ટ થાય છે કે પતિના સુખ કરતાં ત્હારા સુખને તું વધુ ઇચ્છે છે. તું સ્વાર્થી છે. જા, જ્યાં સુધી તું ત્હારા પતિના સુખ માટે તારા સ્વાર્થનો ભોગ આપી ત્હારી ખરી પતિભક્તિ બતાવીશ નહિ, ત્યાં સુધી હું ત્હારૂં મ્હોં જોઇશ નહિ. આપણા હિન્દુ સંસારનું સર્વમાન્ય સૂત્ર યાદ રાખજે કે "સતિની ગતિ પતિમાંજ છે, અને પતિ દેવ એજ સતિનું જીવન છે." કુસુમ ઘણાજ જુસ્સાથી આટલા શબ્દો બોલી બીજા ઓરડામાં ચાલી ગઇ. કુસુમે ગિરિબાળાને ઠપકો તો દીધો પરન્તુ તેનું હૃદય ઘણુંજ દ્રવવા લાગ્યું. એકાન્તમાં જઇ પોતાનું હૃદય ખાલી કરવા મંડી. એક તરફ બાઇ તરફના નૈસર્ગિક પ્રેમે અને બીજી તરફ ગિરિબાળા જેવી સુશિલ ભોજાઇના શુદ્ધ સ્નેહે દબાઇ રહેલું હૃદય, ઉછળી જતી લાગણીથી દ્રવિત થઇ ગયું. નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી.

"અરેરે ! આવા વિકટ પ્રસંગે હું અહીં ક્યાંથી આવી ચઢી ? નરેન્દ્રને મારે શું કહેવું ? અને ગિરિનો પણ શો વાંક કાઢવો ? ખરેખર ! પતિપ્રેમથી વંચિત થયેલી સ્ત્રી પતિના આવા વર્તનને કેમ સહી શકે ? મેં ઠપકો તો આપ્યો, પણ તે વખતની મારી લાગણી તો મારૂંજ હૃદય જાણે છે. અહા ! બિચારી નિર્દોષ, સરળહૃદયા સાધ્વી ગિરિને કેટલું દુઃખ ! શી રીતે સહેવાય !" આવા વિવિધ વિચારો કરવા લાગી. "હવે મારે અહીં શી રીતે રહેવું ? ગિરિને કહેતાં કહ્યું તો ખરૂં, પણ હવે તેની પાસે જતાં પણ મન પાછું પડે છે." આમ વિચાર કરી છેવટે મણિપૂર જવાના નિશ્ચયપર આવી અને તરતજ બીજે દિવસે દેવગઢ છોડી મણિપૂર ગઇ.

કુસુમ છુટી પડયા પછી ગિરિબાળા એકલી પડી. "કુસુમ બ્હેને શું કહ્યું ? પતિ તરફ અવિશ્વાસિની થતા પહેલાં મૃત્યુવશ કેમ નથી થતી ? ખરેખર ! મૃત્યુવશ થવુંજ ઉત્તમ છે. મારો એજ ધર્મ છે. અવિશ્વાસ ન રાખવો ? હા. નજ રાખવો. પણ હવે અવિશ્વાસની વાત

રહીજ ક્યાં? જે છે તે તો સ્પષ્ટ જણાય છે. ત્યારે શું કરવું? બ્હેને કહ્યું 'જેને પોતાનું આત્મ સમર્પણ કરીએ, તેના સુખ માટે આત્મભોગ ન અપાય?' ખરેખર! અવશ્ય આપવોજ જોઇએ. મારા આત્મભોગથી મારા પતિને સુખ થાય તો મારે તે અવશ્ય આપવોજ. પણ તે શી રીતે?" સહજ અટકી. થોડીવાર પછી વિચારમાંથી જાગૃત થતી હોય તેમ બોલી ઉઠી. "હા. હા. એજ. નિર્મળાને શોધી મારા પતિ સાથે તેને ફરી પરણાવું (વિધવા વિવાહ કરાવું) એજ ઉત્તમ. એજ શ્રેયસ્કર. મારા સુખનો આત્મભોગ આપીશ, પરન્તુ પતિના સુખનો માર્ગ નિષ્કંટક કરીશ. લગ્ન કરાવી, પતિને સુખી જોઇ પછી હું મારા જીવનને પતિ શ્રેયાર્થે ઇશ્વર ભક્તિમાં ગાળીશ. દુઃખ સહીશ પણ એમના સુખના માર્ગમાં વિઘ્નરૂપ તો નહિંજ થાઉં." નિશ્ચય દૃઢ થયો. કુસુમનાં વચનોનો પોતાના હૃદયમાં વજ્રલેપ કર્યો. પતિને ક્યારે અને કયે માર્ગે સુખી કરાય? એજ વિચાર તેના મનમાં રાત્રિ દિવસ ઘોળાવા લાગ્યો.

પ્રિય પાઠક! નિર્મળાના ગયા પછી ગિરિબાળાનું હૃદયદુઃખ દિવસે દિવસે વધતુંજ ગયું. નરેન્દ્રનું ચિત્ત પણ દિને દિને વધુ અસ્વસ્થ થતું ગયું. આખી દુનિયા તેને મનથી નિર્જન જેવી થઇ ગઇ. જે કુટુંબમાં શાન્તિનું અભેદ્ય અને અસ્ખલિત રાજ્ય જામ્યું હતું ત્યાં અશાન્તિ, વિકલતા અને દુઃખનુંજ દર્શન થવા લાગ્યું.

દેવેન્દ્રના વર્તનથી અસંતોષ પામેલી પ્રમદાનો પ્રેમ દેવેન્દ્રના પરથી ઓછો તો ન થયો, પરન્તુ નિર્મળાનાપર તેનો દ્વેષ ભાવ વધ્યો. તે સાથે તેના મનમાં એટલો પણ વિકાર થયો કે દેવેન્દ્ર પોતાને ન ચ્હાય તો પ્રેમને બદલે વેરને હૃદયમાં સ્થાન આપવું. ઘેર આવ્યા બાદ નિર્મળા માટે શો માર્ગ લેવો; તેના વિચારમાં તે પડી. "જો નિર્મળાને ગિરિબાળા યા નરેન્દ્રના કબજામાં સોંપું તો મને સારૂં ઇનામ મળે ખરૂં. પણ જો દેવેન્દ્રના કબજામાં સોંપું તો દેવેન્દ્ર પાસેથી પણ સારી રકમ કઢાવી શકું. કોને સોંપું? દેવેન્દ્રને? ના. તેને તો નજ સોંપું. મારા સુખમાં મારે હાથેજ કાંટા તો ન વાવું. નિર્મળા ભોળી છે. મારાપર તે અનહદ વિશ્વાસ રાખે છે. મારો પ્રપંચ તે બીલકુલ સમજતી નથી. મારે પ્રથમ તો હજી તેનો સંપૂર્ણ વિશ્વાસ મેળવી ભોળવી લેવી; પછી ગિરિબાળા અને નરેન્દ્ર વચ્ચે ખટપટ કરાવવી; અને પછી નિર્મળાની ખબર નરેન્દ્રને આપવી. આથી નરેન્દ્ર નિર્મળા સાથે લગ્ન કરશે; અને નિર્મળા

મને પોતાની પાસે રાખશે. દાસીત્વ ટળી શેઠાણીની પણ શેઠાણી બનીશ. અઢળક દ્રવ્ય મેળવીશ અને સર્વનાપર અધિકાર ચલાવીશ. પછી જોઇશ કે દેવેન્દ્ર મારો કેવી રીતે અનાદર કરે છે? મારામાં સૌંદર્ય છે, યૌવન છે, હાવભાવ છે, લાલિત્ય છે, અને લક્ષ્મીની કૃપા પણ થશે. પછી તેને ફસાવતાં શી વાર? શો વિલંબ? બસ, હવે મારો ભાગ્યોદય પાસેજ છે.'' આવા નિશ્ચયપર આવી તેણે પ્રથમ નરેન્દ્ર અને ગિરિબાળા વચ્ચે કલેશનું બીજ રોપવાનો પ્રયત્ન શરૂ કર્યો. બીજે દિને ગિરિકુટિરમાં જતાંજ એક બિચારી શાન્ત સ્વભાવની દાસી સાથે લડાઇ કરીને તે ફરિયાદ ગિરિબાળા પાસે તે લઇ ગઇ. ગિરિબાળા હમેશ નોકરોની ફરિયાદની બરોબર તપાસ કરતી. આ બાબતમાં તપાસ કરતાં પ્રમદાનો વાંક જણાતાં તેણે પ્રમદાને ઠપકો દીધો. પ્રમદાને એટલુંજ જોઇતું હતું. તેણે કહ્યું:—"બાઇ! આજ તમે મને વ્યર્થ ઠપકો આપો છો. હું તેના તરફનું આવું અપમાન સહન કરી શકીશ નહિ. બસ, હું એટલુંજ કહું છું કે કાંતો એ ગિરિકુટિરમાં નહિ, કે કાં તો હું નહિ."

"પ્રમદા! આજ ત્હારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. ત્હારી મરજી હોય તો તું ચાલી જા. હું એને વિના વાંકે કાઢી નહિ મૂકું" ગિરિબાળાના શબ્દોથી પ્રમદા તરતજ મોઢું ચઢાવી ત્યાંથી રડતી રડતી ચાલી. નરેન્દ્ર પોતાના દિવાનખાનામાં બેઠો હતો. સંધ્યા સમય થઇ ગયો હતો. પ્રમદાને રડતી પોતાની પાસે આવેલી જોતાં તેણે પ્રશ્ન કર્યો:—"પ્રમદા! શું છે? કેમ રુવે છે?"

નરેન્દ્ર હમેશાં પોતાના નોકરો તરફ ઘણો માયાળુ રહેતો, અને તે સ્વભાવને અનુસરીનેજ તેણે ઉપરનો પ્રશ્ન કર્યો. આવા શાન્ત રીતે પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનો આ યોગ્ય સમય છે એમ ધારી પ્રમદાએ પોતાનો પ્રપંચ ફેલાવવા માંડયો.

"ભાઇ! મને મારો પગાર ચુકાવી આપો." તેણે ડુસકાં ભરતાં પ્રત્યુત્તર આપ્યો.

"પગાર? શા માટે? કાંઇ કારણ?" આશ્ચર્યચકિત થતાં નરેન્દ્રે પૂછ્યું.

"મને વધુ ન પૂછો, ભાઇ! મારાથી નહિ કહેવાય. લુણખાઇને હરામ કરવું એ મારાથી નહિ બને." પ્રમદાએ સ્ત્રીચરિત્ર વાપરી રડતાં રડતાં વાત વધારવા માંડી.

"પ્રમદા! પ્રમદા!! એવું શું છે? શા માટે આવા શબ્દો બોલે છે?"

"ભાઇ! મને ન પૂછો, ન પૂછવામાંજ સાર છે. અરેરે! મને શી ખબર કે તમે મને આમ બધુંય પૂછશો? નહિ તો હું પગાર લેવા પણ ન આવત. તમે પૂછો છો તેથી કહું છું. ભાઇ! દિવસે દિવસે અમારાં બાઇસાહેબનો સ્વભાવ વિલક્ષણ થતો જાય છે. કોઇને કંઇ કહે છે ને કોઇને કંઇ કહે છે. અમે તો ગરીબ માણસ. અમારે માટે એક વખત જો કોઇ કંઇ કહે તો અમારી જીંદગીજ નકામી થઇ જાય. હાય! નિર્મળા બ્હેનને એવા શબ્દો કહ્યા ત્યારેજ ચાલ્યાં ગયાંને......"

"હેં! નિર્મળાને?" નરેન્દ્ર તેને અટકાવી બોલી ઉઠયો.

"નિર્મળાને કહ્યું? શું કહ્યું?"

"હા. નિર્મળા બ્હેનને કહ્યું. શું કહ્યું? તે તેમનેજ પૂછજોને. બીજાને આમ કહેવું અને પોતે તો......બળી મારી જીભ કપાઇ પણ નથી પડતી. માડીરે! હવે હું તે શું કરૂં?" આમ બોલતાં વળી ઠુઠવો મૂકયો.

"પ્રમદા! પ્રમદા!! આ તું શું કહે છે? ગિરિબાળા માટે શું છે? તું કેમ અટકી ગઇ? બોલ. બોલ. જલ્દી કહે." નરેન્દ્રનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. તેના અંગેઅંગમાં કોપનો આવિર્ભાવ જણાવા લાગ્યો.

"શું કહું, ભાઇ,! મને બીક લાગે છે. મારાથી નહિ કહેવાય. માત્ર એટલુંજ કે તમે એમને આપેલી નવી સાડી કયાં છે, તે પૂછજો." પ્રમદાએ પ્રપંચ પાસો ફેંકયો.

"કયાં છે? કયાં છે તે સાડી પ્રમદા?"

"દેવેન્દ્રને ત્યાં."

"હેં? દેવેન્દ્રને ત્યાં? જા. ચાલીજા. લે આ તારો પગાર." આમ કહેતાં ખીસામાંથી જેટલા રૂપીઆ હાથમાં આવ્યા તેટલા તેના તરફ ફેંકયા. પ્રમદાને પગારનું કામ ન હતું. તેને તો પોતાનો પ્રપંચ સાધવાનીજ જરૂર હતી. એટલે ગણ્યાવિનાજ તે રૂપીઆ લઇ ત્યાંથી ચાલી. પણ તરતજ તેને અટકાવી નરેન્દ્ર બોલ્યો:—

"પ્રમદા! નિર્મળાની તું શોધ કરી લાવી મને જણાવીશ તો હું તને નિહાલ કરીશ. મારા આટલા શબ્દો ધ્યાન રાખજે."

પ્રમદા ચાલી ગઇ. નરેન્દ્રના મનમાં ગિરિબાળા માટે હજારો કુતર્ક થવા લાગ્યા. "ગિરિબાળા દોષિત? ના, ના. એમ નજ હોય. ત્યારે પ્રમદા એમ શા માટે કહે? એમ કહેવાનું પ્રયોજન શું? ખરૂં છે કે ગિરિબાળાનો હમણાં હમણાં મારા તરફ અભાવ જણાય છે. પણ તેનું કારણ એજ માની લેવું એ ભૂલ છે. કદાચ હું નિર્મ.." તે અટકયો, સહજવાર થોભી વળી વિચારમાં પડયો. "ખરેખર! એમ હોય તો પણ તેમાં હુંજ દોષિત છું. હું નિર્મળાને જેટલો ચ્હાઉં

તેટલો તેના તરફ તો મારો પ્રેમ ઓછો થાયજને ! હું તેનો વિશ્વાસઘાતી બન્યો ત્યારે તે મારા તરફ પણ એવું વર્તન ચલાવે તેમાં તેને દોષ શી રીતે દઉં ? મારૂં કર્યું મારે ભોગવવુંજ જોઇએ. સત્ય છે કે 'સ્રી બગડે તે પુરૂષનેજ વાંકે.' જો મેં અધમ વિચારો ન કર્યા હોત તો તેના મનમાં પણ એવા વિચારો ન આવત. પણ હવે શું કરવું ? હા. હવે શું થાય ? થઇ ગયું તે થઇ ગયું. આ બાબત ગિરિબાળાને પૂછવુંજ નહિ. પરન્તુ નિર્મળાને તેણે શું કહ્યું તેજ જાણવું; અને પછી નિર્મળાને શોધી તેની સાથે લગ્ન કરવું. એજ એના કાર્યનો પ્રતિકાર. એજ નિશ્ચય. " આમ વિચાર કરતો શયનગૃહમાં ગયો. ગિરિબાળા હમેશના નિયમ મુજબ તેની માર્ગપ્રતિક્ષા કરતી બેઠી હતી. નરેન્દ્ર પોતાના મનના ભાવ છૂપાવતો, બ્હારથી હસતું મુખ રાખતો, શયનગૃહમાં દાખલ થયો; પરન્તુ તેના મનોભાવ, તેની ગમે તેટલી દક્ષતા છતાં ગિરિબાળાથી છૂપા ન રહ્યા. પત્નિથી પતિના મનોભાવ ન ઓળખાય તો તેઓમાં શુદ્ધ સ્નેહ શી રીતે મનાય ? શુદ્ધ સ્નેહથી જોડાયલાં અંતરોમાં પરસ્પરનાં પ્રતિબિંબ પડે છે અને એજ પ્રતિબિંબ અન્યોન્યના હૃદયભાવ જણાવે છે. નરેન્દ્રે કૃત્રિમ હાસ્ય કરી પૂછયું:-" પ્રિયે ! તેં પ્રમદાને શામાટે રજા આપી ? તે તેની મેળેજ નોકરી છોડી ગઈ કે તેં રજા આપી ? "

પતિના આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં ગિરિબાળાએ સર્વ હકીકત કહી. પછી પતિનો અભિપ્રાય જાણવા પૂછયું:-" આપજ કહો, વ્હાલા ! પ્રમદાનું આ વર્તન શું યોગ્ય હતું ? "

" નહિજ. બીલકુલ નહિ. પણ વ્હાલી ! નિર્મળને તેં શું કહ્યું હતું ? તે શા માટે ચાલી ગઇ ? "

નરેન્દ્રનો આ પ્રશ્ન સાંભળતાંજ ગિરિબાળા કંપી. તેના હૃદયમાં ક્ષોભ થયો. પતિના પ્રેમપાત્ર પ્રતિ પોતે વાપરેલા કટુ શબ્દો માટે પતિ શું કહેશે ? એ વિચાર આવતાં તેનાં નેત્રમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં. તેનું હૃદય મુઝાવા લાગ્યું. તેણે નરેન્દ્રના પગપર માથુ મૂકી કહ્યું:-" નાથ ! મારી ઉતાવળ અને ઉદ્ધતાઇ માટે ક્ષમા આપો. મને જે ઠીક લાગ્યું તે મુજબ મેં તેને માત્ર સહજ ઠપકો આપ્યો; મારો બીજો હેતુજ ન હતો. તમને આટલું બધું દુઃખ થશે એમ હું જાણતી નહતી. પ્રમદાએજ મને જણાવ્યું હતું કે નિર્મળાને દેવેન્દ્ર સાથે કાંઇક સંબંધ છે અને તેને માટેજ દેવેન્દ્ર અમારા રમામંડળમાં કાલીમૈયાના રૂપમાં આવ્યો હતો. "

નરેન્દ્રના હૃદયમાં આઘાત થયો, 'દેવેન્દ્ર અને નિર્મળાનો સંબંધ સાચો માનવો કે દેવેન્દ્ર અને ગિરિબાળાનો સંબંધ સાચો માનવો ?' આ પ્રશ્ને તેના હૃદયને હલમલાવી નાખ્યું. છતાં પ્રમદાએ જે સાડી સંબંધી સૂચના કરી હતી તે યાદ આવતાંજ તેના મનમાં ગિરિબાળા દોષિત હોવાનો નિશ્ચય થયો; પરન્તુ તે વ્યક્ત ન કરતાં તેમાં પણ તે પોતાનોજ દોષ માનવા લાગ્યો. ગિરિબાળા તો હજી આગળ બોલતીજ હતી. "આવું વર્તન આપણા કુટુંબમાં શોભે ?"

"ના, નજ શોભે."

નરેન્દ્ર આટલા શબ્દો બોલ્યો પણ તેજ સમયે નિર્મળા પ્રતિનો પ્રેમ તેના હૃદયમાં ઉછળી આવ્યો.

"વ્હાલા ! મને ક્ષમા નહિ કરો ? હું ન્હોતી જાણતી કે તમને આથી આટલું દુઃખ થશે. હું દોષિત છું. મને ક્ષમા કરો." આમ બોલતાં નરેન્દ્રના પગ અશ્રુધારાએ ધોવા માંડ્યા. નરેન્દ્રનું હૃદય ભરાઇ આવ્યું. તે ગિરિબાળાને ઉઠાડી જરા ગંભીર સ્વરે બોલ્યો:–

"ગિરિ ! તું ભલે ગમે તેમ ધારતી હોય પરન્તુ હુંજ દોષિત છું. હું નિર્મળાને ચ્હાઉં છું. તેને લીધે તારાપરનો મારો પ્રેમ સરી ગયો છે. તેના વિના મને સહજ પણ ચેન પડતું નથી. 'હું ક્યાં જાઉં અને શું કરૂં ?' એજ વિચાર મારા મનને ભમાવી રહ્યો છે. હવે સર્વ જાતના આમોદ પ્રમોદપર મને તિરસ્કાર છુટ્યો છે. મારે લીધે–મારા આવા વિચારો અને વિકારોથી તારૂં સુખ નાશ પામ્યું છે. ત્હારૂં જીવન દુઃખમય થવામાં હુંજ અભાગી કારણરૂપ છું. હવે મારૂં અંતઃકરણ ધિરજ રાખી શકતું નથી. હું જઇશ. ગમે ત્યાં જઇશ. આ મિલ્કત બધી ત્હારી છે. તેની વ્યવસ્થા તું કરી લેજે અને શાન્તિથી રહેજે."

"એમ ન બોલો, નાથ ! તમે જાઓ અને હું શાન્તિથી રહું ? તમે આ શા વિચાર કરો છો ?" ગિરિબાળા ગળગળી બની જતાં બોલી.

"હું આત્મહત્યા કરનાર નથી; પરન્તુ મારૂં ચિત્ત, મારો આત્મા નિર્મળામાં છે. હું તેને ખોળી કાઢીશ. તે મળશે તોજ ઘેર પાછો આવીશ. નહિ તો પર્યટન કરતાં દેહ પાડીશ."

નરેન્દ્રની દ્દઢતાની ગિરિબાળાને ખાત્રી હતી, તેથી વધુ ન કહેતાં એટલુંજ બોલી:–"ભલે ! તમને ઠીક લાગે તેમ કરજો, પરન્તુ એક માસ પછી." નરેન્દ્રે મૌન ધરી સમ્મતિ આપી. ગિરિબાળા જેમ તેમ આ

શબ્દો બોલી પણ નરેન્દ્રના છેવટના શબ્દોએ હદ વાળી દીધી. બિચારી ગિરિબાળાને આથી ઘણોજ સખત આઘાત થયો. તેનું હૃદય ચિરાઇ જવા લાગ્યું. તેનું મસ્તક ફરવા લાગ્યું. તે જમીનપર પટકાઇ પડી. નરેન્દ્ર—કઠણ હૈયાનો નરેન્દ્ર જેમ ને તેમ રહ્યો. ગિરિબાળાની લેશ પણ દરકાર ન કરી. કેટલીક વારે તે શુદ્ધિમાં આવી, ઉઠી અને અશ્રુ-પૂર્ણ વદને નરેન્દ્રના સામું જોતી આજીજી ભર્યા શબ્દો બોલવા લાગીઃ—"નહિ, નહિ, ઓહ! એમ ન બોલો નાથ! વ્હાલા! એમ ન બોલો."

## પંચમ પરિચ્છેદ.

### પંખી ઉડી ગયું.



ગિરિકુટિરમાંથી જતાં પ્રમદા પોતાની ફત્તેહના વિચારોમાં લીન થઇ ગઇ હતી. "હવે ગિરિબાળા તથા નરેન્દ્ર વચ્ચે કલેશ થશે. નિર્મળાને નરેન્દ્ર ચ્હાય છે અને તેણે મને કહ્યા મુજબ જ્યારે હું નિર્મળાને લઇ જઇશ ત્યારે અત્યંત દ્રવ્ય મળશે. એટલુંજ નહિ, પણ નિર્મળા સાથે નરેન્દ્ર લગ્ન કરશે એટલે નિર્મળા નરેન્દ્રની હૃદયરાણી બનશે. તે વખતે મારૂં માન વધશે. નિર્મળાને હું કહીશ તેમજ તે કરશે. તેથી આપણે તો પૈસો અને સત્તા બન્ને હાથમાં આવશે. તેમ છતાં હજી નરેન્દ્રને પાંચ પંદર દિવસ બરાબર તપાવવો જોઇએ. હમણાં નિર્મળાને લઇ પંદર દિવસ બહારગામ ચાલ્યું જવું. પછી જોઇ લેવાશે."

આવા વિચારો કરતાં, નભમંડળમાં મહાલય ચણવાની ઇચ્છા રાખતી પ્રમદા ઘેર આવી, પણ તેનું મકાન ખુલ્લુ પડેલું જણાયું. અંદર જઇ જોતાં નિર્મળા ન જણાઇ. તેના હૃદયમાં જબરો આઘાત થયો. નિર્મળા ક્યાં ગઇ? તેને કોણ સમજાવી લઇ ગયું હશે? વિગેરે વિચારો સાથે પોતાની આશાઓ નષ્ટ થવાની બીતિથી ગભરાઇ ગઇ. શું કરવું અને ક્યાં શોધ કરવી તે તેને ન સમજાયું. ઉદ્યાનમાં, મકાનમાં સર્વ જગ્યાએ તપાસ કરવા છતાં ક્યાંય પત્તો ન લાગ્યો. નિરાશ થઇ કપાળે હાથ દઇ પોતાના ભાગ્યને દોષ દેતી બેઠી. શું કરવું એ વિચાર તેને માટે અગમ્ય થઇ પડયો. કેટલીકવારે કાંઇક વિચાર આવતાં ગિરિ-બાળાવાળી સાડી લઇ બહાર જવા તૈયાર થઈ. એટલામાં તેનું બારણું

ખખડયું. પ્રમદાએ બારણું ખખડાવનાર નિર્મળા હોવાનું ધાર્યું પણ તેમાં તે ઠગાઇ હતી. જેવું તેણે બારણું ઉઘાડયું કે દેવેન્દ્રપર તેની દ્રષ્ટિ પડી. બન્ને પરસ્પર સ્થિર દ્રષ્ટિથી જોઇ રહ્યાં.

દેવેન્દ્રને, પોતાની દાસીદ્વારા, નિર્મળા પ્રમદાને ત્યાં હોવાના સમાચાર મળ્યા હતા અને તેથીજ પોતે અત્યારે ત્યાં આવ્યો. તેનાં ચપળ ચક્ષુ આમ તેમ ચારે બાજુ નિર્મળાને શોધતાં હતાં. પ્રમદા તેનો મનોભાવ સમજી ગઇ. દેવેન્દ્ર કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના અંદર આવ્યો અને નજીક પડેલી સાદડી ઉપર બેસતાં બેસતાં ચારે બાજુ નજર ફેરવી લીધી. પ્રમદાને પ્રથમ તો દેવેન્દ્રને ધૃતકારી કાઢવાનું મન થયું પરન્તુ તેના પ્રતિના વૈરભાવે તેના ખિન્ન હૃદયને દુઃખિત અને નિરાશ થતું જોવા લલચાવી. દેવેન્દ્રની દ્રષ્ટિ નિરાશ થઇ પાછી પડી; એટલે પ્રમદા ખડખડાટ હસી પડી. દેવેન્દ્રથી આ પ્રકારનું ભયંકર અપમાન સહન ન થયું. તેણે પણ હવે પ્રમદાનું અભિમાન તોડવાનો નિશ્ચય કર્યો. "પ્રમદા! કેમ હસવું આવે છે?" તેણે હસિત વદને પૂછ્યું.

"પંખી ઉડી ગયું."

"શું કહ્યું?"

"પંખી ઉડી ગયું. પાંજરામાં પૂરેલું પંખી ઉડી ગયું."

દેવેન્દ્ર મૌન રહ્યો. પ્રમદા આગળ બોલી:—"દેવેન્દ્ર! તે દિવસે જો તમે મારો વિશ્વાસઘાત ન કર્યો હોત, તો આજ નિરાશ થવાનો વખત ન આવત."

"એ વાત જવાદે, પ્રમદા! કહીશ કે નિર્મળા કયાં ગઇ છે?"

"હું નથી જાણુતી. મને ખબર નથી."

પ્રમદા! પ્રમદા!! શા માટે નાહક મને તલસાવે છે! હું જાણું છું કે ત્હારા સિવાય મારૂં કાર્ય પૂર્ણ થનારજ નથી. તું શા માટે મને સતાવે છે? કહે, તે પંખીડું કયાં છે?

"પારધીની જાળમાંથી છટકી ગયું છે. કયાં છે તેની મને ખબર નથી. આજ સવાર સુધી હતું, પણ મારી ગેરહાજરીમાં તે ઉડી ગયું છે."

દેવેન્દ્રે ખીસામાંથી સીગારેટ કાઢી, પ્રમદાએ દીવાસળીની પેટી તથા પાણી તેના સન્મુખ મૂક્યું. સીગારેટના ધૂમાડા કાઢતાં તે બોલ્યો:—

"પ્રમદા! પ્રમદા!! માત્ર એકજ વખત તું નિર્મળાનો મેળાપ કરાવી આપે તો તું કહે તેમ કરૂં. માત્ર એકજ વખત."

"નિર્મળા મળશે તો જરૂર કહીશ. તેમ કરીશ."

"ઠીક, ત્યારે હું જાઉં છું." દેવેન્દ્ર ઉઠ્યો પણ તે સમયે વર્ષાદ ચઢી આવ્યો. છાંટા પડવા લાગ્યા. દેવેન્દ્ર બારણા આગળથી પાછો ફર્યો. "પ્રમદા! તમારે ત્યાં છત્રી છે? વર્ષાદ આવે છે."

"ના. મારે ત્યાં છત્રી શાની હોય?" પ્રમદાએ પ્રત્યુત્તર આપ્યો.

"વર્ષાદ રહેતા સુધી હું અહીં રહી શકીશ?" દેવેન્દ્રના આ પ્રશ્નથી પ્રમદા અત્યંત વિમાસણમાં પડી. વર્ષાદમાં જવાનું પણ કેમ કહેવાય? તેમજ રાત્રિને સમયે પોતે એકલી હોવાથી દેવેન્દ્ર જેવા લંપટ મનુષ્યને ઘરમાં રહેવાની હા પણ કેમ પડાય! તેને કાંઈ સમજ ન પડી. તેને મૌન જોઇ દેવેન્દ્ર ઘરમાં પ્રવેશ્યો. પ્રમદા કાંઇજ બોલી શકી નહિ. સાદડી ઉપર એક ગાદી પાથરી તકીઓ નાખી આપ્યો. દૂધનો પ્યાલો પાસે મૂકયો. હવે શું કરવું તે વિચારમાં પડી. વર્ષાદ તો હજી ચાલુજ હતો. ક્ષણવાર ત્યાં રોકાઈ પોતાના મૃગના બચ્ચાંને લઇ આવી, બારણા વચ્ચે બેઠી. પરન્તુ વર્ષાદ અને પવનના જોરથી બારણું બંધ કરવું પડયું. દેવેન્દ્ર અત્યાર સુધી મૌનજ બેઠો હતો. તેણે મૃગના બચ્ચાને જોઇ વાતનો પ્રસંગ કાઢયો.

"તમને મૃગલાં ઘણાં પ્રિય છે, કેમ પ્રમદા?"

"હા; આ મૃગલું મને ઘણુંજ વ્હાલું છે."

"તમે તેની ઘણીજ સંભાળ રાખો છો તે જોઇ હું ખુશી છું. પણ તેના શોખની વસ્તુ તમે તેને આપો છો ખરાં?"

"કઇ વસ્તુ?"

"મૃગને ગાન ઘણુંજ પ્રિય હોય છે; જેથી હમણાંજ કોઇ ગાય તો આ વર્ષાદના શાન્ત અને રમ્ય પ્રસંગે તે ગાનના મૃદુ સ્વરથી એ તરતજ મુગ્ધ બની જાય. આહા! મૃગોને ગાન કેટલું બધું પ્રિય હોય છે?"

દેવેન્દ્રને ખાત્રી હતી કે જો કોઇ પણ રીતે પોતાને ગાવાની તક મળે તો તે ગાનથી–પોતાના મિષ્ટ સ્વરથી મૃગલા કરતાં મૃગનયની પ્રમદા ઉપર જલ્દીજ અસર કરી શકાય તેમ હતું.

"તમે કાંઇ વાજીંત્ર રાખો છો કે?" દેવેન્દ્રે પૂછયું.

"એક ભિક્ષુક અહીંઆં આવ્યો હતો. તેની પાસે એક તંતુવાદ્ય હતું. જે પૈસાના અભાવે તે મારે ત્યાં ગીરવી મુકીએ રૂપિયા લઇ ગયો છે."

"લાવો જોઉં!"

પ્રમદાએ દેવેન્દ્રને વાદ્ય આપ્યું. જેમ જેમ દેવેન્દ્ર હાવભાવથી તેની સાથે વાત કરવા લાગ્યો તેમ તેમ પ્રમદાનો તેના પ્રતિનો રોષ ઉતરવા લાગ્યો. ગમે તેમ પણ સ્ત્રીજાતિ. મધુર વચનો, દ્રવ્ય અને મીઠી નજર એમને મ્હાત કરવાને પૂરતાં હોવાનું કહેવાય છે, તે ખોટું

તો નહિજ હોય. દેવેન્દ્રના શબ્દોમાં તેને કાંઇક મીઠાશ જણાવા લાગી. તેના મુખથી મધુર ગાન સાંભળવાને તે ઉત્સુક બની. તરતજ તંતુવાદ્ય દેવેન્દ્રના હાથમાં મૂક્યું. દેવેન્દ્રે પોતાની જાદુઇ કળા અજમાવવાની શરૂઆત કરવા માંડી.

"આ......આ......આ......
મસ્ત મધુ......વનમાં......હી ભ્રમરશો......
ગુંજા......રવ કરનો......ઓ આ......લી! (૨)
કોમલ કમ......લ કલિ......રસ ચુસતાં......
દલ પદરજ......ભરતો......ઓ આ......લી! (૨)
મસ્ત૦."

બે લીટીઓ ઉલટાવી ઉલટાવી ગાવા માંડી! મૃગલુ સ્તબ્ધ બન્યું તે સાથે મૃગનયની મસ્તયૌવના પ્રમદા પણ મુગ્ધ બનવા લાગી. દેવેન્દ્રે મિષ્ટસ્વર સાથે હાવભાવ અને કટાક્ષનું સમ્મેલન કરી સંગીત સાથે અભિનય કલાનું પણ દર્શન કરાવવા માંડયું. પ્રમદા તેના તરફ વધુ અને વધુ ખેંચાવા લાગી.

"કલિ વિકસી......નિજ હૃદય ઉઘા......ડે (૨)
ભોગી ભ્રમર ત્યાં ચટકો...ઓ...મા......રે;
થનગન થનગન નાચ નચા......વે,
મા.........ર તણા......મા......રે...આલી!

પ્રમદાના હૃદયતંતુમાં તનમનાટ થવા લાગ્યો. મસ્તક ભમવા લાગ્યું. તેની દ્રષ્ટિ સ્થિર બની દેવેન્દ્રની દ્રષ્ટિ સાથે મળી રહી.

"હર સ્મરતાં......સ્મર હૃદયે જા.........ગે (૨)
તુજ પી......ડન પણ પ્રિય અતિ લા......ગે
મથતો......કાં...તું......મથિત વ્યથિત આ...,
હૃદય નિ................................."

દેવેન્દ્ર તો પોતાના ગાનમાં મસ્ત બની, મુગ્ધ બનેલી પ્રમદાને વિશેષ અને વિશેષ ઉત્તેજીત કરવામાં મશગુલ બન્યો હતો. પરન્તુ પ્રમદાના હૃદયમાં અણુચિંતવ્યો ફેરફાર થઇ આવ્યો. તે દિવસે પોતાને ફસાવી નિર્મળાની માગણી કરનાર, આજે પણ તેજ નિર્મળા માટે પોતાને ત્યાં આવ્યો હતો, તે તેના સ્મૃતિપટમાં આવ્યું. પોતે તેનાપર મુગ્ધ બની તે માટે પોતાના શિથિલ આત્મસંયમ માટે પોતાનાપરજ તિરસ્કાર છૂટયો. દેવેન્દ્રને વધુ વખત ઘરમાં રહેવા દેવાથી પરિણામ વિપરીત આવશે એમ તેને લાગ્યું. ગાવાના તાનમાં મસ્ત બનેલા દેવેન્દ્રને અડધેથીજ અટકાવતાં, ચંડીકા જેવું સ્વરૂપ કરી એકાએક તે આજ્ઞારૂપે બોલી:—"દેવેન્દ્ર! તમે એકદમ મારા ઘરમાંથી ચાલ્યા જાઓ."

અણુચિંતવ્યા આ છુટેલા તોપના ગોળા સમાન શબ્દોથી દેવેન્દ્ર ચમક્યો. ગાન અટકી ગયું. તંતુવાદ્યપર વિદ્યુત વેગે ફરતા હાથની

ગતિ ક્ષીણ થઇ ગઇ. તેની આશાનૌકા તોફાનમાં ઝોથાં ખાવા લાગી. " પ્રમદાના વિહ્વળ બનેલા ચિત્તમાં આ અણચિંતવ્યો શો ફેરફાર થઇ ગયો ? " એજ વિચાર તેના મનમાં ગુંચાવા લાગ્યો. એકાએક આ શબ્દો શ્રવણે પડતાં તેનો પ્રત્યુત્તર પણ તે આપી ન શક્યો. પ્રમદાનું સ્વરૂપ તે વખતે એક દીવાની સ્ત્રી જેવુ લાગતું હતું. તેનાં નેત્રો ક્રોધથી લાલચોળ બની ગયાં હતાં. તેનો શ્વાસ ઘણાજ જોરથી ચાલતો હતો. દેવેન્દ્રને મૌન બેઠેલો જોઇ તે આગળ બોલી. " દેવેન્દ્ર! તમે એકદમ ચાલ્યા જાઓ. કૃપાકરીને જાઓ. આમ એકાન્તમાં રહેવું તમને યોગ્ય નથી. હું તમને કરગરીને કહું છું કે તમે જાઓ. "

દેવેન્દ્ર શાન્ત ચિત્તે બોલ્યો;—" પ્રમદા ! અણચિંતવ્યો આવો ફેરફાર ! શા માટે ? "

" તમે મને કલંકિત કરવા ઇચ્છો છો ? હું સ્ત્રી છું, અબળા છું, તમારા મોહક ચ્હેરા અને મધુરા કંઠ આગળ મારૂં બળ કેટલું ? મારૂં અંતઃકરણ મુંઝાય છે. હૃદયમાં વિકાર ઉત્પન્ન થાય છે. તમારો પ્રભાવ, તમારા કટાક્ષ મારાથી સહન નથી થતા. તમે જાઓ-જાઓ. હમણાંજ ચાલ્યા જાઓ. નહિ તો હું બુમ મારીશ. "

દેવેન્દ્ર મૌન રહ્યો. પ્રમદા એક દીવાની સ્ત્રીની માફક અસંબદ્ધ વાક્યો બોલવા મંડી. "દેવેન્દ્ર ! દેવેન્દ્ર ! ! હું તમને ચ્હાઉં છું. તમે ધૂર્ત છો. તમારામાં પ્રેમ નથી, વિકાર છે. ભોગલાલસા છે. હું તમારૂં દર્શન સહન કરી શકતી નથી. તમે નથી જતા ? મને કલંકિત કરવી છે ! ઠીક છે. હું પણ સ્ત્રી છું. ઝેરી નાગણ છું, મારૂં બળ તમે જાણતા નથી ! હમણાં બુમો પાડી પડોસીઓને બોલાવું છું. છેવટમાં તમને આજ્ઞા કરૂં છું કે તમે જાઓ. હા. દેવેન્દ્ર ! આ હતભાગીને ન સતાવો. કૃપા કરીને જાઓ. જા....ઓ."

દેવેન્દ્ર ઉભો થયો. મૌનપણે ચાલવા લાગ્યો. વળી પ્રમદા બોલી:—" દેવેન્દ્ર દેવેન્દ્ર ! ! તમને માઠું લાગે છે ? હા. કદાચ લાગશે. પણ લગ્નવિધી સિવાય હું તમારી થઇ શકીશ નહિ. મને પ્રેમ કરતાં આબરૂ વધુ વ્હાલી છે. તમને ચ્હાઉં છું અને ચ્હાઇશ; પણ તે પ્રેમ લગ્ન માટેજ છે. વ્હાલા ! મારી સાથે લગ્ન નહિ કરો ? હું તમને..."

આટલું અર્ધ વાકય બોલી તેણે ગિરિબાળાવાળી સાડી તેના હાથમાં મુકી. દેવેન્દ્ર કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે સાડી લઇ, પ્રમદાના શબ્દોપર વિચાર કરતો ચાલ્યો ગયો. અંતમાં જતાં જતાં એટલુંજ બોલ્યો " પંખી ઉડી ગયું."



# ષષ્ઠ પરિચ્છેદ.

## વિનિપાત.



નિર્મળાને પાંજરામાં પૂરેલા પંખી માફક પ્રમદાના ઘરથી કંટાળો આવ્યો. નરેન્દ્ર—પોતાને માટે સહૃદય જણાતા નરેન્દ્રનાં ફરી એક વખત દર્શન કરવાની તેની જીજ્ઞાસા વધી પડી. ગિરિકુટિર છોડી તેજ રાત્રે થયેલા મેળાપથી તેના મનને નરેન્દ્ર તરફના વળણમાં કાંઇક ઉત્તેજન મળ્યું હતું. પ્રમદાને બોજારૂપ થઇ પડી રહેવાનું તેને ઠીક ન લાગ્યું. પ્રમદા જ્યારે ગિરિકુટિરમાં કલહ જગાવી નિર્મળદ્વારા પોતાનું અભીષ્ટ સાધવાના વિચાર કરતી હતી ત્યારે નિર્મળા પ્રમદાના ગૃહનો સદાને માટે ત્યાગ કરવા અને નરેન્દ્રનો પ્રેમ સંપાદન કરવાના વિચારમાં ગુંથાઇ હતી. જે વખતે પ્રમદાએ ગિરિકુટિરમાં કલહ જગાવ્યો અને નરેન્દ્રને શંકાવશ બનાવ્યો તેજ વખતે નિર્મળાએ પ્રમદાના ગૃહનો ત્યાગ કર્યો. પ્રમદા ઘેર આવી અને નિર્મળા ગિરિકુટિર નજદિક પહોંચી. આથીજ પ્રમદાના મનની ઉમેદો તેના મનમાંજ રહી, એ આપણે પાછળ જોઇ ગયા છીએ. હવે નિર્મળા શું કરે છે તે જોઇએ.

નિર્મળાનું હૃદય નરેન્દ્રને વશ થઇ ગયું હતું. જ્યારે તેણે પ્રમદાનું ગૃહ છોડયું ત્યારે માત્ર નરેન્દ્રનાં દર્શનનીજ પ્રબળ ઇચ્છા તેના હૃદયમાં હતી. ગિરિકુટિર પાસે ગઇ તો ખરી, પરન્તુ અંદર જતાં તેની હિમ્મત ન ચાલી. ગિરિબાળાના છેલ્લા શબ્દો તેના કાનમાં ઘુમવા લાગ્યા. તે ઉદ્યાનમાં પુષ્પના રોપાઓની કુંજમાં ભરાઇ બેઠી. "હમેશના નિયમ મુજબ નરેન્દ્ર ઉદ્યાનમાં ફરવા આવશે અને હું અહીં રહી મારૂં હૃદય તૃપ્ત થતા સુધી તેનાં દર્શન કરીશ" એજ વિચારમાં તે લીન થઇ. પરન્તુ તેની આશા નિષ્ફળ થઇ. કારણ નરેન્દ્ર પોતાના દિવાનખાનામાંથી સીધોજ શયનગૃહમાં ગયો હતો અને ત્યાંજ તે ખિન્ન હૃદયે પડી રહ્યો હતો. ધીમે ધીમે રાત્રિ વ્યતિત થવા લાગી. નવ, દશ, અગીઆર, એમ ઘટિકા યંત્રમાં સમયને જણાવનારા ટકોરા વાગવા લાગ્યા. સર્વત્ર શાન્તિ પ્રસરાઇ રહી. સાયંકાળથી નભમંડળમાં ગાજી રહેલા અને સૃષ્ટિને પોતાના નિર્મળ જળથી પ્રફુલ્લિત કરતા મેઘની વાદળીઓ વિખરાઇ ગઇ. મંદમંદ શિતળ પવન વાવા લાગ્યો. રાત્રિના બે વાગ્યા. હવે નિર્મળા હિમ્મત

હારવા લાગી. માત્ર નરેન્દ્રના દર્શનનીજ આશાએ ઉધાનના એક ખૂણામાં વર્ષાદના પાણીથી તરબોળ થયેલી, શિતળ પવનથી થરથરતી, રાત્રિના આવા ભયાનક પ્રસંગે પણ હિમ્મત ધારી બેસી રહેલી નિર્મળા હવે થાકી. છતાં જેમ તેમ હિંમત ટકાવી સવાર સુધી ત્યાંજ રોકાવાના નિશ્ચયપર આવી. 'પ્રાતઃકાળે પાંચ વાગે તો તે અવશ્ય આવશેજ' આવા વિચારપર આશા બાંધી ત્યાંજ થોભી. પોતાના મનને શક્તિ આપવા મંદસ્વરે હૃદયના ઉદ્‌ગારો બહાર પાડતી ગણગણવા લાગી. પ્રથમ તો તે સ્વર કોઇના સાંભળવામાં ન આવ્યો પણ ધીમે ધીમે તે રાત્રિની શાન્તિને ભેદતો આગળ અને આગળ શાન્ત વાતાવરણને ભેદતો વધવા લાગ્યો.

"સરલ શિતલ વાયુ, મંદ જો આ વહે છે,
તદપિ દુઃખિત હૈડાં, શીત દાહે દહે છે;
ઝરમર ઝર ઝરતાં, મેઘ બિંદુ અરે! શાં,
વિકલ તન બનાવે, નાથ વિરહે અરે આ.

× × ×

ધીમે ધીમે ચતુર્વિધનાં, પ્રાણીને પોષતો જે,
આહા! આજે ભ્રમિત થઇને, ચિત્તને શોષતો તે;
શાન્તિ માટે શ્રમિત હૈયું, દર્શને જે ભમે છે,
ચિન્તા ત્યાગી સુખદ તે તો, રાત્રિને નિર્ગમે છે."

ધીમે ધીમે વાતાવરણને ગજાવતો નિર્મળાનો મૃદુ અને મિષ્ટ સ્વર નરેન્દ્રના કાને પડ્યો. "આટલી રાત્રિએ આ કોણ ગાય છે? કોને સંબોધે છે? અવાજ તો કોઇ પરિચિતજ લાગે છે." આમ વિચાર કરતો બારી પાસે ઉભો. "શું કોઇ દુઃખી હૈયું પોતાનું હૃદય ખાલી કરે છે? ખરેખર! એમજ હોવું જોઇએ. મારા જેવા દુઃખીને એ વિના અન્ય રીતે દિલાસો લેવાનો માર્ગજ નથી." નિર્મળાની દ્રષ્ટિ તેના શયનગૃહની બારી તરફજ હતી. જેથી રાત્રિમાં પણ તેણે પોતાની પ્રિય મૂર્તિને ઓળખી. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. હૈયાના ઉછાળા મુખવાટે બહાર પડવા લાગ્યા.

"જેને વીતે, માત્ર તે એક જાણે.
પ્રસુતી પીડાં, કેમ વંધ્યા પ્રમાણે?
ત્હારે શું? તું, મસ્ત થૈ મ્હાલતોરે,
પીડી પરને....................."

એકાએક અટકી પડી. સહજવાર પછી બોલી. "ના. ના. આવા ઠપકાને તે યોગ્ય નથીજ. તેનું હૃદયપણ દ્રવે છે. મારે દુઃખે દુખી થાય છે. નાહક શા માટે તેને દોષ દેવો?

વ્યર્થ પ્રયત્નો માનવા, પ્રબળ ભાવિનો ભાવ,
સુખ દુઃખ, લાભાલાભ સૌ, ભાવિનોજ પ્રભાવ.

નિર્મળાના છેલ્લા શબ્દો સાંભળી નરેન્દ્ર ચુપચુપ નીચે ઉતર્યો. નિદ્રાવશ ગિરિબાળાને તેની ખબર ન પડી. નિર્મળા આકાશ સામું જોઇ ભાગ્યને દોષ દેતી હતી. " વિધાતા ! વિધાતા ! ! મારા ભાગ્યમાં તેં એવા તે શા લેખ લખ્યા છે કે એક ક્ષણનો પણ વિશ્રામ નહિ ?

લખ્યા શા શા લેખો, મુજ લલાટે વિધિ ! અરે !
નહિં શાન્તિ લેશે, મમ હૃદય થાતી, હરિ ! ખરે !
વિધિને શું વ્હાલું ? કવણ કથી શકતું મહી વિષે ?
વિયોગીનાં આંસુ, વહન કરી શકતાં કઈ દીશે ?

નથી. નથી. હૃદયના દુઃખી મનુષ્યનાં અશ્રુને પણ વહેવાનો માર્ગ નથી. રડવું તે પણ છુપાઇને ! વિધિ ! ખરેખર, તારી ક્રૂરતાની તો હદજ છે. ક્રૂરતા સાથે કૃપણતા પણ તેટલીજ છે.

સભર તું પ્રેમની મૂર્તિ, પ્રણય ભંડાર છે ભરીયા,
છતાં કાં તું કૃપણ થાતો, હૃદય પથ્થર સમું કરી આ ?
નહિં ખુટી જશે અલ્પે, કદી તું બિંદુ જો દેશે—"

નિર્મળા પોતાના વિચારોમાં મશગુલ હતી ; એટલામાં તેના મિષ્ટ સ્વરે દોરાયલો નરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો. વિધિને ઠપકો આપતી બાળાની પાછળ ઉભો રહ્યો. છેલ્લી લીટી બોલતાં નિર્મળાને અટકાવી તે એકદમ બોલ્યો:—

" વિધિ દેશે સ્વહસ્તે, જો હૃદય ત્હારૂં ગ્રહી લેશે."

નિર્મળા આ અણચિંતવ્યા અવાજથી ચમકી, પાછી ફરી બોલી:-

" એ......કો......ણ ? "

"હું નરેન્દ્ર !"

" હેં ? શું ! નરે......ન્દ્ર !

" હા, નિર્મળા ! નિર્મળા !! હુંજ છું. તું......"

બન્નેની લાગણી ઉશ્કેરાઇ ગઇ. અર્ધ ભીનાં સુકાં વસ્ત્રવાળી નિર્મળા નરેન્દ્રના બાહુપાસમાં જકડાઇ ગઇ. હૃદય સાથે હૃદય દબાતાં બન્ને પોતાનું ભાન ભૂલીગયાં. ધર્માધર્મની લાગણી હૃદયમાંથી ભુંસાઇ ગઈ. આત્માનું ઐક્ય થઇ ગયું હોય તેમ પરસ્પરના હૃદયની લાગણીઓ વિના અવાજે એકબીજાના શ્રવણપટપર અથડાતી હોય તેમ જણાવા લાગી. શરીર યંત્રના સર્વતારો મસ્તિષ્કમાં એકત્ર થાય એ કુદરતી નિયમ છે. છતાં આ બન્ને જણના તારો-તંતુઓ પોતાના નહિ પરન્તુ અન્યના હૃદયમાં એકત્ર થયેલા જણાતા હતા. કેટલીકવાર સુધી તેઓ મૌન રહી અન્યોન્યના બાહુપાશમાં જકડાઇ રહ્યાં, આખરે નરેન્દ્ર બોલ્યો:—

"નિર્મળા! નિર્મળા! આવી ગાઢ અંધકારમય રાત્રિએ, વર્ષાદમાં ભીંજાતી અત્યારે તું ક્યાંથી? ક્યાંથી આવી? તું આટલા દિવસ ક્યાં રહી હતી?"

નરેન્દ્રના આ પ્રશ્નોનો ઉત્તર તેના બાહુ ઉપરજ નમી પડેલી નિર્મળાએ નરેન્દ્રના કંઠમાં પોતાના હાથ નાખી, છાતીપર માથુ રાખી ધીમેથી આપ્યો.

"તમે જાણો છો, નરેન્દ્ર! કે શરીરનું હલનચલન સર્વ હૃદય ઉપર આધાર રાખે છે. મારૂં અંતઃકરણ મારી પાસે નથી. જ્યારે હું ગઇ ત્યારે અંતઃકરણ મારીજ પાસે હશે, એમ ધારી ગઇ હતી. પણ પછી સમજાયું કે તે તો મને ત્યજી ગયું છે. ત્યારે તેને ખોળતી, તેનાં પગલાં સુંઘતી અહીં આવી. હવે મને મારૂં હૃદય મળ્યું. જેથી હું જઇશ–જઇ શકીશ."

"નિર્મળા! ક્યાં જઇશ? શી રીતે જઇશ? હવે તો નજ જવાય. ત્હારે લીધે મેં કેટલું સહન કર્યું છે?" નરેન્દ્રે આમ બોલતાં બોલતાં તેના ઓઠ ઉપર ચુંબન લીધું; અને બન્નેજણ ધીમે ધીમે નજીકમાં પડેલી આરસ પહાણની બેન્ચ તરફ ચાલ્યાં.

"અને મેં પણ કેટલું સહન કર્યું છે તે જાણો છો તમે, નરેન્દ્ર? આહ! મારી કુમળી આશાઓ જે વખતે છુંદાઇ ગઇ હતી, જે વખતે હું તમારાથી છુટી પડી હતી, તે વખતે મારા હૃદયમાં કેવું દુઃખ થતુ હતું? પણ–"

"કેમ અટકી, નિર્મળા? કેમ અટકી? કહે, કહે, તારો મનોભાવ જાણવાનો મને હક નથી શું?"

"છે. પણ તે ફલિભૂત થવો મૂશ્કિલ છે. હું કુટિરમાં રહી શકીશ નહિ. તમારી સાથે રહી શકીશ નહિ. મને જવાદો. છોડી દો. મારૂં જીવન એ રીતેજ વ્યતિત થશે. તમારાં દર્શનથીજ હું આનંદ પામીશ. તમારા સ્પર્શનો મને અધિકાર શો?" નરેન્દ્રથી જરા દૂર થતાં નિર્મળા વક્ર દ્રષ્ટિએ તેના તરફ જોઇ બોલી.

"નહિ, એમ ન બોલ, નિર્મળા! મારા હૃદયપર ત્હારો અધિકાર પૂર્ણ રીતે જામ્યો છે. તું મને છોડી જઇશ તો મારૂં હૃદય છિન્નભિન્ન થઇ જશે. ન જા. આમ ન બોલ. આવ, આવ, પ્રિયે! મને એકવાર ભેટ."

"વ્હાલા!" નિર્મળા આટલાજ શબ્દો બોલી. પરસ્પર હૃદય ભેટયાં. ઘણા દિવસથી પ્રસરી રહેલા અનંગવિષનું ભયંકર ફળ અત્યારેજ જણાયું. બન્ને ભ્રષ્ટ થયાં, અધમ બન્યાં, તેમનો વિનિપાત અત્યારથીજ શરૂ થયો.

મનુષ્ય માત્રમાં જ્યારે અમુક કોઇ પણ પ્રકારની લાગણી ઉશ્કેરાઇ જાય છે ત્યારે તે ધર્માધર્મનું અને કર્ત્તવ્યાકર્ત્તવ્યનું ભાન પણ ભૂલી જાય છે, છતાં લાગણીને વશ થઇ અમુક કાર્ય કર્યા પછી જ્યારે તે લાગણી સહજ અંશે પણ દબાઇ જાય છે ત્યારે તેનું તે ભુંસાઇ ગયેલું કર્ત્તવ્ય-ભાન સતેજ થાય છે. કુસંસ્કારવાળાને તો તે સતેજ થાય યા ન થાય તે સરખુંજ રહે છે, પરન્તુ સારા સંસ્કાર જેના હૃદયપટપર પડેલા હોય છે; તેને ઘણોજ પશ્ચાતાપ થાય છે. પરન્તુ થયું તે ન થયું થતુંજ નથી; Done is done; it cannot be undone. તે સૂત્રાનુસાર તેને તેનું પરિણામ ભોગવવુંજ પડે છે. સત્કાર્યનું ફલ પ્રાપ્ત થતાં સહજ વિલંબ થાય છે અને તેટલા વિલંબ પૂરતુ મનુષ્યનામાં ધૈર્ય પણ રહી શકતું નથી, પરન્તુ દુષ્કાર્યનું ફલ સત્વરજ પ્રાપ્ત થાય છે અને તે સહન કરવાનું ધૈર્ય નથી રહી શકતું. નિર્મળા અને નરેન્દ્રના આજના કૃત્યનું જે ફલ આવનાર છે તે આપણે થોડા સમય પછી જોઇશું અને ત્યારે આપણી ખાત્રી થશે કે ઉશ્કેરાઇ જતી અપવિત્ર લાગણીને વશ થવાનું પરિણામ કેવું અને કેટલું ભયંકર આવેછે.

નરેન્દ્રના ખોળામાં મસ્તક મૂકી, બન્ને હાથથી કંઠને બદ્ધ કરી, નેત્ર સાથે નેત્ર મેળવતી નિર્મળા બોલીઃ—

"વ્હાલા શા વિચારમાં પડ્યા છો ?"

"ત્હારાજ, નિર્મળા ! ત્હારાજ વિચારમાં છું. તને ક્યાં રાખવી ? કુટિરમાં આવવાની તો તું ના પાડે છે."

"હા. કુટિરમાં તો નહિંજ."

"ઠીક." સહજ વિચાર કરીને બોલ્યો. "આજ પ્રાતઃકાળેજ હું એક મકાનની ગોઠવણ કરીશ. પણ તું ક્યાં મળીશ ?"

"હું ? હું અહીંજ હોઇશ. તમે કહેશો તે સમયે હાજર થઇશ."

"ત્યારે તું બરાબર દશ વાગે આ ઉદ્યાનને પાછલે દરવાજે રહેજે. હું ત્યાં મળીશ."

"વારૂ પણ જરૂર મળશોને !"

"શંકાનું કાંઇ કારણ ? હજી પણ શંકા છે ?"

"મારા વ્હાલા માટે શંકા તે હોય ! મને ખાત્રીજ છે. હવે શાન્તિજ છે, પણ હૃદય અધીરૂં બને છે."

અધોગતિના મૂખ તરફ દોરાતાં તે બન્ને જણ પ્રાતઃકાળ થવાના સમય સુધી ત્યાંજ રહ્યાં. તેમને પથ્થરની બેન્ચ, મખમલ

જડિત પર્યંકથી પણ અતિશય કોમળ લાગી. રાત્રિ પૂર્ણ થતાં નેત્રમાંથી અશ્રુ સારતાં તે બન્ને જણ છુટાં પડયાં. નરેન્દ્ર શયનગૃહમાં જઇ પાછો સુઇ ગયો. બિચારી ગિરિબાળા હૃદય વ્યથાથી શ્રમિત થઇ નિદ્રાદેવીના ખોળામાં વિસામો લેતી હતી; તેને નરેન્દ્રના વિનિપાતની સહજ પણ ખબર ન પડી. પ્રાત:કાળમાં ઉઠી, પતિદેવને સુતેલા જોઇ, પ્રણામ કર્યા અને પોતાના કાર્યમાં પ્રવર્તી. નરેન્દ્ર પણ ઉઠયો. હમેશના કરતાં આજ તેના મનમાં કાંઇક આનંદ જણાતો હતો; અને તેની ઝાંખી છાયા તેના મુખ ઉપર પણ જણાઇ આવતી હતી. આ આનંદનું કારણ ગિરિબાળા સમજી ન શકી; તેમ તેણે તે સમજવા યત્ન પણ ન કર્યો. નરેન્દ્રને આનંદમાં જોવો એજ તેનું કર્ત્તવ્ય હતું અને એટલાથીજ તેણે સંતોષ માન્યો. નરેન્દ્ર નિત્ય નિયમાનુસાર દિવાનખાનામાંજ બધો સમય વ્યતિત ન કરતાં બહાર નીકળી પડયો; અને મકાન વિગેરેનો જોઇતો બંદોબસ્ત કરી દશ વાગે ઉદ્યાનના પાછળના દરવાજે નિયત થયા મુજબ ગયો. તરતજ નિર્મળા ત્યાં આવી. થોડે થોડે દૂર બન્ને જણ ચાલવા લાગ્યાં. પોતાને કોઈ ઓળખે નહિ તે માટે નિર્મળાએ પોતાનું મુખ કોઇ ન દેખી શકે તેવી રીતે વસ્ત્રમાં છુપાવ્યું હતું. થોડી વારે તેઓ તે નવા મકાન પાસે આવી પહોંચ્યાં. નરેન્દ્રે જોઇતો સર્વ પ્રકારનો સામાન આ નવા મકાનમાં ગોઠવાવી દીધો હતો.

"નિર્મળ ! પ્રિયે ! આ મકાન તને ગમશેને ?"

"તમે અહીં રહેશોને ?" નિર્મળે સ્હામો પ્રશ્ન કર્યો.

"કદાચ મારાથી નહિ રહેવાય, છતાં તું અહીં રહે; હું હમેશ તને મળીશ."

"એમ તે કેમ મળાય ? આટલો પ્રેમ છતાં આમ ચોરની માફક રહેવું ? મારા વ્હાલા સાથે જાહેરમાં હસાય, કે બોલાય પણ નહિજને ?"

"સૌ થઇ રહેશે. હું આપણા વિવાહ માટે ગોઠવણ કરીશ પણ તું જાણેછેને કે ગિરિબાળા એમાં વિઘ્ન નાખશે. વળી શાસ્ત્રનાં પ્રમાણો પણ આપણે શોધવાં પડશે. તું શા માટે ગભરાય છે ? મને તારા કરતાં તે બાબતની વિશેષ ચિન્તા છે. તું નિશ્ચિંત રહે."

નિર્મળાને આશ્વાસન આપી ત્યાં રાખીને નરેન્દ્ર ચાલ્યો ગયો. "નરેન્દ્ર હમેશ મળશે. પોતાનાપર પ્રેમ રાખશે." એટલા વિચારે તેને અત્યંત સુખ આપ્યું. પરન્તુ તે બિચારીને ખબર ન હતી કે ભવિષ્યમાં તેના માથાપર કેવું દુ:ખ ઝઝુમતું હશે. નરેન્દ્ર હમેશ નિર્મળાને ત્યાં જવા લાગ્યો. બન્ને જણ ભાન ભૂલી યથેચ્છ વિહાર કરવા લાગ્યાં. આખરે તે બન્નેનો વિનિપાત થયો.

## સપ્તમ પરિચ્છેદ.



### અમાત્યવર્ય નવલ !



પ્રિય પાઠક ! દેવગઢને થોડી પળ માટે વિસારી હવે આપણે રમ્યનગર તરફ દ્રષ્ટિ ફેરવીએ.

વિશ્વમાત્રનું બંધારણ માત્ર પ્રેમવડેજ ટકી રહ્યું છે. પ્રેમના પાયા ઉપર પ્રેમરૂપી સાહિત્યોથીજ તે રચાયલું છે. જો વિશ્વનાં પ્રત્યેક પ્રાણીમાંથી પ્રેમ, મમતા નષ્ટ થાય તો સૃષ્ટિનું અસ્તિત્વ પણ શંકાસ્પદ માની શકાય. માતા પિતા આદિ સંબંધી અને સ્નેહિ વર્ગ પ્રેમ વડેજ છે. મનુષ્ય માત્રના હૃદયમાં સુખ યા દુઃખની અમુક લાગણી થતી હોય તો તે પણ પ્રેમનેજ આધિન છે. ભાગ્યેજ એવું એક પણ પ્રાણી હશે જે આ લાગણીથી વંચિત રહ્યું હોય. ફેર માત્ર વ્યકિત પરત્વેના પ્રેમના રૂપનોજ છે. પ્રેમના, તેના સંબંધના પ્રમાણમાં જુદા જુદા પ્રકાર હોય છે અને તે પ્રકારાન્તરને લીધે ભિન્ન ભિન્ન નામોથી ઓળખાય છે. માતા પિતાનો પુત્ર યા પૂત્રી પ્રતિનો પ્રેમ **વાત્સલ્ય**ના નામથી ઓળખાય છે. પતિ પત્નિનો પ્રેમ, **પ્રેમ**ના નામથી ઓળખાય છે. પુરૂષનો પુરૂષપ્રતિ અને સ્ત્રીનો સ્ત્રીપ્રતિનો સખ્ય ભાવ **સ્નેહ**ના નામથી ઓળખાય છે. ભાઇ બ્હેનના પ્રેમનો સમાવેશ વાત્સલ્ય ભાવમાં થઇ જાય છે. આ ઉપરાંત સૌંદર્ય, દ્રવ્ય, સદ્‌ગુણ, સત્કાર્ય, દાન આદિ જુદી જુદી વૃત્તિઓપર પણ માણુસનો પ્રેમ થાય છે અને તે ઉપરથી તે સૌંદર્યપ્રેમી, દ્રવ્યપ્રેમી ઇત્યાદિ નામોથી ઓળખાય છે. પરન્તુ મુખ્ય તો પ્રથમ જણાવેલા ત્રણુજ ભાવો છે. આ ત્રણમાંથી પ્રબળ કયો ? એવો પ્રશ્ન કોઇ કરે તો તેનો પ્રત્યુત્તર આપવો ઘણોજ મૂસ્કિલ થઇ પડે; કારણ કે જેનામાં જે વૃત્તિ પ્રબળ તેનામાં તે ભાવની પ્રબળતા હોવીજ જોઇએ.

માલતીનાં વૃદ્ધ માતાપિતામાં વાત્સલ્ય ભાવનું પ્રાબલ્ય વિશેષ હતું. યુવાવસ્થામાં પ્રવેશતી પૂત્રીપર આવો અચાનક અકાળે દુઃખદાયક પ્રસંગ આવી પડતાં તેમના હૃદયને ઘણોજ આઘાત થયો. રાત્રિ દિવસ તે વૃદ્ધ પુરૂષના મનમાં તેનીજ ચિંતા થતી. આ ચિંતાથી તેનું શરીર પંદર દિવસમાં તો છેક સુકાઈ ગયું હતું; શકિત ક્ષીણ થઇ ગઈ હતી અને જીર્ણજ્વર લાગુ પડયો હતો. માલતીને તેડી ગોવિંદપૂર જવાનો

નિશ્ચય કર્યો પરન્તુ તેની શારિરીક સ્થિતિ લથડતી જતી હતી; અને તેથી જેમ બને તેમ ગોવિંદપૂર જલ્દી પહોંચાય તેમ તે ઇચ્છિતો હતો. જે દિવસે જવાનું ઠરાવ્યું હતું તેની આગલી રાત્રે કંઇક કામસર તે બહાર જવા નિકળ્યો; પાછા ફરતી વખતે માર્ગમાં અકસ્માત થવાથી તે પડી ગયો જેથી તેના જમણા પગનું હાડકું ભાગી ગયું. રાત્રે તો વધુ ન જણાયું પરન્તુ પ્રાતઃકાળ થતાં સોજો આવ્યો અને ઘણુંજ દરદ થવા લાગ્યું. બિચારા નવલને માથે વળી આ બીજો ભાર આવી પડ્યો. હાડવૈદ્યે અભિપ્રાય આપ્યો કે "પગનું હાડકું ભાગી ગયું છે તેથી હવે તે સાજો થઇ શકશે નહિ; પરન્તુ મૂળમાંથીજ પગ કાપી નાખવો પડશે. જો કાપી નહિ નાખો તો આખું હાડકું સડી જશે અને જીંદગીને નુકશાન પહોંચશે."

જેમ આશા નિરાશાના શબ્દો અને કાર્યો મનુષ્યની જીંદગી ઉપર અસર કરે છે તેજ પ્રમાણે વૈદ્યોના અભિપ્રાયો મનુષ્યની જીંદગીપર જલ્દી અસર કરે છે. એ બેમાં ફેર એટલોજ હોય છે કે પેલાં કાર્યો કરતાં વૈદ્યોના અભિપ્રાયો નબળી પડેલી શારિરીક સ્થિતિપર ઘણીજ ઝડપથી અસર કરે છે. કેટલીક વખત તો ભયથી મનુષ્ય મૃત્યુવશ પણ બની જાય છે. માલતીના પિતા માટે આપેલા અભિપ્રાયથી તે વૃદ્ધ પુરૂષે પણ પોતાની જીંદગીની આશા છોડી. માલતીના વૈધવ્યે થયેલા આઘાતમાં આ નિરાશાએ વધારો કર્યો. અશક્તિને અને પગના દર્દને લીધે તાવ લાગુ પડ્યો. જવાનું જવાને ઠેકાણે રહ્યું અને વૃધ્ધ પુરૂષ મૃત્યુને બીછાને પડ્યો. માલતી પિતાના વાત્સલ્ય ભાવ આગળ ક્ષણભર પોતાનું દુઃખ ભુલી જઇ નવલની સાથે પિતાની સારવારમાં પડી. જોતા જોતામાં પંદર વીસ દિવસ નીકળી ગયા અને તે વૃધ્ધ પુરૂષ પૂત્રીનું દુઃખ ન જોઇ શકાતું હોય તેમ આ દુનિયા છોડી ચાલ્યો ગયો. દુઃખમાં ડુબેલી માલતીની માતા માલતીને લઇ ગોવિંદપૂર જવા તૈયાર થઇ. નવલ તેમને મૂકવા સાથે ગયો. માલતીએ જયાને પણ સાથે લીધી.

હિંદુ રૂઢી બંધનાનુસાર વિધવા સ્ત્રીઓએ એક વર્ષ પર્યંત શોક પાળવો જોઇએ. ઘરના અંધારા ખુણામાં ભરાઈ રહેવું જોઇએ. હમેશ સવાર સાંજ રોવુંજ જોઇએ. આ વિગેરે જે જે નિયમો હતા તે સર્વ માલતીની માતા મનોરમા પાળતી અને માલતીને પણ તે પળાવવા યત્ન કરતી. પરન્તુ તેમાંના કેટલાક નિયમો જે માલતીની ભાવિ જીંદગીને નુકશાન કરતા જણાતા તે ન પળાવવા નવલ બનતા યત્નો કરતો. મનોરમા પોતે પણ અમુક અમુક નિયમો વિરૂધ્ધ હતી, છતાં લોકલજ્જાને લીધે માલતી પાસે પળાવતી. આમ

અસલથીજ જે નિયમો વિરૂદ્ધ પોતે હતી તે નિયમો ન પળાવવા નવલનો આગ્રહ સહજમાંજ સફળ થતો. આખરે નવલના પ્રયત્ને માલતી કડવા નિયમોના પાલનમાંથી બચી ગઇ. ઘરનું સર્વ કામકાજ જયાએ ઉપાડી લીધું હતું. હમેશાં રાત્રિને પ્રસંગે માલતી, નવલ, મનોરમા અને જયા સર્વ સાથે બેસી ધર્મ, નીતિ આદિની ચર્ચા કરતાં. નવલ બે ત્રણ વખત રમ્યનગર જવા તૈયાર થતો, પરન્તુ તેના સદ્‌ગુણ, ધૈર્ય તથા મળતાવડા સ્વભાવથી તેના પ્રતિ સર્વનો એટલો બધો પ્રેમ બંધાઇ ગયો હતો કે તે જઈ શકયોજ નહિ—બલ્કે જવા દીધોજ નહિ. છેવટે નવલના શેઠ તરફથી તેને બોલાવવા માટે એક તાર આવ્યો, ત્યારે બધાં નિરૂપાય થયાં. માલતીનું હૈયું નવલનો જવાનો નિશ્ચય સાંભળી ભરાઇ આવ્યું. મનોરમાને પણ ઘણીજ લાગણી થઇ. નવલના હૃદયનું દુઃખ તો તે પોતેજ જાણતો હતો. જે દિવસે નવલ ગોવિંદપૂર છોડનાર હતો તેની આગલી રાત્રિ માલતીએ રડી રડીને કાઢી.

જતા પહેલાં નવલને એકાન્તમાં મળવું એમ માલતીને વિચાર થયો. મનોરમા નવલ તથા માલતીને સરખાજ પ્રેમથી ચ્હાતી હતી. કોઇ કોઇ વખત તે નવલને પોતાના મરણ પછી માલતીની સંભાળ લેવાનું કહીપણ ચુકી હતી. માલતીએ પોતાના વૃદ્ધ સસરાના મૃત્યુ શય્યાપરના છેલ્લા શબ્દો જેવા તેવા સાંભળ્યા હતા. છતાં હજી તેનો વિચાર તે પ્રમાણે વર્તવાનો થયો ન હતો. નવલ પણ તે બાબતપર કાંઇ બોલ્યોજ ન હતો. હાલ તુરત તો તેઓ એક બીજાની નજીકમાંજ રહે એમ ઇચ્છતાં હતાં.

પ્રાતઃકાળે મનોરમા પોતાના નિત્ય કર્મમાં ગુથાઇ. નવલ જવાની તૈયારીમાં–પોતાનાં વસ્ત્રાદિની વ્યવસ્થા કરવામાં ગુંથાયો જે સમયનો લાભ લઇ માલતી તેના ઓરડામાં આવી.

“ નવલ ! તમે જશોજ ?”

માલતીના આ ત્રણુજ શબ્દના ટુંકા વાકયે કાંઇ અજબજ જાદુ કર્યું. હમેશની અત્યંત છૂટથી વિના સંકોચે બોલતી, હસતી માલતી આજ આટલા ત્રણુજ શબ્દો બોલતાં સંકોચાઇ મુગ્ધ બની ગઇ. શા માટે ? તે પોતે પણ તે સમજતી ન હતી. જેવો ભાવ, જે લાગણી આ પ્રશ્ન પૂછતાં માલતીના હૃદયમાં થયાં તેવોજ ભાવ અને તેવીજ લાગણી નવલના હૃદયમાં પણ થયાં. નવલને માલતીના અવાજમાં કાંઇક નવિનતાજ લાગી. તેમાં કાંઇક અસરકારક શકિત રહેલી જણાઇ. નવલ માલતીના સામું જોઇ રહ્યો. ક્ષણ પછી તે બોલ્યોઃ–“ માલતી ! નિરૂપાય છું. જવુંજ પડશે. નોકરી છે. ના કેમ પડાય ?”

"નોકરી એવી શા માટે કરવી?"

"માલતી! નોકરી ન કરવી તો શું કરવું?"

"તમારે નોકરીની શી જરૂર છે? આ સર્વ..." બોલતાં બોલતાં માલતી અટકી પડી. નવલ તેનો મર્મ સમજી ગયો.

"આ શું બોલો છો, માલતી? તમારા મનમાં આવા વિચાર!"

"નવલ! નવલ!!" માલતી નજીક આવી બોલી. "મારા પુજ્ય સુસરાજીની આજ્ઞા શી હતી?"

"હતી, હા. હતી, હજીપણ છે. પણ માલતી શું તમે એટલામાંજ એ નિશ્ચયપર આવી ગયાં?"

"તમારો શો નિશ્ચય છે?"

"મ્હારો? હા. મારો નિશ્ચય કેવળ જુદોજ છે. હમણાં તે સમજાવવા જેટલો અવકાશ નથી. પરંતુ પત્રદ્વારાએ તે જણાવીશ."

"એટલે શું તમારો મારાપરનો ભાવ ઓછો થશે?"

"નહિજ, કદી નહિ. હું મૃત્યું પર્યંત પણ તમારી સાથેજ રહીશ; પણ તે કયા સંબંધે તે આપણું ભાવિ નક્કી કરશે. હાલ તો હું એટલુંજ જણાવી જઇશ."

"નવલ! મને ભૂલી તો નહિજ જાઓને? મારી તેમજ મારી રંક માતાની સંભાળ તો લેશોને?"

"આવું બોલી મારૂં હૃદય ન દુઃખાવો, માલતી! હું તમને ભૂલીશ? અરે! માતાતુલ્ય મનોરમા બ્હેનને ભૂલીશ? માલતી! માલતી!! આ તમે શું બોલો છો? મને અન્યાય આપો છો!"

"માઠું ન લગાડો, નવલ! મારાથી કહેવાઇ જવાયું. પણ..."

"તમે શું કહેવા ઇચ્છો છો, માલતી?"

"નવલ! મારૂં હૃદય તમે વાંચી લો. મારાથી નથી કહેવાતું. અરે! ખરૂં કહું તો મારાથી નથી સમજાતું. માત્ર 'તમે જશો' એ વિચારજ મારી આવી દશા કરી નાખે છે. નવલ! નવ......" તે અધું બોલી ન શકી. તેનાં નેત્રો નીચાં ઢળી પડયાં. ઉભી ઉભી જમીન ખોતરતી હોય તેમ તે પગના અંગુઠા વડે રમત કરવા લાગી. વચ્ચે વચ્ચે વક્રદ્રષ્ટિએ નવલ સામું જોવા લાગી.

"ન ગભરાઓ, માલતી! ઇશ્વર સૌ સારૂં કરશે. તમને મારાપર વિશ્વાસ છેને!"

"હજી પૂછવાનું બાકી છે!"

"તો એજ વિશ્વાસપર આશા રાખો; અને મારી સલાહ મુજબ વર્તો. તમારૂં હૃદય કાંઇક અંશે હું જાણું છું. વધુ વિગત પત્રમાં લખજો. જુઓ! મારે જવાનો સમય થવા આવ્યો છે."

માલતી કાંઇ ન બોલી. નવલને જવાના કાર્યમાં ભાગ લેવા મંડી પડી. સરસામાન તૈયાર થયો. જમી પરવારી નવલ જવા નીકળ્યો. માલતીના હૃદયમાં તે વખતે શી લાગણી થઇ હશે તે જણાવવાની શકિત અમારામાં નથી, ફક્ત અનુભવીજ તે સમજશે. "ઇશ્વર તમારૂં કલ્યાણ કરો." એ શબ્દો સાથે મનોરમાનાં નેત્રમાંથી અશ્રુ ખર્યાં. નવલનાં નેત્રમાંથી પણ તેનો પ્રત્યાઘાત થયો. નવલ સર્વની રજા લઇ ચાલ્યો.

નવલ રમ્યનગર પહોંચ્યો છતાં તે એમજ સમજતો હતો કે તે પોતે ગોવિંદપૂરમાં કાંઇક ભૂલી આવ્યો છે. શું ભૂલી આવ્યો તે તે સમજતો ન હતો. નોકરી ઉપર દાખલ થતાંજ તેને તેના ભાગ્યનો ઉદય સૂચવનારા કાંઇક નવિનજ સમાચાર મળ્યા. પ્રિય પાઠક! આ શા સમાચાર હતા તે જાણવા આપણે જરાવાર થોભીશું.

રમ્યનગરથી આઠ દશેક ગાઉ દુર વિહારપૂર નામનું એક શહેર આવ્યું હતું. વિહારપૂર સ્ટેટનું મુખ્ય શહેર આજ ગણાતું હતું. વિહારપૂર સ્ટેટની ઉપજ વર્ષ દિવસે દોઢ કરોડ રૂપિયાની હતી. મૂખ્યત્વે કરીને આ સ્ટેટના તાબાનાં ગામડાંઓમાં ખેતીનું ઉત્પન્ન વિશેષ હતું. આ સ્ટેટ ઉપર હાલ રાયસિંહ નામના રાજપૂતની હકુમત ચાલતી હતી. પરન્તુ રાયસિંહના પહેલાંના રાજાબહાદૂર વિક્રમસિંહને નિહાલસિંહ નામનો બાળક પૂત્ર હતો. વિક્રમસિંહના મૃત્યુ સમયે રાયસિંહે ખટપટ જગાવી એમ જાહેર કર્યું હતું કે નિહાલસિંહ એ વિક્રમસિંહનો ઔરસ પૂત્ર નથી. પરન્તુ રજવાડામાં થતા પ્રપંચાનુસાર ગોઠવી દીધેલો પુત્ર છે. આ ખટપટ અને અધિકારીઓની મદદથી પોતે તે સ્ટેટનો માલિક થઇ પડયો હતો. પરન્તુ નિહાલસિંહ વયમાં આવતાં, તેમજ વિક્રમસિંહના બીજા કેટલાક મિત્રોની મદદથી તે તે બાબતમાં રમ્યનગરમાં લડત ચલાવતો હતો. નિહાલસિંહ નિરાધાર અવસ્થામાં હતો. તેની પાસે જાગીર વિગેરે કાંઇ નહતું અને તેથી આ કેસમાં થતા પૈસા માટે અંગ ઉધાર નાણાં લેવાની ફરજ પડી હતી પણ કોઇ તેને નાણાં ધીરવા હિમ્મત કરતું નહિ.

એક વખતે નિહાલસિંહ અને નવલનો અચાનક મેળાપ થયો. નવલ બાહોશ અને ચાલાક હોવાથી સહજ વાતમાં નિહાલસિંહની ખરી સ્થિતિથી માહિતગાર થઇ ગયો. સત્ય બીના શું છે તે પોતાની બુદ્ધિ પ્રમાણે જાણ્યા પછી તેણે નિહાલસિંહને મદદ કરવાનો નિશ્ચય

કર્યો; અને તદનુસાર પોતાના શેઠને તેણે વાત કરી. શેઠનો નવલપર સંપૂર્ણ વિશ્વાસ હતો જેથી તેણે તેને સર્વ બાબતની છૂટ આપી. હવે નવલે નિહાલસિંહને હાથમાં લીધો અને નાણાં સંબંધી મદદ કરવા માંડી. રમ્યનગરમાં નવલના શેઠ રામચંદ્ર જગતૂકિશોરનું નામ મશહૂર હતું. જ્યારે નિહાલસિંહના શરાફ તરીકે તેનું નામ બહાર આવ્યું ત્યારે રાયસિંહના પગ નરમ પડી ગયા. અત્યાર સુધી તે એમજ સમજતો હતો કે નિહાલને કોઇ મદદ કરનાર છેજ નહિં, પરન્તુ જ્યારે આ પ્રખ્યાત પેઢીનું નામ તેણે સાંભળ્યું ત્યારે તે હતાશ થઇ ગયો. તેના સર્વ પ્રયત્નો પણ વિધિવશ થઇ નિષ્ફળ થવા લાગ્યા. અંતે નિહાલ જીત્યો અને રમ્યનગરની કોર્ટે વિહારપૂર સ્ટેટ તેને સોંપવા ઉપરાંત તેને થયેલો તમામ ખર્ચ, તેમજ વિક્રમસિંહના મૃત્યુ પછી વિહારપૂરની ઉપજમાંથી રાયસિંહે પોતાના ખાનગી ખર્ચ માટે જે રકમ વાપરી હોય તે સર્વ નિહાલને સોંપવાનો હુકમ કર્યો. આ ઠરાવ થયો તે સમયે નવલ ગોવિંદપૂર હતો. નિહાલ–કૃતજ્ઞ નિહાલે નવલે કરેલા ઉપકારને યાદ કરી શેઠ રામચંદ્ર પાસેથી નવલની માગણી કરી અને પોતાના અમાત્ય તરીકે તેની નિમણુંક કરી. આ નવી નોકરીપર જવા માટેજ તેના શેઠે તેને ગોવિંદપૂર તાર કર્યો હતો.

નવલને આ ખુશી ખબર આપવા નિહાલ જાતે રમ્યનગર રોકાયો હતો. નવલ આવતાંજ તેને મળી આ ખુશી સમાચાર તેણે આપ્યા. નવલને પોતાના ભાગ્યોદય માટે અત્યંત હર્ષ થયો. તરતજ તે વિહારપૂર પોતાની નવી નોકરીપર દાખલ થયો અને આ સમાચાર તેણે મનોરમા તથા માલતીને લખી જણાવ્યા. તરતજ ત્રીજે દિવસે માલતીના હાથનો લખેલો પત્ર તેને મળ્યો.

નવી રાજ્ય વ્યવસ્થા કરવામાં તેને ક્ષણની પણ ફુરસદ મળતી નહતી. પાછળનો વહીવટ, કાયદા કાનુનો, કેળવણી, ન્યાય, આબકારી, સંરક્ષક, દિવાની કચેરીઓ વિગેરે ખાતાંઓ તપાસવામાં તેનો ઘણો સમય જતો. પોતાનો મોજશોખ તેમજ અયશઆરામને તેણે તિલાંજલી આપી દીધી હતી; છતાં જેવો તેને માલતીના હસ્તાક્ષરનો પત્ર મળ્યો કે તરતજ તેણે બધાં કામને ક્ષણને માટે વિસારી મૂકયાં. પત્ર લઇ તેના ઉપર ગોવિંદપૂરની છાપ જોતાંજ તેનાં નેત્રમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. અત્યંત પ્રિય વ્યક્તિનાં ઇષ્ટ દર્શન થતાં જેટલો આનંદ મનુષ્યના હૃદયમાં થાય તેટલો આનંદ આજે નવલના હૃદયમાં થયો.

આ નવી માનવંતી પદવીના પ્રમાણમાં તેને રહેવાને સ્ટેટ તરફથી રાજમહાલની બાજુમાંજ એક ભવ્ય બંગલો મળ્યો હતો. તેની આજુ-બાજુ વિશાળ ઉદ્યાન હતું. ઠેકાણે ઠેકાણે બેન્ચો તથા સંગેમરમરનાં પૂતળાં ગોઠવેલાં હતાં. બંગલો પણ નવી ઢબ મુજબ ઘણોજ ઘાટદાર અને સુંદર બાંધણીનો હોવા ઉપરાંત છેલ્લામાં છેલ્લી ઢબના ફરનીચરથી અને ગ્રામ્ય ભાષામાં કહીએ તો રાચ રચીલાથી શણગારેલો હતો. ચારે બાજુએ મોટી મોટી બારીઓ તથા કાચનાં વેન્ટીલેટરો હવા ઉજાસ માટે મૂકયાં હતાં. નવલ એકલોજ આ બંગલામાં રહેતો હતો. ત્રણ-ચાર નોકરો ઉપરાંત સાત આઠ પહેરેગીરો તેને માટે જુદા આપવામાં આવ્યા હતા. નવલ આરામ ખુરસીપર પડી માલતીનો પત્ર જોતાંજ તે હર્ષથી દીવાનો બની ગયો હતો. પત્ર વાંચવાનો તો બાજુ પર રહ્યો પરન્તુ માલતી સાથેનો પોતાનો પ્રથમ પરિચય, નવનીતનું મૃત્યુ, વિઠ્ઠલપ્રસાદનું અવસાન, માલતીનાં માતાપિતાનું રમ્યનગરમાં આવવું, માલતીના પિતાનું મૃત્યુ, પોતાનું ગોવિંદપૂર જવું, માલતી સાથેનો પરિચય અને આવતી વખતનું માલતી સાથેનું સંભાષણ, એ બધું એક પછી એક નવલના સ્મૃતિપટમાં તાજું થયું; દ્રષ્ટિ મર્યાદામાં તેનું જીવંત ચિત્ર આલેખાયું. નવલ આંખો મીંચી આ દ્રવ્ય અને સ્મૃતિનો મીઠો સ્વાદ લેતો પડયો હતો. હૃદયમાંનો પત્ર છાતીપર પડયો હતો. કેટલીકવારે જાણે ગાઢ નિદ્રામાંથી જાગૃત થતો હોય તેમ આળસ મરડી નેત્ર ઉઘાડ્યાં. છાતી ઉપરનો પત્ર લીધો, ફોડયો અને વાંચવો શરૂ કર્યો.

"પ્રિય અમાત્યવર્ય નવલ !"

નવલ આગળ વાંચી ન શકયો. માલતીના સુંદર હસ્તાક્ષર સાથે પોતાને કરેલા સંબોધનનો વિચાર કરતો, જાણે સુધાપાન કરતો હોય તેમ સુખથી મીઠો સિત્કાર બોલાવતો બબડયો:–"અમાત્યવર્ય નવલ!" વાતાવરણમાં પણ તેજ શબ્દો ગાજી રહ્યા. નવલના રોમે રોમમાં પણ તેજ ધ્વનિ થઇ રહ્યો:–



# અષ્ટમ પરિચ્છેદ.



## વિહારપૂરમાં.





નરેન્દ્ર હમેશ નિર્મળાને ગુપ્ત રીતે મળતો હતો. તેના આ કાર્યથી હવે કોઇ તેને અટકાવનાર કે ટોકનાર હતું નહિ. તેનું અંતઃકરણ પણ હવે તેના વિચારોથી એવું તો રીઢું બની ગયું હતું કે તેને ધર્માધર્મનું સ્વપ્ન સરખું પણ આવતુંજ નહિ. ચાર્વાકમતવાદીઓની માફક મનગમતી મોજમઝા અને વિલાસ વૈભવમાંજ સર્વ કર્ત્તવ્ય હવે તેને જણાવા લાગ્યું. નિર્મળા પણ ધીમે ધીમે અધમતાને પામતી ગઇ અને એક વખત નરેન્દ્રને ભાઇ તરીકે સંબોધનાર નિર્મળા અત્યારે નરેન્દ્રને પતિ તરીકેજ માનતી, અને પતિ તરીકેજ તેને ભજતી; પરન્તુ કોઇ કોઇ વખત તેને તેનું અંતઃકરણ ડંખતું. "અરેરે! મેં પુજ્ય સાધ્વી ગિરિબાળાનો ઘાત કર્યો. મારા પતિના મૃત્યુ પછી તેની કીર્તિને પણ ઝાંખ લગાડી. મારૂં જીવન ભ્રષ્ટ કર્યું જેથી આવી ગુપ્ત પાપમય જીંદગી ગુજારવાનો સમય આવ્યો. પણ ત્યારે..." આવા આવા વિચારો કરતી પોતાનો સમય ગાળતી. કેટલીક વખત તો નરેન્દ્ર સાથેનો સંબંધ છોડી દેવાના વિચારપર આવતી; પરન્તુ નરેન્દ્રની સાથે દ્રષ્ટિમિલન થતાંજ તે પોતાના વિચારોને તિલાંજલી આપતી.

એક દિવસ નિર્મળા આવાજ વિચારોમાં એટલી તો લીન થઇ બેઠી હતી કે નરેન્દ્ર આવ્યો તેની પણ તેને ખબર ન પડી. તેનું મુખ કરમાઇ ગયું હતું. તેના કોમળ વદનપર વિષાદની છાયા પ્રસરાઇ ગઇ હતી. નરેન્દ્ર તેના શોકપૂર્ણ વદન સામુ ક્ષણવાર તો જોઇ રહ્યો. કેટલીકવારે પાછળ રહી તેનું મુખ ઉંચુ કરી ચુંબન કર્યું. નિર્મળા ચમકી. તેના મુખપરની ઉદાસિનતા ચાલી ગઈ. હાસ્ય ફરકયું. નેત્રમાં પ્રેમ ઝળકયો. નરેન્દ્રને કંઠે બાહુપાશ ફેંકયો. નરેન્દ્રે તેના કોમળ દેહને પોતાના હાથપર ટેકવ્યો. ઉપરાઉપરી ચુંબનનો વર્ષાદ વર્ષાવતાં પ્રશ્ન કર્યો. "આજ આમ ઉદાસ કેમ છો, પ્રિયે! એવા કયા તરંગો આ પ્રફુલ્લિત કમળમુખને કરમાવી નાખે છે?"

"વ્હાલા! શું આપણો આ પ્રેમ હમેશ આવોજ અવિચળ રહેશે? તમે મને હમેશ આવાજ પ્રેમથી ચ્હાશો?" ભ્રકૂટિ કટાક્ષને જરા નમાવતાં નિર્મળાએ પૂછ્યું.

"પરસ્પર હૃદય હીંચોળે ઝુલ્યાં-ઝુલાવ્યાં, છતાં હજી પણ શંકા રહે છે, વ્હાલી નિર્મળા?"

"નહિ. એવી શંકા તો નથી; પરન્તુ સંસારના ભયે આપણું જીવન કડુ જણાય છે. વ્હાલા! આપણો આટલો અતુલિત પ્રેમ છતાં આપણે ગુપ્ત રીતેજ રહી શકીએ?"

"પ્રિય! આમ હૃદયને ખિન્ન ન બનાવ. આપણે પ્રેમનાં ભૂખ્યાં છીએ. આપણે પ્રેમનું સિંચન જોઇએ છીએ. ગુપ્ત વા જાહેર સાથે આપણે શો સંબંધ? શા માટે આવા વિચારો કરે છે? તું સમજુ છે. દુનિયા...હા! દોરંગી દુનિયા ગમે તેમ બોલે, તેજ ભયે આપણે ગુપ્ત રહીએ છીએ."

"કહોને પ્રિયે! કે પોતાના પ્રિયતમ સાથે હરવા ફરવા અને સમાજમાં ભાગ લેવાની ઇચ્છા કોને ન થાય? હેં! શું વિચારમાં પડી ગયા!" નિર્મળા નરેન્દ્ર સામુ અનિમેષ જોઇ રહી. નરેન્દ્ર શું કહે? શું જવાબ આપે?

"નિર્મળા! પ્રિયે!! સર્વ ખરૂં. પણ હાલ તો આપણે આમજ રહેવું જોઇએ. આપણા માર્ગમાં આવતાં વિઘ્નો તું સમજી શકે તેમ નથી. હાલ એ વાત જવા દે."

નિર્મળાએ એ વાત બંધ કરી; પરન્તુ નરેન્દ્રના દુર્ભાગ્યે તેણે બીજીજ વાત ઉપાડી જે ખરેખર નિર્મળાએ તો તે આનંદજનક માનીનેજ કહી, પરન્તુ નરેન્દ્રને તો તે ભયકારકજ થઇ પડી.

"વ્હાલા! આજ તમને એક વાત કહેવી છે. આહા! તે કહેવાનો વિચાર માત્રજ મને કેટલો હર્ષ ઉત્પન્ન કરે છે! વ્હાલા! તે સાંભળી તમે પણ કેટલા રાજી થશો!"

"અલબત! જે વાતથી તને આટલો આનંદ થાય છે, તે મને કેમ આનંદ નહિ આપે? કહે વ્હાલી! એવું શું છે!" નિર્મળાને હૃદય સાથે ચાંપતાં નરેન્દ્રે કહ્યું.

"કહું? વ્હાલા! ના. હા. હા. કહુંજ. વ્હાલા! તમે.. ...બળ્યું, કહેતાં શરમ આવે છે." નિર્મળાનો ભાવ નરેન્દ્ર ન સમજ્યો.

"વાહ! મને કહેતાં શરમ આવે છે? કહે, નિર્મળા વ્હાલી! કહે."

"તમે તમારી મેળેજ જાણશો. હું તો નહિજ કહું." નિર્મળાએ પ્રેમ અને લજ્જામુગ્ધ થઇ જવાબ આપ્યો.

"મારી મીઠડીના મુખથી હું નહિ સાંભળું! આહા! તે ગમે તે હોય છતાં તુંજ કહે નિર્મળા! મારૂં મન તારા મધુર કંઠથી તે સાંભળવા કેટલું ઉત્સુક થઇ રહ્યું છે?"

"કહું ? વ્હાલા ! તમે થોડાજ સમયમાં એક બાળકના પિ..." નિર્મળા અટકી પડી. શરમને લીધે નરેન્દ્રની છાતીમાં માથું શમાવી દીધું. નરેન્દ્ર ચમકયો. પોતે કેટલા ભયમાં હતો; તેનું હવેજ તેને ભાન થયું. આટલા સમય સુધી તેને ભાવિમાં આવી પડનારા આ દુઃખનો સંકલ્પ સરખો નહોતો આવ્યો. તેના હૃદયમાં આ શબ્દોથી આનંદ થવાને બદલે ઉલટો આઘાત થયો. તેનું મુખ ફીક્કુ પડી ગયું. નિર્મળાનું માથું નરેન્દ્રની છાતીપર હોવાથી તે તેના મુખપર થતા ફેરફારો જોઇ શકી નહી. તે તો આનંદમાં પ્રફુલ્લજ હતી. નરેન્દ્ર પોતે કેવી કફોડી સ્થિતિમાં મૂકાયો હતો તેનું હવે તેને ભાન થયું.

કેટલીકવારે નિર્મળાએ તેનાં નેત્ર સાથે નેત્ર મેળવ્યાં. નરેન્દ્રના હૃદયની સ્થિતિ તો પૂરેપૂરી ન કળી શકી પરન્તુ તેના મુખની ફીક્કાશ તેનાથી છુપી ન રહી.

"પ્રિય! વ્હાલા!!" નરેન્દ્રના મુખપર હાથ ફેરવતાં તે બોલી. "કેમ તમે ઉદાસ થઇ ગયા ? એકાએક આ શો ફેરફાર થઇ ગયો ?"

સમયસુચકતા વાપરી નરેન્દ્રે પ્રત્યુત્તર આપ્યોઃ—"વ્હાલી ! આ દશા કેટલી સંભાળને યોગ્ય છે તે તું જાણે છે? તારી પાસે કોઇ ખાસ વિશ્વાસુ મનુષ્યની જરૂર છે."

"ખરૂં છે, વ્હાલા ! તમેજ મારી પાસે ન રહો ? તમે પ્રથમ તો હમેશ આવતા હતા, કલાકોના કલાકો મારી સાથે ગાળતા હતા, અને હવે તો બે ત્રણ દિવસેજ માત્ર ખબર લો છો. તમેજ મારી સાથે ન રહો ?"

"મારાથી શી રીતે રહેવાય. નિર્મળા! હવે તો કોઇ વિશ્વાસુ દાસીનું કામ છે. કોને રાખીશું ? બોલ તારી શી સલાહ છે."

"પ્રમદાને. તે ઘણીજ ભલી છે."

"હા. તે ઠીક છે. હું આજેજ તેને તારી પાસે મોકલીશ." નિર્મળાના મનનું જેમ તેમ શાન્ત્વન કરી તે ત્યાંથી નીકળ્યો. જાતેજ પ્રમદાને ત્યાં જઇ કેટલીક વાતચીત કરી તેને નિર્મળા પાસે મોકલી દીધી. એક નહિ તો બીજી રીતે પણ પ્રમદાની ઇચ્છા ફળી. પ્રથમના માર્ગ કરતાં આ માર્ગ પોતાને માટે તેને વધુ લાભદાયક જણાયો. નિર્મળા પોતાના મનમાં અત્યંત રાજી થઇ. નિર્મળા પણ પ્રમદાને જોઈ તેને ભેટી અને પોતાની બ્હેન પ્રમાણે તેને ગણવા લાગી.

નરેન્દ્રે ગિરિબાળાની વિનવણીથી એક માસ રહેવાનું જણાવ્યું હતું, પરન્તુ નિર્મળાનો મેળાપ થઇ જતાં તેને હવે જવાની જરૂર ન હતી. પ્રથમ તેણે નિર્મળાને પોતાને ઘેરજ લઇ જવા વિચાર

કર્યો હતો, પરન્તુ કદાચ ગિરિબાળાને લીધે કલેશ થશે, એમ ધારી તેને ગુપ્ત રાખવામાં ડહાપણુ માન્યું હતું. નરેન્દ્રના વર્તનમાં નિર્મળાના આવ્યા પછી ગિરિબાળાએ કાંઇ ફેરફાર જોયો નહતો. જે કાંઇ તેના જોવામાં આવ્યું તે એટલુંજ કે તેના મુખપરનો વિષાદ કાંઇક અંશે જતો રહ્યો હતો. પ્રથમ જેમ આનંદમાં કૃત્રિમતા જણાતી હતી તેમ હવે વિષાદમાં કૃત્રિમતા જણાતી હતી. તેમ નરેન્દ્ર હવે જવાની વાત કરતો નહતો. આથી ગિરિબાળાને આશ્ચર્ય થતું; પરન્તુ તે વાત તે કાઢતીજ નહિ, કાઢવાથી તેનેજ ગેરફાયદો હતો. જ્યારથી નિર્મળાને મોઢેથી નરેન્દ્રે ભાવિ દુઃખની વાત સાંભળી હતી; ત્યારથી તે ઘણાજ ઉંડા વિચારમાં પડી ગયો હતો. નિર્મળા માટે અને પોતાની આબરૂ માટે શું કરવું એ મોટો પ્રશ્ન ઉપસ્થિત થયો. નિર્મળાથી છુટો પડી પોતે ઘેર આવી, ઘણીવાર સુધી એકાન્તમાં વિચાર કર્યો પણ કાંઇ નિશ્ચયપર ન આવી શકયો.

"આ સ્થિતિમાં નિર્મળાને જાહેર કરવી? ના ના. તેમાં પણ અપકીર્તિજ છે. હજી પણ નિર્મળાને ગુપ્તજ રાખવી? એમાં પણ જોખમ છે. તેના બાળકનું શું થાય? કોઇપણ માર્ગ આ બીના છુપાવવાને ખુલ્લો નથી. દુનિયાથી વિરૂદ્ધ થઇ એની સાથે લગ્ન કરૂં તો? ઘણા સુધરેલાઓ તે પ્રમાણે કરે છે. એમાં હાંસી નથી; પરન્તુ ગર્ભવતી સ્થિતિમાં તે પણ અશકય છે. ત્યારે શું કરવું? પ્રથમથીજ લગ્ન કર્યું હોત તો શું ખોટું હતું? પણ હવે ડહાપણ શા કામનું? કાંઇ સમજ નથી પડતી." જરાવાર અટકયો. દિવાનખાનામાં આમ તેમ આંટા મારવા લાગ્યો. સહજવાર પછી કાંઇક નિશ્ચયપર આવ્યો. "હાં...હાં, એજ; એમજ કરવું. પ્રમદાને તથા તેને બહારગામ મોકલવાં. પ્રસુતિ થયા પછી ભલે પાછાં ફરે અને બાળકને...હા એમજ કરવું પડશે. પ્રમદાને દ્રવ્યની લાલચ આપીશું એટલે એનું મોઢું તો બંધ થશે. પછી કોનો ડર છે?" નરેન્દ્ર આ છેવટના નિશ્ચય પર આવ્યો. એક વખતનો પવિત્ર હૃદયનો નરેન્દ્ર બાળહત્યા જેવું ઘોર પાપ કરવાના નિશ્ચય પર આવ્યો; અને તેથી તેનું હૈયું ન કંપતાં, ઉલટો તેના હૃદયમાં આનંદ થવા લાગ્યો.

અરેરે! જે દેશમાં શ્રીમંતો પોતાની લક્ષ્મીના મદ વડે અને સત્તાશાલીઓ પોતાની સત્તાના પ્રભાવે દેશમાં થતા અનાચારો અને દુષ્કૃત્યો જોઇ શકતા નથી, અરે! એટલુંજ નહિ, પણ તેમાં ઉલટો વધારો કરે છે, તે દેશની પ્રજા નિર્માલ્ય, નિઃસત્વ, જાત્યાભિમાન

વિનાની અધમ અને દુરાચારી થાય તેમાં શી નવાઇ? જે દેશમાં આવા નરરાક્ષસો બચ્ચાંઓનો ભોગ લેતા હોય, તે દેશમાં ઉદય, ઉન્નતિ, સુખ, શાન્તિ આદિનું નામ પણ ક્યાંથી હોય! જે દેશમાં સ્ત્રીઓને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ ન હોય, જે દેશમાં પ્રેમ ધર્મને કોઇ ઓળખતું ન હોય, પુરૂષો પોતાની સ્વાર્થવૃત્તિજ તૃપ્ત કરવાની ઇચ્છા માત્ર રાખતા હોય તેનું ભાવિ કેવા પ્રકારનું સરજાયું હશે?

ઓ ભારતવાસીઓ! ઓ હિન્દમાતાના પુત્રો! ચેતો, ચેતો અને આંખ ઉઘાડો. તમારાજ દેશમાં, તમારાજ ગામમાં, તમારીજ જ્ઞાતિમાં આવા દાખલાઓ બનવા લાગ્યા છે. ઓ રૂઢીદાસો! ગાડરીઆ પ્રવાહને હવે તો તિલાંજલી આપો! તમારાં દિવ્ય ચક્ષુ આગળ ફરી વળેલાં પડળો કાઢી નાંખો અને જુઓ કે વિના વિચારે અમુક એકજ બાબતમાં જુના વિચારો, જુની રૂઢીઓ અને જુના નિયમોને વળગી રહેવામાં તમે, તમને પોતાને કેટલા અધમ બનાવો છો? તમે જુના રિવાજ પાળો છો? ભલે પાળો. પણ અમુક છોડી દઇ-પોતાને અગવડ ભર્યા છોડી દઇ, સગવડ ભર્યા પાળો એ ક્યાંનો ન્યાય? તમારા ક્યા મનુ મહારાજે તમને એવો ઉપદેશ કર્યો છે? બાળકીઓને ઉત્તમ શિક્ષણ આપી સિતા, દમયંતી, દ્રૌપદિ, સુકન્યા, અનસુયા અને સાવિત્રી બનાવવાનું તમે બાજુએ મૂક્યું; પતિવ્રતધર્મ અને સતિધર્મના શિક્ષણને તિલાંજલી આપી; પતિસહગમનના નામે તમારી પૂત્રીઓ અને સ્ત્રીઓ થરથરવા લાગી, કૂળધર્મને ત્યાગી અમર્યાદ વસ્ત્રો પહેરવા તથા મર્યાદાહિન્ બની વિવિધ પ્રકારના અભિનય અને હાવભાવ કરવા, પર પુરૂષના મનને લોભાવવા યત્નો કરવા લાગી. આ સર્વને તમે ઉત્તેજન આપ્યું. એ મનુમહારાજની કયી આજ્ઞાને અનુસરીને? તમારા મનને ગમતી રીતે આ બધું નવું નવું સ્વિકાર્યું, સ્ત્રી, બ્હેનો અને બાળકીઓને બાલ્યાવસ્થાથીજ પ્રેમના અને કામક્રિડાના પાઠો ભણાવવા માંડયા અને પછી તેમની પાસેથી વૈધવ્ય દશામાં નીતિ, સંયમ તેમજ સતિત્વની આશા રાખો એ ક્યાંનો ન્યાય? તમે પોતે આત્મસંયમી છો કે? તમે તમારી બાળકીઓને આત્મસંયમનો પાઠ શિખવ્યો છે કે? બાળલગ્નને તિલાંજલી આપી, મોટી વયે સ્નેહલગ્ન કેમ નથી કરતા? તમારી બાળકીઓના આત્મસંયમમાં તમને વિશ્વાસ નથી તેથીજ. તો પછી તેમની વૈધવ્ય દશા-યુવાવસ્થામાં વૈધવ્ય દશા-માં શા માટે સંયમની આશા રાખો છો? અરે! પ્રૌઢાવસ્થામાં તમેજ વિધૂર થતાં, બે ત્રણ બાળકના પિતા હોવા છતાં; શા માટે લગ્ન

કરો છો? માત્ર ઇન્દ્રિયતૃપ્તિ માટેજ, કે બીજા કોઇ હેતુથી? તમેજ જો સંયમ પ્રૌઢાવસ્થામાં પણ ન રાખી શકતા હો, તો યુવા-મસ્ત બાળાઓ પાસેથી તેની શી રીતે આશા રાખો છો? અને જો એમજ છે તો ફરજ્યાત વૈધવ્ય શામાટે પળાવો છો? માત્ર વ્યભિચારને ઉત્તેજન આપવાનેજ? બાળહત્યાઓ કરવાનેજ માટે કે? અરે! તમારી પડતી કેમ ન થાય? તમે અધમ કેમ ન બનો?

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥

આ ગીતાના વાક્યને સમજો. વૈધવ્ય પળાવવા તૈયાર થાઓ તો પહેલાં સંયમ અને પતિ સહગમન શીખવો. નહિ તો હજી પણ અધમ દશા ભોગવો. રૂઢીને વશ થઇ તેનાં ભયંકર ફલ ચાખો અને અંતે તમારા અને તમારા વંશજોનાં જીવનને ધુંદી નાખવા તૈયાર થાઓ.

નરેન્દ્રે અલ્પ સમયમાંજ પોતાના નિશ્ચયનો અમલ કરવાનો વિચાર કર્યો. પ્રમદા સાથે નિર્મળાને હવાફેર કરવાના બ્હાનાથી દેવગઢથી વિહારપૂર મોકલવા તૈયાર થયો; પરન્તુ નિર્મળા એકલી જવા કબુલ ન થઇ. નિરૂપાયે નરેન્દ્ર પણ સાથે ઘસડાયો, કાંઇક કામનું બ્હાનું કાઢી, ગિરિબાળાનો છળ કરી, નરેન્દ્ર પણ વિહારપૂર ગયો. એકાન્તમાં આવેલો શુશોભિત બંગલો લઇ ત્યાં રહેવા લાગ્યો. આ વખતેજ વિહારપૂરમાં નવા અમાત્યના અમલની શરૂઆત થવા માંડી હતી.

---

## નવમ પરિચ્છેદ.

### ખરેખર! ધુંદાઇ જતાં હશે.



વિહારપૂરના અમાત્યનો મહાલય રાજમહાલયની નજીકજ આવ્યો હતો. નિહાલસિંહ પણ કોઇ કોઇ વખતે અમાત્યને ત્યાં આવતો. સ્વાભાવિક રીતે જોઇએ તો નિહાલસિંહ અમાત્ય નવલકિશોરથી સહજ પણ ભિન્નત્વ રાખતો નહિ. પોતે જેમ ગમે તે પ્રસંગે અમાત્યને ત્યાં આવતો તેજ રીતે નવલને પણ રાજ્યમહાલયમાં કોઇ પણ પ્રસંગે જવાનો પ્રતિબંધ ન હતો; એટલુંજ નહિ પણ કાંઇક સુધારાના વિચારોને મળતા નિહાલસિંહે પોતાની રાણી વિમલપ્રભાને પણ નવલ આગળ ઓઝલ ન રાખવા ફરમાવ્યું હતું.

નવલ પોતાના દિવાનખાનામાં બેઠો બેઠો માલતીનો આવેલો પત્ર વાંચતો હતો.

પ્રિય અમાત્યવર્ય નવલ !

હૃદયને આનંદસાગરમાં ઉછાળનારો પત્ર મળ્યો, તમારી ઉન્નત દશાથી આ ક્ષુદ્ર હૃદયને આનંદ થાય તેમાં શી નવાઈ ! નવલ ! તમારા, અમારા રંક કુટુંબપર અત્યંત ઉપકાર થયા છે તેનો બદલો અમે શી રીતે વાળીશું ? પરન્તુ સર્વશકિતમાન પરમાત્મા તો બેઠોજ છે, તે આપશેજ. નવલ ! તમારા આશ્વાસનદાયક શબ્દો પ્રતિક્ષણે મારા કાનમાં ગુંજ્યા કરે છે. પણ હવે તે ફરી કયારે સંભળાશે ? હવે તો તમે મહદ્ કાર્યભારમાં પડ્યા. અમને પણ વિસરી જશો. તમારા શુભ કાર્યમાં વિધ્ન શા માટે નાખવું ? તમારી ઉન્નતકલામાં હું શું અભિનંદન આપું ? મને સમજ નથી પડતી. વારંવાર પત્રદ્વારા યાદ કરશો તોપણ ઉપકાર માનીશ.

માતુશ્રીએ ઘણીજ મમતાથી આશિર્વાદ લખાવ્યા છે,–પ્રત્યુત્તરની આશા રાખવી ?

લી૰ હિતભાગી,

માલતી.

એક વખત, બે વખત એમ વારંવાર પત્ર વાંચ્યો. સંતોષ ન થયો. ફરી ફરી વાંચી નેત્ર સાથે દાબ્યો. જરાવાર છાતીપર પત્ર રાખી નેત્ર મીચી પડ્યો. વળી પાછો ધીમે ધીમે એક એક શબ્દપર વિચાર કરતો વાંચવા લાગ્યો.

“ પ્રિય અમાત્યવર્ય...” ખરેખર! તેનાજ હૃદયનો ભાવ જણાવ્યો છે. તે મને તેનો–તેના શ્વસુર કુટુંબનો અમાત્યજ માનતી આવી છે. ‘ હૃદયને આનંદસાગરમાં ઉછાળનારો પત્ર મળ્યો. તમારી ઉન્નત દશાથી આ ક્ષુદ્ર હૃદયને આનંદ થાય તેમાં શી નવાઇ !’ ખરેખર ! આનંદ થયોજ હશે. માલતી ! માલતી ! ! ત્હારૂં હૃદય ક્ષુદ્ર તો નથીજ. ‘ તમારા અમારા રંક કુટુંબપર અત્યંત ઉપકાર થયા છે તેનો બદલો અમે શી રીતે વાળીશું ?’ અહા ! કેવા ઉત્તમ ભાવ ! બદલો શાનો ? કોનો ? મિત્રભાવનો ? હોયજ નહિ. વળી આગળ તો લખે છે કે ‘ તમારા આશ્વાસનદાયક શબ્દો પ્રતિક્ષણે મારા કાનમાં ગુંજ્યા કરે છે પણ હવે તે ફરી કયારે સંભળાશે ?’ અહા ! આ શુ સૂચવે છે ? ખરેખર ! બુદ્ધિશાળી તો છેજ. મને મળવાની તેની જીજ્ઞાસા છે ખરી. હા. મને પણ સાથે રહેવાના તો વિચાર થાય છે પણ લાચાર ! શું કરવું ? ‘ હવે તો તમે મહદ્ કાર્યભારમાં પડયા જેથી અમને પણ વિસરી જશો.’ કેવી ભોળી. તેને શી ખબર હશે કે નવલ તેને એક ક્ષણ પણ વિસરી શકે તેમ નથી. બિચારી ભોળી બાળા ! આગળ લખે છે કે ‘ તમારી ઉન્નત કલામાં હું શું અભિનંદન

આપું ?' આહા ! શા મધુર ભાવો છે ! માલતી ! ત્હારૂં હૃદય અભિનંદન આપી ચૂક્યું છે. છેવટે પૂછે છે કે, "પ્રત્યુત્તરની આશા રાખવી ?" આહા કેવો નિર્દોષ સહૃદય પ્રશ્ન ! મળશે, પ્રત્યુત્તર મળશેજ. અફસોસ ! બિચારી પોતાની મેળેજ પોતાની સ્થિતિ જણાવે છે. માલતી ! તું હિણભાગી? ઇશ્વર જાણે. હું તો હિણભાગી નહિજ કહું. પણ હા. કહેવીજ પડશે. હિંદુ રૂઢીબંધનાનુસાર ખરેખર તું હિણભાગીજ છે. ગરિબ બિચારી !"

"કોણ હિણભાગી, નવલ ?"

આ અણચિંતવ્યા પ્રશ્નથી નવલ ચમકયો. કાગળ હાથમાંથી પડી ગયો. દ્વાર તરફ નજર કરતાં નિહાલસિંગ પર તેની નજર પડી. હસ્તે મુખે નવલ સામે ગયો. "કયારના પધાર્યા છો, મહારાજ !"

"નવલ ! નવલ !! આ વખત મહારાજ મહારાજ કહેવાનો નથી; આપણે જુના મિત્રો છીએ. હું માનભૂખ્યો નથી. સરળતાથી વાત કર. કોનો પત્ર છે? કોણ હિણભાગી બન્યું છે ?"

"તમે પણ ઠીક વાત ઉડાવતાં શીખ્યા દેખાઓ છો ! કહો તો ખરા કે કયારના છુપાયા હતા ?"

"જ્યારના તમે પત્ર વાંચવામાં મશગુલ બન્યા હતા ત્યારના." નિહાલસિંહે વિરામાસનપર બેસતાં કહ્યું.

"હેં ?" આશ્ચર્ય પામતાં નવલ બોલ્યો. "તમે બધી ચર્ચા ગુપચુપ જોઇ કે શું ? મિત્ર ! મહાન પદ્વીએ બેસી આવું કૃત્ય ન છાજે."

"નહિ, મેં તો છેલ્લાજ શબ્દો સાંભળ્યા. નવલ! કોનો પત્ર છે ?"

"સ્નેહિનો, મહારાજ ! ખરેખર ! લખનાર હિણભાગીજ છે. તમારાથી મારે કાંઇ ગુપ્ત નથી. સાંભળો."

નવલે માલતીની સર્વ હકીકત નિહાલસિંહને સમજાવી. નિહાલસિંહને આ વાત સાંભળી ઘણીજ લાગણી થઇ આવી.

"તું માલતી સાથે લગ્ન ન કરી શકે, નવલ ?"

"શાસ્ત્રાજ્ઞાનો પ્રતિબંધ છે. હિન્દુ સંસારનું બંધારણ એવું છે."

"મેં ઘણી વખત સાંભળ્યું છે કે શાસ્ત્રમાં વિધવાઓને માટે અમુક સંયોગોમાં લગ્ન કરવાની આજ્ઞા છે—છૂટ છે."

"હશે કદાપિ. પણ આપણે તે બીજે વખતે જોઇશું."

"પણ જો છૂટ હોય તો; તો લગ્ન કરવું કે નહિ ?"

"કરવું." નવલે અચકાતાં અચકાતાં પ્રત્યુત્તર આપ્યો. "પણ હાલ શું છે ? હાલ તો કૃપા કરી એ વાતજ જવા દો. કહો, આપનું પધારવું શા અર્થે હતું ?"

"તું જાણે છે નવલ! કે રાજ્ય સંબંધીના કેસમાં જીત્યાથી મને જેટલો આનંદ થયો છે તેટલોજ ખેદ એક બીજી રીતે ઉત્પન્ન થયો છે?"

"એ શું? ખેદ શા માટે? શી બાબતમાં?" નવલે વિસ્મય થઈ ઉપરા ઉપરી પ્રશ્ન કર્યા.

"હવે રાજા તરીકેની ફરજ મારા માથાપર આવી પડી છે. આટલા નાના સ્ટેટની વ્યવસ્થા માટે પણ મને ચિંતા થાય છે, નવલ! ચાલુ રાજ્ય વહીવટ મને અવ્યવસ્થિત લાગે છે. મારી પ્રજા-હા! મારી પુત્ર સમાન પ્રજાને માટે મારે શું કરવું જોઇએ, તે વિચાર મને અકળાવે છે. જો હું તેને દરેક રીતે સંતોષ ન આપું, તો મારા જેવો અધમ કોણ? માત્ર આ વિચારેજ મને ગ્લાનિ ઉદ્ભવે છે."

"એમાં એવો મોટો પ્રશ્ન શો છે, મહારાજ?"

"નવલ! નવલ!! મારા આશયો બીજાઓના કરતાં ઘણાજ જુદા છે. બીજાઓ રાજા તરીકે પોતાને મનાવે છે, અયશઆરામમાં પડે છે, અધિકારીઓની પરીક્ષા કર્યા વિના જોખમદાર હોદ્દાઓ તેમને સોંપે છે અને પ્રજાને કોઇ રીતે સંતોષ આપી શકતા નથી. પ્રજા અજ્ઞાનતામાં સડે તેની દરકાર ન કરતાં માત્ર પોતાના શ્રેયનો, પોતાના સુખનો અને પોતાની તિજોરી તર રાખવાનોજ વિચાર કરે છે. નવલ! તું મારો સલાહકાર છે. તેં અને મેં સુખ અને દુઃખ જોયાં છે. પ્રજાને પડતી હાડમારીઓ અનુભવી છે. મારે મારી પ્રજાને બિકણ અને બાયલી બનાવવી નથી. મારી પ્રજા સત્ય બાબતમાં નિડર થઇ મારી સામે ઉભી રહે; હું તેમનો રાજા હોવા છતાં પોતાની સત્તા અને હક માટે મારી પાસે માગણી કરે; પોતાના અને મારા ધર્મ સમજે; રાજ્યના અમલદારો તેમનાજ નોકર છે એ સત્ય વાત સમજતી થાય; દેશની ઉન્નતિ શામાં છે તે જાણે અને ઉદયનાજ માર્ગ ગ્રહણ કરે; એવી બનાવવી છે. તને આશ્ચર્ય થશે, નવલ! કે હું રાજા હોવા છતાં, મને આટલી સત્તા મળવા છતાં, હું પ્રજાના નોકર તરીકે શા માટે વર્તું? પણ મારો એજ ધર્મ છે. રાજા એટલે શું? પ્રજામાંથી સર્વના સુખ દુઃખનો નિષ્પક્ષપાતપણે વિચાર કરી, સર્વની ઉન્નતિ સાધવા અને સર્વ પ્રકારની વ્યવસ્થા રાખવા પ્રજાજનમાંથીજ નીમાયલો-માન્ય કરાયલો એક પ્રજાજન."

"આપના આવા વિચારથી હું અત્યંત ખુશી છું, મહારાજ! મને પણ એજ વિચાર થયો હતો અને તદનુસાર પ્રજાની ઉન્નતિ-સમાજની ઉન્નતિ-દેશની ઉન્નતિ શા ઉપર રહેલી છે? તેજ વિચાર

મારા મનમાં ઘોળાયા કરતો હતો. મને જણાવવા દેશો, કે મારી બુદ્ધિ અનુસાર હું કાંઇક નિશ્ચયપર આવ્યો છું અને સર્વનું મૂળ જે જ્ઞાન, તેજ ઉન્નતિના પાયારૂપ જણાતાં મેં આપની અનુમતિ અર્થે એક ખરડો પણ ઘડી રાખ્યો છે. આજ્ઞા હોય તો તે હમણાંજ વાંચું."

"નવલ! નવલ!! હવે મને ખાત્રી થાય છે, કે મારી બધી આશાઓ, બધા આશયો હવે સફલ થશેજ. ધન્ય છે, ત્હારી કર્ત્તવ્ય-દક્ષતાને. લાવ તે ખરડો, કયાં છે?" નિહાલસિંહે આનંદસહ અત્યંત આતુરતાપૂર્વક પૂછયું.

નવલે ખરડો કાઢયો. નિહાલસિંહ શાન્ત ચિત્તે બેઠો.

"મહારાજ! આ પ્રથમ ભાગ પુરૂષવર્ગ માટે છે." નવલે ખરડો શરૂ કરતાં જણાવ્યું.

"વિહારપૂર સ્ટેટની પ્રજામાં કેળવણીનો પ્રચાર કરવા નીચે પ્રમાણે પગલાં લેવાં.

(૧) છોકરાની ઉમ્મર સાત વર્ષની થાય ત્યાં સુધીમાં તેનાં માબાપે ગૃહશિક્ષણ સાથે ધર્મ, નીતિ, રાજ્યભક્તિ અને દેશભક્તિના સંસ્કાર તેના હૃદયપર પાડવા.

(૨) સાત વર્ષની ઉમ્મર થતાં તેને શાળામાં દાખલ કરવો. જ્યાં સુધી શાળામાંથી તેને રજા આપવામાં ન આવે ત્યાં સુધી માબાપે તેને ઉઠાવી લેવો નહિ.

(૩) શાળાઓમાં શિક્ષણ મફત અપાશે અને ગરીબ વર્ગના છોકરાઓને વસ્ત્રાદિક પણ સ્ટેટ તરફથી પુરાં પાડવામાં આવશે.

(૪) શાળામાંથી છુટા થયા બાદ છોકરાનું લગ્ન કરી શકાશે તે પહેલાં થઇ શકશે નહિ અને તેમાં પણ કન્યાની ઉમ્મર છોકરા કરતાં ઓછામાં ઓછી આઠ વર્ષ નાની હોવી જોઇએ.

(૫) શાળાઓનો શિક્ષણક્રમઃ-(અ) સાતથી બાર વર્ષ સુધીમાં સ્વભાષા સાથે રાજ્યભાષાનું સંપૂર્ણ જ્ઞાન આપવું. (બ) બારથી ચૌદ વર્ષ સુધીમાં અંક વિદ્યા, ભૂસ્તર વિદ્યા, ભૂમિતિ, યંત્રશાસ્ત્ર, ખગોળ વિદ્યા, રસાયણશાસ્ત્ર, સાહિત્ય, વ્યાપાર, હુન્નરઉદ્યોગ, આયુર્વેદિક, રાજકીય, સામાજીક, નૈતિક, ધાર્મિક, (વેદ શાસ્ત્રપુરાણ) વ્યવહારિક, આદિ વિષયોનું જ્ઞાન આપવું અને તે દરમ્યાન જે તે વિષયની પસંદગી તથા શકિત ધરાવનારાઓને ચૂંટી કાઢવા. (ક) આ રીતે ચૂંટી કાઢેલાઓને જે તે વિષય માટે સ્થપાયલી ભિન્ન ભિન્ન પાઠશાળાઓમાં ચૌદ વર્ષથી સત્તર વર્ષની ઉમ્મર સુધી રાખવા; અને પ્રત્યેક વિષયમાં અદ્વિતિય વિદ્વાન તરીકે તૈયાર કરવા.

(૬) સત્તરથી વિસ વર્ષની વય સુધી તેમને લશ્કરી તાલીમ આપવી અને ત્યારબાદ તેમને પોતાની સ્વતંત્ર જીંદગી ગાળવા પરવાનગી આપવી.

(૭) આ સ્ટેટની પ્રજાને અન્ય સ્ટેટ યા રાજ્યમાં નોકરી અર્થે જવા ન દેવી; પરન્તુ વ્યાપારાર્થે સર્વ દેશમાં જવા છુટ આપવા સાથે સ્ટેટ તરફથી મદદ આપવી."

ખરડો ટેબલપર મૂકતાં નવલ બોલ્યો:-"મહારાજ! હજી આગળ બીજી યોજના કરવાની છે. આપની સૂચના હોય તે પણ જણાવશો તો વધુ અનુકૂળતા થઇ પડશે."

"નવલ! નવલ!! ખરેખર, મને આજે અત્યંતાનંદ થાય છે. આ ખરડામાં લખાવવા જેવી બીજી કાંઇક કલમો મને યાદ હતી પરન્તુ હર્ષના આવેશમાં તેની વિસ્મૃતિ થઇ છે. વળી બીજી વખતે જોઇશું."

નિહાલસિંહ ઉઠ્યો. નવલ પણ ખરડો ટેબલપર મૂકી તેની સાથે સાથે ચાલ્યો. બન્ને જણ ઉદ્યાનમાં ફરતા ફરતા કુદરતની લીલા નીરખવા લાગ્યા. ફરતા ફરતા ઉદ્યાનમાંના કૃત્રિમ ઝરણા પાસે આવ્યા. સૂર્યાસ્તનો સમય થવા આવ્યો હતો, મહાલય ઘણોજ રળીઆમણો લાગતો હતો. તેમાં પણ "ગ્રિષ્મ ગૃહ" (Summer House) ની શાન્તિપ્રદ જગ્યા અત્યંત આનંદમય અને રમ્ય લાગતી હતી. કૃત્રિમ ઝરણાને જોઇ નિહાલસિંહ બોલ્યો:-

"તને આશ્ચર્ય નથી થતું. નવલ! જે પદાર્થ ઉપર પ્રાણી માત્રનું જીવન ટકી રહ્યું છે, અરે! સૃષ્ટિનું પણ અસ્તિત્વ ટકી રહ્યું છે, એવા નિર્મળ સ્વચ્છ જળના પરમકૃપાળુ પરમાત્માએ ધોધના ધોધ છૂટા-વહેતા મૂકવા છતાં, આવી અમૂલ્ય વસ્તુ વિના વ્યયે વિનાશ્રમે મળવા છતાં, મનુષ્યો દ્રવ્ય જેવી કૃત્રિમ વસ્તુ પાછળ દીવાના બને છે?"

"સત્ય છે મહારાજ! જો એટલી પણ માયા ન મૂકી હોત તો ઇશ્વરે ઇચ્છેલી આ સૃષ્ટિ કેમ નભત? માયાજ સર્વ બંધનનું મૂળ છે, એ તો સત્યજ છે. શ્રીકૃષ્ણ ભગવાન પોતે પણ કહી ગયા છે કે,

॥ मम माया दुरत्यया ॥"

"અહા! કુદરત તે તો કુદરતજ. ઇશ્વરી તે તો ઇશ્વરીજ. જોને આ પુષ્પ! કેવું કોમળ, રંગીન અને સુવાસિત છે! અહા! એની કૃતિ તો ન્યારીજ છે."

"મનુષ્યની જીંદગી પણ તેવીજ છે. કળીની માફક ખીલશે અને ખીલ્યા પછી તે ખીલેલા પુષ્પની માફકજ કરમાઇ-ચીમળાઇ-છુંદાઇ

જશે." નવલે નિશ્વાસ નાખતાં કહ્યું, "ખરેખર! પુષ્પો પણ કેવો અગત્યનો પાઠ શિખવે છે?"

"અને આ અણખીલી પણ ડાળીથી વિખૂટી પડેલી કળી શું સૂચવે છે?"

"આહા! તે સૂચવે છે કે...મારી માફક ઘણુંય માનવ જીવનો વિકસ્યા વિનાજ કરમાઇ-છુંદાઇ જતાં હશે!"

નવલે જેમ તેમ વાકય પૂરું કર્યું. તેના સ્મૃતિપટમાં નવનીતના "વિકસ્યા વિનાજ કરમાશે?" એ શબ્દ તાજા થયા. માલતીનુ દુઃખી જીવન યાદ આવ્યું એટલામાં નિહાલસિંહના નિશ્વાસપૂર્વક નીકળતા શબ્દો તેના શ્રવણપટ પર અથડાયા કે "ખરેખર! છુંદાઇ જતાં હશે."

---

## દશમ પરિચ્છેદ.



### સ્મર શા રમે!



કેટલીવાર પછી નિહાલસિંહ નવલથી છુટો પડયો; છતાં પુષ્પકલિના સૂચનનો ભાવ દર્શાવતાં નવલના ચિત્તમાં જે દુઃખ થયું હતું અને તે સમયે તેના ચ્હેરાપર જે ફેરફાર થયો હતો તે તેના ચિત્તમાંથી ખસ્યો નહતો. પોતાના ઉપર ઉપકાર કરનાર નવલને કયે પ્રકારે સુખી કરવો એજ વિચાર તેના હૃદયમાં ઘુમ્યા કરતો હતો. રાજમહિષી વિમલપ્રભા તેની માર્ગપ્રતિક્ષા કરતીજ બેઠી હતી. નિહાલસિંહ વિમલપ્રભાને અત્યંત પ્રેમથી ચ્હાતો હતો, તેમ વિમલપ્રભા પણ પતિ તરીકેના પોતાના કર્ત્તવ્યમાંથી કોઇ રીતે ઉતરે તેમ નહતી. નિહાલસિંહની મુખમુદ્રા વિચારગ્રસ્ત જણાતાંજ તેણે પ્રશ્ન કર્યો:—

"શા વિચારમાં છો, નાથ! દાસીને જાણવા અધિકાર છે? પ્રભુ!"

"અલબત! છેજ." હસતે મુખે નિહાલસિંહ બોલ્યો. "મારી વિમળહૃદયી વિમલને શાનો અધિકાર નથી?"

"એજ આપની કૃપા. હું તો આપની દાસી છું." પતિના કંઠમાં હાથ નાખતાં વિમલપ્રભા બોલી.

"પ્રિયે! આપણા ઉપર નવલનો કેટલો ઉપકાર છે? અરે! બિચારો!!"

"પણ શું છે તે તો કહો !"

"નિહાલસિંહે વિમલપ્રભાને પોતે નવલ પાસેથી સાંભળેલી સર્વ હકીકત કહી પછી પ્રશ્ન કર્યો:-"કહે, પ્રિયે ! હવે શું કરવું ?"

"એ વિષયમાં આપણે શું કરી શકીએ ? તેમ છતાં આપની ધ્યાનમાં આવે તે ખરૂં."

"માલતી સાથે નવલનાં લગ્ન થાય તો !"

"પણ નાગરોમાં એ બનવાજોગ છે ખરૂં ? એમનામાં પુનર્લગ્ન છેજ ક્યાં ?"

"પુનર્લગ્ન નથી, પણ એ તો રૂઢીથી બંધ છે. કાંઇ શાસ્ત્ર ના પાડતું નથી. શાસ્ત્ર તો અમુક અમુક સંયોગોમાં છુટજ આપે છે."

"પણ પ્રથમ આપણે કોઇ વિદ્વાનને બોલાવી તે બન્ને કુટુંબના મનનું સમાધાન તો કરવુંજ જોઇએ; વ્હાલા ! કારણ કે,

॥ यद्यपि शुद्धं लोक विरुद्धं नाकरणीयं नाचरणीयं ॥"

"સત્ય છે. મારો વિચાર રમ્યનગરથી અખંડાનંદ મહારાજને બોલાવવાનો થાય છે. તેઓ ઘણાજ વિદ્વાન મનાય છે."

"ભલે. કોઇ પણ રીતે તે સુખી થાય, એટલુંજ આપણને તો જોઇએ."

"અરે ! બિચારો નવલ વાત કરતો હતો ! કેટલું અને કેવું દુઃખ માલતી ભોગવતી હશે."

"સ્ત્રીઓનું દુઃખ સમજવાને તમને પુરૂષોને હૃદયજ ન હોય. એ તો અમેજ જાણીએ. સમય થઇ જતાં તમને આવતાં ક્ષણની પણ વાર થાય છે તો અમને કેમ થાય છે તે અમેજ સમજીએ; તો પછી માલતીની તો શી દશા !"

"જરા કહેશો કે શું થાય છે ? ઘણી વખત મને વાર થાય છે ત્યારે તને શું થાય છે, શું કરે છે પ્રિયે ?"

"એ તો મનને શાન્ત કરવા ગમે તે જરા ગાઇએ."

"ત્યારે આજ કાંઇક ગા જોઉં. જરા મને તો સંભળાવ !"

"જેવી આજ્ઞા." વિમલપ્રભા પતિ આજ્ઞાનુસાર તંતુવાદ્ય લઇ નિહાલના ડાબા ઉત્સંગે બેઠી. નાજુક શરીરને નિહાલના પ્રચંડ હાથપર ટેકવી તેણે શરૂ કર્યું.

"આ......આ......આ......આ.
એ...આવો બતાવો...કો...ઇ...પ્રે...મ સદન...
યૌવનમાં ભુલી...ભમે...બાલા વસંત,
લઈ...શર એ, આ...ઉભો...અલી ! મસ્ત મદન;
યૌવનમાં ભુલી...ભમે...બાલા વસંત."

ઉલટાવી ઉલટાવી ગાવા લાગી, નિહાલ તેના મુખ કમલ સામે તિરકસ દ્રષ્ટિથી જોઇ રહ્યો.

"એનાં નયન સરો...જે...સ્મર...શો...રમે ! (૨)
વક્ર ભ્રકુટી કુસુમાયુધ...ધનુષ્ય...ભમે; (૨)
હાં...સ હૈયે રતિકેલિ...રમવાને...ઉત્સંગ......
યૌવનમાં ભુલી...ભમે...બાલા વસંત-એ૦"

નિહાલસિંહ ગાન સાંભળવામાં તલ્લીન થઇ રહ્યો. વિમલપ્રભાનાં નેત્રમાંથી સ્મરનાં શરસંધાન થવા લાગ્યાં. નિહાલસિંહ ધીમે ધીમે મુગ્ધ બનતો ગયો. વિમલના કંઠે હાથ નાખી મસ્ત બની બેઠો.

"સ્મર એના અધરોષ્ઠે દીવાનો...બને, (૨)
એનાં ઉન્નત ઉરો જે...થી...પિયુષ ઝરે (૨)
રોપ્યો......કદલી સમ જંઘા...પરે...રતિરણ...સ્થંભ...
યૌવનમાં ભુલી...ભમે...બાલા વસંત......એ૦."

પ્રિયતમના ઉત્સંગમાં, ગાનમાં મસ્ત બનેલી વિમલપ્રભા વારેવારે નિહાલસિંહ પ્રતિ નેત્રના તિવ્ર કટાક્ષ ફેંકની તેના હૃદયને ભેદતી હતી. નિહાલ–ક્ષત્રિયવિર નિહાલ સહનશીલ બની ક્ષત્રાણીના વિષમ કટાક્ષ પ્રહાર સહન કરતોજ બેઠો. આખરે અબળાનું ધૈર્ય ખૂટયું. હાથમાંનુ વાદ્ય બાજુપર મૂકી દીધું, પણ ગાન તો ચાલુજ રહ્યું.

"એ...આવો બતાવો પિયુ ! પ્રેમ સદન...
યૌવનમાં ભુલી...ભમે...વિમલ વસંત.
રોપ્યો...કદલી સમ જંઘા પરે...રતિરણ...સ્થંભ...
યૌવનમાં ભુલી...પિયુ !...વિમલ વસંત..."

ગાતાં ગાતાં નિહાલને કંઠે વળગી પડી નેત્રે નેત્ર મળેલાંજ હતાં, મુખ કમલ પરસ્પર મળ્યાં–વિલસ્યાં. નિહાલના હસ્તમાંથી વિદ્યુત્ પ્રવાહ વિમલના કઠિણુ પણ કોમળ હૃદયમાં પ્રવેશ્યો. એજ સ્થિતિમાં બન્ને જણુ ક્ષણવાર જડવત્ બન્યાં. વિશ્વમાં કોઇપણુ પ્રકારનો અમર્યાદ આનંદ અસ્તિત્વ ધરાવતો હોય તો તે અત્યારે તેમના અંતરમાં જણાવા લાગ્યો. ધીમે ધીમે પરસ્પરના બાહુપાશો શિથીલ થયા. નેત્રો સંજ્ઞા કરતાં હોય તેમ નાચવા લાગ્યાં. ક્ષણુ પૂર્વેની નવલ અને માલતીની વાત વિસરાઇ. નિહાલ વિમલના વિમળ સૌંદર્યોદ્યાનનો ભોગી બન્યો.

પ્રિયપાઠક ! વિહારપૂરનાં ઠાકોર ઠકરાણુંને ક્ષણવાર અત્રેજ રાખી આપણે બિચારા તપ્ત હૃદયથી દગ્ધ થતા નવલ તરફ ફરીએ.

નવલ એકલો પડતાં રાજ્ય કાર્યભારના વિચારો ભૂલી ગયો. તેના અંતરમાં હૃદયરાજાની ખોટ જણાઇ–હૃદયરાણીની ખોટ જણાઇ. પોતે અમાત્ય હોવા છતાં હૃદય રાજ્યતંત્રના અમાત્યની તેને વધુ

ખોટ પડવા માંડી. અત્યાર સુધી માલતી પ્રતિ તેને દોરનારી શક્તિને તે ઓળખતો નહતો. તેને ઓળખવા–જાણવા યત્ન પણ તેણે કર્યો ન હતો. પરન્તુ અત્યારે એ શક્તિ તેને કેવા વિચારો કરાવતી હતી. કેવો ઉત્તેજીત બનાવતી હતી, તેનું પણ તેને પોતાને જ્ઞાન નહતું.

"અરે! આજ આટલા સમયથી હું માલતીના સહવાસમાં આવ્યો છું, છતાં મને આવું દુઃખ, આવી લાગણી કોઇ સમયે પણ થઇ નથી. આજ હું જ્યાં જાઉં છું ત્યાં મને તેનીજ મૂર્તિ દેખાય છે, તે સાથે તેનીજ ખોટ જણાય છે. જેમ જેમ તેને ભૂલવાનો યત્ન કરૂં છું–પ્રયત્ન કરૂં છું, તેમ તેમ તેની સ્મૃતિ વધુ અને વધુ દૃઢ થતી જાય છે. મને કાંઇ નથી સમજાતું કે હવે મારે કયો માર્ગ લેવો? આટલો સમય જે શક્તિથી હું દોરાતો હતો તેનું આવું પરિણામ આવવાનું હશે? અરેરે! તે બિચારી મારે માટે શું ધારતી હશે? તેણે મને વૃદ્ધ વિઠ્ઠલપ્રસાદના શબ્દો યાદ દેવડાવ્યા હતા. ખરેખર! જો તેમ થાય તો અમે સુખી તો થઇએજ. પણ તે........"

વિચારમાળા અટકી. વળી નવો પ્રવાહ છુટયો. "પણ આજ મને આવા વિચારો કેમ થાય છે? અમે સાથે રહીએ? હા. સાથે રહી શકીએ; પરન્તુ શુદ્ધ વાત્સલ્ય ભાવેજ. પુનર્લગ્ન કરવું? આ પ્રશ્ન તો ગુંચવાડા ભરેલોજ છે. તેનો નિકાલ કોણ લાવે? વિધવા સાથે લગ્ન? અરે! મારે માટે તો ઠીક; પરન્તુ વિધવાને માટે શું? લોકો શું કહે? શું વિધવાનું લગ્ન શાસ્ત્રવિહીત હશે? મહારાજ કહેતા હતા. પણ તેમને શું ખબર? માલતી તો અણસમજુ છે. તેને શાસ્ત્રાધારની શી ખબર? વળી વિઠ્ઠલપ્રસાદ..હા. પણ તે તો સુધારાવાળા. સુધારાવાળા તો જે કરે તે ચાલે. આપણાથી કેમ કહેવાય? કેમ થાય? પણ મારૂં વચન? વચન ભંગ થવું? વિશ્વાસઘાતી થવું? ના ત્યારે શું લગ્ન કરવું? પ્રસંગ ઘણોજ વિકટ! ધર્મ સંકટ! આમાંથી મને માર્ગ કોણ બતાવે?"

ક્ષણે ક્ષણે નવા વિચારો સ્ફુરવા લાગ્યા. વિચારો માટે તેનું હૃદય ફળદ્રુપ બન્યું; પરન્તુ તેમાં કયા વિચાર શ્રેયસ્કર અને અનુસરવા યા પોષવા લાયક છે તે તેને ન સમજાયું. "માલતીનેજ સમજાવું કે લગ્ન કરવાથી શું સુખ છે? તોપણ એ બનવુંજ અશક્ય છે. અગ્નિને તે શાન્તિ આપવાનું કેમ કહેવાય! અને જળની પાસેથી અગ્નિની આશા શી રીતે રખાય! નિરર્થક, સર્વ નિરર્થક. ત્યારે લગ્ન કરવું! શી રીતે? રૂઢી વિરૂદ્ધ અને શાસ્ત્ર વિરૂદ્ધ થઇને? ના. ના. રૂઢી વિરૂદ્ધ થવું પણ શાસ્ત્ર વિરૂદ્ધ તો નહિજ. ત્યારે શાસ્ત્રાજ્ઞા માટે કોને પૂછવું! અરે! પણ

પૂછાયજ શી રીતે? દુનિયા મારે માટે શો વિચાર ધારશે? પણ...હા. એજ ઉત્તમ છે. માલતીને અને મનોરમાને અત્રે તેડાવવાં; અને ધીરે ધીરે માલતીના હૃદયને ધર્મની સીડીપર ચડાવવું એટલે બન્ને સધાય. પણ માલતી માનશે? કદાચ માને પણ ખરી. મારી આજ્ઞા ન લોપવા ખાતર કબુલ પણ કરે; પરન્તુ મારૂં હૃદય? ખરેખર, સાથે રહેવું એટલુંજ હું ઇચ્છું છું છતાં નજીક રહેવાથી, હમેશના સહવાસથી હૃદયમાં વધુ લાગણી થાય તો? પ્રેમનું સામ્રાજ્ય વધુ જામે તો? સર્વ નિરર્થકજ જાય. ત્યારે શું કરવું? પ્રયત્ન તો કરવો. ફળ ઇશ્વરને આધિન રાખવું; અને તે સાથે વિધવાવિવાહ શાસ્ત્ર સંમત છે કે કેમ તે પણ તપાસવું."

જેમ તેમ કરી નવલ છેલા નિશ્ચયપર આવ્યો. હવે એ બધા વિચારોની કાંઇક શાંન્તિ થઇ. પરન્તુ "શાસ્ત્રાધાર માટે કોને પૂછવું?" એ પ્રશ્ન ખડો થયો. વિચારવશ નવલ મહાલયમાંથી નીકળી ઉદ્યાનમાં ફરવા લાગ્યો. રાત્રિના શાન્ત શિતળ પવનથી મગજને તાજુ કરવા યત્ન કરવા લાગ્યો. મનના વિચારો દૂર કરી કાંઇક શાન્તિ ઇચ્છવા લાગ્યો; પરન્તુ કુદરતનો નિયમ છે કે સુખ યા દુઃખ જેની પાછળ લાગે છે તેને વિના માગ્યેજ તે મળે છે. ચિત્તને સહજ શાન્તિ મળી ન મળી એટલામાં તેને કાને મધુર સ્વર અથડાયો. સ્વર પરિચિત લાગ્યો. નવલ–વિકળ બનેલો નવલ–ધ્યાન દઇ સાંભળવા લાગ્યો. રાજ્ય મહાલય હોવાથી નજીકમાં કોઇનો અવરજવર ન હતો. રાત્રિનો સમય હોવાથી સર્વત્ર શાન્તિ જણાતી હતી. આ શાન્તિને ભેદી તે મધુર સ્વર નવલનાં કર્ણદ્વારે પ્રવેશી હૃદય સાથે અથડાયો

"એનાં...નયન સરો...જે...સ્મર શો...રમે! (૨)
વક્ર ભ્રકુટી કુસુમાયુધ...ધનુષ્ય...ભમે. (૨)
હોંસ હૈયે રતિકેલિ...રમવાને...ઉત્સંગ...
યૌવનમાં ભુલી...ભમે...બાળા...વસંત..."

અવાજ ઓળખ્યો. નવલે દૂર જવા માટે પોતાનાં ચરણને આજ્ઞા કરી, સ્વર ન સાંભળવા કર્ણને ફરમાવ્યું. પરન્તુ હઠીલું હૃદય ત્યાંથી ન હઠ્યું. શરીર જડવત્ બની ત્યાંજ ઉભું, પરન્તુ ઇન્દ્રિયો ચંચળ થઇ ગઇ, કર્ણનાં દ્વાર ખુલ્લાંજ રહ્યાં. સ્વર આગળ વધ્યો.

"સ્મર...એના અધરોષ્ઠે...દીવાનો...બને; (૨)
એનાં ઉન્નત ઉરો...જેથી...પિયુષ...ઝરે; (૨)
રોપ્યો કદલી સમ જંઘા...પરે...રતિરણ...સ્થંભ...
યૌવનમાં ભૂલી...ભમે...બાલા...વસંત"

નવલ અકળાયો. હૃદયના વિચાર બદલાયા. " અરે ! આ શું મનેજ ઉદ્દેશીને ગાય છે. ખરેખર ! માલતી ! માલતી ! ! આ તારૂંજ વર્ણન છે. તારૂંજ કરૂણાજનક આક્રંદ છે. તારાં નયન ! આહા ! ખરેખર, તારા નયનમાં સ્મરજ રમે છે-વિહરે છે—આનંદ ક્રીડા કરે છે. તારી વક્ર ભ્રકૂટી કુસુમાયુધનુંજ ધનુષ્ય છે. છેજ, એમાં શંકા નહિ. અરેરે ! તારા હૈયામાં કેટલી ઉત્સુકતા છે ! કેટલી હોંસ છે ! વૃદ્ધ વિઠ્ઠલપ્રસાદનું વચન યાદ દેવડાવતાં તારાં નેત્રો શું સુચવતાં હતાં ! તારૂં હૃદય ધડકીને શું જણાવતું હતું ? માલતી ! માલતી ! ! તારા હૃદયની વાત હું તે સમયે ન સમજ્યો. આહા ! વળી શું સાંભળ્યું ?

" સ્મર એના અધરોષ્ઠે દીવાનો બને."

ખરેખર ! તારા અધરોષ્ઠ... હા શા માટે દીવાનો ન બને ? બનેજ બને. વળીઃ-

" એનાં ઉન્નત ઉરોજેથી પિયુષ ઝરે."

પ્રિયે, એ તો જાણતુ હોય તેજ જાણે. અમૃતઝરણા ઉરજ ! તારા ઉરમાંજ અમૃત ભર્યું છે-મીઠું મધુરૂં અમૃત ભર્યું છે તો પછી ઉરજમાં તો શા માટે ન હોય ?

" શોભ્યો કદલીસમ જંઘાપરે રતિરણ સ્થંભ..."

આહા ! તે તો તેજ દિવસે જાણ્યું હતું. માલતી ! મારી હૃદય વિહારિણી માલતી ! ! હવે તો હદ થઇ. કયારે આપણે...અરે ! આ શું ? આવા અપવિત્ર વિચારો ! શા માટે ? પણ એમાં અપવિત્ર શું ? એ મને ચ્હાય છે, હું એને ચ્હાઉં છું. પછી અપવિત્ર શું ? પણ હા, એ તો વિધવા...! ખરેખર. મારે એને અહીં તેડાવવીજ જોઇએ. તે આવશેજ અને શાસ્ત્રાધારે તેની સાથે લગ્ન કરવાં એજ નિશ્ચય."

અંતિમ નિશ્ચય કરી નવલ મહાલયમાં પાછો ફર્યો. તેના મુખમાંથી અસ્ફુટ શબ્દો નીકળવા લાગ્યાઃ-

" એનાં નયન સરો...જે...સ્મર શો...રમે ! "

---





# એકાદશ પરિચ્છેદ.



## વિધિની વીધી.






ગભગ એક વાગવાનો સમય થયો હતો. માલતી મનોરમા પાસે બેઠી હતી. સંસારના માર્ગો કેવા અને કેટલા કઠિણ અને અલંઘ્ય હોય છે તે તેને સમજાવતી હતી. યુવાન પૂત્રી વિધવા થતાં માબાપના મનમાં કેવો સંતાપ થાય છે, તે જેને અનુભવ હોય યા જેણે નજરે જોયું હોય છે તેજ જાણી શકે છે. પૂત્રીનું જીવન વ્યર્થ જાય છે, તેનો સુકોમળ દેહ કરમાઇ જાય છે, વિશ્વનાં નવજીવનોને ફલિત અને વિકસિત કરવામાંથી તેનો અધિકાર નષ્ટ થઇ જાય છે. પ્રત્યેક મનુષ્ય વિધવા-વિધવા કહી સંબોધે છે, શુભ કાર્યમાં તેનાથી આગળ પડતો ભાગ લેવાતો નથી, તેનું દર્શન પણ અશુભસૂચક મનાય છે, તેનું નિર્દોષ, આશાભર્યું જીવન ઉત્સાહ રહિત અને નિર્માલ્ય બની રહે છે. આ બધા બનાવોથી માતાપિતાના મનમાં જે દુઃખ ઉત્પન્ન થાય છે તેના કરતાં વધુ દુઃખ "તેનું જીવન નિષ્કલંક જશે કે?" માત્ર એટલાજ પ્રશ્નથી થાય છે. પૂત્રી કેવી દશામાં-સમાજની નજરમાં કેવી સ્થીતિમાં આવી પડી છે તેનો વિચાર ન કરતાં તેના ભાવિ જીવન વિષેજ શુભાશુભ વિચારો રાત્રિ દિવસ તેમના મનમાં થયા કરે છે. તેના ડગલે અને પગલે શંકાની નજરથી જોવાય છે. તેનું મુખ હસતું જણાતાં હજારો કુવિચારો સમાજ તેને માટે કરે છે. બિચારી જ્યારથી વિધવા થાય છે ત્યારથી કુદરતનો નિર્દોષ આનંદ પણ તેને માટે હમેશને માટે અદ્રશ્ય થઇ જાય છે. હિન્દમાં વિધવાઓની આ દશા છે. તેમનાં જીવનને ઉચ્ચ અને પવિત્ર બનાવવાના માર્ગો ગ્રહવાને બદલે, તેમને સદવિચાર અને નીતિનાં તત્વો શીખવવાને બદલે, તેમના જીવનને નવિન ઉછરતાં જીવનોના વિકાસરૂપ બનાવવાને બદલે, તેની નિંદા કરવામાં આવે છે, હમેશ તેમના પ્રતિ શંકા અને કુવિચારથી જોવામાં આવે છે, સમાજને અધોગતીએ પહોંચાડનાર તરીકે ઓળખાવવામાં આવે છે. જે વૃત્તિને કેળવી પવિત્ર જીંદગી ગાળવા શીખવવું જોઇએ તે વૃત્તિ કેળવવામાં તેમને સહજ પણ મદદ કરવામાં આવતી નથી. જ્યાં આવી સ્થીતિ હોય ત્યાં વિધવા કન્યાનાં માબાપોને કેવા પ્રકારની ચિંતા થતી હશે, એ કોણ કળી શકે?

મનોરમાને પોતાની વૃદ્ધાવસ્થામાં આ ચિંતાનો ભાર ઉપાડવાનો વખત આવ્યો હતો. માલતી-બિચારી નિર્દોષ માલતી-તેનો વિધવા તરીકેનો ભાવિ પંથ કંથ વિના કેટલો કંટકમય હતો તે સમજતી નહતી. મનોરમા હમેશ તેને પોતાની પાસે બેસાડી વિધવાઓએ અનુસરવાના નિયમો અને માર્ગો સમજાવતી હતી. આજ પણ તેજ વિષય ચાલતો હતો. ચિંતાથી મનોરમાનું શરીર ઘસાતું જતું હતું તેમાં વળી પોતાની વૈધવ્ય દશાથી તેની સ્થિતિ વિશેષ ખરાબ થતી જતી હતી. ધીમે ધીમે મંદ મંદ અવાજે માલતીને ઉપદેશ આપતી હતી; તેવામાં ટપાલના એક સિપાઇએ માલતીના શિરનામા વાળો એક પત્ર માલતીના હાથમાં મૂક્યો. પોતાના નામનો પત્ર જોતાં માલતી ચમકી. પત્ર વાંચતાં પહેલાં તેના મનમાં હજારો વિચારો થવા લાગ્યા.

"કોનો પત્ર હશે? મારા નામથી લખનાર કોણ હશે? શું લખ્યું હશે? માતા મારે માટે શું ધારશે?" આવા આવા વિચારો કરતાં તેણે પત્ર ફોડ્યો. મનોરમાના મનમાં પણ પુત્રીના નામનો કાગળ જાણી અત્યંત વિચારો થવા લાગ્યા; પરન્તુ કોનો પત્ર છે, શું લખે છે તે જાણ્યા વિના કાંઇ ન બોલવું એવો નિશ્ચય કરી મૌન ધરી બેઠી. માલતીએ પત્ર ફોડ્યો. પ્રથમ મનમાંજ વાંચી ગઈ. એક વખત પૂરો વાંચ્યા પછીજ તેને તાણીને વાંચવાની હિમ્મત થઇ.

"વ્હાલાં માતુશ્રી મનોરમા તથા માલતી !

તમારો પત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. માતાનો સ્નેહ એક પળ વિસરી શકાય તેમ નથીજ. મને અમાત્યની મોટી પદવી તમે પણ આપી દો એ યોગ્ય નથી. તમારા આશિર્વાદથી કુશળ છું. મહારાણી વિમલપ્રભાએ તમને અત્યંત પ્રેમથી ઘટિત કહાવ્યા છે, માતુશ્રી! તમે અહીં આવશો? તમારાથી છુટા પડયા પછી મને ઘણુંજ લાગી આવે છે. એક ક્ષણ પણ ગોઠતું નથી. ત્યાં રહેવા કરતાં આપણે બધાં સાથે રહેવાથી હૃદયને પણ કાંઇક શાન્તિ મળશે અને દુઃખ પણ વિસારે પડશે. તમે ત્યાં એકલાં હશો તો આક્રંદ કર્યા કરશો. મારી આટલી વિનંતી સ્વિકારી અહીં આવવા તૈયાર થશોજ. તમારો કાગળ આવતાંજ હું માણસ મોકલીશ. લખશો તો જાતે આવીશ. એજ.

લી૦ આપનો બાળક,

નવલ."

માલતીએ પત્ર વાંચ્યો. નીચેના ભાગ પર કાંઇક લખ્યું હતું, તે ન વાંચ્યું. પત્ર વાળી ચોળીના ખીસામાં મુકયો.

"નવલ ઘણોજ મમતાળુ છે." મનોરમાએ શરૂઆત કરી. 'મને પણ એના જવાથી ઘણુંજ દુઃખ થાય છે. પુત્ર કરતાં પણ વધુ પ્રેમાળ.'

માલતી શું બોલે! શો અભિપ્રાય આપે! છેવટે મનોરમા બોલીઃ-"ત્હારો શો વિચાર છે, માલતી! જઇશું વિહારપૂર?"

માલતી શો જવાબ આપે ? તે તો જવાને તૈયારજ હતી. મૃદુ-સ્વરે તેણે કહ્યું. "જેવો તારો વિચાર."

માલતીએ મનોરમા સાથેની વાતચીત જેમ બને તેમ ટુંકાવી નાખી. નવલના પત્રમાં બીજું જે લખ્યું હતું તે વાંચવા તેની જીજ્ઞાસા ઉભરાઇ જતી હતી. માલતીએ પત્ર લખતી વખતે એમ ધાર્યુંજ ન હતું કે નવલ તેના ઉપર પણ આમ જુદો પત્ર લખશે. મનોરમાની પાસેથી તે થોડીવાર પછી ઉઠી, એકલી પડી; એકલી પડતાંજ ખીસામાંનો પત્ર કાઢયો. પ્રથમ ઓરડામાં ચારે બાજુ નજર ફેરવી ગઇ. કોઇને ન જોતાં પત્ર વાંચવા માંડયો.

"માલતી

તમે તો અમાત્યવર્યનું વિશેષણ શોધી કાઢયું, પણ મારે શું લખવું ? વિશેષણો અનેક છે; મારૂં હૃદય વળી કાંઇક જુદુ લખવા ચ્હાય છે, છતાં લખી શકાતું નથી. સાદું સીધું 'માલતી'જ લખવા પ્રેરાઉં છું. માલતી ! તમે તમારા હૃદયને ક્ષુદ્ર માનો છો ? ભૂલ છે. ક્ષુદ્ર હૃદયમાં મહાભાવ અને ઉચ્ચ આશયો હોતાજ નથી. એ તો મહાન–વિશાળ હૃદયમાંજ હોય છે. કેમ ભૂલો છો, માલતી ! રત્ન તો સમુદ્રમાંજ પાકે છે. અમૃત તો સાગરમાંથી નીકળ્યું છે. કદાચ કહેશો કે વિષ પણ એજ સાગરમાંથી નીકળ્યું હતું, તો મારે કબુલ કરવું પડશે; પરન્તુ તે વિષ કોને માટે હતું અને અમૃત કોને માટે હતું તેનો વિચાર કરવાનો છે. જેનાં જેવાં કર્ત્તવ્ય, અને જેની જેવી યોગ્યતા તે પ્રમાણેજ તેમને ફળ મળ્યાં હતાં. એવુંજ આ હૃદયનું પણ સમજજો. હૃદય વિશાળ હોય છે. મનુષ્યની ટુંકી દૃષ્ટિ મર્યાદામાંજ તે ટુકું–સાંકડું–ક્ષુદ્ર બની જાય છે. માલતી ! સમજી રાખજો કે એ હૃદયમાં પણ અમૃત અને ઝેર બન્ને છે. પણ તે સમજાવવા હાલ મારો અધિકાર નથી એટલે અત્રેજ વિરમીશ.

માતાજીને અત્રે આવવા વિનવ્યું છે. આશા છે, માલતી ! કે તમે પણ તેમાં સમ્મતિ આપશોજ અને સત્વર અત્રે પધારશો. તમારા બધાંનો સહવાસ મને ક્ષણ પણ વિસરતો નથી, મહાન કાર્યમાં પડયાથી તમે હાસ્ય કરો છો ? ભલે, કરો પણ હું તો તમને ભૂલીશ નહિંજ. આશા રાખું છું કે આ પત્રના પ્રત્યુત્તરમાં તમે અત્રે આવવાનો મને આશાજનકજ પત્ર લખશો. માલતી ! બીજું શું લખું ? લખવાનો શો અધિકાર છે ?

વિવિધ વાતો હૃદયની આ, કહો કહેવી કઇ રીતે ?
હૃદય ઉભરાઇ ને ઉછળે, કહો કહેવું કઈ રીતે ?

લી૦ ત્હમારો,

નવલ"

માલતીએ પત્ર પૂરો કર્યો છતાં જીજ્ઞાસા તૃપ્ત ન થઇ. તેનું અંતઃકરણ તો એમજ કહેવા લાગ્યું કે "હજી કાંઇક વાંચવાનું બાકી રહી ગયું છે." એકવાર, બેવાર, ત્રણવાર, એમ ઉપરા ઉપરી પત્ર વાંચ્યો; છતાં શાન્તિ ન થઇ. વળી તેનાં વાકયો ઉપર, શબ્દો ઉપર અને તેના અર્થ ઉપર વિચાર કરવા લાગી.

" એમના હૃદયમાં શું હશે ? લખે છે કે 'વિશેષણો અનેક છે; મારું હૃદય વળી કાંઇક જુદું લખવા ચ્હાય છે, છતાં લખી શકાતું નથી. સાદુ સીધું 'માલતી'જ લખવા પ્રેરાઉં છું' એટલે શું ? શું મારી છેવટની વિનંતિ તેમણે માન્ય કરી હશે ? હા. એમજ હોવું જોઇએ. જો એમ ન હોય તો મારા ઉપર જુદો પત્ર, અને તે પણ આવા ભાવનો શા માટે લખે ? હૃદય વળી કાંઇક જુદું લખવા ચ્હાય છે એ તે વળી શું ? જુદુ તે વળી શું હશે. 'વ્હાલી' હશે યા 'પ્રિયા' ? ગમે તે હોય એ શબ્દો વાંચવા કરતાં સાંભળવાથીજ મને તો અત્યાનંદ થશે. પણ એમને મુખે કોણ જાણે કયારે સંભળાશે ? ઓહોહોહોહોહો ! મેં મારા હૃદયને ક્ષુદ્ર–મને પોતાને ક્ષુદ્ર હોવાનું જણાવ્યું તેમાં તે વળી આટલું બધું વિવેચન ! પણ એથી મને કેટલો આનંદ થાય છે ! એમને પણ થયો હશે ? હા. નહિ તો શા માટે લખત ? બધું લખ્યું અને છેવટમાં લખે છે કે 'તે સમજાવવા હાલ મારો અધિકાર નથી' એ શું ? હાલ અધિકાર નથી તો હવે પછી થશે એમ તો ખરુંજને ! હા, એમજ. નહિ તો 'હાલ' શા માટે લખે ? આહા ! હવે સમજાયું. મારી આશા ફળશે ખરી. એની સાક્ષી છેલ્લી બે લીટીઓજ પૂરે છે.

" વિવિધ વાતો હૃદયની આ, કહો કહેવી કઈ રીતે ?
હૃદય ઉભરાઇને ઉછળે, કહો કહેવું કઈ રીતે. ? "

મારા વ્હાલાની વાતો કયારે સંભળાશે ? અરે ! મારા મોહનનું હૃદય કયારે શાન્ત થશે ? પણ આ હું બધા શા વિચારો કરું છું ? માતાએ આપેલું જ્ઞાન શું આ અક્ષરોથીજ નષ્ટ થયું ? અરેરે ! આવી સ્થિતિમાં જો એ મને પોતાની કરવા ના પાડશે તો મારાથી ત્યાં શી રીતે રહેવાશે ? એમનો સહવાસ શી રીતે રહેવાશે ? પણ...ફીકર નહિ. હું તેમને મનાવીશ. મારા વ્હાલા મોહનને મનાવીશ. "

માલતી વિચારવશ થઇ. જવું ન જવું, પત્ર લખવો ન લખવો એ સર્વ ક્ષણભર વિસરી ગઇ. કેટલીક વારે એકાએક ભાન આવ્યું. તેને સમજાયું કે " હમણાંજ પત્ર આવ્યો છે અને માતા પાસેથી આમ વધુ વખત એકલી રહીશ તો કદાચ તે વ્હેમાશે યા પૂછશે પણ ખરાં. " આ વિચારથી પાછી તે મનોરમા પાસે જઇ અને બેઠી. મનોરમાએ કેટલીક વાતચીત પછી વિહારપૂર જવાનો વિચાર જણાવ્યો.

મનોરમાએ જવાનો વિચાર કરતાંજ નવલને તે પ્રમાણે પત્ર લખાયો; અને ત્યાંથી મનુષ્ય આવી પહોંચતાંજ સર્વ વિહારપૂર આવ્યાં. નવલના હૃદયનો આનંદ અનિવાર્ય હતો. તેમજ માલતીના

હૃદયમાં તો તે સમાતો પણ ન હતો. નવલ અને માલતીનો મેળાપ થતાં નેત્ર સંકેત દ્વારાજ પ્રશ્નોત્તર થયા. અંતરના છૂપા ભાવો વાણી વિનાજ વ્યકત થયા અને તે તેમનાં હૃદયોએ વધાવી પણ લીધા. પરસ્પરનાં હૃદયો આલ્હાદ તરંગોમાં નાચવા લાગ્યાં.

નિહાલસિંહે પણ મનોરમા અને માલતીના આવતા દરમ્યાન સ્વામી શ્રી અખંડાનંદજી તથા તેમના શિષ્ય વર્ગને વિહારપૂર તેડાવ્યો હતો. તેમાં બ્રહ્મચારી ભાસ્કર પણ આવ્યો હતો. નવલ અને ભાસ્કરનું જુનું પળવારનું ઓળખાણ તાજું થયું.

મનોરમાને પણ નિહાલસિંહ, વિમલપ્રભા અને નવલના સહવાસથી અંતરનું દુઃખ કાંઇક અંશે વિસારે પડયું. માલતી અને વિમલપ્રભાને પણ અત્યંત ગાઢ સ્નેહ માત્ર એકજ દિવસમાં થઇ ગયો. માલતી તેનું એક રાણી તરીકેનું માન જાળવવા યત્ન કરતી; પરન્તુ વિમલપ્રભાના વિનોદી સ્વભાવને લઇને સખી ભાવ તેનામાં વધુ જણાતો હતો. વિમલપ્રભા તો તેને નવલની ભાવિ પત્નિ તરીકેજ માની લેતી હતી. દિવસનો જે સમય નિહાલસિંહ તથા નવલ રાજ કાર્યમાં ગાળતા તે સમયે મનોરમા સ્વામી અખંડાનંદ સાથે ધર્મ ચર્ચામાં ભળતી; અને માલતી તથા વિમલપ્રભા હાસ્યવિનોદમાં ગુંથાતાં. રાત્રિના સર્વ ભેળાં મળતાં ત્યારે એકજ કુટુંબ માફક રહેતાં. નિહાલસિંહ પણ મનોરમાને માતા જેટલું માન આપતો. વિમલપ્રભા પણ તેટલીજ આમન્યા રાખતી. આથી મનોરમા અને માલતી પોતાનું દુઃખ કેટલેક અંશે વિસરી જતાં; પરન્તુ વિમલપ્રભા સાથેનો વિનોદ માલતીના હૃદયને ઉછાળી નાખતો. આ રીતે બે ત્રણ દિવસ સહજમાં વ્યતિત થઇ ગયા; છતાં નવલ, નિહાલસિંહ કે વિમળપ્રભાએ માલતી સાથેના લગનની વાત કાઢીજ નહિ.

"માલતી! તમને અહીં ગમે છે કે?" વિમલપ્રભાએ માલતીને એક દિવસ પ્રશ્ન કર્યો.

"તમારા સહવાસમાં કોને ન ગમે, બ્હેન! તમારો વિનોદી સ્વભાવજ એવો છે."

"સાચું કહો માલતી! મારા સહવાસમાં ગમે છે કે નવ..."

માલતીએ વિમાલપ્રભાના મુખપર હાથ દાબી તેને આગળ બોલતાં અટકાવી દીધી; અને કૃત્રિમ ક્રોધ જણાવી જરા ભ્રકૂટી વક્ર કરતાં કહ્યું:–"તમારા મુખમાં આવા અઘટિત શબ્દો છાજે છે કે!"

"માલતી! નાહક ક્રોધ શાનો કરો છો! તમારા હૃદયને પૂછોને!"

માલતીનું મુખ ઉતરી ગયું. તેનું હૈયું ભરાઇ આવ્યું. વિમલપ્રભાના ખભાપર માથું નાખી દીધું. તેનાં નેત્રમાંથી ઉષ્ણ બિંદુઓ ખરવા લાગ્યાં. ગળગળે સાદે માલતી બોલી:—"બ્હેન! એ પણ કર્મનીજ દશાને! મારા ભાગ્યમાં સુખજ કયાંથી હોય! વિમલ બ્હેન? મારૂં હૈયું ફાટી જાય છે. હું શું કરૂં?"

માલતીની એકાએક આવી દશા જોઇને વિમલપ્રભા ઝંખવાણી પડી ગઇ, તેનું માથું છાતી સાથે દબાવીને બરડા પર હાથ ફેરવતાં બોલી-આશ્વાશન આપવા લાગી "ઘેલીરે ઘેલી! આમ રૂવે છે શા માટે? ત્હારા ભાગ્યમાં શું નથી? તું જાણે છે કે તને અહીં શા માટે તેડાવી છે?"

"શા માટે, બ્હેન!"

"તને સુખી કરવા. જેને માટે તું ઝુરે છે અને જેનું હૃદય ત્હારે માટે બળે છે તેમનો મેળાપ કરાવવા. ત્હારૂં અને તેનું લગ્ન..."

"તમે ભૂલો છો બ્હેન! મારૂ-વિધવાનું-વળી લગ્ન કેવું?"

"થઇ શકે છે. શાસ્ત્ર છૂટ આપે છે."

"બનેજ કેમ?"

"બને. શાસ્ત્રકારોએ સર્વ વિચાર કર્યા છે. તેમજ તારા સસરાની પણ એવીજ આજ્ઞા હતી."

"તે પણ તમે જાણો છો કે શું?" માલતી વિમલપ્રભા તરફ વક્ર દ્રષ્ટિ કરતાં બોલી.

"હા હું સર્વ જાણું છું બ્હેન! તું જરા પણ ગભરાઇશ નહિ. તને સુખી કરીશું."

"પણ લોકો શું કહેશે? દુનિયા શું કહેશે?"

"દુનિયા કોઇથી પણ જીતાઇ છે. માલતી! એનો શો ભરોસો? એ તો દોરંગી છે, છતાં આપણે તે માટે યત્ન કરીશું; આવતી કાલથીજ સ્વામી શ્રી અખંડાનંદજી એ વિષય ઉપર ચર્ચા કરનાર છે."

"હશે; ભાવિ વિધિને હાથ છે."

"એ તો એજ. પણ પુરૂષાર્થ વિના પ્રારબ્ધ નથી, એ ભુલવાનું નથી."

કેટલીક વાતચીત પછી માલતી એકલી પડી. જ્યારથી તેણે વિમલપ્રભાને મ્હોઢેથી પોતાના લગ્નની વાત સાંભળી ત્યારથી તેના મનમાં અનેકાનેક વિચાર આવવા લાગ્યા. "શું નવલ સાથે મારૂં લગ્ન એ શકય છે? શાસ્ત્રાજ્ઞા હશે? હોય તો કેવું સારૂં! પણ મારી માતા તે માન્ય કરશે? હા જો શાસ્ત્રાજ્ઞા હોય તો શા માટે માન્ય ન કરે? કરેજ, કરશેજ. આહા! જો એમ થાય તો તો હું કેટલી સુખી

થાઉં! આહા! મનમાં દબાઇ છુંદાઇ ગયેલી આશા ફરી ઉત્સાહિત થાય. મારું જીવન કુસુમ પુનઃ નવપલ્લવિત થાય! મારા જેવું ભાગ્ય કોનું! પણ એ થવુંજ મુશ્કેલ છે. આહા! વિધિ! વિધિ!! તેં શું ધાર્યું હશે તે તુંજ જાણે. અમારાં ભાગ્ય તેં કેવાં વશ રાખ્યાં છે! તારી ઇચ્છા વિના કાંઇજ ન બને. સહેજમાં તું ધારે તે કરી શકે છે. અહા! મનુષ્યો હજારો વર્ષ પર્યંત પ્રયત્નો કરી કરીને મરી જાય છતાં ફક્ત એક તારી 'હા' અને 'ના'માં કેટલાનાં જીવન કુસુમો ખીલતાં યા કરમાઇ જતાં હશે! અરે કેટલાનું ભાવિજીવન માત્ર તારા એક આંખના પલકારાપરજ લટકતું હશે! ખરેજ! તારી ગતિ ગહન છે, વિધિની વીધી તો અગમ્યજ છે!"

## દ્વાદશ પરિચ્છેદ.



### સ્ત્રીનું હૃદય.




સુમ દેવગઢથી મણિપૂર ગઇ, પરન્તુ નિર્મળાનું શું થયું હશે! ગિરિબાળાની શી દશા હશે? નરેન્દ્રના શા હાલ હશે! એજ વિચારો રાત્રિ દિવસ તેના મગજમાં રમ્યા કરતા હતા. દિનકરરાય તેને ઘણી વખત સમજાવતો; વિધિની અગમ્ય લીલા વિષે દ્રષ્ટાંતો આપતો; પરન્તુ કુસુમને તે કશાથી શાન્તિ મળતી નહિ. કેટલાક દિવસ એ રીતે વીતી ગયા. કુદરતનો નિયમ છે કે વખતના વિતવા સાથે ધીમે ધીમે બીજી વાતોની પણ વિસ્મૃતિ થાય છે; પરંતુ એ નિયમ કુસુમને લાગુ ન પડયો. તેના હૃદયમાથી ચિંતા નજ ખસી. કેટલીક વખત તે પોતે પણ તે ભૂલી જવા પ્રયત્ન કરતી, પરન્તુ તેનું અંતઃકરણ તે ન ભૂલતું.

સુરેશનું વય પણ હવે કાંઇક મોટું થયું હતું. તેના મધુરા કાલા કાલા શબ્દોથી આખું કુટુંબ આનંદ મગ્ન બની રહેતું. દિનકરરાય તેને જોઇ અત્યંત પ્રસન્ન થતો. રાત્રિ દિવસ તેની સંભાળ માટે અપૂર્વ કાળજી કરતો, માતા પિતાના અત્યંત લાડમાં ઉછરતા સુરેશ માટે કેળવણીની પણ એવીજ ઉત્તમ ગોઠવણ કરી હતી. હાલના સમયમાં શ્રીમંત અને લાડઘેલાં માબાપોના હાથમાં ઉછરતાં બાળકોની દશા કરતાં સુરેશની સ્થિતિ જુદીજ હતી, તેને ઉચ્ચ પ્રકારના ગૃહ

શિક્ષણ સાથે નીતિ, વિવેક, મર્યાદા, ધર્મ વિગેરે બાબતોનું પણ જ્ઞાન અપાતું. બાળક સુરેશ, બાળક હોવા છતાં વયના પ્રમાણમાં ઘણુંજ સારૂં જ્ઞાન ધરાવતો હતો. તેની માતાની માફક તેને પણ પુષ્પનો અતુલિત શોખ હતો. પુષ્પમાલિકા ગુંથતાં ગુથતાં નિર્મળાએ ગાયેલું પ્રથમ દિવસનું ગાન સુરેશને કુસુમે શીખવ્યું હતું. સુરેશ હમેશ તે ગાયા કરતો. સુરેશની હાજરીથી કુસુમ પોતાના હૃદયની ચિંતા કેટલેક અંશે ભૂલી જતી, પરન્તુ એકલી પડતાં પાછી તે યાદ આવતી. દેવગઢના સમાચાર મેળવવા તે હમેશાં ઉત્સુક રહેતી, પરન્તુ નરેન્દ્ર યા ગિરિબાળા તરફથી તેને પત્ર મળતો નહિ. એક દિવસે ઓફિસના કાર્યથી પરવારી દિનકરરાય ઘેર આવ્યો. હમેશના નિયમ મુજબ ચા પીધા પછી સુરેશને સાથે લઇ દિનકરરાય તથા કુસુમ ઉદ્યાનમાં ફરવા ગયાં. ત્યાં દિનકરરાયે વાત કાઢી.

"આજે તો તારા નામનો એક પત્ર આવ્યો છે, કુસુમ !"

"શું ! મારા નામનો પત્ર ! મારૂં નામ શિરોનામે લખ્યું છે ?" કુસુમે વિસ્મિત થતાં પ્રશ્ન કર્યો.

"હા, તારૂંજ નામ લખ્યું છે."

"કોનો છે ? કોણે લખ્યો છે ? કહો તો ખરા, વ્હાલા !"

"મેં હજી વાંચ્યો નથી. તારા નામનો પત્ર શી રીતે ફોડાય ?" કાંઇક સ્મિત હાસ્ય કરતાં દિનકરરાય બોલ્યો.

બાળક સુરેશ આ વખતે પુષ્પ ચુંટતો આમ તેમ ફરતો હતો.

"એમ શા માટે કહો છો, વ્હાલા ! મારે તમારાથી શું ગુપ્ત હોય ? મારા પર પત્ર લખનાર કોઇ છેજ નહિ. કોણ હશે એ લખનાર ! કયાં છે તે પત્ર ?"

"આ રહ્યો લો, વાંચો." દિનકરરાયે પત્ર કાઢી કુસુમના હાથમાં મૂકયો. કુસુમને તે પત્ર લેતાં લેતાં હજારો વિચાર આવવા લાગ્યા. "કોણે લખ્યો હશે ? મારા નામથી લખનાર કોણ હશે ? શું લખ્યું હશે ? શા માટે લખ્યો હશે ?" આમ અનેકાનેક વિચાર કરતાં કરતાં પત્ર લીધો, ફોડયો અને વાંચવા માંડયો. પત્ર વાંચતાં પહેલાં લખનારનું નામ જાણવા નીચે નજર કરી. લખનારનું નામ જોતાંજ તેનાં નેત્રો વિકસ્યાં, મુખપર આતુરતા જણાવા લાગી. એકાએક તે બોલી ઉઠી:—"આતો ગિરિનો કાગળ છે."

"શું લખે છે ? છે કાંઇ નવિન ?" દિનકરરાયે પ્રશ્ન કર્યો.

કુસુમે પત્ર વાંચવા માંડયો.

" વ્હાલી બ્હેન !

તમારા ગયા પછી ઘણો વિચાર કરી, હું કાંઈક નિશ્ચયપર આવી છું. તમારી શિક્ષા શિરોધાર્ય છે. મારી વ્હાલી બ્હેન ! આ દુનિયામાં મારૂં બીજું કોઈજ નથી. માત્ર એક એ કે તમારા સિવાય હું કોના આગળ મારૂં હૃદય ખોલી શકું ? સ્ત્રીનો વિશ્રામ પતિ. બ્હેન ! તે મારી વાત કેટલી અને કેવી રીતે સાંભળે છે તે તમારાથી અજાણ્યું નથી. હવે મારૂં હૃદય ખુલ્લુ કરવાનું કોઇ પણ સ્થળ હોય તો તે માત્ર એકજ છે અને તે વ્હાલી બ્હેન! માત્ર તમારૂંજ હૃદય છે. મારી વાત હસી ન કાઢશો. હું એવા નિશ્ચયપર આવી છું કે નિર્મળાની ગમે તે રસ્તે તપાસ કરાવી તેને ખોળી કાઢીશ; અને એમની સાથે તેનું લગ્ન કરાવી આપીશ—બલ્કે કહો કે હુંજ કરી આપીશ. આજકાલ એમનું દીલ સર્વ બાબત પરથી ઉઠી ગયું છે. કેટલાક વખતથી તેઓ કામનું બ્હાનું કાઢી બહારગામ જાય છે. પંદર વિશ દિવસ ત્યાં રહે છે અને વળી ચાર આઠ દિવસ માટે પાછા આવે છે. તેમનું ચિત્ત હું અસ્વસ્થ જોઉં છું. મારી ખાત્રી થઇ ગઈ છે કે જ્યાં સુધી નિર્મળા મળશે નહિ ત્યાં સુધી તેમનું ચિત્ત શાન્ત થશે નહિ. એમની આ અવસ્થાથી મને સુખ યા દુઃખ થતું હશે, તે બ્હેન ! તમેજ સમજી શકશો. સ્ત્રીનું હૃદય સ્ત્રીજ સમજી શકે છે. કહો, બ્હેન! જે કાર્ય મેં કરવા ધાર્યું છે તેથી હું મારી ફરજ સંપૂર્ણ પણે બજાવી શકીશ કે નહિ ? પતિના સુખનો માર્ગ સરળ કરવો એ મારી પ્રથમ ફરજ ખરી કે નહિ ? હું તેમના સુખેજ સુખી થઇશ. તેમનું સુખ જોઇ રાજી રહીશ. વધુ શું લખું ? લી૦ તમારી,

ગિરિ."

પત્ર પૂરો થયો. ક્ષણવાર બન્ને જણુ પરસ્પર સ્થિર દ્રષ્ટિએ જોઇ રહ્યાં. કોઇ એક અક્ષર પણ બોલ્યાં નહિ. બન્નેના મનમાં જુદા જુદા તરંગો ઉછળવા લાગ્યા. કેટલીક વારે કુસુમે શાન્તિનો ભંગ કરતાં કહ્યું:—

" ગિરિનું આ પગલું કેવું ગણાય, વ્હાલા ? "

" તું કેવું માને છે, કુસુમ ? ત્હારા વિચાર તો જણાવ ! "

" યોગ્યજ છે. તેની ફરજજ છે."

" અને નરેન્દ્રનું ? "

" તે મારા કરતાં તમે વધુ સમજી શકશો, નાથ ! પુરૂષનું હૃદય પુરૂષજ જાણી શકે. અમારામાં એટલી શકિત ન હોય."

" વાહ ! ઠીક જવાબ ઉડાવે છે. પોતાના ભાઇની વાત આવી એટલે કેવી ખસી જવા યત્ન કરે છે ? પણ કુસુમ ! મ્હારૂં પગલું નરેન્દ્ર જેવું હોય તો તું શું કરે ? "

" તમે એવુ પગલું ભરોજ નહિ. મારો પ્રિયતમ એવું કરેજ નહિ."

" પણુ ધાર કે કરૂં તો ? "

" પણુ જ્યાં એવો સંભવજ ન હોય ત્યાં ધારવુંજ શા માટે ? "

" તું પણુ ઠીક છે."

" તમે પણુ વાત ઉડાવોછો ને ! નરેન્દ્રનું આ પગલું કેવું ? "

" ધિક્કારને પાત્ર. તિરસ્કાર પાત્ર. સુશીલ બિચારી ગિરિને આથી કેટલું દુઃખ થતું હશે ? આહ ! કેવી સાધ્વી !"

કુસુમ કાંઇ બોલી નહિ. પણ તેને શાન્તિ વળી નહિ. તેણે નરેન્દ્રને નિર્મળાને ભૂલી જવા શિખામણ રૂપ પત્ર લખવા દિનકરરાયને વિનવ્યું, પણ દિનકરરાયે ના પાડતાં કહ્યું કે, " જ્યાં સુધી તે પોતાને મુખે તેવી વાત ન કાઢે ત્યાં સુધી એવું પગલું આપણે ન ભરવું. પણ કુસુમ ! કહેતો ખરી, કે ગિરિના હૃદયમાં અત્યારે કેવી વેદના થતી હશે ?" બન્ને જણ વાત કરતાં એક બેન્ચ પર બેઠાં.

" ગિરિના હૃદયમાં અત્યંતજ દુઃખ થવું જોઇએ. એનું વર્ણન તે શી રીતે થાય ? મને તો હવે દેવગઢના નામ માત્રથી ત્રાસ છૂટે છે. મારા બાપની આબરૂ આવા પગલાથી નષ્ટ થશે. કદાચ નિર્મળા મળશે તોપણ એ વિધવા સાથે શું મારો ભાઇ લગ્ન કરશે ? કૂળને કલંક લગાડશે ? અરે ! પતિત થશે ?"

બિચારી કુસુમને કયાં ખબર હતી કે નરેન્દ્ર પતિત તો થઈ ચૂકયો હતો. હવે પતિત થવામાં શું બાકી રહ્યું હતું ?

" થશેજ. હવે તો સુધારાનો જમાનો છે. નહિ કરે તે ઓછું. પણ કેટલાક તો કહે છે કે શાસ્ત્રમાં વિધવાઓના વિવાહ માટે સમ્મતિ આપી છે."

" અરે એતો બધાં ગોઠવી કાઢેલાં. શાસ્ત્ર તે વળી એવી સમ્મતિ આપે ખરૂં કે ? આજ સુધી બધી વિધવાઓ ત્યારે શા માટે ફરી લગ્ન નહિ કરતી હોય ?"

" નહિ. મેં સાંભળ્યું છે કે શાસ્ત્રમાં અમુક સંયોગોમાં વિવાહ કરવાની સમ્મતિ છે; પરંતુ નરેન્દ્રની એક પત્નિ તો જીવે છે છતાં બીજી કરે તે તો અયોગ્ય છે."

" ગમે તેમ હોય. હવે હું તો એથી કંટાળી. એ બધી વાતો ભૂલવા ઘણો યત્ન કરૂં છું, છતાં નથી ભૂલાતું. હવે તો મારે શું કરવું ?" કુસુમે કંટાળતાં કહ્યું.

" સંગીત એ આનંદનું મૂળ છે. કાંઇક ગા એટલે એ બધી વાત વિસારે પડશે." દિનકરરાયે પત્નિને અન્ય વાતમાં પ્રેરવા કહ્યું.

" વાદ્ય વિના સંગીત શોભે ?"

" હા તારો મધુર કંઠ વાદ્યને પણ ભૂલાવે તેવો છે. તેમજ વળી તને સંગીતનો શોખ છે. 'ભ્રમર ગીત'* જેવાં પુસ્તકો રાત્રિ દિવસ

* આ પુસ્તક હુંક સમયમાં અમારા તરફથી બહાર પડશે.

વાંચે છે તો પછી તે સંગીતમાં કેટલો બધો આનંદ અને રસ પડે ! "

"વ્હાલા ! શું ગાઉ ? તમને શું પ્રિય થઇ પડશે ! "

" ઉમંગથી ગાયેલું ગમે તેવું ગાન હોય તોપણ તે પ્રિય થઇ પડે છે. ગમે તે ગા. પણ અત્યંત ઉમંગ અને આનંદથી ગાજે. "

" મને એક પ્રશ્ન થાય છે કે કેટલાક કવિઓ કુદરતની લીલા અને સૃષ્ટિનાંજ વર્ણન કરે છે. વળી કેટલાકો સ્ત્રીઓનીજ પ્રેમ-ચેષ્ટા કવે છે. આ બધામાં જે ભેદ લાગે છે તેનું શું કારણ હશે ? "

" જેવી જેની વૃત્તિ. "

" ત્યારે શું લેખકની કે કવિની કલ્પના શક્તિ, કવિતા યા લેખ ઉપરથી તે લેખકના જીવનનો અભ્યાસ થઇ શકે એમ તમારૂં કહેવું છે ? "

" અલબત. લેખકનું જીવન તેના લેખ ઉપરથી વંચાય છે છતાં કેટલાક લેખકોને એ રીતે અન્યાય પણ મળે છે. જે સમયે જે પ્રકારનો દુરાચાર કે દુર્ગુણ દેશમાં વધી પડયો હોય, અત્યાચારથી સમાજ પીડાતો હોય; તે સમયે તે તે દુરાચારો અને અત્યાચારોનું ચિત્ર લેખક આબેહુબ આપવા યત્ન કરે છે; અને તેવા દુરાચારો અને અત્યાચારોથી બચવા-બચાવવા માટે તેનાં ભયંકર ફળો અને પરિણામોનાં ચિત્ર આપે છે. તે ઉપરથી તે પોતેજ એ દુરાચારને ચ્હાનાર છે એમ સમજવાનું નથી. કારણ કે બારીકીથી તપાસતાં લેખકના પોતાના ઉદ્દગારો સ્થળે સ્થળે જણાઇ આવે છે; પરન્તુ જો આવા અત્યાચાર કે દુરાચાર દેશમાં પ્રસર્યા ન હોય, અથવા તો તેનું ભયંકર પરિણામ જણાવી તેનાથી લોકોને ચેતાવવાનો ઉદ્દેશ ન હોય, તોજ તે તેની કલ્પના તેના અંતઃકરણની પ્રતિમારૂપ માની શકાય. તદનુસાર જે કવિઓ કુદરતની લીલાનુંજ ગાન અહર્નિશ કરતા હોય તેઓ નૈસર્ગિક પ્રેમવાળા હોય છે, અને તેમને તેવા વિષયમાંજ આનંદ મળે છે. હવે કહે કે તું કેવું ગાન ગાઇશ ? "

"આતો તમે મારા અંતઃકરણની પરીક્ષા કરવા જેવો પ્રશ્ન કરો છો. "

" તારા હૃદયની પરીક્ષા તો થઇજ ગઈ છે હવે શું બાકી છે ? "

" હેં ! કયારે થઈ ગઇ ? "

"જ્યારથી ત્હેં ગિરિના આ પગલાં વિષે અભિપ્રાય આપ્યો ત્યારથીજ."

" વાહ ! તમે પણ પહોંચેલા જણાઓ છો તો ! "

" અને તું ? કાચી હોઇશ કેમ ? પણ હવે ચાલ ગા જોઉં ?"

" પેલું...'કમલિની પ્રણયગાન ' ગાઉં ? "

" બીજું કોઇ ગાને ! એતો રોજ ગાય છે. "

"ત્યારે શું ... 'ષટપદ ગુંજાર' ગાઉં?"

"તને તો બસ પ્રણયનાજ ભણકારા વાગ્યા કરે છે. આખો દિવસ એ ને એજ. કાંઈક બીજું તો ગા!"

"અમારૂં ચિત્ત એમાંજ. અમને બીજું શું ગમે?"

"પરીક્ષા કરૂં છું ધારીને તો એવાં ગાન ગાવાનું નથી કહેતીને!" દિનકરરાયે ધીમેથી હાસ્ય કરતાં કહ્યું.

"વાહ! આમ આળ મૂકતાં ઠીક આવડે છે. તમેજ હમણાં ના કહ્યું, કે "કમલિની પ્રણયગાન" તો રોજ ગાય છે! કહો હવે પરીક્ષા થઈ જાય માટે કહેતી હતી કે?"

"નારે ના. તું એમ કયાં ઠગાય એવી છે? ચાલ પણ હવે કાંઈક ગા."

"મારૂં ગાયેલું તો તમને ગમતું નથી. હવે તો તમે કહો તે ગાઉં."

"ના ના, ત્હને જે ગમે તે ગા પછી છે કાંઇ?"

કુસુમે ગાવાની શરૂઆત કરી. દિનકરરાય ક્ષણમાં તેના પ્રતિ તો ક્ષણમાં અન્ય વૃક્ષરાજી પ્રતિ જોવા લાગ્યો. કુસુમનો સ્વર સાંભળતાંજ સુરેશ ત્યાં દોડી આવ્યો; અને જાણે તાલ આપતો હોય તેમ તાળીઓ પાડવા લાગ્યો.

"આ......આ......આ. ......
વિધિએ રચેલા વિશ્વમાંહી સ્નેહ સૌનો સાર છે,
અસ્તિત્વના આધાર રૂપે સ્નેહનો સંચાર છે;
વિધવિધ પ્રસંગે વિશ્વમાં અદ્રશ્ય એકજ તાર છે,
જેના થકી માને જગત નિઃસાર વા સંસાર છે.
 વ્હાલાના............વ્હાલમાં,
 રે...વ્હાલાના.........વ્હાલમાં.
આ અખિલ વિશ્વ રામવા......ય રે...વ્હાલાના.
ત્રિભુવનના સુખોનો સાગર, રત્ન તણો અનુપમ રત્નાકર (૨)
સૌ પતિના...ભાલમાં...............વ્હાલાના."

---

# ત્રયોદશ પરિચ્છેદ.



## કલિધર્મ.






લતી તથા મનોરમાને વિહારપૂર આવે કેટલાક દિવસ થઈ ગયા. જે દિવસે માલતી અને વિમલપ્રભા વચ્ચે પાછળ જણાવ્યા મુજબ વાતચીત થઇ તેને બીજે દિને રાજ્યમહાલયમાં અત્યંત ધામધૂમ કરવામાં આવી. ચારે બાજુએ દરવાજા તથા બારી બારણાએ મોતીનાં તથા પુષ્પનાં શુભ કાર્યસૂચક તોરણ લટકાવી દેવામાં આવ્યાં હતાં. મહાલયના મોટા હોલમાં એક બાજુએ મોટું સિંહાસન ગોઠવી દીધું હતું. તેનાપર સ્વામીજી અખંડાનંદજી બિરાજ્યા હતા. તેમની આજુબાજુ તેમનું શિષ્ય મંડળ હતું. તેમનાથી સહજ દૂર સુંદર ગાલીચા અને ગાદી વિગેરે બીછાવવામાં આવ્યાં હતાં, તેનાપર નિહાલસિંહ, નવલકિશોર, કારભારી પ્રાણરાય, રાજ્યપુરોહિત રામચંદ્ર પંડિત તથા નગરશેઠ કુશળચંદ્ર બેઠા હતા. એક બાજુએ ચક નાખી વિમલપ્રભા, મનોરમા, માલતી, પ્રધાનપૂત્રી સુલોચના તથા નગરશેઠની પૂત્રી ચંપકલતા બેઠાં હતાં. નિહાલસિંહ સ્વામીજીને પ્રશ્ન પુછતો હતો, અને સ્વામીજી તેના પ્રત્યુત્તર સમજાવતા હતા. શ્રોતાવર્ગમાંથી જે જે બાબતમાં કાંઇક શંકા થાય તે બાબત પૂછવાને સર્વને છૂટ હતી.

કલિયુગના ધર્મો અન્ય યુગો કરતાં ભિન્ન હશે, મહારાજ?" નિહાલસિંહે પ્રથમ પ્રશ્ન કર્યો.

"હા." સ્વામીજીએ સમાધાન શરૂ કર્યું. "સત્ય, દ્વાપર અને ત્રેતા કરતાં કલિના ધર્મો કાંઇક જુદા છે ખરા. કારણ સત્યયુગમાં મનુષ્યોમાં જે શક્તિ હતી, તે શક્તિ દ્વાપર અને ત્રેતામાં કેટલેક અંશે ક્ષીણ થતી ચાલી; અને કલિમાં તેથી પણ વધુ ક્ષીણ થતી હોવાને લીધે સત્યયુગના ધર્મો કલિમાં પાળી શકાયજ નહિ; જેથી કલિયુગના ધર્મો જુદાજ નિર્માણ કરાયા છે."

"કયા ગ્રંથમાં એ ધર્મોનું યથાર્થ નિરૂપણ કરવામાં આવ્યું હશે?"

"મનુષ્યોને માટે જુદા જુદા મહર્ષિઓએ જુદાં જુદાં ધર્મ-શાસ્ત્રો રચ્યાં છે; અને તે શાસ્ત્ર, પુરાણ શ્રુતિ, સ્મૃતિ, વિગેરેના નામથી ઓળખાય છે. સર્વમાન્ય તરીકે હાલ મનુસ્મૃતિ મનાય છે. પરન્તુ ખાસ કલિયુગને માટે જે ધર્મો વર્ણવ્યાછે તે પારાશર સંહિતામાં આપેલા છે."

"પારાશર સંહિતાજ કળિયુગના ધર્મ માટે છે એમ શા ઉપરથી આપણે કહીએ?"

"હે રાજન્! તારી આ શંકા ઉપરથી જણાય છે કે પ્રથમ તો ચારે યુગના ધર્મ જુદા જુદા છે કે એક? તેજ પ્રશ્ન તને થયા કરે છે. અને ત્યારપછી પારાશર સંહિતાજ કેમ કલિયુગના ધર્મ માટે મનાય! એ બીજો પ્રશ્ન છે. પણ સાંભળ. મનુ ભગવાનના ધર્મશાસ્ત્રના પ્રથમ અધ્યાયમાંજ જણાવ્યું છે કેઃ-

अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥

મનુષ્યની શક્તિઓ યુગોના બદલાવા સાથે ક્ષીણ થાય છે અને સત્યયુગના ધર્મ એક પ્રકારના છે જ્યારે ત્રેતાના તેથી જુદા છે. દ્વાપરના તેથી પણ જુદા છે અને કલિના સર્વથી નિરાળા છે.

આ ઉપરથી સહજ જણાઇ આવશે કે સત્યયુગમાં પાળવાના ધર્મો અને નિયમો કલિયુગમાં પાળી શકાતાજ નથી; કારણ જેમ જેમ યુગાંતર થતો જાય છે તેમ તેમ મનુષ્ય શક્તિ ક્ષીણ થતી જાય છે. મનુ ભગવાને "જુદા જુદા યુગો માટે જુદા જુદા ધર્મો નિયત છે" એમ જણાવ્યું છે પણ તે ધર્મોનું સ્પષ્ટિકરણ કર્યું નથી; પરન્તુ જો આપણે પારાશર સંહિતા જોઇશું તો તેના પ્રથમ અધ્યાયમાં જણાવ્યું છે કેઃ—

कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ।
द्वापरे शाङ्खलिखिताः कलौ पाराशराः स्मृताः ॥

મનુ ભગવાને નિયત કરેલા ધર્મ સત્યયુગ માટે છે; ગૌતમના ત્રેતાયુગ માટે છે. શાંખ અને લિખિતના દ્વાપર માટે અને પારાશરે નિયત કરેલા કલિયુગ માટે છે.

આ ઉપરથી હે રાજન્! આપણે જોઇ શકીશું કે કલિયુગના લોકોએ પારાશર મુનિએ નિયત કરેલા ધર્મોનું પાલન કરવું જોઇએ-તે મુજબજ વર્તવું જોઇએ.

પારાશર સંહિતાની શરૂઆતમાંજ આપણે જોઇશું તોપણ આપણો એ સંશય નષ્ટ થશે. કારણ કે એક વખતે સર્વ રૂષિએ એકત્ર થઇ વ્યાસ ભગવાનને પ્રશ્ન કર્યો હતો તે ઉપરથી પણ સાબિત થાય છે કે પારાશર સંહિતામાં જણાવેલા ધર્મોજ કલિયુગમાં પાળવા જોઇએ.

अथातो हिमशैलाग्रे देवदारुवनालये ।
व्यासमेकाग्रमासीनमपृच्छन्नृषयः पुरा ॥
मानुषाणां हितं धर्म्मं वर्तमाने कलौ युगे ॥
शौचाचारं यथावच्च वद सत्यवतीसुत ॥

तच्छ्रुत्वा ऋषिवाक्यं तु समिद्धाग्न्यर्कसन्निभः ।
प्रत्युवाच महातेजाः श्रुतिस्मृतिविशारदः ॥
न चाहं सर्व्वतत्त्वज्ञः कथं धर्म्मं वदाम्यहम् ।
अस्मात्पितैव प्रष्टव्य इति व्यासः सुतोऽवदत् ॥

પ્રાચિનકાળમાં એક સમયે કેટલાક ઋષિઓએ વ્યાસ દેવને પૂછ્યું "હે સત્ય-વતીના પૂત્ર! કલિયુગમાં મનુષ્યને સુખકારક એવા કયા ધર્મ અને આચાર છે તે અમને આપ કહો." સર્વ ઋષિઓનું આ કથન સાંભળીને વ્યાસ ભગવાન બોલ્યાઃ સર્વ વસ્તુઓનું સત્ય તત્વ હજી પુરે પુરૂં મને જ્ઞાત નથી તો હું તમારા પ્રશ્નોનો ઉત્તર શી રીતે આપું? અર્થાત્ આ વિષયમાં મારા પિતાની સલાહ લેવી યોગ્ય છે."

વ્યાસ ભગવાનના આવા કથનથી તે સર્વ ઋષિઓ વ્યાસને સાથે લઇને મહાત્મા પરાશર મુનિ પાસે આવ્યા. અને તેમને વિનંતી કરતાં વ્યાસ મુનિ બોલ્યાઃ—

यदि जानासि मे भक्तिं स्नेहाद्वा भक्तवत्सल ।
धर्म्मं कथय मे तात अनुग्राह्यो ह्यहं तव ॥
श्रुता मे मानवा धर्म्मा वासिष्ठाः काश्यपास्तथा ।
गार्गेया गौतमाश्चैव तथा चौशनसाः स्मृताः ॥
अत्रेर्विष्णोश्च सांवर्त्ता दाक्षा आङ्गिरसास्तथा ।
शातातपाश्च हारीता याज्ञवल्क्यकृताश्च ये ॥
कात्यायनकृताश्चैव प्राचेतसकृताश्च ये ।
आपस्तम्वकृता धर्म्माः शङ्खस्य लिखितस्य च ॥
श्रुता ह्येते भवत्प्रोक्ताः श्रुतार्थास्ते न विस्मृताः ।
अस्मिन् मन्वन्तरे धर्म्माः कृतत्रेतादिके युगे ॥
सर्व्वे धर्म्माः कृते जाताः सर्व्वे नष्टाः कलौ युगे ।
चातुर्वर्ण्यसमाचारं किंचित् साधारणं वद ॥
व्यासवाक्यावसाने तु मुनिमुख्यः पराशरः ।
धर्म्मस्य निर्णयं प्राह सूक्ष्मं स्थूलञ्च विस्तरात् ॥

હે તાત! મેં આપની પાસેથી મનુઆદિએ કહેલા સત્ય, ત્રેતા અને દ્વાપરના ધર્મો સાંભળ્યા છે અને તે સર્વ મને યાદ છે. સત્યયુગના સર્વ ધર્મો કલિયુગમાં નાશ પામે છે. તેથી કૃપા કરીને ચતુવર્ણના સામાન્ય ધર્મો જે હોય તે અમને જણાવો. આ રીતે વ્યાસદેવનું કથન સાંભળી પરાશર ભગવાને વિગતવાર સર્વ ધર્મ જણાવવાનો આરંભ કર્યો.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે પારાશર સંહિતામાં જણાવેલા ધર્મોજ કલિયુગમાં અનુસરવા-પાળવા યોગ્ય છે. વળી એજ સંહિતાના બીજા અધ્યાયની શરૂઆતમાં કલિયુગનાજ ધર્મ જણાવવાનું સ્પષ્ટપણે વ્યકત થાય છે.

अतः परं गृहस्थस्य धर्म्माचारं कलौ युगे।
धर्म्मं साधारणं शक्यं चातुर्वर्ण्याश्रमागतम् ॥
संप्रवक्ष्याम्यहं पूर्व्वं पराशरवचो यथा ॥

હવે કલિયુગમાં ગૃહસ્થાશ્રમીને પાળવાના ધર્મ અને આચાર હું જણાવીશ. પ્રથમ હું ચારે વર્ણ અને આશ્રમને સામાન્ય એવા ધર્મ જણાવીશ કે, જે હું પરાશર ભગવાન પાસેથી શીખ્યો છું.

આ ઉપરથી પણ જણાઈ આવશે કે પારાશર સંહિતાના ધર્મો કલિયુગને માટે ખાસ છે; પરન્તુ બીજા ગ્રંથોમાં ખાસ કલિયુગ માટે જુદા ધર્મોનું સ્પષ્ટિકરણ થયું નથી."

સ્વામીશ્રી અખંડાનંદજીનો આ ખુલાસો સાંભળી સર્વને આનંદ થયો. કલિયુગ માટે ખાસ રચાયલા નિયમો અને ધર્મો જાણુવા માટે પ્રત્યેકના હૃદયમાં જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. નિહાલસિંહે ખાસ વિધવા વિવાહ માટે શાસ્ત્રમાં શું આધાર છે, તેજ જાણુવા સ્વામીજીને બોલાવ્યા હતા; પરન્તુ અત્યારે રાજ્યધર્મ પણ જાણુવો એમ નિશ્ચય થયો; પરન્તુ પ્રથમ વિધવા વિવાહ માટે જાણી લેવું એ નિશ્ચય કાયમ રહ્યો. નવલના તેમજ માલતીના મનમાં પણ "પોતે લગ્ન કરી શકશે કે નહિ? કલિયુગમાં વિધવાઓના શા શા ધર્મ કહ્યા હશે? કદાચ શાસ્ત્રાધાર નહિ નીકળે તો શું?" આદિ પ્રશ્નોની પરંપરા ચાલતી હતી. માલતી આવા વિચાર કરતાં ચકમાંથી નવલ પ્રતિ ગુપ્ત દ્રષ્ટિ ફેંકયા વિના રહેતી ન હતી. આ જ પ્રમાણે અન્ય શ્રોતાઓના મનમાં પણ પોત પોતાનાં કર્ત્તવ્ય અને ધર્મો જાણુવા માટે તિવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી. હવે નિહાલસિંહ બીજો શો પ્રશ્ન પૂછે છે, ને ઉપર સર્વનું લક્ષ્ય ખેંચાઇ રહ્યું હતું.

"હે રાજન્! તેં કલિયુગ માટે કયા ગ્રંથમાં ધર્મો જણાવ્યા છે તે જાણ્યું; હવે કયા ધર્મ જાણુવાની ઇચ્છા છે? આજ મને તારા પ્રશ્નથી અત્યંત સંતોષ થયો છે. રાજાનું કર્તવ્યજ છે કે દેશકાળને અનુસરી સર્વ ધર્મોનો અભ્યાસ કરવો અને તદ્દનુસાર પ્રજાનું પાલન કરવું." અખંડાનંદ અત્યંત આનંદથી બોલ્યાઃ—

"મહારાજ! આપે દેશકાળને અનુસરી સર્વ ધર્મ જાણુવાનું કહ્યું તેનો અર્થ શો? જરા સ્પષ્ટપણે સમજાવશો." નિહાલસિંહે પૂછ્યું.

"હે રાજન્!" (સ્વામીજીએ કહ્યું) "પ્રત્યેક ધર્મ—આચાર આદિ જે જે શાસ્ત્રકારોએ જણાવ્યા હોય છે, તે સામાન્ય ધર્મ—આચાર તરીકેજ જણાવેલા હોય છે; પરન્તુ અમુક અમુક પ્રસંગો માટે જુદા જુદા ધર્મ નિરૂપણ કરવામાં આવે છે. જેમ કે દ્વિજે હમેશાં સંધ્યાદિ

કર્મ કરવાંજ જોઇએ, એ સામાન્ય ધર્મ છે. સંધ્યા ન કરનારને દોષ ભાગી અને પાપી ગણાવેલ છે જેમ કેઃ—अहरहः सन्ध्यामुपासीत। દરરોજ સંધ્યા કરવીજ જોઇએ.

सन्ध्यां पञ्च महायज्ञान् नैत्यकं स्मृतिकर्म्म च।
तन्मध्ये हापयेत्तेषां दशाहान्ते पुनः क्रिया॥

સંધ્યા, પંચ મહાયજ્ઞ અને હંમેશનું આવશ્યક નિત્ય કાર્ય કે જે સ્મૃતિમાં વર્ણવ્યાં છે તે આશોચમાં વર્જ્ય કરવાં અર્થાત્ ન કરવાં પરન્તુ તે સમય પછી ફરીથી પાછાં કરવાં.

વળી મનુ ભગવાન્ કહે છે કેઃ—

पूर्व्वां सन्ध्यां जपंस्तिष्ठेत् सावित्रीमार्कदर्शनात्।
पश्चिमां तु समासीनः सम्यगृक्षाविभावनात्॥
न तिष्ठति तु यः पूर्व्वां नोपास्ते यश्च पश्चिमाम्।
स शूद्रवद्बहिष्कार्य्यः सर्व्वस्माद् द्विजकर्म्मणः॥

પ્રાતઃકાળે ઉષા સમયે સૂર્ય દર્શન થતા સુધી દ્વિજે ગાયત્રીનો જપ કરતાં ઉભું રહેવું અને સંધ્યા સમયે સ્પષ્ટ પણે તારાઓ દેખાતા સુધી બેસીને જપ કરવો; પરન્તુ જે મનુષ્ય દ્વિજ—સવારે તેમજ સાંજે ઉપરોક્ત કથનાનુસાર ઉભા રહીને તેમજ બેસીને જપ કરતો નથી તેને દ્વિજ વર્ણના પ્રત્યેક શુભ કાર્યમાંથી શુદ્રની માફક વિમૂખ કરવો.

મનુ મહારાજ આમ કહે છે જ્યારે વ્યાસ ભગવાન એક સ્થળે જણાવે છે કેઃ—

संक्रान्त्यां पक्षयोरन्ते द्वादश्यां श्राद्धवासरे।
सायं सन्ध्यां न कुर्व्वीत कृते च पितृहा भवेत्॥

સંક્રાન્તિને દિને, દરેક પખવાડિયાને અન્તે એટલે અમાવાસ્યા અને પૂર્ણિમાને દિને, શુકલ પક્ષ અને કૃષ્ણ પક્ષની દ્વાદશીને દિને અને શ્રાધ્ધને દિને સાયંસંધ્યા ન કરવી. કરવાથી પિતૃહત્યાનું પાતક લાગે છે.

હવે જુઓ કે કાળને અનુસરીને જે કાર્ય કરવાનું હોય છે તેનો પણ નિષેધ કરવામાં આવે છે. માટે દેશ અને સમયને અનુસરીનેજ પ્રત્યેક કાર્ય કરવાનાં હોય છે. જેમ જેમ સમય બદલાતો જાય છે તેમ તેમ નિયમોમાં અને ધર્મોમાં પણ દેશ અને કાળના પ્રમાણમાં ફેરફાર થતો જાય છે—કરવો પડે છે. એવાજ બીજા પણ દાખલા છે જેમ કેઃ—

मा हिंस्यात् सर्व्वाणि भूतानि॥ જીવંત પ્રાણીને ન મારો (કોઇની હત્યા ન કરો)

પરન્તુ વેદમાંજ પાછું કહ્યું છે કેઃ—

अश्वमेधेन यजेत। અશ્વના વધથી યજ્ઞ કરવો.

पशुना रुद्रं यजेत॥ રૂદ્ર યાગમાં પશુનો વધ કરવો.

વિગેરે બીજાં પણ ઘણાં દ્રષ્ટાંત મળી આવે છે. એટલે કે દેશ, કાળ અને કાર્ય જોઇને તે તે ધર્મનું નિરૂપણ થાય છે."

# ચતુર્દશ પરિચ્છેદ.

## ભીષણ દ્રશ્ય.



નરેન્દ્ર કેટલોક વખત વિહારપૂરમાં અને કેટલોક વખત દેવગઢમાં ગાળવા લાગ્યો. નિર્મળા તથા પ્રમદા વિહારપૂરમાંજ રહેતાં હતાં. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ નરેન્દ્રના મનમાં વધુ ચિંતા અને પરિતાપ થવા લાગ્યાં; પરન્તુ હવે કોઇ પણ પ્રકારને ઉપાય ન હતો. ધીમે ધીમે નરેન્દ્રે ધારી મૂકેલો પ્રસંગ આવી પહોંચ્યો. એક વખતે નરેન્દ્ર દેવગઢમાં લગભગ એક માસ રોકાયો, તે દરમ્યાન નિર્મળાએ એક પુત્રને જન્મ આપ્યો. બાળક ઘણુંજ દેખાવડું અને પુષ્ટ શરીર વાળું હતું. નિર્મળાનું સુંદર ભરાઉ અંગ અને નરેન્દ્ર જેવા સુદ્રઢ બાંધાના પુરૂષનું બાળક દ્રઢ અને મજબુત બાંધાવાળું તેમજ સુંદર દેખાવડું થાય તેમાં શી નવાઇ! નિર્મળાના રાત્રિ દિવસના નરેન્દ્રનાજ સ્મરણથી તે બાળકનુ મુખ પણ નરેન્દ્રના જેવુંજ હતું; છતાં નિર્મળાને પરિચિત મનુષ્ય તેને નિર્મળાના બાળક તરીકે સહજમાંજ ઓળખી શકે તેમ હતું. બાળકને જોઇ નિર્મળા અત્યંત હર્ષ પામી. પ્રેમદાને પણ આ સુંદર રૂપાળા બાળકને જોઇ આનંદ થયો. નરેન્દ્રની ગેરહાજરીમાં બાળકની ઘણી સારી માવજત તે રાખતી હતી.

“આહા! આ ચંદ્ર જેવા મુખવાળા પુત્રને જોશે ત્યારે તેમને કેટલો આનંદ થશે? અરે! હું કેવી ભાગ્યશાળી! મારા વ્હાલા નરેન્દ્રના હાથમાં જ્યારે હું આ બાળકને મૂકીશ ત્યારે તેમને અને મને કેવો આનંદ થશે? આહા! કેવી તેની કાન્તિ છે! શાક્ષાત્ જાણે નરેન્દ્રજ!” બિચારી ભોળી નિર્મળા આ પ્રમાણે આનંદનાં સ્વપ્ન જોતી હતી. તેને સહજ પણ કયાં ખબર હતી કે આ બાળકના ભાગ્યમાં કેવું સુખ લખાયું હતું? નિર્મળા આવા સુખદ વિચારોથી સહજમાંજ હરવા ફરવા શકિતવાન થઇ. એક તરફ નિર્મળા આવાં સુખ સ્વપ્ન જોતી હતી ત્યારે બીજી તરફ પ્રમદાના હૃદયમાં કાંઇક જુદાજ વિચારોની પરંપરા ચાલી રહી હતી.

“અરેરે! આવા ગુલાબ જેવા કોમળ બાળકની નરેન્દ્ર હત્યા કરાવશે? અને તે મારીજ પાસે! શિવ! શિવ!! આવા નિર્દોષ,

તેજસ્વી અને પુષ્પ સમાન કુમળા બાળકને મારી નાખવાનું-કચરી છુંદી નાખવાનું કયા મનુષ્ય રાક્ષસનું હૈયું ચાલે? અરેરે! બિચારાએ આવાં માબાપોને પેટે પડી શું સુખ જોયું? અરેરે! બિચારૂં કુમળું પુષ્પ! બે પાંચ દિવસમાંજ કરમાઇ જશે! વિધાતા પણ આટલા અલ્પ સમય માટે શા માટે આવો સુંદર દેહ આપતી હશે? અરેરે! વિભુને ત્યાં પણ ન્યાય કયાં છે? ન્યાય હોય તો માબાપના દોષ માટે-માબાપની ભૂલ માટે નિર્દોષ બાળકનો વધ થાય? કોઇની ભૂલનો ભોગ કોઇ થાય? હરિ! હરિ! આપણાથી તો આ કાર્ય નહિજ થાય. અરેરે! કુમળા બાળકને તે વિના મ્હોતે મરતાં કેમ જોવાય! હું બચાવી શકું? શી રીતે? હે પ્રભુ! નરેન્દ્રને એટલી તો સદ્દબુદ્ધિ આપજે. બિચારા કુમળા પુષ્પને બચાવજે. અરેરે! બિચારી નિર્મળા! અત્યારે તો બાળકને દેખી ગાંડી ઘેલી થઇ જાય છે, પણ તે વખતે એનું શું થશે? મને નિર્મળા પ્રતિ દ્વેષ હતો ખરો પણ હવે શું છે! અને હોય તોપણ બિચારા બાળકનો શો દોષ છે? નહિ, નહિ. નરેન્દ્ર જે કૃત્ય મારે હાથે કરાવવા ઇચ્છે છે તેમાં તેની ભયંકર ભૂલજ થાય છે. હું તે કૃત્ય કદાપિ કરીશ નહિ; મારાથી તે થશેજ નહિ."

બાળકને માટે નિર્મળા તથા પ્રમદાના મનમાં આ રીતે જુદા જુદા વિચારો ચાલતા હતા. આખરે બન્નેના મનમાં ધારી રાખેલો સમય નજીક આવી પહોંચ્યો. કેટલાક દિવસ જતાં નરેન્દ્ર વિહારપૂર આવ્યો. નરેન્દ્રે પણ આવતા પહેલાં પોતાને ભજવવાનો પાઠ તૈયાર કરી રાખ્યો હતો. શું કરવું તેના પ્રથમ વિચારે તે ચઢયો. "સમય થયો છે તેથી નિર્મળાને બાળક તો જરૂર પ્રસવ્યું હશે. હવે તે બાળકની હયાતી એ મારા તેમજ નિર્મળાના જીવનપર કલંકનું જીવતું ચિન્હ છે માટે તેનો તો નાશજ કરવો. તેના અસ્તિત્વની કાંઇ પણ જરૂરજ નથી. એનો નાશજ ઉચિત છે પણ તે નાશનું કામ પ્રમદાને સોંપવું? હાજ તો, તે વિના અન્ય કોનો વિશ્વાસ રખાય? મારે હાથે તો તે બનવુંજ અશકય છે. અરે! પણ નિર્મળાના શબ્દો કાને પડતાંજ કદાપિ આ સર્વ વિચાર નિર્બળ થઇ જાય તો?"

વિચારમાળાની દિશા બદલાઇ. અધમતાની હદ થવા માંડી. નરેન્દ્ર પાપ વિચારમાં ડુબવા મંડયો. "હાં. એમ કરવું, જો પ્રસવનાં કાંઇ ચિન્હો જણાય તો શરૂઆતથીજ બાજી ફેરવી નાખી, ભીષણ હત્યાકારીનો ભાગ ભજવવો. નિર્મળા સશક્ત હોય અને નજીક આવે તોપણ તે ક્ષણને માટે તો તેનો તિરસ્કાર કરવો અને કરવાનું છે તે સાધી લેવું.

જો એમાં ભૂલ થઇ તો થઇ રહ્યું. આખા જીવનનું કલંક રહી જશે. કાર્ય ભીષણ છે છતાં સિદ્ધ કરવાની આવશ્યકતા છે. બસ...એજ. નિર્મળાને કાંઇ પણ બોલવાનો સમય ન આપવો; અને પ્રેમદાને તત્કાળ હુકમ આપી કામ કાઢી લેવું."

નરેન્દ્ર વિહારપૂર આવ્યો. મકાનમાં આવતાંજ તેણે ઘરમાં બાળક હોવાનાં ચિન્હો જોયાં. મનમાંનો ઠરાવ દ્રઢ કર્યો. મુસાફરીનાં વસ્ત્રો ઉતારી બહાર આરામ લેતો બેઠો; એટલામાં નિર્મળા ત્યાં આવી. હસતે મુખડે નરેન્દ્રને સંબોધવા લાગી:-

"વ્હાલા! વધામણી." નિર્મળા આ શબ્દો બોલતી નરેન્દ્રના પાસામાં બેઠી, પ્રેમદા કુમળા બાળકને લઇ નજીક આવી ઉભી રહી. "આ તમારૂં લાડકું બાળક!" નિર્મળા આટલા શબ્દો બોલતાં નરેન્દ્રના ગળામાં હાથ નાખી બેઠી. નરેન્દ્ર અત્યારે વજ્ર જેવા હૃદયનો બનીને બેઠો હતો. તેનું મુખ હસ્યું નહિ; તેમ બાળક પ્રતિ દ્રષ્ટિ સરખી પણ ન ફેંકી. નિર્મળાને કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં પ્રેમદા તરફ ક્રોધ ભરી દ્રષ્ટિ કરી બોલ્યો:-"પ્રેમદા! લઇ જા એ બાળકને!" પ્રેમદા સ્થિર ઉભી. નિર્મળાને નરેન્દ્રના આ શબ્દોથી અત્યંત આશ્ચર્ય થયું.

"વ્હાલા! એમ શા માટે કહો છો? તમારા પુત્રને તો રમાડો. જુઓ તો ખરા, કેવો સુંદર છે?" આમ બોલતાં પ્રેમદાના હાથમાંથી બાળક લઇ નરેન્દ્રના નજીક આવી. "બધોય તમારો ચ્હેરો છે. અજાણ્યો માણુસ પણ કહેશે કે એ તમારોજ પુત્ર હોવો જોઇએ. અહા! કેવો રૂપાળો! કેવો શાન્ત! અને વળી હસે છે પાછો! જુઓ, જુઓ."

નરેન્દ્રને આ શબ્દોએ વધુ કઠણ હૃદયનો બનાવ્યો. "અજાણ્યો માણુસ પણ મારા પુત્ર તરીકે એને ઓળખશે એટલું બધું મળતાપણું! ન જોઇએ, એનું અસ્તિત્વજ ન જોઇએ." આમ વિચાર કરી બોલ્યો:-

"માટેજ કહું છું કે એને લઇ જા. એનો નાશજ થ......"

"હાય હાય! આ શું બોલો છો? આનો નાશ! આ કુમળા પુષ્પનો નાશ? મ્હારા વ્હાલા બાળકનો નાશ? નરેન્દ્ર! વ્હાલા!! તમે આજ આમ કેમ બોલો છો?" નિર્મળા નરેન્દ્ર તરફ જોતી જડવત્ ઉભી.

"હા. હા. એનોજ નાશ. મારા અને તારા જીવનના કલંકના ચિન્હનો નાશ. નિર્મળા એમ થવુંજ જોઇએ; એમજ થશે." નરેન્દ્રે નિર્મળાનો હાથ પકડી બાળક તરફ દ્રષ્ટિ કરતાં કહ્યું. "જો, જો, તારા અને મારા કલંકને ખુલ્લું કરનાર આ જીવંત ચિન્હ તરફ જો. એનો નાશ થવોજ જોઇએ." નરેન્દ્રનાં નેત્રમાંથી પાપનો અગ્નિ ઝરવા લાગ્યો. તેના મુખ

ઉપર પાપની છાયા દેખાવા લાગી. નિર્મળા બીધી. તેનાં નેત્રમાંથી અશ્રુધારા ચાલી. પ્રેમદાએ ધાર્યું કે નરેન્દ્રના સન્મુખ આ બાળક વધુ વખત રહેશે તો કદાચ નરેન્દ્રજ તેને સહજમાં નુકશાન કરશે, તો તે બિચારાનો ઘાત થઇ જશે. નિર્મળાના હાથમાંથી તેણે બાળક ઉઠાવી લીધું. નરેન્દ્રનાં નેત્રોમાં પાપની મૂર્તિ પ્રત્યક્ષ થઈ.

"નિર્મળા ! નિર્મળા ! ! અત્યારે તારૂં મગજ ઠેકાણે નથી. એની હયાતિથી આપણને કેટલું નુકશાન છે તે શું તું નથી જાણતી ? જરા સમજ. વિચાર કર, અને......"

" નહિ, નહિ, ઓ વ્હાલા ! નહિ. એમ ન કરો. એ પુષ્પ જેવા કુમળા બાળકનો નાશ કરતા પહેલાં મારો નાશ કરો. ઓ નરેન્દ્ર ! વ્હાલા ! ! મારા સામુ જુઓ. આ ફાટી જતા–ચિરાઇ જતા હૃદય સામું જુઓ. એને ન મારોઃ એણે તમારૂં શું બગાડયું છે ?" નિર્મળા હૃદયભેદક સ્વરે રૂદન કરતાં બોલી.

" બસ કર. એણે મારૂં શું બગાડયું છે ? અરે ! એ તો મારા સર્વ-સ્વનો નાશ કરશે......"

" અને તેથીજ તમે મારા સર્વસ્વનો નાશ કર્યો ? નરેન્દ્ર ! પ્રથમ-થીજ શા માટે તે વિચાર ન કર્યો ? વાતને આટલી હદ સુધી શા માટે વધવા દીધી ? અરે તમારાજ બાળકનો તમે ઘાત કરશો ? ઓ નાથ ! એટલા નિર્દય ન બનો. અરે ! તમારૂં કોમળ હૃદય કયાં છૂપાઈ ગયું ? હું તમારે પગે પડું છું. નરેન્દ્ર ! વ્હાલા ! ! હું તમારી પાસે ખોળો પાથરી અરજ કરૂં છું કે એને બચાવો. મારા વ્હાલા બાળકને બચાવો. હું ગમે ત્યાં જઇશ, ભીખ માગીશ, જંગલે જંગલમાં રખડીશ, ભૂખે મરીશ, પણ મારા વ્હાલા–મારા કુમળા પુષ્પ જેવા બાળકને બચાવો. અરે ! નરેન્દ્ર ! ન બનો, એટલા ઘાતકી ન બનો." નિર્મળા નરેન્દ્રના પગ આગળ બેસી ગઇ, ખોળો પાથરી બાળકનું દાન માગતી, તેના પગપર માથું મૂકી અશ્રુ વડે તેના પગ ધોવા લાગી છતાં; શરૂઆતથીજ ક્રૂર બની બેઠેલો નરેન્દ્ર વધુ અને વધુ ઘાતકી બન્યો. નિર્મળાને કાંઇ પણ જવાબ ન આપતાં પ્રેમદા તરફ જોઇ કઠોર સ્વરે બોલ્યોઃ—

" લઇ જા, પ્રેમદા ! એ મારા જીવનના કલંકનો નાશ કર."

નરેન્દ્રના આ શબ્દો નિર્મળાના હૃદયને ચીરી નાખવાને બસ હતા. " ઓ હાય ! " કરી તેણે એક કારમી ચીસ પાડી. " નરેન્દ્ર ! નરેન્દ્ર ! ! આવું કાર્ય ન કરો. મારા કુમળા બાળકને બચાવો. અરે ! કોઇ મારા પુષ્પને બચાવો."

પ્રેમદા નરેન્દ્રની આજ્ઞા સાંભળતાંજ ધીમે પગલે બહાર જવા લાગી. નિર્મળા ગાંડાની માફક તેની પાછળ દોડી. 'પ્રેમદા! પ્રેમદા!! બ્હેન! મારો બાળક મને સોંપ. અરે! મારા બાળકને તું પણ નહિ બચાવે? લાવ, લાવ મારા ફુલડાને." આમ બોલતાં પ્રેમદાનો હાથ પકડ્યો.

"પ્રેમદા! બ્હેન!! તું પણ આમ ઘાતકી બનીશ? આ બાળકે તારૂં તે શું બગાડયું છે? બ્હેન! તું સ્ત્રી છે. તને પણ કાંઇ દયા નહિ આવે? લાવ, લાવ મારા બચ્ચાને." નિર્મળા પ્રેમદાના હાથમાંથી બાળકને લેવા ગઇ એટલામાં નરેન્દ્રે આવી નિર્મળાના બન્ને હાથ પકડી લીધા. બળાત્કારે તેને પાછી ખેંચી સોફા ઉપર નાખી. પ્રેમદા ત્યાંથી બહાર નીકળી ગઇ. નિર્મળા છાતી ફાટ રૂદન કરવા લાગી. તેનાં નેત્રમાં આંસુ સમાતાં ન હતાં. વસ્ત્રો અસ્તવ્યસ્ત થઇ ગયાં હતાં. કેટલીકવારે નરેન્દ્ર સામુ જોઇ તે બોલીઃ-

"નરેન્દ્ર! તમારો આવોજ પ્રેમ? મારા બાળકની પણ દયા ન આવી? અરે! તમારાજ બાળકનો તમે નાશ કર્યો! ઓ મા!" ચીસ પાડી બેશુધ્ધ થઇ પડી. નરેન્દ્રનું હૃદય ઘણુંજ ડરતું હતું. જેમ બને તેમ આ બધો પ્રકાર જલ્દીથીજ પૂરો થઈ જાય તેમ તે ઇચ્છતો હતો. જે માર્ગ તેણે સ્વિકાર્યો હતો તે માટે તેનું અંતઃકરણ પણ તેને ડંખતું હતું; છતાં તેની બુધ્ધિ મર્યાદામાં તેને બીજો માર્ગ દેખાતોજ ન હતો. નિર્મળા બેશુદ્ધ થતાં તે તેની નજીક આવ્યો અને તેને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા લાગ્યો.

"નિર્મળા! નિર્મળા!! વ્હાલી ઉઠ."

નિર્મળા કાંઇક શુદ્ધિમાં આવી પણ નરેન્દ્રને જોતાંજ પાછી ચીસ પાડી ઉઠી. "મારૂં બાળક લાવો. ઓ નિર્દય નરેન્દ્ર! મારૂં બાળક પાછું આપો." વળી પાછી બેભાન થઇ પડી. કેટલીકવારે પ્રેમદા પાછી આવી. બાળકનું શું થયું? કયાં ગયું? એવો કોઇ પણ જાતનો પ્રશ્ન નરેન્દ્રે ન કર્યો. નિર્મળા હજી બેશુદ્ધ હતી. પ્રેમદાએ કેટલાક પ્રયત્ને તેને શુદ્ધિમાં આણી. પ્રેમદાને જોતાંજ બાળકનો નાશ થયેલો તેણે માની લીધો. નરેન્દ્ર તરફ જોઇ તે હૃદયદ્રાવક રીતે બોલવા લાગીઃ—

"નરેન્દ્ર! તમને સહજ પણ દયા ન આવી? અરેરે! તમારૂં હૃદય તે કેવા વજ્રનું બનેલું છે? મારા આટલા બધા પ્રેમનું આજ પરિણામ? ઓ ઘાતકી નરેન્દ્ર! હું તમને કેટલા દયાળુ સમજતી હતી?"

"નિર્મળા! નિર્મળા!! શાન્ત થા. વિચાર કર, કે એ પગલું આપણા ભવિષ્યના સુખને માટે હતું. હું એવો ઘાતકી નથી. મારૂં

હૃદય તું સારી રીતે જાણે છે." આ પ્રમાણે નરેન્દ્રે નિર્મળાને સમજાવવા પ્રયત્ન કરવા માંડયો.

"જાણું છું. છેવટે મને આમ રીબાવવા માટેજ મારાપર પરોપકાર કર્યા હતા કેમ? મને કલંકિત કરવા, મારૂં સર્વનાશ કરવાજ મને બચાવી હતી કેમ? બોલો, બોલો, એટલાથીજ તૃપ્તિ ન પામતાં અંતે મારા કુમળા, ઉગતા બાળકને પણ તમે છુંદી નાંખ્યું, ખરૂંને! નરેન્દ્ર!! નરેન્દ્ર!! આટલા દિવસ હું તમને ઓળખી શકી નહતી."

"શું હું તને નથી ચ્હાતો એમ તું કહે છે? મારો તારા પર પ્રેમ નથી!" નરેન્દ્રે નિર્મળાની નજીક બેસતાં કહ્યું.

"છે, તમારો પ્રેમ છે પણ તે વિષયપ્રેમ છે. માત્ર ઇન્દ્રિય તૃપ્તિનો પ્રેમ છે. તે દિવસે નૌકામાંજ મારૂં કન્યાવ્રત તમે ભંગ કર્યું હોત, પરન્તુ ઇશ્વરે મને તે વખતે બચાવી લીધી. કહો, નરેન્દ્ર! તમે મને સત્ય પ્રેમથી ચ્હાતા હતા, તો પછી મને તર્કપ્રસાદ સાથે શા માટે પરણાવી? મને રીબાવવાનેજ માટે કે? અરે! એટલુંજ નહિ, પણ તેમના મૃત્યુ પછી મને તમારે ત્યાં રાખી મારૂં અંતઃકરણ તમારા તરફ વિશેષ ખેંચી, મારી આ દશા શા માટે કરી? મારા તરફ તમારો પ્રેમ હતો તેટલા માટેજ મારા બાળકની હત્યા કરી, આ રીતે મને સુખ આપ્યું કેમ!"

નરેન્દ્ર શું બોલે? શો જવાબ આપે? નિર્મળાએ આગળ ચલાવ્યું:—"તમારી સાથે કલંકિત થવામાં મેં શું મેળવ્યું? મારા બાળકની મારી નજર સામે હત્યા; અને તે પણ તમારીજ ઇચ્છાથી. અરે! મને આટલું આટલું દુઃખ શા માટે આપો છો? તમારે મારી સાથે સુખ ભોગવવું હતું તો મારી સાથે લગ્ન કેમ ન કર્યું?" આ બધા વાક્ પ્રહારો નરેન્દ્ર અવનત મુખે સાંભળી રહેવા લાગ્યો.

"નરેન્દ્ર! એમ ન સમજશો કે હું પ્રથમથી સમજતી ન હતી. સમજતી હતી, બધું સમજતી હતી; પરન્તુ તમારા પ્રેમને ઓળખી શકી ન હતી. હું એમજ જાણતી હતી કે નરેન્દ્ર! મારો વ્હાલો! મને કદી પણ એવું દુઃખ નહિ આપે; કોઇ પણ રીતે તે મને સુખી કરવાજ યત્ન કરશે પણ અંતે તો વિષ તે વિષજ નિકળ્યું. અરેરે જે પળે તમારો અને મારો પ્રથમ મેળાપ થયો, તેજ વખતે હું મરી કેમ ન ગઇ? મેં મારી માતાની સ્વપ્ન છાયા પર અણવિશ્વાસ રાખ્યો તેનું ફળ મને મળી ચૂક્યું. અનંગનું વિષ અમૃત ગણીને પીધું પણ વિષ તે તો વિષજ નિકળ્યું. હું ધારતી હતી કે નરેન્દ્રના શુદ્ધ પ્રેમથી અનંગવિષ

પણ અમૃત સમાન નિવડશે અને તેથીજ તે ઝહરને અમૃતમય ઝહર ગણી પાન કર્યું પણ નરેન્દ્ર! તમારા પાપે તે ઝહરજ નિવડ્યું."

"નિર્મળા! નિર્મળા!! તું મારૂં હૃદય ચીરી નાખે છે. મારા મનની લાગણી તો મારૂંજ મન જાણે છે. તને શું અને શી રીતે સમજાવું! અરે મારૂં ચાલતું હોય તો તું કહે તેમ કરૂં પણ દુનિયા......"

"હા. હા. દુનિયાનો ડર તમને છે. મને તો નહિજ કે? મેં કેમ દુનિયાની પરવા ન કરી? હું જાણું છું કે સૌ સ્વાર્થી છે. નરેન્દ્ર મારૂં સર્વનાશ કરતાં તો તમને દયા ન આવી, પણ મારા વ્હાલા બાળકનો ઘાત કરતાં પણ તમને દયા ન આવી? ઓ! ઓ મારા લાડકા! તારે માટે મેં કેવી કેવી આશાઓ રાખી હતી? અરેરે! આ દુનિયામાં તને જન્મ આપનાર તારો પિતાજ તારો કાળ બન્યો, ત્યાં તને કોણ બચાવે? અરેરે! હવે હું તને કયાં જોઇશ? લાવો, નરેન્દ્ર! ઓ ઘાતકી હૃદયના મનુષ્ય! ઉઠ, શું જુએ છે? મારૂં બાળક લાવ. લાવ મને પાછું આપ! ઓહ! ઓ મા...! તું મને લઇ જા. ઉભી રહે ઉભી રહે, તે દિવસે ન આવી પણ આજ હું તારી સાથે આવું છું. ઉભી રહે, ઓહ......ઓ .....અરે કોઇ મારા બાળકને બચાવો." નિર્મળા બેશુધ્ધ થઇ ગઇ.

---

# તૃતિય ખંડ, પ્રથમ પરિચ્છેદ.



## વિધવા ધર્મ વિચાર.



નિત્ય નિયમ પ્રમાણે વિહારપુરના રાજ્ય મહાલયમાં સ્વામી અખંડાનંદની પાસે શ્રોતા મંડળ બેઠું હતું. આજે નિહાલસિંહે ખાસ વિધવા ધર્મ વિષેજ પ્રશ્ન પૂછવાનો નિશ્ચય કર્યો હતો. રાજ્ય પુરોહિત રામચંદ્ર પંડિત પણ સમય આવે પોતાની વિદ્વત્તા દર્શાવવા ઉત્સુક થઈ રહ્યા હતા. નિહાલસિંહે પ્રણામ કરી પ્રશ્ન કર્યો.

"મહારાજ! આપે દેશકાળને અનુસરી જુદા જુદા ધર્મો અને આચારો જાણવા તથા પાળવાનું જણાવ્યું; પરન્તુ મને એક વિષયમાં શંકા થાય છે આજ્ઞા હોય તો પૂછું."

"ખુશીથી પૂછ. રાજન્! જ્યાં સુધી પ્રત્યેક વિષયમાંથી શંકા દૂર થતી નથી ત્યાં સુધી તે વિષયનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી." અખંડાનંદે ઉત્તર આપ્યો.

"મહારાજ! સર્વના ધર્મોમાં કદાચ યુગ અને દેશકાળને અનુસરીને ફેરફાર થતો હશે, પરન્તુ સ્ત્રીઓના અને તેમાં પણ મુખ્યત્વે કરીને વિધવાઓના ધર્મ અને આચારમાં ફેરફાર હોય એમ મને લાગતું નથી. તો પછી તેમાં કાંઇ ફેરફાર થાય છે કે નહિ? અને થતો હોય તો તે કેવા પ્રકારનો?" નિહાલસિંહે યુક્તિથી પ્રશ્ન કર્યો..

નિહાલસિંહનો આ પ્રશ્ન થતાં નવલ તથા માલતીનાં હૃદય પ્રત્યુત્તર સાંભળવા ઉત્સુક થઇ રહ્યાં. ચકમાં બેઠેલી હોવા છતાં, નવલનાં નેત્રો માલતી તરફ જોતાં હોય તેમ તે તરફ વળ્યાં. માલતીએ બારીકાઇથી નવલ તરફ જોયું. વિમલપ્રભા હસી અને માલતીના પડખામાં ઝીણી ચુંટી ખણી. રામચંદ્ર પંડિત પણ હવે પોતાનું જ્ઞાન પ્રકાશ કરવાનો સમય નજીક આવ્યો છે, એમ જણાવતા હોય તેમ, જરા ટટાર થઇ બેઠા. સ્વામીજીએ પ્રત્યુત્તરની શરૂઆત કરી.

"સત્ય, ત્રેતા આદિ યુગોમાં સ્ત્રીઓને પતિ સાથે સહગમન કરવાની ફરજ હતી, કેટલીક સ્ત્રીયો યુગાન્તરને લીધે સહગમન ન કરી શકે તેમને બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા છે; જ્યારે કલિયુગમાં અમુક

અમુક પ્રસંગોમાં પુનર્વિવાહ કરવાની પણ છુટ અપાઇ છે; કારણ કે પતિ સહગમન અને બ્રહ્મચર્ય એ બન્ને કલિયુગની સ્ત્રીઓની શકિત બહાર છે. બધી વિધવાઓ બ્રહ્મચર્ય પાળી શકતી નથી કારણુ કે તેમાંની કેટલીક તો કેવળ બાલ્યાવસ્થામાંજ વિધવા થયેલી હોય છે."

"મહારાજ!" પંડિતજી બોલ્યા. "બૃહન્નારદીય પુરાણુમાં જણાવ્યું છે કે:–

समुद्रयात्रास्वीकारः कमण्डलुविधारणम् ।
द्विजानामसवर्णासु कन्यासूपयमस्तथा ॥
देवरेण सुतोत्पत्तिर्मधुपर्के पशोर्वधः ।
मांसादनं तथा श्राद्धे वानप्रस्थाश्रमास्तथा ॥
दत्तायाश्चैव कन्यायाः पुनर्दानं वरस्य च ।
दीर्घकालं ब्रह्मचर्य्यं नरमेधाश्वमेधकौ ॥
महाप्रस्थानगमनं गोमेधश्च तथा मखम् ।
इमान् धर्म्मान् कलियुगे वर्ज्यानाहुर्मनीषिणः ॥

સમુદ્રયાત્રા; સંન્યસ્ત; અન્ય વર્ણની કન્યાનું પાણિગ્રહણ, ભાઇની સ્ત્રી અથવા અન્ય વિધવામાં પુત્રોત્પત્તિ; અતિથિસત્કારમાં પશુવધ; શ્રાદ્ધમાં માંસ ભક્ષણ; વાનપ્રસ્થ સ્વિકાર; એક વ્યકિતને કન્યા આપ્યા બાદ તેજ કન્યા પુનઃ બીજાને આપવી; લાંબા સમયનું બ્રહ્મચર્ય; મનુષ્ય, અશ્વ અથવા પશુનો યજ્ઞમાં વધ; મૃત્યુ સુધી યાત્રા પર્યટણ; કલિયુગમાં આ ધર્મોનું પાલન કરવાની મહર્ષિઓએ મના કરી છે.

આ રીતે એમાં એક વખત એમ પુરૂષને આપેલી કન્યા બીજાને ફરી ન આપવાનું જણાવ્યું છે તો પછી વિધવાનો વિવાહ કેવી રીતે થઇ શકે ?"

"પંડિતજી! બૃહન્નારદીય પુરાણમાં આ પ્રમાણે કહયું છે તે ખરૂં પરન્તુ તે નિષેધ કન્યા માટે છે. વિધવાને માટે નથી. કારણુ કે યાજ્ઞવલ્કય સ્મૃતિમાં કહયું છે કે:–

सकृत् प्रदीयते कन्या हरंस्तां चौरदण्डभाक् ।
दत्तामपि हरेत् पूर्व्वात् श्रेयांश्चेद्वर आव्रजेत् ॥

કન્યાનું દાન એકજ વખત થાય છે. અને જે મનુષ્ય આ રીતે કન્યાનું એક વખત દાન આપ્યા પછી ફરીથી પાછું લે છે, અર્થાત કન્યા પાછી લઇ લેછે તેને ચોરી કરવાનો અપરાધ લાગુ પડે છે; પરંતુ જો બીજો વધુ લાયક મનુષ્ય તે કન્યાના હાથની માગણી કરે તો તે કન્યા આપી દીધી હોય, છતાં તે પ્રથમ પુરૂષ પાસેથી પાછી લેવાય છે.

પંડિતજી! આ ઉપરથી તમે સમજી શકશો કે એક વખત આપેલી કન્યા જ્યારે વધુ યોગ્ય પુરૂષને આપવા યાજ્ઞવલ્કય ઋષિ પણ જણાવે

છે, તો પછી જે વિધવા છે, જેનો પતિ મત્યુ પામ્યો છે તેને બીજો પતિ કરવા કોઇ પણ પ્રકારની હરકત નથી. તમે જે બૃહન્નારદીય પુરાણનું દ્રષ્ટાંત આપ્યું તે તો કન્યાઓને માટે છે. અને તેજ કન્યાઓને માટે યાજ્ઞવલ્કયસંહિતા આમ જણાવે છે. કહો ! હવે તમે પુરાણને પ્રમાણ રૂપ ગણુશો કે સંહિતાને ?" સ્વામીજીએ પંડિતને ગુંચવાડામાં નાંખ્યા.

જેમ જેમ આ પ્રશ્ન વધુ ચર્ચાતો ગયો તેમ તેમ શ્રોતાઓને વધુ અને વધુ રસ પડતો ગયો. કેટલીકવાર વિચાર કરી પંડિતજી બોલ્યા:- "મહારાજ ! આતો ગુંચવાડામાં પડયા; એમાંથી કોને માન આપવું અને કોને ન આપવું તે સમજાતું નથી આપ કાંઇક માર્ગ બતાવો."

"સાંભળો." પંડિતજીનાં આવાં વચન સાંભળી સ્વામીજી બોલ્યા:- "મહાન વેદવ્યાસે કહયું છે કે:-

श्रुतिस्मृतिपुराणानां विरोधो यत्र दृश्यते ।
तत्र श्रौतं प्रमाणन्तु तयोर्द्वैधे स्मृतिर्वरा ॥

જ્યારે જ્યારે વેદ, સ્મૃતિ અને પુરાણમાં વિરોધાભાસ લાગે ત્યારે વેદ એ શ્રેષ્ટ પ્રમાણ માનવું: અને જ્યારે સ્મૃતિ અને પુરાણમાં વિરોધાભાસ લાગે ત્યારે સ્મૃતિને પ્રમાણભૂત ગણવી.

હવે તમે સમજી શકશો કે બૃહન્નારદીય પુરાણુ અને યાજ્ઞવલ્કય સંહિતા એ બેમાં યાજ્ઞવલ્કય સંહિતાજ પ્રમાણુભૂત મનાશે. વળી-" સ્વામીજીએ આગળ ચલાવ્યું. "તેજ પ્રમાણે પરાશર સંહિતા કે જે ખાસ કલિયુગ માટેજ નિયત થઇ છે અને વળી સંહિતા હોવાથી પુરાણોના કરતાં પણ પ્રમાણુ તરીકેની વધુ સત્તા ધરાવે છે, તેમાં જણાવે છે કે:-

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

પતિના સમાચાર ન મળે તો; મૃત્યુ પામ્યો હોય તો, સંન્યસ્ત ગ્રહણ કરે તો, ષંઢ હોય તો, અધમ-પતિત થયેલો હોય તો; સ્ત્રી બીજો પતિ કરી શકે છે.

આ ઉપરથી પરાશર સંહિતા બીજો પતિ કરવાની ફરજ પાડતી નથી, પરન્તુ બીજો પતિ કરવો હોય તો છૂટ આપે છે. **સર્વથી શ્રેષ્ટ પતિ સહગમન, તેનાથી બીજી પંકિતએ બ્રહ્મચર્ય અને ત્રીજી પંકિતએ બીજો પતિ કરવો,** એમ ગણેલ છે. કલિયુગમાં બ્રહ્મચર્ય ન પાળી શકવાથી સ્ત્રીઓ વ્યભિચાર કરે છે અને તેથી ઉત્પન્ન થયેલા બાળકોની હત્યા કરી પોતાનો દોષ છૂપાવે છે. વળી પછી પણ પાછી એજ માર્ગ એટલે વ્યભિચાર કરે છે. આવી અધમ સ્થિતિમાં પ્રવેશવું અને બ્રહ્મચર્ય ન પાળી શકાય છતાં ડોળ કરવો તેના કરતાં અન્ય પતિ

કરવો એ ઉત્તમ છે. જેને માટે પરાશર મુનિ અન્ય પતિ કરવાને છૂટ આપે છે. માટે જો વિધવા બ્રહ્મચર્ય ન પાળી શકે તેમ હોય તો તેણે અવશ્ય બીજો પતિ કરવો.

વળી નારદ સંહિતામાં પણ જણાવે છે કેઃ—

नष्टे मृते प्रव्रजिते क्लीवे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥
अष्टौ वर्षाण्यपेक्षेत ब्राह्मणी प्रोषितं पतिम् ।
अप्रसूता तु चत्वारि परतोऽन्यं समाश्रयेत् ॥
क्षत्रिया षट् समास्तिष्ठेदप्रसूता समा त्रयम् ।
वैश्या प्रसूता चत्वारि द्वे वर्षे त्वितरा वसेत् ॥
न शूद्रायाः स्मृतः काल एष प्रोषितयोषिताम् ।
जीवति श्रूयमाणे तु स्यादेष द्विगुणो विधिः ॥
अप्रवृत्तौ तु भूतानां दृष्टिरेषा प्रजापतेः ।
अतोऽन्यगमने स्त्रीणामेष दोषो न विद्यते ॥

પતિના સમાચાર ન મળે તોઃ તે મૃત્યુ પામ્યો હોય તો; સન્યસ્ત ગ્રહણ કરે તો; ષંઢ હોય તો, પતિત થયેલો યા અધમ હોય તો; આ પાંચમાંની કોઈ પણ આપત્તિમાં સ્ત્રી બીજો પતિ કરી શકે છે. બ્રાહ્મણની સ્ત્રીએ પોતાના પતિની આઠ વર્ષ પર્યંત રાહ જોવી, અને જો સંતતિ રહીત હોય તો ચાર વર્ષ રાહ જોઇ પછી પુનર્લગ્ન કરવું. ક્ષત્રિય સ્ત્રીએ છ વર્ષ અને સંતતિ રહીત હોય તો ત્રણ વર્ષ રાહ જોઈ પછી પુનર્લગ્ન કરવું. વૈશ્યની સ્ત્રીએ ચાર વર્ષ અને સંતતિ રહીત હોય તો બે વર્ષે પુનર્લગ્ન કરવું. અને શુદ્રની સ્ત્રી માટે રાહ જોવાનો સમય જણાવ્યો નથી. જો પતિ જીવિત છે એમ સમાચાર મળે તો ઉપર જણાવેલાથી બમણો સમય રાહ જોવી; પરન્તુ જો પતિની હયાતિના સમાચાર ન મળે તો ઉપર જણાવેલી મુદતજ બંધનકર્ત્તા છે. આ પ્રજાપતિ—મનુષ્ય જાતિના નેતાનો—બ્રહ્માનો અભિપ્રાય છે. આવા પ્રસંગોમાં, આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીને બીજો પતિ કરવામાં કાંઇ હરકત નથી.

આ ઉપરથી પણ "પંડિતજી! આપણે જોઇ શકીશું કે "પતિ જીવિત છે એમ સમાચાર મળે તો" એ વાકય જણાવી આપે છે, કે પતિના મૃત્યુ બાદ એટલે વિધવાઓ લગ્ન કરી શકે છેઃ અને તે અભિપ્રાય સ્વયં બ્રહ્માનો છે."

વળી કાત્યાયન ઋષિ કહે છેઃ—

स तु यद्यन्यजातीयः पतितः क्लीब एव वा ।
विकर्म्मस्थः सगोत्रो वा दासो दीर्घामयोऽपि वा ।
ऊढापि देया सान्यस्मै सहाभरणभूषणा ॥

જો લગ્ન પછી પતિ અન્ય જાતિનો હોવાનું જણાય; પતિત જણાય; ષંઢ જણાય; વિરુદ્ધ કર્મ કરનાર (unprincipled) જણાય; પોતાનાજ ગોત્ર અથવા કુટુંબનો

જણાય; દાસ જણાય અથવા દીર્ઘ આમથી પીડાતો જણાય, (valetudinarian) તો તે પરણાવેલી કન્યા તેના દાગીના વિગેરે ભૂષણો સહ અન્ય પુરૂષને આપવી યા પરણાવવી.

વળી મહામુનિ વશિષ્ટ કહે છે કે:—

कुलशीलविहीनस्य षण्ढादिपतितस्य च ।
अपस्मारिविधर्म्मस्य रोगिणां वेषधारिणाम् ॥
दत्तामपि हरेत् कन्यां सगोत्रोढां तथैव च ॥

હલકા કુટુંબના, હલકી વર્તણુંકવાળા, ષંઢ, પતિત, અપસ્મારના વ્યાધિવાળા વિરૂધ કર્મ કરનારા, વ્યાધિ યુકત, વિરકત અથવા એકજ કુટુંબના મનુષ્ય સાથે પરણાવેલી કન્યા પાછી લઈ શકાય છે અર્થાત બીજાને આપી શકાય છે (બીજા સાથે પરણાવી શકાય છે.)

આ ઉપરથી જણાય છે કે પતિ હયાત હોવા છતાં પણ અમુક અમુક સંયોગોમાં કન્યાનું ફરી લગ્ન થઇ શકે છે; તો પછી પતિના મૃત્યુ બાદ વિધવા ફરીથી લગ્ન કરી શકે એમાં કાંઇ સંશયજ નથી. વળી તમે પ્રથમના શ્લોકમાં ભાઇની સ્ત્રી અથવા અન્ય વિધવામાં પુત્રોત્પત્તિ કરવાનું કલિયુગમાં વર્જીત જણાવ્યું છે" એમ જણાવી ગયા તે પણ શું જણાવે છે? વિધવામાં પુત્રની ઉત્પતિ કેવી રીતે થઇ શકે? વળી "પુનર્ભૂ" શબ્દ શું સૂચવે છે? મનુભગવાને કહ્યું છે કે:—

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।
उत्पादयेत् पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥

જો કોઈ પણ સ્ત્રી, વિધવા થયા પછી અથવા પતિએ તજી દેવાથી, ફરીથી લગ્ન કરે તો તે પુનર્લગ્નથી જે પુત્ર ઉત્પન્ન થાય તેને પુનર્ભવ કહેવો.

વિષ્ણુ કહે છેઃ—अक्षता भूयः संस्कृता पुनर्भूः ।

જે અક્ષતયોનિ સ્ત્રી બીજી વખત લગ્ન કરે છે તેને પુનર્ભૂ કહેવામાં આવે છે.

યાજ્ઞવલ્કય કહે છે કેઃ—अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः

જે સ્ત્રી અક્ષત યોનિ હોય યા ક્ષતયોનિ હોય, પરન્તુ તે બીજી વખત લગ્ન કરે તો તે પુનર્ભૂ કહેવાય છે.

વશિષ્ઠ કહે છેઃ—

या च क्लीबं पतितमुन्मत्तं वा पतिमुत्सृज्य अन्यं
पतिं विन्दते मृते वा सा पुनर्भूर्भवति ।

જેણે પોતાના પતિને પંઢત્વને લીધે, પતિત થવાને લીધે અથવા ગાંડો થઇ જવાને લીધે, તજી દીધો હોય અથવા જેનો પતિ મરી ગયો હોય; અને તે પુર્નલગ્ન કરે તો તે પુનર્ભૂ કહેવાય છે.

પંડિતજી! આ ઉપરથી પણ મનુ, વિષ્ણુ, યાજ્ઞવલ્કય અને વશિષ્ઠ પણ ફરીથી લગ્ન કરવાને રજા આપે છે એ તો તમારે કબુલ કરવુંજ પડશે ને? કહો હવે તમારૂં શું કહેવું છે?"

અખંડાનંદજીના આ પ્રશ્નથી પંડિતજી કાંઇક વિચારમાં પડી ગયા; અને બીજા દીને જો બની શકે તો પોતાની દલીલો તેમજ શંકાઓ રજુ કરવાનું જણાવ્યું. નિહાલસિંહ, વિમલપ્રભા, નવલ તેમજ માલતીના હૃદયમાં આ વાદવિવાદથી કેટલો હર્ષ થયો તે કહી શકાય તેમ નથી. તે પ્રત્યેકના મનમાં એમજ નિશ્ચય થઈ ગયો કે વિધવાઓને પુનર્લગ્ન કરવામાં શાસ્ત્ર બાધ કરતુંજ નથી; બલ્કે કલિયુગ માટે તો રજા આપે છે.

---

## દ્વિતીય પરિચ્છેદ.



### આતર સ્થીતિ.



"હવે ખાત્રી થઇ, નવલ?" સહજ એકાન્ત મળતાં નિહાલસિંહે નવલને પૂછ્યું. "તેં મને વચન આપ્યું છે કે જો શાસ્ત્રાધાર મળે તો માલતી સાથે લગ્ન કરવું કહે, હવે તો તારા મનની ખાત્રી થઇને?"

"હજી ખાત્રી થઇ એમ કેમ કહેવાય? કેમ, હજી કાંઇ શંકા નહિ હોય? તમે તો મહારાજ! એટલામાંજ ફુલાઇ જાઓ છો."

"અરે ભાઇ! તું કહે તેટલીવાર ધીરજ ખમુ. પણ એ ધીરજ તને ભારે પડી જશે. મને તો કાંઇ હરકત નથી. પણ હેં નવલ! જ્યારે એ પ્રશ્ન ચર્ચાતો હતો ત્યારે ત્હારા હૃદયમાં શું થતું હતું? હેં! કહેતો ખરો."

"મહારાજ! આટલો સમય તો ઠીક, પણ હવે તમે રાજ્યપદે સ્થિત થયા છતાં એવાજ મસ્કરા રહ્યા! તમે કોણ, હું કોણ? હું એક તમારો નોકર. મારી સાથે આવો વિનોદ શોભે?" નવલે વાત બદલાવવા યત્ન કર્યો.

"ખરેખર! મારી ભૂલ થઇ. આટલા દિવસ આપણે મિત્રો હતા હવે તું મારો નોકર થયો, પણ નવલ! મિત્ર વધે કે નોકર?"

"મિત્ર!" નવલે વાત બદલાયલી જોઇ કહ્યું. "આખી દુનિયા કહેશે કે મિત્ર. તમે જાણો છો મહારાજ! વિશ્વમાં એવી કેટલીક બાબતો હોય છે કે, જે પિતાના આગળ નથી કહી શકાતી; એવી કેટલીક બાબતો હોય છે કે જે માતાના આગળ પણ નથી કહેવાતી; તેમજ

એવી બીજી કેટલીક હોય છે તે ભાઇ, બ્હેન વિગેરે બીજાં સગાં-સંબંધીઓ પાસે પણ નથી કહેવાતી. અરે! પોતાની અર્ધાંગના જે સ્ત્રી, કે જેની સાથે જીવન પર્યંતનો સંબંધ જોડાયલો હોય છે, જેની સાથે આપણું જીવન જોડાયલું હોય છે તેને પણ કેટલીક બાબત નથી કહેવાતી; પરન્તુ આખી દુનિયામાં એવી એક પણ બાબત નથી કે જે મિત્રને ન કહી શકાય."

"વાહ! ભાઇ! તેં તો આજ હદ વાળી દીધી." નિહાલસિંહ બોલ્યો. પણ ત્યારે એટલું પણ સમજાવ તો ખરો કે એક વખત મિત્ર તરીકે જેને સ્વિકારીએ તેને ત્યજી દેવાય ખરો કે?"

"ના, નજ ત્યજાય."

"ત્યારે તું મારો મિત્ર હોવા છતાં મારાથી કેમ છુપાવે છે?"

"મહારાજ! તમે જીત્યા, હવે થયું?" નવલ હસતાં હસતાં બોલ્યો.

"એમ છુટી ન જવાય જો! નવલ! હવે કહે કે તે વખતે તારા હૃદયમાં શું થતું હતું?"

"મહારાજ! એમાં શું પૂછો છો! એ વખત મારા અંતરમાં જે થતું તે મારાથી કહી શકાય તેમજ નથી. અરે ખરૂં પૂછો તો હું પોતેજ તે સમજી શકતો નથી. પણ મહારાજ! આ ચર્ચાનું પરિણામ શું આવશે એમ ધારો છો?"

"આપણા લાભમાંજ આવશે. અરે! ભુલ્યો! તારા લાભમાં."

"હું પણ એજ મત આપું છું" નિહાલસિંહને બોલતાં અટકાવી વિમલપ્રભાએ પ્રવેશ કરતાં કહ્યું. નવલ આશ્ચર્યચકિત મુદ્રાએ તેના સામું જોઇ રહ્યો. નિહાલસિંહ હસી પડયો.

નવલે ધાર્યું કે આજે ખાસ તેની મશ્કરી કરવાનોજ તે બન્ને જણે સંપ કર્યો હશે.

"કેમ નવલ ભાઇ! તમે એ ચર્ચાનું પરિણામ શું આવવાનું ધારો છો? જો જો બિચારી કોઇ ભોળીને ભરમાવતા નહિ, કોઇ વિધવાને સધવા બનાવી દેતા નહિ" વિમલપ્રભા બોલી. ત્રણે જણ હસી પડયાં. નવલ ઉપર ઉપરથી અણગમો બતાવતો; છતાં અંતરમાં અત્યંત ખુશી થવા લાગ્યો. વ્હાલાંઓની મીઠી મશ્કરી જે આનંદ ઉપજાવે છે તે નવલ અત્યારે પોતે અનુભવવા લાગ્યો.

"નહિરે નહિ, એમ ન બોલ. એતો બિચારો કેવળ ભોળો છે. કે...વળ કે...વળ ભોળો." નિહાલસિંહ ઠાવકુ મ્હોં રાખી બોલ્યો.

"હું પણ ક્યાં એમને કપટી કહું છું. હુંય પણ કહુંછુને કે બિચારા કે...વળી ભોળા છે. અહા હા ! શું ભોળા પ...ણુ ! બિચારી પેલી કુમળી કલિકાને પોતાને ઘેર બોલાવીને ધીમે ધીમે તેનું મન મનાવવા મોટા સિદ્ધની માફક શાસ્ત્ર ચર્ચા કરવા બેઠા છે. અરે ! કહોને કે વિધવાઓ પણ લગ્ન કરી શકે છે એમ સમજાવી તેને પોતાની બનાવવા બેઠા છે. અરે વાહરે તમારૂં ભોળ પ...ણુ ! "

"તમે તો હદ કરો છો, હાં બ્હેન !" નવલે શરમાતાં કહ્યું "આવા શબ્દો તમને છાજે ?"

"હા, વળી કાંઇ તમને છાજે ?" નિહાલસિંહ હાથના ચાળા કરતાં બોલ્યો. "ખબરદાર ! મારા મિત્રને કાંઇ કહ્યું છે તો ! એતો બિચારો ભોળો બ્રહ્મા જેવો છે. તદ્દનજ ભોળો છે."

"હું પણ એમજ કહું છું ને ! બ્રહ્માએ જેમ અમુક વર્ષ દરમ્યાન પતિના સમાચાર ન મળે તો સ્ત્રીને પુનર્લગ્ન કરવાની છૂટ આપી, તેમ આ તમારા ભોળા બ્રહ્મા હવે માલતી જેવીને ફકત પોતાની સાથેજ લગ્ન કરવા છૂટ આપે છે."

"તમે તો બધાં મસ્કરીજ કર્યા કરો છો. તે બિચારી સાંભળશે તો એની શી દશા થશે તેનો તો વિચાર કરો ! એને કેટલું બધું ખોટું લાગશે ?" નવલ બોલ્યો.

"ઓહોહોહો ! આ તે શું કહેવાય ! જોયું ? હજી તો લગ્ન થયાંય નથી તે પહેલાં તો તે બિચારીની કેટલી કાળજી રખાય છે. પણ ભાઇ ! ત્યારે તો લગ્ન થયા પછી તમે અમનેય ભૂલી જશો કેમ ? અત્યારથી આટલી બધી કાળજી રાખો છો તો પછી શું નહિ કરો ?" વિમલપ્રભા નવલ પ્રતિ બોલી.

"બ્હેન ! બ્હેન ! ! મને માફ કરો, તમે બન્ને જીત્યાં." નવલ કંટાળતો હોય તેમ બોલ્યો. "હવે તો મારો કેડો છોડો ! હાથ જોડયા; તમને તો ન પહોંચાય."

નિહાલસિંહ તથા વિમળપ્રભા હસી પડયાં ! નિહાલસિંહ નવલને હસતાં હસતાં કહેવા લાગ્યો. "ન ગભરા દોસ્ત ! ન ગભરા ! એમાં શું ? કહે ને કે એમ તો એમ; જે થવાનું છે તે તો થશેજ ને."

ક્ષણેક પછી નિહાલસિંહ અને નવલ અન્ય કાર્યમાં ગુંથાયા. વિમલપ્રભા માલતીને ખોળતી બીજા ઓરડામાં ગઇ. પ્રિય પાઠક ! આપણે હવે માલતીનું હૃદય જોઇએ; અને તે બિચારીના મનમાં કેવા તરંગો ઉછળે છે તેનું અવલોકન કરીએ.

માલતી એક ઓરડામાં બેઠીબેઠી પોતાના મન સાથે વિચારમાં મશગુલ બની ગઇ હતી. નવનીતના મૃત્યુ બાદ તેના પિતાની માંદગીના સબબે તે રમ્યનગરમાંજ કેટલાક માસ રોકાઇ હતી; અને ત્યાર બાદ ગોવિંદપુરમાં કેટલાક માસ નવલની સાથે રહી હતી. એટલે લગભગ બાર ચૌદ માસ નવલના સહવાસમાં નીકળી ગયા હતા. તે દરમ્યાન તેને નવલ પ્રતિ અત્યંત ઉચ્ચ ભાવ ઉત્પન્ન થયો હતો. નવલ ગોવિંદપૂરથી નીકળી રમ્યનગર ગયો અને ત્યાંથી વિહારપુર આવી નવી નોકરી પર દાખલ થયો. તેમજ માલતી અને મનોરમા વિહારપૂર આવ્યાં તે દરમ્યાન બીજા ચારેક માસ વિતી ગયા હતા. આ ચાર માસ વિતાવવા માલતીને ચાર યુગ કરતાં પણ વધુ કઠિન થઇ પડયા હતા; પરન્તુ મનોરમા એને જે ઉપદેશ આપતી તેથી તેનો ઘણો સમય નીકળી જતો, છતાં એકલી પડતાં તેના હૃદયમાં નવલની પ્રતિમા ખડી થતી. આવી સ્થીતિમાંથી નવલે તેને વિહારપૂર બોલાવી. પ્રિય પાઠક ! આ બધા સંજોગો જોતાં–માલતીને વૈધવ્ય પ્રાપ્ત થયાને દોઢેક વર્ષ વીતી જતાં, અને તે દરમ્યાન નવલના પ્રતિ તેની આટલી લાગણી ખેંચાતાં, વિધવા ધર્મની ચર્ચા સાંભળ્યા પછી માલતીના મનમાં શા તરંગો ઉછળતા હશે તે શું તું કલ્પી શકે તેમ નથી ?

"આજની ચર્ચા નિહાલસિંહે શા ઉપરથી ઉપસ્થિત કરી હશે ? અને તે ચર્ચામાં પણ વિધવાઓના કર્ત્તવ્ય વિષેજ પ્રશ્નોત્તર થયા તેનું કારણ શું હશે ! શું મારે માટેજ ! નવલની સમ્મતિથી તો એ વિષય ચર્ચાયો નહિ હોય ? હોય પણ ખરૂં. જો ખરેખર એમજ હોય, તો શું નવલના હૃદયમાં મારા શબ્દો વસ્યા ? અરે ! મારા પુજ્ય સસરાજી ! એમની મારા તરફ કેટલી બધી લાગણી ? મારે માટે તેમણે નવલ પાસે કેવી પ્રતિજ્ઞા કરાવી ? મેં તો તે સમયે તે શબ્દો પૂરા સાંભળ્યા પણ નહતા, પરન્તુ પાછળથીજ મને તે બધી વાતની ખબર પડી; છતાં નવલે મને એક પણ શબ્દ શા માટે નહિ કહ્યો હોય ? હાં. કદાચ પોતે પોતાનીજ ઇચ્છાથી મને સમજાવે છે એવો વ્હેમ મારા મનમાં ન આવવા માટેજ. હશે ! પણ તેમનો મારા તરફ પ્રેમ તો છે અને મારો..."

વિચારમાળા અટકી સહજ થોભી, વળી તેણે પોતાના મન સાથે બબડવા માંડયું. "અરેરે ! મારી કેવી કફોડી દશા ? કદાચ વિધવા વિવાહ શાસ્ત્ર સમ્મત ઠરે, તોપણ દુનિયા શું કહેશે ? લગ્ન કરવું ? દુનિયાથી ડરવું ? નહિ, ન ડરવું. ધર્મ છૂટ આપે છે; અને કદાચ ન આપતો હોય તોપણ જો બ્રહ્મચર્ય ન પાળી શકાય તો દુષ્કૃત્ય

કરવું તેના કરતાં વિવાહ કરવો સારો છે. અરેરે ! મારી આ કેવી દશા ! હું તેમનું હૃદય જાણી શકું છું–વાંચી શકું છું; પરન્તુ શાન્તિ આપી શકતી નથી. આટલું બધું હોવા છતાં તે પોતે તો મને સહજ પણ પોતાની લાગણી જણાવા નથી દેતા. અંતરમાંજ સમજીને બેસી રહે છે. અહાહા ! કેવા સંયમી ! "

ધીમે ધીમે વખત વ્યતિત થતો ગયો તે સાથે એક પછી એક જુદા જુદા વિચારો ચાલવા લાગ્યા. વિચારની દિશા બદલાતી ચાલી.

" મારા હૃદયમાં આ શું થતું હશે ! ક્ષણે ક્ષણે નવલનાજ વિચારો શા માટે આવતા હશે ? એમનું નામ યાદ આવતાં મારા હૃદયમાં આ શી લાગણી થતી હશે ? મારાં અંગો કેમ સ્ફુરતાં હશે ? હૈયું જોરથી કેમ ધબકતું હશે ? અરે ! કોઇ કોઇ વખત તો એમ થઇ જાય છે કે જાણે હમણાંજ એમને..." એકાએક અટકી, સહજ પછી બબડી. " બળ્યું ! હું પણ કેવા વિચારે ચઢી જાઉં છું ! ન કરવાના વિચારો શા માટે કરૂં છું.

ક્ષણ ક્ષણ બદલાયે ચિત્તના આ તરંગો,
પલ પલ અકળાવે પ્રેમના મસ્ત રંગો;
કંઇ નવ સમજાતું ચિત્તમાં આ શું થાયે,..."
"ચલિત ભ્રમિત થૈને હાય! ક્યાં દોડી જાયે."

વિમલપ્રભાએ દાખલ થતાં અણુચિંતવી પૂર્ણાહુતિ કરી. માલતી શરમાઇ ખીસીયાણી પડી ગઇ. વિમલપ્રભાને શું કહેવું અથવા વાત શી રીતે બદલવી તે ન સમજાયું. સ્થિર દ્રષ્ટિએ જમીન ખોતરતી હોય તેમ નીચું જોઈ બેસી રહી.

" કેમ ચુપ થઇ ગયાં, માલતી ? મનના ઉદ્‌ગાર કેમ દબાવો છો." અંતરના ઉછાળા દબાવતાં મનુષ્ય ભ્રમિત થઇ જાય છે." વિમલપ્રભા માલતીનું મુખ ઉંચુ કરતાં બોલી.

" તે તો તમે પ્રથમથીજ કહી દીધું. હવે મારે શું બાકી રહ્યું ? "

" ત્યારે મારૂં અનુમાન અસત્ય તો નથીજ. પણ બ્હેન ! તમે જાણો છો કે એક વખત આપી દીધેલું અંતઃકરણ પાછું ખેંચવું બહુજ મુશ્કિલ છે."

" હશે. જેને અનુભવ થયો હોય તે જાણે."

" અરે ! હું પણ તેથીજ કહું છું ને, કે આપતા પહેલાં તેનો સ્વિકાર થશે કે કેમ તેનો વિચાર કરજો."

" બ્હેન ! તમે તો હદ કરો છો. શા ઉપરથી આટલા લાંબા તર્ક દોડાવો છો ! હું તો એમાંનું કાંઇજ જાણતી નથી."

"નહિ જાણતાં હો તો જાણશો, પણ બ્હેન! હવે ઢીલ ન કરો તો ઠીક. બિચારા નવલકિશોર! પોતાનું હૈયુંજ હારી બેઠા છે." વિમલપ્રભા દયા ખાતી હોય તેવો દેખાવ કરતી બોલી.

"વિમળ બ્હેન! તમને ફાવે તેમ કહો. શું મારી હાંસીમાં તમને આનંદ થાય છે." માલતીની આંખમાંથી અશ્રુ ખર્યાં. વિમળપ્રભા ગંભીર બની. માલતીનું મસ્તક પોતાની છાતી સાથે ચાંપી શરીરપર હાથ ફેરવતાં વ્હાલથી બોલી. "ન ગભરા! બ્હેન! માલતી!! ન ગભરા. સર્વ સારૂંજ થશે. ચાલ હવે એ વાત ને પડતી મૂક. આવ આ પુસ્તકાલયમાંથી કોઇ પણ પુસ્તક વાંચ અને મનને શાન્ત કર."

માલતીએ કેટલાંક પુસ્તકો જોઇ પાછાં મૂક્યાં. તેને કાંઇપણ ચેન ન પડયું. છેવટે હાથમાં એક પુસ્તક લઇ સોફા ઉપર પડી પણ તે વાંચવામાં તેનું ચિત્ત ચોટયું નહિ. વિમળપ્રભા તેની હૃદયસ્થીતિ જાણી ગઇ તેથી વાત ભુલાવા માટે હાથમાં વાદ્ય લઇ ગાવા લાગી:-

"વિ......શ્વ અખિલ બાંધ્યું પ્રે......મ દો......રે (૨)
માનવી, સુરાસુરને......પ્રે......મ દો......રે (૨)—વિશ્વ૦
સુતા સુતનો સંબંધ, પતિ પત્નિ પ્રેમ બંધ (૨)
પિતા, માતા, મિત્ર, સ્નેહ; પ્રેમ બંધ જો......રે (૨)—વિશ્વ૦
અણુ નહિ પ્રેમબંધવિણ વિશ્વનો પ્રબંધ (૨)
વિશ્વનું અસ્તિત્વ ટાંકયું પ્રે......મ દો......રે (૨)—વિશ્વ૦

---

## તૃતિય પરિચ્છેદ.



### અનંગપ્રસાદ.





નરેન્દ્રના હુકમથી પ્રેમદા નિર્મળાના બાલકને લઇને ત્યાંથી નીકળ્યા પછી તે બાળકનું શું થયું તે જાણવા પ્રિય પાઠક! તને જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે, અને તે તૃપ્ત કરાવાની મારી ફરજને લીધે આપણે હવે તે તરફ સહજ દ્રષ્ટિ ફેરવીએ.

નરેન્દ્ર, નિર્મળા માટે રાખેલા મકાનમાં આવ્યો તે પહેલાં પ્રેમદાને અનેકાનેક વિચારો આવવા લાગ્યા. "નરેન્દ્રે મને આ બાળકને મારી નાંખવા માટે લાલચ આપી છે, અને એ બાબત ગુપ્ત રાખવા પણ ફરમાવ્યું છે, પણ મારાથી એ કાર્ય કેમ થાય? એક નિર્દોષ બાળકનું

ખૂન! અરે! એ વિચારજ મારૂં લોહી શિતળ બનાવી દે છે. મારાં અંગ કંપે છે, શરીરે સ્વેદ થાય છે, મારાથી એ કાર્ય કેમ બને? ખરૂં છે કે હું આજ સુધી નિર્મળાનો દ્વેષ કરતી હતી, પરન્તુ તેથી શું? આ બાળકે શો અપરાધ કર્યો? કેવું સુંદર કોમળ બાળક છે! અરેરે! એને તે કોણ મારે? એવું તે કોનું વજ્ર જેવું હૃદય હોય! કે કોમળ પૂષ્પ જેવા બાળકને કચરી છૂંદી નાંખે! નરેન્દ્ર સમજતા હશે કે નોકરો-દાસીઓ એટલે ફક્ત દ્રવ્યને માટેજ આજ્ઞાધિન થનારાં, પણ નહિ. નોકરોને પણ હૃદય તો હોય છેજ. હું દાસી માટે શું મને હૃદય નહિ? મને લાગણી નહિ? અલબત ખરૂં જ. પણ પૈસાના મદમાં છકી ગયેલાઓ માત્ર પોતાની ઇચ્છાઓજ તૃપ્ત કરવામાં સમજે છે. અન્યના હૃદયમાં શું છે, યા તેની શું દશા થાય છે તે સમજી શકતા નથી. અરે! પોતાનું કલંક છૂપાવવા તે આ બાળકનો ઘાત કરાવવા તૈયાર થયા છે. પણ શું આ બાળક-આ ખીલતા બાળકને પોતાની જીંદગી જરૂર વગરની હશે? નિર્મળાને આ બાળક પ્રતિ પ્રેમ નહિ હોય? અરે! એ બિચારી આ બાળક પાછળ કેવી ગાંડા જેવી થઇને ફરે છે. ક્ષણે ક્ષણે કેવી સંભાળ લે છે! હું સ્ત્રી છું. સ્ત્રીનું હૃદય, સ્ત્રીનો પ્રેમ, સ્ત્રીની મમતા હું જાણી શકું છું. સ્ત્રીના હૃદયનું દુઃખ હું કલ્પી શકું છું. જ્યારે બાળકને મારી નાંખવાનો હુકમ નિર્મળાના સમક્ષ થશે ત્યારે તે બિચારીની શી દશા થશે? તેની કેવી દયાજનક સ્થીતિ થશે? અરે! તેનું આક્રંદ કેમ સહેવાશે? ત્યારે શું કરવું? જો હું નરેન્દ્રના વિચારને મળતી નહિ થાઉં તો નરેન્દ્ર બીજો માર્ગ લેશે. કોઇપણ રીતે નરેન્દ્ર તેનો જીવ તો લેશેજ. ત્યારે મારે શું કરવું?"

અહા! બાળકની નિર્દોષતા! એ નિર્દોષતા મનુષ્ય માત્રપર કેટલી અસર કરે છે? પ્રાણી માત્ર પર નૈસર્ગિક પ્રેમ જેવી અસર કરે છે તેવીજ અસર બાળકની નિર્દોષ કોમળતા-સુંદરતા પણ અસર કરે છે. એક વખત નિર્મળાના દુઃખના કારણ રૂપ બનેલી નિર્મળાની દૂશ્મન બનેલી, હૃદયમાં હળાહળ ઝેર રાખનારી પ્રેમદા, આજ બાળકની નિર્દોષતા, કોમળતા, સુંદરતાથી દયાળુ હૃદયની બની ગઇ. બાળકની તેમજ નિર્મળાની દયા ખાવા લાગી, અને કોઇ પણ રીતે બાળકનું રક્ષણ કરવાની યુક્તિ પ્રયુક્તિ શોધવા લાગી. પોતાના મન સાથે તેણે કોઇ પણ ભોગે બાળકને બચાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. પણ તેને બચાવવું શી રીતે?' એ પ્રશ્ન તેના હૃદયમાં ઉત્પન્ન થયો, કેટલીકવાર સુધી નિશ્ચય કરી કોઇ સાધુ યા વિરક્ત પુરૂષના આશ્રમમાં મુકી આવવાનો છેવટનો તેણે નિશ્ચય કર્યો.

જ્યારે નરેન્દ્રે તેને, તે બાળકને લઇ જવાની આજ્ઞા કરી ત્યારે તે ત્યાંથી તે બાળકને લઇને નીકળી ગઇ; તે આપણે જોઇ ગયા છીએ. ત્યાંથી નીકળી તેણે નદી તરફનો રસ્તો લીધો. માર્ગમાંજ સ્વામી શ્રી અખંડાનંદના શિષ્યોનો સમૂહ નદી તરફ જતો તેણે જોયો. તેમની પાછળ પાછળ તે ચાલવા લાગી. તેણે હિમ્મત રાખવા ઘણો યત્ન કર્યો પરન્તુ તેનું સ્ત્રી હૃદય હિમ્મત ન રાખી શક્યું. તેનાં નેત્રમાંથી આંસું ખરવા લાગ્યાં. શી રીતે આ બાળકની વ્યવસ્થા કરવી તે ગુંચવાડામાં પડી. "કદાચ આ બાળકનાં માતા પિતા વિષે કોઇ પૂછશે તો? મનેજ હેરાન કરશે તો?" આવા વિચાર આવતાં તેનો નિશ્ચય કાંઇક શિથિલ થયો; પરન્તુ પ્રાણી માત્રની કાળજી પરમકૃપાળુ પરમાત્માને હોય છેજ. શિષ્ય મંડળમાંથી બ્રહ્મચારી ભાસ્કર જે પાછળ રહી ગયો હતો, તે પ્રેમદાની નજીક જ્યારે આવી પહોંચ્યો ત્યારે પ્રેમદા તેની સામું જોઇ રહી. તેનાં નેત્રમાંથી હજી અશ્રુ ખર્યાજ કરતાં હતાં જેથી ભાસ્કરને તેની દયા આવી. તેના દયાળુ હૃદયમાં પ્રેમદાના આક્રંદનું કારણ જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ તેથી તેણે શાન્ત અને માયાળુપણે પ્રેમદાને પૂછ્યું:–

"બ્હેન! તમે કેમ રડો છો? હરકત ન હોય તો જણાવશો!" પ્રેમદા કાંઇ બોલી ન શકી. બાળક સામું જોઇ રડવા લાગી. બાળક નિર્દોષ પુષ્પસમુ બાળક–હસીત વદને તેના બન્ને હાથમાં પડી રહ્યું હતું. પ્રેમદા બાળકના સામું જોઇ રડતી હોવાથી ભાસ્કરે ફરીથી પ્રશ્ન કર્યો:–

"શું આ બાળક માંદું થયું છે?"

"નહિ, એતો આરોગ્ય છે."

"ત્યારે તમારા રડવાનું કારણ?"

"એના માતા પિતા—"

"શું તેની આટલી વયમાં મૂકી બન્ને જણ મૃત્યુવશ થયાં છે? શિવ! શિવ!! શિવ!!! કેવું દયાજનક! આહા! કેવું મજાનુ બાળક છે? કેવી નિર્દોષ મુખમુદ્રા છે!"

"ના ભાઈ! મૃત્યુવશ થયાં નથી, પરન્તુ જીવતાં છતાં મુવા બરાબર છે."

"એટલે!"

"શું કહું! મહારાજ! જીભ ઉપડતી નથી પણ કહેવું પડે છે. તમે સંસારથી વિરક્ત છો તમારામાં દયા છે, કૃપા છે, સત્ય છે, ધર્મ છે, નીતિ છે. તમારા આગળ એ વાત કરવી મને ઉચિત લાગતી

નથી; છતાં કહ્યા વિના છૂટકો નથી. પણ મહારાજ! તમને આ બાળકની દયા નથી આવતી?"

"આવે છે, બ્હેન! શા માટે ન આવે! આવા સુંદર પુષ્પ સમા બાળકની દયા કોને ન આવે? તું શું ઇચ્છે છે બ્હેન!"

"હું ઇચ્છું છું માત્ર એનું જીવન" પ્રેમદાએ ભાસ્કરને વધુ દયામય બનાવવા યત્ન કર્યો.

"એનું જીવન? અને તે વળી મારા દ્વારા? એ કેમ બને? એને શો ભય છે? મારા વડે એનું જીવન ટકશે? હું તેને માટે શું કરી શકું તેમ છું?" ભાસ્કરે વિસ્મિત થતાં કહ્યું.

"ઘણું કરી શકો તેમ છો. મહારાજ! સર્વ કરી શકો તેમ છો. માત્ર હું એનું જીવન જ ઇચ્છું છું. તમને બીજી મદદ હુ કરીશ પણ એને બચાવો." પ્રેમદા કરગરી પડી.

"પણ કેવી રીતે? અને આ બધું શું છે તે તો સમજાવ બ્હેન!"

"પ્રથમ એને તમારા આશ્રયમાં લેવા વચન આપો."

"જા બ્હેન! હું પ્રતિજ્ઞા કરૂં છું કે આ બાળકના જીવન માટે હું મારાથી બનતા યત્નો કરીશ."

ભાસ્કરના આ શબ્દોથી પ્રેમદાને શાન્તિ થઇ. નેત્રપરનાં આંસુ લુછી, બાળકને ભાસ્કરના હાથમાં મૂકતાં તે બોલી:—

"મહારાજ! તમારે મન તો શત્રુ અને મિત્ર સૌ સરખાંજ છે. તેમજ કોઇના પ્રતિ પ્રેમ કે દ્વેષ પણ નથી અને તેથીજ મેં આ બાળક તમારે આશ્રયે મૂકવાની હિમ્મત કરી છે. આ બાળકના પિતાનું નામ નરેન્દ્ર છે અને તેની માતા–વિધવા માતાનું નામ નિર્મળા છે. આ વાત તદ્દન ગુપ્ત રાખવાનો મેં નિશ્ચય કર્યો છે; અને આપ પણ આ નિર્દોષ બાળકના કલ્યાણાર્થે તે ગુપ્તજ રાખજો. ગ્યોગ્ય સમયેજ પ્રકાશિત કરજો." આમ કહી વળી તેણે આગળ ચલાવ્યું. "નરેન્દ્ર દેવગઢનો જાગીરદાર..."

"હા હા, ઓળખ્યો. મેં ઘણીવાર એનું તથા એની સાધ્વી પત્નિ ગિરિબાળાનું નામ સાંભળ્યું છે."

"એજ, એજ. નરેન્દ્રથી નિર્મળા નામની વિધવા સ્ત્રીને પેટે આ બાળકનો જન્મ થયો છે! નિર્મળાને અનાથ દશામાં નરેન્દ્ર ગોવિંદપૂરથી લાવ્યો હતો. હવે નરેન્દ્રે પોતાનું કલંક છૂપાવવા મારા હાથે આ બાળકનું ખૂન કરવાની મને આજ્ઞા આપી છે. પણ મહારાજ! એ પાપ કર્મ કરવાને મારૂં હૃદય માનતું નથી તેથીજ હું રડતી હતી. હવે જાઉં છું; અને બાળકના મૃત્યુના સમાચાર આપું છું."

"પણ બ્હેન! નિર્મળાના હૃદયમાંથી એ માતૃપ્રેમ ચાલ્યો ગયો!"

"એમ તે બને, મહારાજ! સ્ત્રીઓનું હૃદય પુરૂષ જેટલું ક્રૂર હોઇ શકે!"

"શિવ! શિવ!! શિવ!!! કેવો જમાનો આવ્યો છે! ભલે, બ્હેન! હું મારા ગુરૂજીના ચરણમાં આ બાળકને સોંપીશ."

"આપના ગુરૂજી?"

"હા, મારા ગુરૂજી જેઓનું નામ અખંડાનંદજી."

"સ્વામી અખંડાનંદજી, રમ્યનગરવાળા?"

"હા, એજ મારા ગુરૂજી."

"આહા! આ બાળક કેવો ભાગ્યશાળી નીવડયો, ખરેખર! એના ભાગ્યેજ તમારો આશ્રય મળ્યો. હવે મને આજ્ઞા છે મહારાજ!"

"ભલે, જા બ્હેન! ઇશ્વર બાળકનું તેમજ તમારૂં કલ્યાણ કરો."

પ્રેમદા બાળકને ચુમી લઇ ચાલી ગઇ. ભાસ્કર બાળકને ધીમે રહી બન્ને હાથમાં પુષ્પવત ઝાલી રાખી કેટલીક પળ ત્યાંજ ઉભો. "આહા! વિધાતાની કૃતિ કેવી અલૌકિક છે! આ બાળકનું જીવન કેવા પ્રકારનું હશે? જન્મ આપનાર કોણ? બચાવનાર કોણ? પોષનાર કોણ? વિધાતા! તેં કેવી અલૌકિક રીતે આ વિશ્વવ્યૂહની રચના કરી છે! આ બાળક! એનો યોગ ગુરૂજી સાથે થશે; એ તેનું કેવું અહોભાગ્ય! પણ એવા ભાગ્યવાનનો જન્મ વ્યભિચારથી? એક વિધવાને પેટે? અહા! ઇશ્વરની માયાને કોણ કળી શકે એમ છે? વિદુરજીનો જન્મ દાસીથી! એ પણ તેનીજ કૃતિને! પણ હવે આ બાળકને લઇ નદિ કિનારે જવું કે ગુરૂજી પાસે જવું?" સહજવાર વિચાર કરી ગુરૂજી પાસે જવા તૈયાર થયો.

મહાલયમાં આવી સ્વામીશ્રીના આસન આગળ બાળક મૂકયું. બાળક કેટલાક સમયથી ભૂખ્યું હતું; છતાં આનંદમાં મસ્ત જણાતું હતું. સ્વામીજીના આસન આગળ મૂકતાં તે હાથ પગ ઉછાળતું રમવા લાગ્યું. સ્વામીજીના પૂછવાથી ભાસ્કરે તેનો બધો ઇતિહાસ કહી સંભાળાવ્યો. સ્વામીજી પ્રથમ જરા શોક પામી બોલ્યા:–"તેં એને અહીં આણ્યું એ ઠીકજ કર્યું છે. જા, નિહાલસિંહને અને વિમળપ્રભાને બોલાવ."

ભાસ્કર બન્નેને બોલાવી લાવ્યો. તેમને ઉદ્દેશી સ્વામીજી બોલ્યા:–

"રાજન્! આ બાળકનું પાલન કરજે; અને એનો પોષક પિતા થઇ તારા પોષ્ય પુત્ર તરીકે એને રાખજે. એ કોણ છે તે સમય આવે તને જણાશે."

નિહાલસિંહ તથા વિમળાપ્રભાએ સ્વામીજીને પ્રણામ કર્યા. વિમળપ્રભાએ બાળકને ઉંચકી લીધું. નિહાલસિંહે સ્વામીજીને કહ્યું:-

"મહારાજ! એનો નામકરણ સંસ્કાર આપ—"

"હા, એ પણ ઠીક છે એનું નામ—અનંગપ્રસાદ રાખજો."

બન્ને જણુ અનંગપ્રસાદને લઇ ચાલ્યાં. મનોરમા, નવલ તથા માલતી, વિમળપ્રભાના હાથમાં બાળક જોઇ આશ્ચર્યમાં પડી ગયાં. નિહાલસિંહે સ્વામીજીની આજ્ઞા કહી સંભળાવી. બાળકનો ચ્હેરો જોઇ માલતી કાંઈક ઉંડા વિચારમાં પડી ગઇ. તેને તે ચ્હેરો કેટલેક અંશે પરિચિત લાગ્યો. પણ કયાં અને કયારે જોયો હતો તે યાદ ન આવ્યુ. બાળકને પોતાના હાથમાં લઈ, દુધ મંગાવી પાયું. બાળક પ્રતિ તેને સ્વાભાવિકજ પ્રેમ ઉત્પન્ન થયો. અત્યંત હેતથી રમાડી ચુંબન કરવા લાગી. જેમ જેમ તે તે બાળક તરફ ધારીને જોવા લાગી તેમ તેમ તેના ચ્હેરાનું મળતાપણું તેને વધુ અને વધુ આશ્ચર્યમાં ગરકાવ કરવા લાગ્યું. એકલી પડતાં પોતાના મન સાથે વિચાર કરવા લાગી; આ બાળકના ચ્હેરાનો મ્હોટો ભાગ નિર્મળાના ચ્હેરાને મળતો આવે છે. આંખ, નાક મ્હોઢું બધુંય તેના જેવુંજ લાગે છે. પણ એ અહીં કયાંથી હોય? અને તે પણ સ્વામીજીની પાસે કયાંથી આવે? નિર્મળાને લઇ જનાર ગૃહસ્થનું નામ તેમજ ગામ પણ મેં ન પૂછી લીધું. નહિ તો તે પણ તપાસ થાત, એ બિચારી કયાં હશે? હું તો મારી દુખ્ધામાં આ બે વરસમાં તેને છેકજ ભૂલી ગઇ. બિચારી! માબાપ વિનાનીની શી દશા થઇ હશે? તેનું બાળક તો નહિ હોય? લાગે છે તો એવુંજ; પણ આવું આ એકાદ મહિનાનું કોમળ ફુલ સ્વામીજીના હાથમાં કયાંથી આવ્યું? જો ખરેખરજ આ બાળક નિર્મળાનું હોય તો અત્યારે નિર્મળા કયાં હશે? શું તે આ બાળકનો જન્મ આપી મરી ગઇ હશે,? ના—ના—એમ હોય તો આ બાળકનો પિતા તો હોયજ ને! કાંઇ સમજાતું નથી. ગમે તેમ હોય પણ મને તો આ બાળક નિર્મળાનુંજ લાગે છે. આમ વિચાર કરતી માલતી એક સોફા પર બેઠી હતી. બાળકની દયાપાત્ર દશા અને નિર્મળા સાથેનો બાલ્યાવસ્થાનો પ્રેમ યાદ આવતાં હૈયું કાંઇક ભરાઇ આવતાં મુખપર ઉદાસિનતા છવાઇ ગઇ અને નેત્રોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. એટલામાં નવલ ત્યાં આવ્યો:—

"માલતી! કેમ ઉદાસ છો!"

"કાંઇજ નહિ સહજ."

"તોપણ? કાંઇ કારણ?"

માલતીએ નવલને નિર્મળાની બધી વાત કહી, અને છેવટમાં આ બાળક વિષેનો પોતાનો વ્હેમ પણ જણાવી દીધો.—

"હોય, બનવા જોગ છે; પણ જ્યાં સુધી તેનાં માતાપિતા વિષે આપણે કાંઇ જાણી ન શકીએ ત્યાં સુધી અનુમાન કરવાં નકામાં છે." નવલ શાન્ત્વન કરતાં બોલ્યો.

"પણ આ બાળકની દશા કેવી દયાપાત્ર!"

"એ પણ ઇશ્વરનીજ મરજી! એની મરજી વિના કાંઇપણ બની શકતુ નથી."

'જ્યોતિર્મયી દિવ્ય પ્રભા બ્રહ્માંડમાં જે વિસ્તરે;
સર્વજ્ઞ શકિતમાનની ઇચ્છા સદાય અનુસરે."

## ચતુર્થ પરિચ્છેદ.

### જીવન કલંકમય.



નિર્મળાને તેજ સ્થિતિમાં મુકી નરેન્દ્ર ત્યાંથી ચાલ્યો ગયો. પ્રેમદા તેની સારવાર કરવા લાગી. નરેન્દ્રે જતાં જતાં પ્રેમદાને પૂછ્યું:—"પ્રેમદા! સંભાળથી કર્યું છે ને?" "ઘણીજ સંભાળ પૂર્વક." પ્રેમદાએ ટુંકમાંજ પતાવ્યું. નરેન્દ્ર ચાલ્યો ગયો.

પ્રેમદાની કાળજીથી નિર્મળા કેટલીક વારે શુદ્ધિમાં આવી. તેની તે વખતની સ્થીતિ જોતાં શુદ્ધિમાં આવી કહેવા કરતાં ભ્રમિત ચિત્તે જાગૃતિમાં આવી એમ કહીશું તો ખોટું નહિ કહેવાય, કારણ તેને તે સમયે પોતાના દેહનું પણ ભાન નહતું. તેના વાળ વિખરાઇ ગયા હતા. વસ્ત્રો અવ્યવસ્થિત થઈ ગયાં હતાં. તેના મુખમાંથી અસંબદ્ધ વાકયો નીકળતાં હતાં. કેટલીક વખત તો તે જાણે કોઇ સ્વપ્ન જોતી હોય તેમ બબડતી હતી. બિચારી પ્રેમદા તે વખતે તેની અંતઃકરણ પૂર્વક સેવા કરતી હતી.

"લાવ, લાવ, મારા પુત્રને. ઓ ઘાતકી કસાઇ! નઠોર ન થા. દયાહિન ન થા. અરે! શું તું મારો પુત્ર મને નહિ આપે? મારું બાળક મને નહિ સોંપે? હં. હાં. સમજી......ત્યારે એનો ભોગ લેવો છે!

ત્હારા કલંકનું ચિન્હ ધોવા—ત્હારૂં જીવન અજવાળવા મારા બાળકનો ભોગ લેવો છે? નહિ. નહિ લેવાય. તું એમ ન સમજીશ કે એનું કોઇ રક્ષણ કરનાર નથી. ઈશ્વર—મારો પરમેશ્વર બચાવશે. જેણે એને જન્મ આપ્યો તે......" એકાએક અટકી પડી. વળી ગાંડાની માફક લવવા લાગીઃ—"તું એનો જન્મદાતા? તું એનો પિતા? તને શો હક! તું તેનો પિતા નથી, ના. ના. તું એનો જન્મદાતા નથી. તું જન્મદાતા હોત તો એને મારત શા માટે? શું? મારો બાળક મરી ગયો? મારો લાડકો મરી ગયો? ઓહ......દેવ!" વળી બેભાન થઇ ગઇ.

પ્રેમદાના હૃદયમાં દયાની વૃષ્ટિ થવા લાગી. નિર્મળાની સ્થીતિથી તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. "બાળકની હયાતિ વિષે નિર્મળાને જણાવી દઉં? રડતી કકળતી માતાને આશ્વાસન સારૂ બાળકના જીવનની વધામણી આપી દઉં? એજ ઉત્તમ છે. પણ તે હર્ષઘેલી થશે. નરેન્દ્રને ખબર પડશે તો તે જરૂર તેનો નાશ કરાવશે. શું કરવું? કહેવું કે ન કહેવું? નજ કહેવું ઉત્તમ છે." આમ વિચાર કરતી પછી નિર્મળાની સુશ્રૂષા કરવા લાગી.

ધીમે ધીમે નિર્મળા જાગૃત થઇ. કાંઇક શુદ્ધિમાં આવી હોય તેમ લાગ્યું. સ્થિર ગંભીર ભાવે, ભેદભરી દ્રષ્ટિએ પ્રેમદા સામે જોઇ રહી. પ્રેમદા પ્રથમ તેની આવી દ્રષ્ટિથી ગભરાઇ. પણ હિમ્મત લાવી પાસે જઇ તેના બરડાપર હાથ ફેરવતાં બોલીઃ—

"નિર્મળા! બ્હેન! શાન્ત થાઓ. જરા આરામ લેશો?"

નિર્મળા તેના સામેજ જોઇ રહી. મુખમાંથી એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. પ્રેમદાએ ફરી મમતાથી કહ્યુંઃ—"બ્હેન! જરા આરામ લેશો?"

"પ્રેમદા" નિર્મળા કઠણ હૈયું રાખી બોલી. "પ્રેમદા! તું મારી બ્હેન છે. મારૂં હૃદય તું જાણે છે. હું શું કરૂં!"

"બ્હેન ધીરજ રાખો. ઇશ્વર સ્હાય થશે."

"અરે ઇશ્વર છે ક્યાં? આજ સુધી હું એનું અસ્તિત્વ માનતી હતી; પણ હવે શું? મારી દ્રષ્ટિમાં હવે એનું અસ્તિત્વજ નથી; અને કદાચ કોઇ માનતું હોય, તો પણ એટલું તો ખરૂંજ કે એને ત્યાં ન્યાયજ નથી."

"એમ પણ હોય. પરન્તુ તેથી હવે આપણને શો લાભ! ધૈર્ય રાખો, ધીરજનાં ફળ હમેશ મીઠાંજ હોય છે."

પ્રેમદા ! પ્રેમદા ! ! તું મ્હને તારા ખરા હૃદયથી ચ્હાય છે ? તારો મારા પર પ્રેમ છે ? ”

“ બ્હેન ! શંકા શા માટે કરો છો ? હૃદયની જે ઇચ્છા હોય તે કહો ”

“ પ્રેમદા ! મારે દેવગઢ જવું છે. મારે નરેન્દ્રને મળવું છે. ”

“ નરેન્દ્રને મળવું છે ? એમને તો તમે ધિક્કારો છો. શા માટે મળવું છે ? ” પ્રેમદાએ આશ્ચર્ય ચકિત વદને પૂછ્યું.

“ પ્રેમદા ! મારૂં અંતઃકરણ મારા હાથમાં નથી. મારૂં બાળક ગયું, હાય ! મને ઘણુંજ લાગી આવે છે. મારૂં હૈયું ચિરાઇ જાય છે; છતાં...છતાં...”

“ બ્હેન ! હૈયું શાન્ત રાખી કહો, મનનો ઉભરો કાઢી નાખો, એટલે શાન્તિ થશે. મને તમારી બ્હેનજ સમજો. મારાથી બનતા ઉપાયે હું તમારા સુખના યત્નો કરીશ. ”

“ પ્રેમદા ! બ્હેન ! ! મારૂં હૃદય મારા કબજામાં નથી. નરેન્દ્ર તરફ તિરસ્કાર આવે છે પણ તે મારૂં બાળક યાદ આવે છે તેટલોજ વખત; નહિતો...નહિતો...હું એને મારા ખરા અંતઃકરણથી ચ્હાઉં છું. મારા રૂવે રૂવામાં એને માટે પ્રેમ ભર્યો છે. એના વિના મને આ આખું જગત્ નિઃસત્વ અને નિર્માલ્ય લાગે છે. ”

“ પણ ત્યાં ગિરિ બ્હેન હશે તેનો વિચાર કર્યો ? ”

“ હા. ત્યાં ગિરિ બ્હેન હશે; પણ તેથી શું ? મારૂં થવાનું હશે તે થશે. ભલે મારૂં મૃત્યુ થાય પણ મને, તું ત્યાં લઇ જા; એક વખત નરેન્દ્ર પાસે લઇ જા; તેના મુખનો એકજ પણ મીઠો શબ્દ મને સાંભળવા દે. ”

પ્રમદાએ નિર્મળાનું ચિત્ત ખસી ગયેલું ધાર્યું હતું તેમજ ક્ષણે ક્ષણે તેના વિચારો પણ બદલાતા હતા. તેનું હૃદય થયેલા આઘાતથી શૂન્યવત્ બની ગયું હતું. ક્ષણમાં તે એક વસ્તુને ચ્હાતી અને બીજીજ ક્ષણે તેને તરછોડતી. પ્રેમદાએ તેની હામાં હા મેળવવાનો વિચાર કર્યો. વળી તે નરેન્દ્ર અને નિર્મળાના પ્રેમથી અજાણી નહતી. તેથી કદાચ નરેન્દ્રના બે મીઠા શબ્દોથી તેને આશ્વાસન મળે એમ પણ તેની માન્યતા હતી. આથી નિર્મળાનું કહેવું તેણે માન્ય રાખ્યું; અને તે બન્ને જણ દેવગઢ તરફ ગયાં.

સાંજના પાંચેક વાગવાનો સમય હતો. સૂર્યદેવ પણ જાણે હવે પછી થનારા બનાવનું દ્રષ્ય જોવા ન ઇચ્છતા હોય તેમ આ વિશ્વ યાત્રા

પૂર્ણ કરી જવાની તૈયારી કરતા હતા. પક્ષિઓ પણ આગામી કરૂણાજનક બનાવનું સૂચન કરતાં હોય તેમ કિલબિલ સ્વરે બૂમો પાડી રહ્યાં હતાં. બિચારી દુઃખી ગિરિબાળા એક વિરામાસન પર નેત્ર મીંચી પડી હતી. ભૂતકાળના સુખની સ્મૃતિ તેના હૃદયને હલમલાવી રહી હતી. નિર્મળાના આવતા પહેલાં પોતે કેટલી સુખી હતી! પતિ તરફનું કેવું માન અને કેટલો પ્રેમ હતો! પતિના હૃદય પર પોતાનું કેવું અને કેટલું સામ્રાજ્ય હતું! એ વિગેરે વિચારો તેના મનમાં બડબડાટ મચાવી રહ્યા હતા. ઘડીમાં તે નિર્મળાને અને ઘડીમાં પોતાના ભાવિને દોષ દેતી પડી હતી.

"મારા ભાવિમાં શું હવે આવુંજ દુઃખ લખાયલું હશે? અરેરે! પ્રાણીઓ સૃષ્ટિમાં દુઃખ ભોગવવાજ સૃજાયલાં હશે? અરે! કોઇને દ્રવ્યમાં સુખ મળે, અને કોઇને પ્રેમમાં સુખ જણાય. સ્ત્રીઓનું સુખ પતિમાં; સ્ત્રીનો આનંદ પતિમાં; સ્ત્રીનું સૌંદર્ય પતિમાં; સ્ત્રીનું યૌવન પતિમાં; સ્ત્રીનો શૃંગાર પણ પતિમાં; અરે! સ્ત્રીનું જીવન સુદ્ધાં પતિમાંજ. અરેરે! એવા પતિના પ્રેમવિહીન થવું, એ શું ઓછું દુઃખ છે? ભલે સમસ્ત વિશ્વની સમૃદ્ધિ મળે, ત્રિભુવનનું—અરે! અખિલ બ્રહ્માંડનું આધિપત્ય મળે; પરન્તુ પતિના સુખનો એકજ મીઠો શબ્દ—અરે ફક્ત પતિની એકજ મીઠી દ્રષ્ટિ આગળ તે સર્વ તુચ્છ છે. વ્હાલા! નરેન્દ્ર! નરેન્દ્ર!! એ પ્રેમ—એ શબ્દ—એ દ્રષ્ટિ શું હવે મને નહિ મળે? હું એ દ્રષ્ટિથી વિમુખ થઇ? ના. ના."

આમ વિચાર કરતાં તે વિચારો ધીમે ધીમે શબ્દના રૂપમાં પ્રત્યક્ષ થવા લાગ્યા. જાણે પતિ પોતાના સમક્ષજ હોય, અને તેને વિનવતી હોય તેમ ભ્રમિત ચિત્તે આમતેમ જોવા તથા નરેન્દ્રની છબીનેજ જીવંત મૂર્તિ સમજી—કલ્પી વિનવવા લાગી. જ્યારથી નરેન્દ્રનું હૃદય નિર્મળા તરફ દોરાયલું તેણે જોયું હતું ત્યારથીજ તે બિચારીની આવી ભ્રમિત દશા થઇ ગઇ હતી. તેના હૃદયને એક પળ પણ ચેન પડતું નહિ. માત્ર નરેન્દ્રને જોતી ત્યારે ફક્ત તેના દર્શનથી તે કાંઇક શાન્ત થતી. વળી નરેન્દ્રના હૃદયને કદાચ કાંઇ દુઃખ થશે એમ ધારી તે કાંઇ બોલતી પણ નહિ, પણ નરેન્દ્રની ગેરહાજરીમાં એક ભ્રમિતચિત્તાની માફક તેનું વર્તન થયા કરતું. "એવા સંકલ્પો મને છાજતા નથી. મારે એવા વિચારો ન કરવા જોઇએ. શું કરૂં? નિર્મળાનો પત્તો ન લાગ્યો, નહિ તો નરેન્દ્ર સાથે તેનું લગ્ન કરી તેમને સુખી કરત અને એમના સુખે હું સુખી થાત. પણ તે ક્યાં? ક્યાં ગઇ હશે? હજી પત્તો લાગતોજ નથી.

લગભગ એક વર્ષ થવા આવ્યું પણ હજી પત્તોજ નથી. તેણે આત્મઘાત કર્યો હશે? શું પ્રેમદાએ મને કહેલી વાત ખોટી હશે? નિર્મળાનું ચારિત્ર્ય શુદ્ધ અને નિષ્કલંક હશે? હોય. હશેજ. પ્રેમદાની વાતપર વિશ્વાસ શો? પણ પ્રેમદા કોણ? દાસી. તેને શું સ્વાર્થ? ખોટી વાત શા માટે કહે? કહે પણ ખરી. મારી હૃદય દશા જાણીને મને ખુશી કરવા—હામાં હા મેળવવા કહે પણ ખરી." વળી અટકી. સહજવાર જાણે ઉંડા વિચારમાં લીન થઇ ગઇ હોય તેમ બેસી રહી. વળી પાછો બડબડાટ ચાલુ થયો. "હું જ મૂર્ખ. શા માટે તપાસ ન કરી? મારી મૂર્ખતાનું—મારા સાહસનું ફળ મારેજ ભોગવવું પડે છે. સાથે બિચારી નિર્મળાને પણ ભોગવવું પડયું અને નરેન્દ્રને......ના. ના. પણ હા. નરેન્દ્ર તેને વ્હાય છે. હા. વ્હાય છે તો ખરાજ. પણ તેમાં નિર્મળાનો શો દોષ? તે તો બિચારી નિર્દોષજ છે. અહા! જો આવે સમયે નિર્મળા મળી આવે તો મારા પતિને હું કેવા સુખી બનાવી શકું? પણ મળે કયાંથી? આટલા આટલા પ્રયત્નો તો નિષ્ફળ થયા. નિર્મળા! નિર્મળા!! તારા આવ્યા પછી મારૂં સુખ જવા બેઠું હતું. પણ ત્હારા ગયા પછી તો તે નિર્મૂળજ થયું. હવે તું પાછી આવે તો કાંઇક સુખની આશા ખરી. નિર્મળા! નિર્મળા!! માત્ર એકજ વખત તું પાછી આવ. નિર્મળા! મારી વ્હાલી બ્હેન—" જાણે તેની બૂમોનો જવાબ આપતી હોય તેમ નિર્મળા તરતજ તે ઓરડાના ઉમરા ઉપર આવી ઉભી. ગિરિબાળા તેને જોઇ વિચારમાં પડી. તે દેખાવને સ્વપ્નવત્ માની તેણે આંખો મીંચી દીધી. બારણામાં ઉભેલી ભ્રમિતચિત્તા નિર્મળા તરતજ બોલી:—

"કયાં છે? કયાં છે નરેન્દ્ર? મારૂં બાળક મને પાછું આપો."

પ્રિય પાઠક! અત્રે જણાવવું જોઇએ કે આ વખતે નિર્મળાની સાથે પ્રેમદા ન હતી. પ્રેમદા કયાં હતી? એ પ્રશ્નનો ખુલાસો પાછળથી કરવામાં આવશે.

નિર્મળાના શબ્દો સાંભળી ગિરિબાળા ઉઠી. નિર્મળાની નજીક જઇ તેનો હાથ ઝાલી અંદર લાવી એક સોફા ઉપર બેસાડીને પોતે તેની પાસે બેઠી. નિર્મળા અવાક્ થઇ સ્થિર દ્રષ્ટિએ એક ગાંડા મનુષ્ય માફક ગિરિબાળા સામું જોઇ રહી. આ વખતની તેની દ્રષ્ટિ એવી જણાતી હતી, કે ગિરિબાળાને પ્રથમ તો જરા ભય લાગ્યો પણ ધીમે ધીમે તેને શરીરે અને માથે હાથ ફેરવતાં પોતાનું અંતઃકરણ દ્રઢ અને સ્થિર રાખી બોલી:—

"બ્હેન! નિર્મળા! કુશળ તો છે ને?"

નિર્મળા જડવત્ બેસી રહી. ગિરિબાળાએ ફરીથી પૂછ્યું:–
"નિર્મળા બ્હેન! કુશળ તો છે ને? કેમ આમ ગભરાયલી જણાય છે?"

"તમે મારૂં બાળક પાછું અપાવશો?"

નિર્મળાના આ શબ્દોએ ગિરિબાળાના હૃદયમાં અકથ્ય આશ્ચર્ય ઉપજાવ્યું. બાળક કેવું? નિર્મળાને બાળક કેવું? આ શું કહેતી હશે? આવા પ્રશ્ન થવા લાગ્યા. વિચાર કરવાનો આ સમય ન હતો તેથી તેણે સમયસૂચકતા વાપરી તરતજ જવાબ આપ્યો:–

"બ્હેન! ત્હારૂં હશે તો જરૂર તને મળશે."

"શું ત્યારે મારૂં ન હોય? તમને પ્રતીતિ નથી? હા. કોણ રાખે? દુ:ખીઆરીને સહુ એમ કહે. નરેન્દ્ર! નરેન્દ્ર!! મારૂં બાળક પાછું આપો, મારૂં ફુલડું મને સોંપી દો. હું ભીખ માગીશ, જંગલેજંગલ રખડીશ, દુનિયામાં મ્હોઢું નહિ બતાવું, તમારા જીવનને જાહેરમાં કલંકિત નહિ થવા દઉં, પણ મારૂં...હા!" આમ બોલતાં ગિરિબાળાના પગ પર માથું મૂકી આક્રંદ કરતી બોલવા લાગી:–"હા. મ્હારૂં તે મધુરૂ પુષ્પ મને પાછું આપો. નરેન્દ્ર! વ્હાલા!! આટલા બધા ક્રૂર બનશો? આટલા બધા ઘાતકી બનશો! મારૂં બાળક મને પાછું આપો."

ગિરિબાળાની દ્રષ્ટિ આગળનો અજ્ઞાનતાનો પડદો ખસી ગયો. નરેન્દ્ર એક માસ પછી બહાગામ જનાર હતો; છતાં શાથી ન ગયો તે કારણ સમજાઈ ગયું. હૃદયમાં ખિન્નતા વ્યાપી ગઇ. નિર્મળા ભ્રષ્ટ થઈ અને નરેન્દ્ર પતિત થયેલો તેની દ્રષ્ટિમાં આવી ચૂક્યો. તેમના દુષ્કૃત્ય રૂપ નિર્મળાના બાળકનો નરેન્દ્રે નાશ કરાવેલો હોવો જોઇએ; એમ પણ દ્રઢ થયું અને તે દ્રઢતાની સાથેજ તે બન્ને પ્રતિ તિરસ્કાર છૂટયો. પતિ પ્રત્યેની પત્નિની ફરજ તે ક્ષણ માટે ભૂલી ગઇ પણ જેમ તેમ હૃદય અંકુશમાં રાખી તેણે હાલ તરત નિર્મળાને શાન્ત્વન આપવાનું યોગ્ય વિચાર્યું. નિર્મળાની સ્થિતિ જોઇ દયા ઉત્પન્ન થઇ.

"ન ગભરા નિર્મળા! હું ત્હારૂં બાળક પાછું અપાવીશ."

આટલાજ શબ્દો નિર્મળાને શાન્તિ આપવા બસ હતા. તે હર્ષમાં આવી ગઇ, તેનાં નેત્રમાંથી હર્ષાશ્રુ ખરવા લાગ્યાં, તેનું હૃદય ઉછળવા લાગ્યું. બન્ને હાથે ગિરિના પગો અત્યંત જોરથી દાબી તેને બાઝી પડી. કાંઇપણ બોલ્યા ચાલ્યા વિનાજ બેસી રહી. ગિરિબાળાએ તેને ઉઠાડી અને પોતાની પાસે બેસાડી.

"નિર્મળા! તું મને ભૂલી ગઇ?"

"તમે—" નિર્મળા ગિરિબાળાના સામું જોઇ બોલી. "તમે..." તેનાથી વધુ ન બોલી શકાયું. ગિરિબાળાને ઓળખી શરમને લીધે પોતાનું કલંકિત મૂખ અવનત કરી નીચું જોઇ કંપતે સ્વરે બોલી. "બ્હેન! ગિરિ બ્હેન! મને માફ કરો. હું કલં..."

"નિર્મળા! નિર્મળા! એમ ન બોલ, હું તારૂં કલંક ધોઇ નાખીશ. તારૂં બાળક પાછું અપાવીશ. નરેન્દ્ર સાથે—" બોલતાં બોલતાં હૈયું ભરાઈ આવ્યું પણ ગળગળે સ્વરે તેણે અધુરૂં વાકય પૂરૂં કર્યું ("નરેન્દ્ર સાથે તારૂં) લગ્ન કરાવીશ."

બન્ને ક્ષણવાર મૌન રહ્યાં. નરેન્દ્રને આવવાનો સમય થયેલો જોઇ ગિરિબાળાએ નિર્મળાને એક જુદા ઓરડામાં નાખી, પોતે એકલી પડતાં તેના મનમાં અનેક પ્રકારના વિચારો ઉદ્દભવવા લાગ્યા. નરેન્દ્રને નિર્મળાનો મેળાપ કયારે થયો હશે? કયાં થયો હશે? નિર્મળાને કયાં છૂપાવી રાખી હશે? નિર્મળા આજ અહીં કેવી રીતે આવી શકી હશે? જરૂર આમાં કાંઇક ભેદ છે. નરેન્દ્ર અને નિર્મળા સિવાય ત્રીજું કોઇ મનુષ્ય આ બાબત જાણતુંજ હોવું જોઇએ પણ તે કોણ હશે? કેમ ખબર પડે? નરેન્દ્રને પૂછું તો? ના ના એમને મ્હોંઢે એ વાત તો ન જ કઢાવવી. પણ નિર્મળાના બાળકનું શું થયું હશે? શું ખરેખરજ એની હત્યા થઇ હશે? મારા પતિને હાથે હત્યા? ના ના. એમ તો નજ બને. એમનું હૃદય એવું ધાતકી નથી. પણ ત્યારે નિર્મળા એજ ભાવના શબ્દો બોલતી હતી એનું કેમ? ખરૂં છે કે નિર્મળા ભ્રમિતચિત્તા હતી. પણ નરેન્દ્રનુંજ નામ કેમ દે? નરેન્દ્રે કોઇ બીજા મનુષ્ય પાસે હત્યા કરાવી હશે? બનવા જોગ છે. અરેરે! સંસારમાં મનુષ્ય એક પાપ છુપાવવા બીજાં કેટલાં અઘોર પાપો કરે છે! શિવ! શિવ!! શિવ!!! અમારા પવિત્ર કુટુંબમાં આવાં ઘોર કૃત્યો? મારૂં હૃદય નથી માનતું. મારા કાન મને ખોટું સંભળાવે છે પણ નિર્મળા તો પ્રત્યક્ષ કહે છે. એના બાળકની હત્યાજ તેના ભ્રમિત થવાનું કારણ છે. જરૂર-જરૂર નરેન્દ્રે એના બાળકની હત્યા પોતાનું કલંક ચિન્હ નાશ કરવા કરાવી હશે. અરેરે! આખર આ સમય આવ્યો? નિર્મળાને તર્કપ્રસાદ સાથે પરણાવી દેવાનો મારો હેતુ સફળ ન થયો. પવિત્ર ચારિત્ર્યમાં કલંક લાગ્યું. પવિત્ર કુટંબને લાંછન લાગ્યું. શિવ! શિવ!! શિવ!!! શું આખરે એમનું જીવન કલંકમય બન્યું?"

---

# પંચમ પરિચ્છેદ.



## હેમવતી.





વૈદ્યો તથા વિદ્વાનો પ્રકૃતિ, સ્વાસ્થ્ય તથા સ્થિતિની પ્રતિકૂલતાએ હવાફેર યાને સ્થાનાન્તર કરવું એમ સૂચન કરે છે. સ્થાનાન્તર યા સ્થળાન્તરમાં એવી અદ્દભુત શક્તિ રહેલી છે, કે જેથી મનુષ્યની બાહ્ય સ્થિતિ ઉપર અસર થવા સાથે આંતર્સ્થિતિ અને સ્વાસ્થ્ય ઉપર પણ સચોટ અસર થાય છે. આ અસર વહેલી મોડી યા ઓછી વધતી થવાનો આધાર તે સ્થળના વાતાવરણ ઉપર હોય છે અને તેથીજ સ્થાનાન્તર યા સ્થળાન્તર કરવાનું કહેવાને બદલે હવા-ફેર કરવાનું કહેવામાં આવે છે. જે સ્થળમાં જેવી વસ્તી હોય છે તેવુંજ ત્યાંનું વાતાવરણ બની રહે છે. કોઇપણ પ્રકારના ખાસ વાતાવરણની અસર પોતાના ઉપર ન થવા દેવી એવી શકિત તો કોઇકનામાંજ હોય છે. કસાઇખાનામાં જેવું પાપિષ્ઠ વાતાવરણ હોયછે તેવુંજ યોગીઓની પર્ણકુટીઓમાં પવિત્ર વાતાવરણ હોય છે અને તેથીજ પવિત્ર તિર્થો તેમજ દેવાલયોમાં પ્રવેશ કરતાંજ ઘણી ખરી વ્યકિતના મુખમાંથી ઇશ્વર નામોચ્ચારણ જાણ્યે અજાણ્યે પણ થઇ જાય છે.

વ્હાલા વાંચક ! હવે આપણે ઘણા સમયથી વિખૂટી પડેલી. પોતાના દુર્વ્યસનમાં મસ્ત બની દેવેન્દ્રે મારી કાઢી મૂકેલી તેમજ પતિ સેવાથી વિહીન થએલી વિયોગી હેમવતિ તરફ દ્રષ્ટિ કરીએ.

હેમવતી દેવેન્દ્રના વર્ત્તનથી કંટાળી સંસારથી વિરકત થવા લાગી. દુનિયામાં તેને મન સર્વત્ર સ્વાર્થ, અને વિષયવાસનાજ જણાવા લાગ્યાં. મનુષ્ય માત્ર સ્વાર્થમાંજ રચ્યાં પચ્યાં તેની દ્રષ્ટિએ ભાસવા લાગ્યાં. આત્મોદ્ધારણના વિચારો અને ઇચ્છાઓ તેના હૃદયમાં સ્ફૂરવા લાગી અને તેથી તે મુકિતના માર્ગનું શોધન કરવા લાગી. પોતાના માતૃગ્રહે પણ તેને શાન્તિ ન મળી. શરૂઆતમાં તે એકાન્ત સેવન કરવા લાગી અને પોતાનો બધો સમય માત્ર પુસ્તકાવલોકનમાંજ ગાળવા લાગી. સતિ સ્ત્રીનું કર્તવ્ય જોતાં માત્ર પતિનીજ સેવા તેને યોગ્ય લાગી; પરન્તુ તે પ્રસંગ તેના ભાગ્યમાં ન હતો. દેવેન્દ્ર તેની હાજરીથી ત્રાસતો; કારણ તેની હાજરી

તેના મનસ્વી અને સ્વચ્છંદી વર્ત્તનમાં આડખીલી રૂપ થતી. આથી હેમવતીએ માત્ર પતિનું ધ્યાનજ પોતાના ઉદ્ધારના સરળ અને નિશ્ચિત માર્ગ તરીકે માની લીધું

હમેશાં તે માત્ર દેવેન્દ્રનું ધ્યાન ધરતી તથા ઇશ્વર ભજનમાં પોતાનો સમય વીતાડતી. એક દિવસ વર્ષાઋતુમાં એક ગરીબ બાઈ પોતાના માત્ર એક માસની વયના કુમળા બાળકને લઇ તેની પાસે આવી. તેના અંગપર પુરાં વસ્ત્ર પણ નહતાં. જે હતાં તે પણ મેલાં તથા ફાટી ગયેલાં તેમજ વર્ષાદ મૂશળધાર પડતો હતો. પવન પણ તેટલાજ જોરમાં ફુંકાતો હતો. તે બિચારી બાઈ પોતાનાથી બને તેટલી રીતે કુમળા બાળકને સંભાળતી, ટાઢ તથા પવનથી થર થર ધ્રૂજતી હેમવતીના મકાન આગળ આવી. તે કાંઇક બોલે તે પહેલાં તો હેમવતીનાં નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. પતિધ્યાન તથા ઇશ્વર ભકિતથી નિર્મળ બનેલું તેનું હૃદય એકદમ દ્રવવા લાગ્યું. પરમાત્માએ સૃજેલા વિશ્વમાં કેટલીએ વ્યકિતઓ આ બાઇની માફક દુઃખ ભોગવતી હશે તેનો તેને ખ્યાલ આવ્યો. પોતાનું દુઃખ એ બાઇના દુઃખ આગળ ભૂલી ગઇ. તેણે પોતાનાથી બને તેટલી તે બાઇની સરભરા કરી, તેને સારાં ગરમ વસ્ત્ર તથા ખોરાક આપ્યાં, અગ્નિ આગળ બેસાડી તેની ઠંડી દૂર કરી દીધી. પેલી બાઇ ગુણ ઓશીંગણુ બની મુખમાંથી ઉપરાઉપરી આભારદર્શક ઉદ્ગારો કાઢવા લાગી.

આ પ્રસંગ બની ગયા પછી હેમવતીના મનમાં એવોજ નિશ્ચય થયો કે "મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય જો સર્વથી શ્રેષ્ઠ કાઇ પણ હોય તો તે અન્ય દુઃખી જીવોને બનતી સહાય કરવી તથા તેમનાં દુઃખો દૂર કરવા તથા તેમનું જીવન સુધારવા યત્ન કરવો તેમજ બને તેટલી દેશ-સેવા બજાવવી.

ખરેખર! આ નિશ્ચય પ્રશંસાપાત્રજ હતો. માત્ર વ્યકિતગત ઉચ્ચતા અને આદર્શ પ્રાપ્ત કરવાથી શું અલભ્ય રહે? વિશ્વમાંનાં સર્વ રાષ્ટ્રો પ્રતિ દૃષ્ટિ કરો. ઉચ્ચતાને શિખરે વિરાજતા—સુધારાના શૃંગપર-મહાલતા પ્રત્યેક રાષ્ટ્ર ભણી નજર નાખો. શું તેમાં તમને વ્યક્તિગત સુધારા અને ઉચ્ચ આદર્શ વિના અન્ય નજરે પડે છે કે? નજ પડવું જોઇએ. જ્યાં સુધી, જે વ્યક્તિથી રાષ્ટ્ર બન્યું છે તે વ્યક્તિમાં ઉચ્ચ ભાવો નથી, ઉચ્ચ આદર્શ નથી, સદ્ગુણ નથી, સ્વાશ્રય નથી, ધૈર્ય નથી, સહનશીલતા નથી, ક્ષમા નથી, ત્યાં સુધી કેવી રીતે તમે તે રાષ્ટ્રને ઉચ્ચતાના શિખરે લઇ જઇ શકો છો? હિન્દના ભાવિમાં પણ આ વિના અન્ય કોઇ માર્ગ જણાય છે કે?

હેમવતી જેમ જેમ વધુ અને વધુ વિચારતી ગઇ તેમ તેમ તેનો નિશ્ચય અત્યાવશ્યક, અજેય અને અભેદ્ય બનતો ગયો. પોતાના નિશ્ચયને કૃતકૃત્ય થયેલો જોવામાં તેને ક્ષણમાં દ્રવ્યની આવશ્યક્તા લાગી તો ક્ષણમાં માત્ર કાર્યદક્ષતાનીજ જરૂર જણાઇ. તેણે પ્રથમ પોતાનાજ ગામમાં પોતાનો નિશ્ચય અમલમાં મૂકવા માંડ્યો. ગામનાં ગરીબ, અપંગ અને અનાથને પોતાનાથી બનતી મદદ તથા સુશ્રુષા કરવા લાગી. જ્યાં જ્યાં અપંગ અને ગરીબ અનાથોની વસતી હોય ત્યાં ત્યાં હેમવતીની હાજરી ખરીજ. કેટલાક ગરીબો સહાયને અભાવે, કામને અભાવે, સદ્‌ગુણ છોડી દુર્ગુણવશ બની દુષ્કૃત્યો કરતા હતા તેમને તેમનો ખરો કર્ત્તવ્ય માર્ગ બતાવી, તેમના તરફ સહાનુભૂતિ દર્શાવી તેમને વશ કરવા સીધા માર્ગે દોરવા લાગી. તેઓ પણ હેમવતીને એક દેવી માફક પૂજવા લાગ્યા. તેના એક શબ્દપર પોતાનું જીવન અર્પવા તત્પર થવા લાગ્યા. ધીમે ધીમે આ વાત ચારે તરફ ફેલાવા લાગી. કેટલાક ગૃહસ્થો–દ્રવ્યમદમાં અંધ બનેલા લક્ષ્મી પૂત્ર–વાસ્તવિક રીતે કહીએ તો લક્ષ્મીના ગુલામો–આ કાર્યથી તેની નિંદા કરવા લાગ્યા. કેટલાક તો "પતિ ત્યાગીને સતિ સ્વર્ગનો માર્ગ લેવા દોડયાં" આદિ વાક્યો કહી તેની નિંદા કરવા લાગ્યા; પરન્તુ જેમ સત્ય સમજુને પ્રિય હોય છે તેમ તેનું આ વર્ત્તન દેશભક્તો અને દેશાનુરાગીઓને અત્યંત પ્રિય થઇ પડયું. ધીમે ધીમે કેટલાક સમજુ દેશદાઝવાળા યુવકો તથા યુવતી–બાળાઓ તેની સેવામાં તેની આજ્ઞા ઉઠાવવા અહોનિશ તૈયાર રહેવા લાગ્યાં. હેમવતી પણ તેમના પ્રોત્સાહનથી અત્યંત પ્રફુલ્લ ચિત્તે સમાજ-સેવામાં ગુંથાઇ. તેનીજ સાથે તેનાં અનુયાયી સ્ત્રી પુરૂષો પણ જોડાયાં. ઠેકાણે ઠેકાણે આ સ્વયં–સેવકોની ટુકડીઓ કાર્યપરાયણ થઇ ફરવા લાગી. જોતા જોતામાં તે શહેરની દશા એકદમ સુધરી ગઇ અને ત્યારેજ બધાંને સમાજસેવાની આવશ્યકતા સમજાવા લાગી. ધીમે ધીમે આ સ્વયંસેવકોની ટુકડીએ પોતાનો કાર્ય પ્રદેશ લંબાવ્યો. નાની નાની ટોળીઓ જુદા જુદા ગામમાં ફરવા લાગી. અને ગરીબોને પોતાનાથી બનતી મદદ તથા રાહત આપવા લાગી. ધીમે ધીમે શ્રીમંતોનાં હૃદય પણ આ વિષયમાં તેમણે ખેંચ્યાં અને તેમની મદદ અને સહાનુભૂતિથી કેટલેક ઠેકાણે ઔષધાલયો તથા શાળાઓ તેઓ સ્થપાવી શક્યા. હેમવતીની ઇચ્છા આથી કેટલેક અંશે સફલ થઇ; છતાં તે કાર્યક્રમ હમેશ ચાલુ રહેવાની પ્રણાલિકા બાંધવા તરફ તેનું મન દોરાયું. દરેક ગામમાં તેણે સ્વયંસેવકો તથા તેના એક પ્રમુખની નિમણૂક કરી અને તેઓને કાર્યક્રમ નક્કી કરી

આપ્યો. જેમાં ગરીઓને કામકાજ અપાવવું, તેમની શારિરીક સ્થિતિ તથા માનસિક સ્થિતિ કેળવવા ખાસ યત્નો કરવા, સ્વચ્છતા તથા નીતિના પાઠ શીખવવા, સ્ત્રીઓ તેમજ કન્યાઓના ધર્મ સમજાવવા, દુર્ગુણ અને દુર્વ્યસનથી થતા ગેર લાભો દર્શાવવા, સમાજમાં તેમનો દરજ્જો તથા જોખમદારીઓ સમજાવવી એ વિગેરે કાર્યોનો સમાવેશ થતો હતો. જ્યારે બીજી તરફ શ્રીમંતોને લક્ષ્મીના મદમાંથી જાગૃત કરવા, સમાજ પ્રતિ તેમની ફરજ તથા જોખમદારી સમજાવવી, ગરીઓ પ્રતિ તેમની સહાનુભૂતિ મેળવવી, પોતાને માટેનાં સુખસાધનોમાં કરકસર કરી ગરીઓની જરૂરી આતો પુરી પાડવાની લાગણી ખીલવવી, દેશને–દેશના હુન્નર ઉદ્યોગને ખીલવવા માટે તેમને તત્પર કરવાની, યોજના કરવામાં આવી હતી. એ રીતે સમાજ હિતની તથા સમાજને આવશ્યક સંસ્થાઓ ખોલવી, અન્ય સમાજનું અવલોકન તથા મનન કરી પોતાના સમાજને રૂચીકર અને યોગ્ય એવું બંધારણ કરવું વિગેરે બાબતો હાથ ધરવામાં આવી હતી. એ કાર્યક્રમ એવી રીતે ગોઠવાયો હતો કે જેથી સ્વયંસેવકો પોતાનાં આવશ્યક કાર્યો કરવા સાથે સમાજ-સેવા પણ કરી શકતા હતા.

ધીમે ધીમે આવાં સ્વયંસેવક મંડળો વધવા લાગ્યાં અને જેમ જેમ એવાં મંડળોની જરૂરીઆતોનું સમાજને ભાન થવા લાગ્યું તેમ તેમ તે મંડળોને નિંદનારા તથા ઉતારી પાડનારા પણ તેમાં જોડાવા લાગ્યા.

આ કાર્યક્રમ ગોઠવાયા પછી અને તેની આવશ્કતા તથા સફલતાનો કેટલેક અંશે અનુભવ કર્યા પછી હેમવતીને કાંઇક શાન્તિ વળી. સમાજમાં પણ તે દેવી તુલ્ય મનાવા લાગી અને સર્વત્ર તેનું સન્માન થવા લાગ્યું. સેંકડો માણસો ખાસ તેનાં દર્શન કરવા આવવા લાગ્યાં. ગરીબવર્ગ તો તેને સાક્ષાત્ ઇશ્વર તુલ્ય માનવા લાગ્યો. જો કે ગરીઓની સેવા કરવામાંજ પોતાનું કર્તવ્ય સમાયલું તે માનતી હતી અને તે લાગણીથીજ તેણે આ કાર્ય આદર્યું હતું; પરન્તુ દેવી તરીકે તેને લોકો માને, તેનો જયજયકાર બોલે અને પ્રશંસા કરે તે તેને જરાપણ પસંદ ન હતું; જો કે તેના અટકાવ્યા કાંઇ લોકો અટકે તેમ નહતા. તે તો જેમ જેમ તેમને મના કરતી તેમતેમ લોકો વધુ અને વધુ માન આપતા આથી કંટાળી છેવટે તેણે સમાજ સેવાનું કાર્ય સ્વયંસેવકોના ઉપરજ નાખી દીધું અને પોતે કોઇ યોગાભ્યાસી વિરાગયુક્ત મહાત્મા પાસે યોગિની તરીકેની દિક્ષા લેવાનો વિચાર કરી નીકળી પડી.

સંજોગ વશાત્ તે મહાત્મા અખંડાનંદના સમાગમમાં આવી. તેમની વિદ્વત્તા, જ્ઞાન તથા વિરાગવૃત્તિથી તેને તેમના તરફ માન ઉત્પન્ન થયું. તેમની પાસેથી તે ઉપદેશ ગૃહણ કરવા લાગી તેમજ તેમની અન્ય શિષ્યાઓ સાથે રહેવા લાગી. ધીમે ધીમે તે યોગનો અભ્યાસ કરવા લાગી. આ પ્રમાણે લગભગ છએક માસ અભ્યાસ કરતાં ત્હેનું મન દુનિયા ઉપરથી કેવળજ ઉઠી જવા લાગ્યું. મહાત્મા અખંડાનંદે તેને સમાજસેવામાંથી ચલિત્ થતી જોઇ પુનઃ સમાજસેવા કરવાનોજ ઉપદેશ આપ્યો અને નિર્વિઘ્ને તે કાર્ય હમેશ માટે વિના ઉપાધિએ કરી શકે અને જોઇતી મદદ મેળવી શકે-મળે તેટલા માટે નિહાલસિંહના રાજ્યમાં તેને રાખવાનો તેમણે વિચાર કર્યો.

પવિત્રાત્માઓ પરમાત્મ સ્વરૂપના અંશ રૂપજ છે. અખંડાનંદના હૃદયમાં આ વિચાર આવતાંજ નિહાલસિંહને પણ નવલ અને માલતીના લગ્નના નિરૂપણનો વિચાર સ્ફુર્યો; અને તેને પરિણામે મહાત્મા અખંડાનંદનું શિષ્ય-શિષ્યાગણસહ વિહારપુર જવાનું થયું જે વખતે હેમવતી પણ તેમની સાથેજ હતી. જે આપણે અગાઉ જોઇ ગયા છીએ.

મહાત્માજીના ઉપદેશ મૂજબ હેમવતિ દેશ સેવાના કાર્યમાં કેવો ભાગ ભજવે છે તે આપણે હવે આગળ ઉપર જોઇ શું.

---

# ષષ્ટમ પરિચ્છેદ.

## વિધવાધર્મ નિરૂપણ.



નિત્ય નિયમ પ્રમાણે વિહારપૂરના રાજ્ય મહાલયમાં સ્વામીશ્રી અખંડાનંદજીની આસપાસ શ્રોતાવર્ગ ચર્ચા સાંભળવા બેસી ગયો હતો. પંડિતજી રામચંદ્ર પણ પોતાની દલીલો પળે પળે યાદ કરતા શ્રોતા વર્ગમાં બેઠા હતા. સ્વામીશ્રી અખંડાનંદજીએ ૐ કારનું ધ્યાન કરી પછી પંડિતજી સામું જોયું–પંડિતજી સ્વામીજીની ઇચ્છા સમજી ગયા તેથી તેમણેજ પ્રથમ શરૂઆત કરી.

"આપે વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ જણાવી અને તેનું પ્રતિપાદન પારાશર સંહિતાના શ્લોકોથી કર્યું પણ અન્ય ઋષિઓ, સંહિતાઓ અને પુરાણો કલિયુગમાં પુનર્લગ્ન તો શું પણ નિયોગની પણ મના કરે છે તેનું શું કારણ? તથા કલિયુગમાં એવું પુનર્લગ્ન થયું છે કે કેમ તે જણાવવા આપ કૃપા કરશો? વળી મહાભારતના આદિ પર્વમાં દીર્ઘતમે તો એમ પણ જણાવ્યું છે કે 'સ્ત્રીએ પોતાની જીંદગી દરમ્યાન એકજ પતિને ભજવો.' એનું રહસ્ય શું?"

પંડિતજીના પ્રશ્નનો ઉત્તર સાંભળવા નિહાલસિંહ તથા નવલ, બીજા શ્રોતાઓ કરતાં વધુ ઉત્સુક બન્યા. તેમને એમજ લાગ્યું કે આ પ્રશ્નના ઉત્તરમાં કલિયુગને માટે પુનર્વિવાહનું નિરૂપણ થઇ જશે. સ્વામીજીએ હસતે મુખે પંડિતજીના ઉત્તરની શરૂઆત કરી.

"તમારા પ્રશ્નમાંનો નિયોગનો પ્રશ્ન હાલ તરત બાજુએ રાખો, એના વિષે પાછળથી વિવેચન કરીશું. પ્રથમ અન્ય પુરાણો મના કરે છે તેનું કારણ જોઇએ. એ કારણ જોવામાં સામાજીક દ્રષ્ટિની જરૂર છે. પ્રથમના યુગોમાં કન્યાઓને બાળ વયમાં પરણાવવામાં આવતી ન હતી; પરન્તુ યોગ્ય વયેજ કન્યાદાન દેવાતું હતું. હાલ તો બાલ્યાવસ્થામાંથીજ લગ્ન કરવામાં આવે છે અને કન્યાદાનને બદલે વિક્રયજ મોટે ભાગે થાય છે. વળી કન્યાની પસંદગીનાજ વરની સાથે લગ્ન થતાં હતાં; જ્યારે હાલ તે પસંદગી માબાપ કરે છે. માબાપ વરની પસંદગી શા ઉપરથી કરે છે તે જોવા જેવું છે. કેટલાંક માબાપ કુળ જુએ છે, કેટલાંક દ્રવ્ય જુએ છે, કેટલાંક સ્નેહી સંબંધીનું જુથ જુએ છે, કેટલાક વિદ્યા જુએ છે અને કેટલાંક વય, આરોગ્ય અને

વિધા ત્રણે જુએ છે. આમાં છેલ્લા બે પ્રકારની પસંદગીનું પરિણામ સારૂં નીવડે છે પણ અન્ય પસંદગીનું પરિણામ વિપરીત આવે છે. કન્યાનામાં સારાસાર વિચારની શકિત હોતી નથી જેથી માબાપો તેનો લાભ લઇ પોતાની ઇચ્છા તૃપ્ત કરે છે. આના પરિણામમાં ગમે તેવા વરની સાથે કન્યાની જીંદગી બંધાય છે, અને તેને લીધે તે બન્નેમાં જેવો જોઇએ તેવો પ્રેમ ઉદ્દભવતો નથી. જ્યારે કન્યાની પસંદગીથી યા કન્યા અને વરની પસંદગીથી થયેલા લગ્નમાં પ્રેમ ઘણોજ દ્રઢ બંધાય છે. હવે તમે વિચાર કરો કે એક વખત એક મનુષ્ય તરફ ઢળી ગયેલો પ્રેમ પાછો ખેંચી શકાય છે? નહિંજ. એક પાત્રમાંનો પ્રવાહી એક વ્યકિતને આપી તે પાત્ર ખાલી થયા પછી તમે બીજી વ્યકિતને તેજ પ્રવાહી શી રીતે આપી શકશો? નહિજ આપી શકાય. તેજ રીતે પોતાની પસંદગીથી પરણેલાં દંપતિનો પ્રેમ પરસ્પર અર્પણ થઇ ગયા પછી જો બન્નેમાંથી એકનું મૃત્યુ થઈ જાય છે તો તેનો પ્રેમ પણ તે સાથેજ લેતું જાય છે. જેથી તેનું સર્વસ્વ હણાઇ ગયેલુંજ તે માને છે. તેવે પ્રસંગે તમે તેને ફરી લગ્ન કરવાની ગમે તેટલી છુટ આપો; પરન્તુ તે લગ્ન કરશેજ નહિ. શા સુખ માટે કરે? પ્રેમ વિનાનો નિ:સત્વ સંસાર ભોગવવાથી શું સુખ? તે વખતનાં આવાં બંધારણને લઇને તે સમયને માટે છુટ અન્ય ઋષીઓએ આપી ન હતી; પરંતુ કલીયુગમાં સ્ત્રી પુરૂષનું લગ્ન એવે પ્રકારે કરવામાં આવે છે, કે તે બિચારા આખા જીવન દરમ્યાન એક ક્ષણ માટે પણ પ્રેમનું સ્વરૂપ જાણવા ભાગ્યશાળી બનતાં નથી અને તેથી એમાંથી એક જણ મૃત્યુ પામતાં હૃદયમાં દબાઇને મરી ગયલો પ્રેમ એમને એમ રહે છે. તેથી થોડાજ દિવસ માટે તેનું હૃદય બળે છે અને પછી મરનાર વિસારે પડે છે. વળી પ્રાચીન કાળમાં અપાતી કેળવણી ન મળતાં, હાલની સુધરેલી ફેશનેબલ થઇને ફરવાની કેળવણી તેના હૃદયને ઉત્તેજીત્ કરે છે અને તેને પરિણામે તેની લાગણીઓ અને વૃત્તિઓ તિવ્ર થાય છે. અરે! એ તો એકના મૃત્યુ પછીની વાત છે પણ તેની હયાતિમાં તેનો પ્રેમ પોતાની સાથે જોડાયલી અન્ય વ્યકિત તરફ નથી ઢોળાયલો હોતો, તો તે બીજી એવીજ વ્યકિત માટે ફાંફાં મારે છે અને તેને પરિણામે, જો સર્વ ઋષિઓએ છુટ આપી હોત તો એક પતિ હોવા છતાં તે બીજો પતિ પોતાની ઇન્દ્રિય તૃપ્તિ માટે કરત અને એ રીતે પુરૂષો હમેશ માટે સ્ત્રીઓના ગુલામ થઇ જાત. સ્ત્રીઓ ધારત તે કરી શકત અને વખત આવે પુરૂષનો–પતિનો ઘાત કરવા પણ ચૂકત નહિ. આ ભવિષ્યનો વિચાર કરી અન્ય ઋષિઓએ પુનર્લગ્નની મના કરવા જેવા ભાવ કેટલેક સ્થળે પ્રદર્શિત કર્યા છે. તમે મહાભારતમાં તપાસ કરશો તો

જણાશે, કે કલિયુગમાં પણ વિધવાવિવાહ કરવામાં આવ્યો છે. એટલુંજ નહિ પણ મેં પ્રથમ જે જણાવ્યું છે કે પુનર્ભૂનો પૂત્ર "પુનર્ભવ" કહેવાય છે તેને બદલે કલિયુગમાં તેવો પૂત્ર "ઔરસ" પૂત્ર તરીકે પણ મનાયો છે; અને તેનો દાખલો આપણને મહાભારતમાંથીજ મળી આવે છે.

अर्जुनस्यात्मजः श्रीमानिरावान्नाम वीर्य्यवान् ।
सुतायां नागराजस्य जातः पार्थेन धीमता ॥
ऐरावतेन सा दत्ता ह्यनपत्या महात्मना ।
पत्यौ हते सुपर्णेन कृपणा दीनचेतना ॥

નાગરાજાની પૂત્રીને અર્જુનથી ઇરાવાન નામનો સુંદર અને પ્રતાપી પૂત્ર ઉત્પન્ન થયો હતો. જ્યારે તેના પતિનો સુપર્ણાએ નાશ કર્યો, ત્યારે નાગરાજ ઐરાવતે પોતાની વિધવા, શોકવિવ્હળ, સંતાન રહિત પૂત્રી અર્જુન સાથે પરણાવી.

अजानन्नर्जुनश्चापि निहतं पुत्रमौरसम् ।
जघान समरे शूरान् राज्ञस्तान् भीष्मरक्षिणः ॥

પોતાના ઔરસ પૂત્રના મૃત્યુથી અજ્ઞાત્ એવા અર્જુને ભીષ્મનું રક્ષણ કરનાર શૂરવીર અને પ્રતાપી રાજાઓ સાથે યુધ્ધ ચાલુ રાખ્યું.

હવે કૌરવ અને પાંડવો કલિયુગમાં છસો તેપન વર્ષ પછી થયા. તે ઉપરથી તે સમયે કલિયુગ પ્રવર્તતો હતો તેની તમારાથી ના કહી શકાશેજ નહિ. આથી તમે સ્પષ્ટ પણે નિઃસંશય જોઇ શકશો કે અર્જુન વિધવા નાગકન્યા સાથે પરણ્યો હતો અને તેનાથી ઉત્પન્ન થયેલો પૂત્ર તેના ઔરસ પૂત્ર તરીકેજ ગણાયો હતો.

વળી તમે દીર્ઘતમ ઋષિ માટે પૂછ્યું. તેના ખુલાસામાં જરા લંબાણથી જણાવવું પડશે. ખરૂં છે કે દીર્ઘતમે કહ્યું છે કેઃ—

## दीर्घतमा उवाच ।

अद्यप्रभृति मर्य्यादा मया लोके प्रतिष्ठिता ।
एक एव पतिर्नार्य्या यावज्जीवं परायणम् ।
मृते जीवति वा तस्मिन्नापरं प्राप्नुयान्नरम् ।
अभिगम्य परं नारी पतिष्यति न संशयः ॥

સ્ત્રીએ પોતાની જીંદગી પર્યંત એકજ પતિને ભજવો. તેની હયાતિમાં તેમજ મૃત્યુ બાદ બીજા મનુષ્ય સાથે તેનો સંયોગ થવો જોઇએ નહિ. જો તે અન્ય પુરૂષ પાસે જાય તો તેથી જરૂર તે પતિત થાય છે.

"આ શ્લોક તમે વિધવા લગ્નની વિરૂદ્ધમાં પૂરાવા રૂપ લાવો છો!"

"હાજી, એનો ભાવાર્થ સ્પષ્ટ પણે સ્ત્રીને અન્ય પુરૂષ પ્રતિ ગમન કરતાં અટકાવે છે." પંડિતજી જરા ફુલાઇને બોલ્યા.

"જરા ધીરા થાઓ, પંડિતજી!" સ્વામીજી સસ્મિત બોલ્યા. "આ શ્લોક કેવા સંજોગોમાં કોને માટે લખાયલો છે તે જોવા અને જાણવાની જરૂર છે. જે સમયમાં આ શ્લોક લખાયો છે તે સમયે કાંઇક અંશે સ્ત્રીઓનું સ્વચ્છંદ વર્તન થતું હતું અને તે દૂર કરવા માટેજ આ શ્લોક લખાયલો છે. તમને કદાચ અત્રે બીજોજ પ્રશ્ન ઉદ્ભવશે કે તે સમયે સ્વચ્છંદ વર્તન કેવી રીતે હતું તેનો દાખલો હું તમને આપું છું. મહાભારતના આદિપર્વમાં પાંડુએ કુન્તિને કહ્યું છે કેઃ—

ऋतावृतौ राजपुत्रि स्त्रिया भर्त्ता पतिव्रते ।
नातिवर्त्तव्य इत्येवं धर्म्मं धर्म्मविदो विदुः ।
शेषेष्वन्ये[illegible] कालेषु स्वातन्त्र्यं स्त्री किलार्हति ।
धर्म्ममेवं जनाः सन्तः पुराणं परिचक्षते ॥

હે રાજપુત્રી! સ્ત્રીઓએ **ઋતુકાળમાં પોતાના પતિને ત્યજવો નહિ—ભૂલી** જવો **નહિ;** અર્થાત્ પતિનેજ ભજવો. એ તેમનો ધર્મ છે એમ વિદ્વાનોએ કબુલ કર્યું છે. **અન્ય સમયે—ઋતુકાળ સિવાયના સમયમાં સ્ત્રીઓ પોતાની ઇચ્છાઓ ભલે તૃપ્ત કરે.** પવિત્ર મનુષ્યો—સન્તોએ આ પુરાણને ધર્મ કહ્યો છે.

આ ઉપરથી જણાઇ આવે છે કે સ્ત્રીની સ્વચ્છંદતાનું કેટલેક અંશે પ્રાબલ્ય હતું અને તેનો ભોગ દીર્ઘતમ પોતેજ થઇ પડ્યા હતા. તે સમયે પોતાની સ્ત્રી ઉપર ક્રોધાયમાન થઈ તેમણે અગાઉ જણાવેલી આજ્ઞા કરી હતી તે સાંભળોઃ—

पुत्रलाभाच्च सा पत्नी न तुतोष पतिं तदा ।
प्रद्विषन्तीं पतिर्भार्य्यां किं मां द्वेक्षीति चाब्रवीत् ॥

प्रद्वे[illegible]वाच ।

भार्य्याया [illegible] पालनाच्च पतिः स्मृतः ।
अहं त्वां भरणं कृत्वा जात्यन्धं ससुतं सदा ।
नित्यकालं श्रमेणार्त्ता न भरेयं महातपः ॥
त[illegible]चनं श्रुत्वा ऋषिः कोपसमन्वितः ।
प्रत्युवाच ततः पत्नीं प्रद्वेषीं ससुतां तदा ।
नीयतां क्षत्रियकुलं धनार्थश्च भविष्यति ॥

प्रद्व[illegible]वाच ।

त्वया दत्तं धनं विप्र नेच्छेयं दुःखकारणम् ।
यथेष्टं कुरु विप्रेन्द्र न भरेयं यथापुरा ॥

## दीर्घतमा उवाच ।

अद्यप्रभृति मर्य्यादा मया लोके प्रतिष्ठिता ।
एक एव पतिर्नार्य्या यावज्जीवं परायणम् ॥
मृते जीवति वा तस्मिन्नापरं प्राप्नुयान्नरम् ।
अभिगम्य परं नारी पतिष्यति न संशयः ॥
अपतीनान्तु नारीणामद्य प्रभृति पातकम् ।
यद्यस्ति चेद्धनं सर्व्वं वृथाभोगा भवन्तु ताः ।
अकीर्तिः परिवादाश्च नित्यं तासां भवन्तु वै ॥
इति तद्वचनं श्रुत्वा ब्राह्मणी भृशकोपिता ।
गङ्गायां नीयतामेष पुत्रा इत्येवमब्रवीत् ॥
लोभमोहाभिभूतास्ते पुत्राश्चगौतमादयः ।
बध्वोडुपे परिक्षिप्य गङ्गायां समवासृजन् ॥
कस्मादन्धश्च वृद्धश्च भर्त्तव्योऽयमिति स्म ह ।
चिन्तयित्वा ततःक्रूराः प्रतिजग्मुरथो गृहान् ॥

દીર્ઘતમની પત્નિ, કે જેને સંતતિ થઇ હતી, તે પોતાના પતિની ઇચ્છા પૂર્ણ નહિ કરતી હોવાથી દીર્ઘતમે તેને પોતા તરફ બેદરકાર થવાનું-પોતાની અવજ્ઞા કરવાનું કારણ પૂછ્યું. ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યોઃ-"પુરૂષ સ્ત્રીનું ભરણપોષણ કરે છે અને તેથી તે 'ભર્ત્તા' કહેવાય છે; અને સ્ત્રીની સંભાળ રાખે છે માટે તે 'પતિ' કહેવાય છે. પણ તમે તો જન્મથીજ અંધ છો અને તેથી તમારા તેમજ તમારાં બાળકોના ભરણપોષણ માટે મનેજ હમેશાં મહેનત તો હોય છે જેથી વધુ વખત હવે હું એ મહેનત લેવા ઇચ્છતી નથી." પત્નિના આ શબ્દો સાંભળી ઋષિએ કુપિત થઇને પોતાની સ્ત્રી તથા છોકરાંઓને, પોતાને રાજા પાસે લઇ જવાનું કહ્યુ, કે જ્યાંથી તેમને દ્રવ્ય મળે. પણ તેમની પત્નિએ કહ્યું:-"તમે મેળવેલું દ્રવ્ય મારે જોઇતું નથી. તમે તમારી ઇચ્છા પ્રમાણે કરી શકો છો. હું હવે તમારૂં ભરણપોષણ કરીશ નહિ" દીર્ઘતમ બોલ્યા-"આજથી હું આ સૃષ્ટિને માટે આજ્ઞા કરૂં છું-નક્કી કરૂં છું—ઠરાવું છું કે સ્ત્રી જીવતાં સુધી માત્ર એકજ પતિને વળગી રહેશે, તેના મૃત્યુ બાદ તેમજ તેની હયાતિ દરમ્યાન પણ તે બીજા પુરૂષ સાથે સંયોગ કરી શકશે નહિ; જે સ્ત્રી અન્ય પુરૂષ સાથે સંયોગ કરશે તે અવશ્ય પતિત થશે. આજથી પોતાના પતિને ત્યજી અન્ય પુરૂષ સાથે સંયોગ કરનારી સ્ત્રીઓ પાપભાગી થશે. સુખ સંપત્તિનો ભોગ કરી શકશે નહિ અને તેમની અપકીર્ત્તિ થશે." દીર્ઘતમની પત્નિએ આ સાંભળી તેને (દીર્ઘતમને) ગંગાજીમાં ફેંકી દેવાની પોતાના પૂત્રોને આજ્ઞા કરી. આથી ગૌતમ અને અન્ય પૂત્રોએ લોભથી અંધ બની જઇને તેમજ અંધ અને વૃધ્ધ પિતાનું ભરણપોષણ કરવું નિરૂપયોગી સમજીને તેને નદિમાં તરી શકે એવા પદાર્થ સાથે બાંધી તરતો મૂકી દીધો.

આ ઉપરથી સહજ સમજાશે કે જ્યારે દીર્ઘતમની સ્ત્રીએ પતિ તરીકે તેની આજ્ઞા માન્ય રાખવાની ના પાડી, ત્યારે દીર્ઘતમે

એમ સમજીને કે તે સ્ત્રી પોતાનો ત્યાગ કરી. અન્યની સાથે સંયોગ કરશે–યા કરવા ઇચ્છે છે, એવી આજ્ઞા કરી. માટે તે કાંઈ શાસ્ત્રનાં બીજાં પ્રમાણોથી વિરૂધ્ધ જઇ શકતી નથી; તેમજ તે સમયે સ્ત્રીઓનું સ્વચ્છંદપણું પ્રચલિત હતું તે પણ સિદ્ધ કરે છે. જો દીર્ઘતમે આવી આજ્ઞા કરી હોત અને તે સર્વમાન્ય તરીકે સ્વિકારી હોય યા સ્વિકારાઇ હોય યા સ્વિકારવા યોગ્ય મનાઇ હોય તો તે આજ્ઞા કરનાર દીર્ઘતમ પોતે આ બનાવ બન્યા પછી તરતજ અન્ય પુરૂષની પત્નિમાં પુત્રોત્પત્તિ શા માટે કરત? પોતાનું કરેલું પોતેજ શા માટે ઉથાપત? એમણે પોતેજ બલીની પત્નિ સુદેષ્ણાથી ક્ષેત્રજ નામનો પૂત્ર ઉત્પન્ન કર્યો હતો સાંભળોઃ—

सोऽनुस्रोतस्तदा विप्रः प्लवमानो यदृच्छया ।
जगाम सुबहून् देशानन्धस्तेनोडुपेन ह ॥
तन्तु राजा बलिर्नाम सर्व्वधर्म्मविदां वरः ।
व्यपश्यन्मज्जनगतः स्रोतःसाम्यां समागतम् ॥
जग्राह चैनं धर्म्मात्मा बलिः सत्यपराक्रमः ।
ज्ञात्वैवं स च वव्रेऽथ पुत्रार्थे भरतर्षभ ॥
संतानार्थं महाभाग भार्य्यासु मम मानद ।
पुत्रान् धर्म्मार्थकुशलानुत्पादयितुमर्हसि ॥
एवमुक्तः स तेजस्वी तं तथेत्युक्तवानृषिः ।
तस्मै स राजा स्वां भार्य्यां सुदेष्णां प्राहिणोत्तदा ॥

તે અંધવિપ્ર નદીમાં તણાતો તણાતો કેટલાક દેશો ઓળંગી ગયો. ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા બલીરાજાએ ગંગાજીમાં ન્હાતાં ન્હાતાં તે વૃધ્ધ બ્રાહ્મણને તણાતો જોયો. રાજાએ તે બ્રાહ્મણને બહાર કાઢયો અને તેની સર્વ કથા સાંભળી લીધા પછી પોતાની પત્નિ–રાણી...માં એક સદગુણી અને પ્રતાપી પુત્ર ઉત્પન્ન કરવાને તેને વિનંતિ કરી. દીર્ઘતમે તેની તે માગણી કબુલ રાખી અને રાજાએ પોતાની પત્નિ સુદેષ્ણાને તેની પાસે મોકલી.

હવે જો દીર્ઘતમે જે આજ્ઞા કરી તે માન્ય કરવા જેવી હોત તો પોતેજ બીજાની સ્ત્રીથી પુત્ર શા માટે ઉત્પન્ન કરત! આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીઓની સ્વચ્છંદ વર્તણુક ઉપર અંકુશ મૂકવા માટે એ આજ્ઞા હતી. માટે તે પુનર્લગ્નને લાગુ પાડી શકાતી નથી."

"પરન્તુ મહારાજ!" પંડિતજી બોલ્યા. "પ્રથમ જણાવી ગયા કે કલિયુગમાં અનાચાર અને પતિદ્રોહ પર અંકુશ મૂકવા માટે પરાશર સિવાય અન્ય ઋષિઓએ કલિયુગમાં પુનર્વિવાહ અને નિયોગની મના કરી છે. તો તે ખુલાસો તો આપના પૂર્વ કથનથી વિરૂદ્ધ જાય છે અને એ રીતે જોતાં

તો દીર્ઘદર્ષિ અન્ય મહાત્માઓએ મના કરી તેજ માન્ય રાખવી જોઇએ, કે જેથી તેમના મત પ્રમાણે સમાજનું પતન ન થાય."

"તમે કહો છો તે ઠીક છે." સ્વામીજી બોલ્યા. "પરન્તુ સમાજનું પતન એક નહિ પણ અનેક પ્રકારે થાય છે. તમે પુનર્લગ્ન અટકાવો પરન્તુ તેથી ગુપ્ત વ્યભિચાર વધી પડે તો શું સમાજનું પતન નહિ થાય ? ઘણીજ ખરાબ રીતે થશે અને એ પતન એવું થશે કે જે ફરી તમારાથી કદી પણ સુધારી નહિ શકાય. પુનર્વિવાહની છૂટથી તો માત્ર વિધિસર લગ્નજ થશે, પરન્તુ વ્યભિચારથી તો જીવ હત્યાઓ પણ થશે. પરાશર ઋષિએ આ પ્રશ્નનો ઘણીજ બારીકાઇથી વિચાર કરીનેજ પોતાની સમ્મતિ પ્રકાશ કરી છે. તે પોતે પણ પતિ સહગમનને સર્વોત્કૃષ્ટ ગણે છે. તેનાથી બીજી પંકિતએ બ્રહ્મચર્ય ગણે છે અને ત્રીજી પંકિતએ વિધવા વિવાહને ગણે છે. અન્ય ઋષિઓ પુનર્લગ્નના વિરૂદ્ધ કલિયુગ માટે મત દર્શાવે છે પરન્તુ તેમાં જે હેતુથી તે મત દર્શાવવામાં આવે છે તે હેતુ સફળ થતો નથી. જ્યારે પરાશર ઋષિએ એ હેતુ સફળ થવા માટે દીર્ઘદ્રષ્ટિ વાપરી છે. તેમણે આપેલી છૂટથી ગુપ્ત વ્યભિચાર થવાને તથા તેના ફળરૂપ જીવ હત્યા થવાને અવકાશ રહેતો નથી. કારણ પોતાની ઇન્દ્રિય તૃપ્તિ તેઓ લગ્નથી કરી શકે છે પરંતુ જો એ લગ્નનો નિષેધ કરવામાં આવે તો કલિયુગમાં સંયમ શકિત ક્ષીણ થવાને લીધે પોતાની ઇન્દ્રય લાલસા પુરી કરવા માટે મનુષ્યો ગુપ્ત અધર્મ–માર્ગ સ્વિકારે છે. આમ સામાજીક રીતે વિચાર કરતાં પણ પરાશર ઋષિનો અભિપ્રાય ઇષ્ટ જણાય છે. વળી પાંડવ કૌરવોના સમયમાં પણ અન્ય ઋષિઓના કલિયુગ માટેના નિષેધાર્થ કથનનો અસ્વિકાર થયો છે. જ્યા પરાશરના અભિપ્રાયનો સ્વિકાર થયો છે. અર્જુનને અને યુધિષ્ઠિરને આપણે અનુક્રમે નર અને ધર્મના અવતાર તરીકે માનીએ છીએ જ્યારે શ્રીકૃષ્ણને પરમાત્માનો અવતાર માનીએ છીએ. હવે જેના સલાહકાર શ્રીકૃષ્ણ પરમાત્માજ હોય તેવા પાંડવોને હાથે કદિ ધર્મ વિરૂધ્ધ વર્તન થાય ખરૂં ? નજ થાય. ત્યારે હવે વિચાર કરો કે કલિયુગમાં ન કરવાનાં કાર્યોમાં અશ્વમેધ ગણાવ્યો છે; પરન્તુ તે અશ્વમેધ કલિયુગમાં થઇ ગયેલા પાંડવોએ સાક્ષાત્ પરમાત્મા શ્રીકૃષ્ણની સલાહથી કર્યો હતો. અર્જુને વિધવા નાગકન્યા સાથે લગ્ન કર્યું. આ બધું શું બતાવે છે? વળી બીજા પણ એવાજ દાખલા જુઓ. વિક્રમાદિત્યના પહેલાં થોડાજ સૈકા પહેલાં થઇ ગયેલા શુદ્રક રાજા તરફ દ્રષ્ટિ ફેરવો.

> ऋग्वेदं सामवेदं गणितमथ कलां वैशिकीं हस्ति शिक्षां
> ज्ञात्वा शर्वप्रसादाद्व्यपगततिमिरे चक्षुर्षा चोपलभ्य ।
> राजानं वीक्ष्य पुत्रं परमसमुदयेनाश्वमेधेन चेष्ट्वा
> लब्धा चायुः शताब्दं दशदिनसहितं शूद्रकोऽग्निं प्रविष्टः ॥

ઋગ્વેદ અને સામવેદને સંપૂર્ણ રીતે જાણનારા, અંકશાસ્ત્ર ચોસઠ કળા તથા હાથીઓને વશ કરવાની કળા જાણનારા, તથા શ્રીશંકરના કૃપાપ્રસાદથી અંધકારને ભેદનારી દ્રષ્ટિને પામેલા, વળી જેણે પોતાના પુત્રને રાજ્યાસનપર બેઠેલો જોયો એવા શુદ્રક રાજાએ અશ્વમેધયજ્ઞ પૂર્ણ કર્યા પછી પોતાની એક સો વર્ષ અને દશ દિવસની વયે અગ્નિપ્રવેશ કર્યો.

આ રીતે શુદ્રકે પણ કલિયુગમાં અશ્વમેધ કર્યો તેમજ અગ્નિ પ્રવેશ કર્યો તે જો કલિયુગ માટે વર્જ્ય હોત તો કેમ કરત? અર્થાત્ પરાશરે તે વર્જ્ય નથી બતાવ્યા માટેજ થયા હતા. એજ પ્રમાણે વિષ્ણુ રૂદ્રના વંશજ પ્રવરસેને અશ્વમેધ કર્યો હતો, રાજા મિહિરકુલે અગ્નિ પ્રવેશ કર્યો હતો. તેમજ વળી તેણે સમુદ્ર યાત્રા પણ કરી હતી અને સિંહલદ્વીપ પર ચઢાઇ લઇ ગયો હતો. વળી કાશ્મિરના રાજા મંત્રગુપ્તે સન્યસ્ત લીધું હતું, વળી સંવત ૧૦૧૮ માં થઇ ગયેલા સુવસ્તુ રાજાએ હર્ષદેવ નામે શિવાલય બંધાવ્યું તે રાજાએ જન્મ પર્યંતનું બ્રહ્મચર્ય પાળ્યું હતું. આ જાણીતા મનુષ્યોનાં ચરિત્રોમાં જે જે મહદ્ કાર્ય કરેલાં જણાવ્યાં તે સર્વ કલિયુગ માટે વર્જ્ય કરવાનાં હતાં પરન્તુ ક્રિયાઓ કરવામાં આવી, તે જણાવી આપે છે કે પરાશરના મત પ્રમાણે તે કરવામાં આવી છે અને તેથીજ પરાશર સંહિતાને કલિયુગમાં માન આપવું જોઇએ."

"એ તો સમજાયું પણ નિયોગના સંબંધમાં આપનું શું કહેવું છે?" પંડિતજીએ વળી પ્રશ્ન કર્યો.

"નિયોગ કરવાની છૂટ શા માટે આપી છે?" સ્વામીજીએ સામો પ્રશ્ન કર્યો.

"ફકત પૂત્રોત્પત્તિ માટે, અને તે એકજ પૂત્ર ઉત્પન્ન કરવા પુરતીજ." પંડિતજીએ પ્રત્યુત્તર આપ્યો.

"જ્યારે વિધવા સ્ત્રીને બીજા મનુષ્યથી પૂત્ર ઉત્પન્ન કરવાની આમ છૂટ આપી છે તો પછી તે લગ્નજ કેમ ન કરે?"

"કારણ કે પુનર્લગ્નની છૂટથી પ્રેમ દ્રઢ થતોજ નથી. સ્ત્રીઓ ચાહે ત્યારે બીજા પુરૂષને જાય છે."

"ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે નિયોગના નિયમો યથાર્થ પાળનાર દ્રઢ પ્રેમ રાખી શકે છે? નિયોગમાં તો ઋતુ

કાળમાં એકજ વખત સ્ત્રી પાસે જવાનું અને તે પણ આખે શરીરે ધૃતાદિનો લેપ કરીને અમુક નિયમો પાળીનેજ જવાનું હોય છે. તે સમય વીતી ગયા બાદ પિતા પૂત્રી જેવો સંબંધ રાખવો પડે છે. શું આવા કાર્યોમાં પ્રેમ દૃઢ થાય એમ તમે માનો છો ?"

"પરન્તુ પુનર્લગ્ન કરવાથી તો ભદ્ર કુલોનાં નામ નિશાન પણ જતાં રહે છે. જ્યારે નિયોગથી તેની વંશ વૃદ્ધિ થાય છે."

શાસ્ત્ર મુજબ દત્તકપૂત્ર લઇ શકાય છે. તો દત્તવિધાનથી પૂત્ર લઇ વંશ વૃદ્ધિ કેમ ન કરવી ? નિયોગની આવશ્યકતા શો ?

"બરાબર છે. દત્તકપૂત્ર લઇ શકાય છે; પરન્તુ જો બ્રહ્મચર્ય ન પાળી શકાય તો નિયોગથી પૂત્ર ઉત્પન્ન કરવો.

"હવે ઠેકાણે આવ્યા. ત્યારે એમજ કહોને કે બ્રહ્મચર્ય ન પાળી શકાય તો નિયોગ કરવો. અર્થાત્ ઇન્દ્રિય તૃપ્તિ માટેજ નિયોગ છે. હવે જ્યારે નિયોગ ઇન્દ્રિય તૃપ્તિ માટેજ હોય, તો ગમે તેવા પુરૂષ સાથે પશુઓની માફક પ્રેમ વિના નિયોગ કરવો તેના કરતાં પુનર્વિવાહ શામાટે ન કરવો ? પુનર્વિવાહથી પ્રેમ દ્રઢ થવા સાથે ગૃહધર્મો સચવાય છે. કહો હવે તમે શું કહો છો ?"

"મહારાજ ? અમે તો ભણ્યા હોઇએ એટલું જાણીએ, કયા નિર્ણય પર આવવું તે સમજી શકાતું નથી." પંડિતજી નમ્ર બની ગયા.

"સાંભળો. સત્ય, ત્રેતા અને દ્વાપરમાં મનુષ્યો અમુક પ્રકારે અમુક અંશે પણ સંયમ રાખી શકતાં હતાં અને તેથીજ જો કોઇ બ્રહ્મચર્ય ન પાળી શકે તો તેનેજ માટે પૂત્રોત્પત્તિના બહાના નીચે નિયોગની છૂટ હતી. એકજ પૂત્ર ઉત્પન્ન થતા સુધીનીજ છૂટ આપવાનું કારણ એટલુંજ હતું કે જે પ્રબળ વૃત્તિ ચિત્તને વિકારવશ બનાવી દે, તે એક સંતાન થયા પછી કાંઇક શિથિલ થાય અને પછી તે સ્ત્રીની સંયમશક્તિ તેને વધુ શિથિલ બનાવી શકે, જેથી વ્યભિચાર ન વધે. હવે કલિયુગમાં તો સંયમશક્તિ છેકજ હણાઇ ગઇ છે અને તેથી નિયોગના નિયમ પણ પાળી શકાય તેમ નથી. આવી વખતે તમે જેમ જેમ બ્રહ્મચર્ય પાળવા માટે દબાણ કરો તેમ તેમ તે વૃત્તિ વધુ અને વધુ પ્રબળ બનતી જાય, જેને પરિણામે ગુપ્ત કુકર્મો અને વ્યભિચારનો પ્રચાર થાય. સ્થળે સ્થળે ગર્ભપતન અને બાળહત્યાએ થાય. આવા અનાચાર અટકાવવાના દીર્ઘદર્શીય હેતુથી મહાત્મા પરાશરે પુનર્લગ્ન કરવાની–બીજો પતિ કરવાની છૂટ આપી છે. કહો, હવે વિધવાઓ પુનર્લગ્ન કરે તે તમે યોગ્ય માનો છો કે અયોગ્ય ?"

ક્ષણવાર સર્વત્ર શાન્તિ પ્રસરી રહી. કોઇ કાંઇ બોલ્યું નહિ. સ્વામીજીએ નિહાલસિંહ સામે જોઇ કહ્યું:—

"રાજન્! ક્યાં છે પેલુ બાળક?"

સ્વામીજીના મુખમાંથી આ શબ્દો નીકળતાંજ અનંગપ્રસાદને ત્યાં હાજર કરવામાં આવ્યો. જેથી સ્વામીજીએ આગળ ચલાવ્યું.

"પંડિતજી! જુઓ. વિધવા વિવાહ અટકાવવાનું આ પરિણામ. આ સુંદર કુસુમવત્ કોમળ બાળક વિધવાના અનાચારથી જ ઉત્પન્ન થયું છે, તેની હત્યા કરવાની આજ્ઞા તે દુષ્ટાત્માઓ તરફથી થઇ ગઇ હતી; પરન્તુ જેને તે કાર્ય સોંપવામાં આવ્યું હતું, તે બાઇને દયા આવવાથી મારા શિષ્યને તે આ બાળક સોંપી ચાલી ગઇ. હવે કહો, તમે વિધવા લગ્ન અટકાવી આવી બાળહત્યાઓ થતી જોવા ઇચ્છો છો કે વિધવા લગ્નની છૂટ આપી તે અટકાવવા ઇચ્છો છો?"

"મહારાજ! અમે અલ્પ બુદ્ધિવાન, અમારો મત શા ઉપયોગનો? આપ હવે આપનો સ્વતંત્ર મત દર્શાવો કે જેથી અમારા હૃદયના ગુંચવાડાનો રસ્તો થાય." નિહાલસિંહના આ વાક્યોનો પ્રત્યુત્તર સાંભળવા સર્વ એક ચિત્ત આતુરતાથી જોઇ રહ્યાં. માલતી તથા નવલના મનમાં તો નિશ્ચય જ થઇ ગયો કે સ્વામીજીનો અભિપ્રાય પુનર્લગ્નની તરફેણમાંજ આવશે અને એ વિચારે તેમના મુખપર હાસ્ય ફુરટી નીકળ્યું.

"આવા ગુઢ પ્રશ્નમાં મારો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવો એ ઠીક નથી; છતાં તમારી બધાંની એવીજ મરજી છે તો સાંભળો. હમેશાં જે ધર્મો તથા નિયમો કરવામાં આવે છે તે બધા સમયને અને દેશને અનુકૂળ જ હોવા જોઇએ. સમાજના બંધારણમાં પણ તેજ ધ્યાનમાં રાખવાનું છે. કેટલીક વખત કેટલાકો પ્રાચીન રૂઢીઓને તિરસ્કારી સારાસારનો વિચાર અને રૂઢીના મૂળ હેતુને જાણ્યા વિનાજ તેને છોડી દે છે અને પોતાના સમાજને, દેશને તેમજ તે કાળને અનુકૂળ છે કે નહિ તેનો વિચાર કર્યા વિનાજ દેખાદેખી અમુક પ્રકારના સુધારા કરે છે; જે બીલકુલ ઇચ્છવા જોગ નથી. એટલુંજ નહિ પણ ભયંકર અને વિપરીત પરિણામને ઉપજાવે છે. જ્યારે કેટલીક વખત એવા પણ દાખલા જોવામાં આવે છે, કે રૂઢીના મૂળ હેતુને જાણ્યા વિના ગમે તેવા સંયોગોમાં ગમે તેવા રૂપમાં કેટલાકો રૂઢીને વળગી રહે છે અને વિપરીત પરિણામ રૂપ ફલને ભોગવે છે. આવા સમયમાં સુજ્ઞ અને વિચારશીલ જનોએ દેશને અને કાળને અનુસરતા ફેરફારો કરવાની જરૂર છે. જુનું જે નિરૂપયોગી યા અહિતકર લાગે તેને ત્યજી

દેવું અને નવું હિતકર જણાય તે ગૃહણ કરવું. તેજ વખતે એ પણ ધ્યાનમાં રાખવું કે જુનું પણ હિતકર હોય તો તેને ત્યજવું નહિ. આપણા હિન્દુ સંસારનું બંધારણ એવા ઉત્તમ રૂપે કરવામાં આવ્યું છે કે જો દરેક ધર્મ, નિયમ અને રૂઢીઓનાં મૂળતત્વો આપણે જોઇએ, જાણીએ અને સમજીએ તો આપણને ફરીઆદ કરવા જેવું કાંઇજ રહેતું નથી.

વિધ્વવા વિવાહના પ્રતિપાદન અને નિષેધ માટે લખાયલા શ્લોકોનું જોઇએ એટલું વિવેચન થઇ ગયું છે, એટલે તેને ફરીથી કહેવાની જરૂર નથી; પરન્તુ ટુંકમાંજ આપણે સમાજની સ્થિતિનો વિચાર કરી, મનુષ્યની શકિતનો અને ધર્મની આજ્ઞા અને નિયમનો વિચાર કરી જેમ બને તેમ સમાજની અનુકૂળતા સાચવવા સાથે સુખનો અને નીતિનો વિચાર કરી કોઇ પણ એક માર્ગ ગૃહણ કરવાનો છે. આ માર્ગ ગ્રહણ કરતા પહેલાં આપણે એટલું તો કબુલ કરવું પડશે, કે કલિયુગમાં એટલે હાલના સમાજમાં દ્રઢતા અને સંયમશકિત જોઇએ તેટલી ન હોવાથી યુવાવસ્થામાં વિધ્વવા થતી સ્ત્રીઓ પોતાના હૃદય પર હમેશ માટે અંકુશ રાખી બ્રહ્મચર્ય પાળી શકે એ બનવા યોગ્ય નથી. વિધવાઓની વાત એક ક્ષણ બાજુએ મૂકી આપણે જોઇશું તોપણ જણાશે કે કેટલીએક સધવાઓ અનાચારનો માર્ગ ગુપ્ત રીતે ગૃહણ કરી બેઠેલી હોય છે, છતાં તેમના પતિની હયાતીને લીધે તે દુષ્કર્મ જાહેર થતાં નથી અને થાય છે તો જવલ્લેજ. પરન્તુ પતિ વિનાની–વિધવાઓનાં તેવાં કર્મો છૂપાઇ શકતાં નથી અને તેથી તે સમાજની નજરે તરતજ ચઢે છે અને નિંદાને પાત્ર થાય છે. આવી નિંદાથી બચવા અને પોતાનું દુષ્કર્મ છૂપાવવા તેઓ ગર્ભપતન કે બાળહત્યા પણ કરે છે. હવે જો તમે વિધવા વિવાહની છૂટ ન આપો તો દિન પ્રતિદિન આવાં દુષ્કર્મો વધવાનાં, હજારો બાળકોની હત્યા થવાની અને ઘેર ઘેર વ્યભિચાર વધી પડવાનો. તેમજ વિધ્વવાઓને વિવાહની છૂટ આપતાં પણ કેટલાક અત્યાચારો થવાના. ત્યારે આમાંથી માર્ગ કયો લેવો ? એ પ્રશ્ન થાય છે.

હાલની સ્થિતિ જોતાં વિધ્વવાઓને માટે માર્ગ ખૂલ્લો કરતા પહેલાં બીજા કેટલાક સુધારા કરવાની જરૂર છે. અત્રે તેનું લંબાણ વિવેચન ન કરતાં ટુંકમાંજ કહીશું; અન્ય પ્રસંગે તેનું લંબાણ વિવેચન કરીશું. પ્રથમ તો બાળકોને એટલે કે પૂત્ર અને પૂત્રીઓને ઉચ્ચ પ્રકારના ગૃહશિક્ષણ સાથે કેળવણી આપવાની જરૂર છે. બીજું બાળલગ્ન અટકાવવાની આવશ્યકતા છે. ત્રીજું, લગ્નો વરકન્યાની પસંદગીથી કરવાની

અગત્ય છે અને ત્યાર પછીજ વિધવાઓને માટે વિચાર કરવાનો છે. વિધવાઓમાં અનાચારનો જે ભય છે તે યુવાવસ્થામાંજ છે. હાલના સમયમાં યુવાવસ્થાનો કાળ પચીસ વર્ષ સુધીનો ગણીએ તો ચાલી શકે. જો કે સ્ત્રીને પુરૂષની ઇચ્છા કેટલીક વખત ઋતુદર્શન જ્યાં સુધી બંધ થાય ત્યાં સુધી મનાય છે; પરંન્તુ તે ઇચ્છવાજોગ નથી, એટલે કે ત્યાં સુધીની વિધવાઓને પુનર્લગ્નના છૂટની અગત્ય આપવી એ ભયંકર છે. માટે મારી માન્યતા પ્રમાણે તો જો વિધવા અખંડ બ્રહ્મચર્ય પાળી શકે તો સર્વોત્કૃષ્ટ છે અને જેની વૃત્તિ ચંચળ હોય એટલે બ્રહ્મચર્ય ન પાળી શકે તેમ હોય તેને વધુમાં વધુ પચીસ વર્ષની વય થતા સુધીમાં પુનર્લગ્નની છુટ આપવી. ક્ષત અક્ષતનો પ્રશ્ન હાલ કરવાજેવો નથી. જો મનુષ્યો મન ઉપર અંકુશ રાખી શકતાં હોય તો તો વિધવાવિવાહના પ્રશ્નની જરૂરજ રહેતી નથી; કેટલાંક મનુષ્યો પચીસ વર્ષની હદ માટે અસમ્મત થશે; પણ દેખીતુંજ છે કે હૃદયપર અંકુશ ન રાખી શકે તેને માટેજ પુનર્લગ્ન છે. મહાત્મા પરાશરે વય ઠરાવ્યું નથી પરન્તુ તેમણે પણ **સહગમન કરનારી પ્રથમ પંકિતએ, બ્રહ્મચર્ય પાળનારી બીજી પંક્તિએ અને વિવાહ કરનારી વિધવાને ત્રીજી પંક્તિએ મૂકી છે.** આ ઉપરથી પણ જણાશે, કે તે પોતે પણ વિધવાવિવાહને ફરજયાત કરવાનો મત ધરાવતા નથી પરન્તુ ગુપ્ત કુકર્મો કરી હત્યાઓ કરવા કરતાં પુનર્વિવાહને ઉત્તમ માને છે અને તેજ માન્યતા મારી પણ છે. કદાચ તમે કહેશો કે અક્ષતયોનિ માટેજ વિવાહની છુટ આપવી, તો એક રીતે જોતાં તે ઉત્તમ છે પણ કેટલીક જ્ઞાતિમાં એવો રિવાજ હોય છે, કે લગ્ન થયા પછી તરતજ પતિના સમાગમમાં તે કન્યા આવે છે. આવી કન્યા છ માસ દરમ્યાન કે એક વર્ષ દરમ્યાન વિધવા થતાં પોતાની વૃત્તિપર અંકુશ ધરાવવા અશક્ત હોવાથી કુકર્મ કરે છે અને તેથીજ પચીસ વર્ષ હું યોગ્ય ધારૂં છું. તે પણ માત્ર છુટ તરીકેજ; ફરજ્યાત નહિ. પચીસ વર્ષથી વધુ ઉમ્મરની વિધવા માટે તો વિવાહની છુટ નજ આપવી, એ યોગ્ય છે. કારણ એટલી ઉમ્મર સુધીમાં પણ જો હૃદયપર અંકુશ ન મૂકી શકે તો મૃત્યુ પર્યંત પણ તે સંયમ રાખવા અશકત રહેશે અને તેથી તે વિવાહ કરે તોપણ એવી ખાત્રી ન રાખી શકાય કે તે ગુપ્ત કુકર્મ નહિ કરે."

વ્હાલા વાંચક! સ્વામીજીના ઉપરોકત ખુલાસાથી શ્રોતાવર્ગના હૃદયમાં શું શું વિચારો થતા હશે તે હવે આપણે જોઇએ.



## સપ્તમ પરિચ્છેદ.



### પાપનું પ્રાયશ્ચિત.



“વ્હાલા ! પ્રકૃતિ કેમ વ્યાકુલ જણાય છે.” નરેન્દ્ર શયન ગૃહમાં આવતાંજ ગિરિબાળા એ પ્રશ્ન કર્યો. નરેન્દ્રની મુખ મુદ્રા નિસ્તેજ થઇ ગઇ હતી, તેના મુખપર કલંકની છાયા ગિરિબાળા સ્પષ્ટ જોઇ શકતી હતી, તેનાં નેત્રો ચિંતાથી ઉંડાં પેસી ગયાં હતાં, મુખપરની લાલાશ નષ્ટ પામી ગઇ હતી, હરકોઇ જોનારને તરતજ જણાયા વિના નહિ રહે કે ત્રણ વર્ષ પહેલાંનો નરેન્દ્ર આજના નરેન્દ્રથી કોઇ જુદોજ હતો.

નરેન્દ્રે ગિરિબાળાના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો, આંખો મીચી દીધી, તેના હૃદયમાં એવું ભયંકર દુઃખ થતું, કે ન તો તે સહન કરી શકતો કે, ન તે કોઇને કહી શકતો. તેની પ્રકૃતિ પહેલાંના કરતાં તદ્દનજ બદલાઇ ગઇ હતી. કોઇની પણ સાથે વાત કરવાની તેને ગમતી નહિ. જેમ બને તેમ ઓછું બોલતો; નોકર ચાકર પાસે કોઇ ચીજ માગતાં પણ તેનું હૃદય પાછું હઠતું. ગિરિબાળા સાથે વાત કરતાં તે ગભરાતો, જાણે તેની પવિત્રતાથી ડરતો હોય તેમ કંપતો, પોતાનાં કુકર્મ અને ભયંકર કૃત્યથી તેને ચારે દિશાઓ ભયને તિરસ્કારથી વ્યાપ્ત જણાતી. પ્રત્યેક મનુષ્ય તેને ત્રાસદાયક અને ભયંકર જણાતું. તેનું હૃદય હમેશાં તેને ડંખતું. આવી મનોવ્યાધિથી પીડાતો નરેન્દ્ર ગિરિબાળાના સ્નેહપૂર્ણ મુખકમલ સામું શી રીતે જોઇ શકે ? ગિરિબાળાએ અત્યંત પ્રેમથી ફરી પૂછયું:-“પ્રકૃતિ કેમ છે, વ્હાલા ? ઉદાસ કેમ જણાઓ છો ?” હમેશ કરતાં ગિરિબાળાનો આજનો પ્રશ્ન તો કાંઇક જુદીજ રીતે પૂછાયલો જણાતો હતો. આજ તેના શબ્દો પ્રેમ પૂર્ણ જણાતા હતા. હમેશ તેના હૃદયમાં પ્રેમ તો એટલોજ હતો છતાં આનંદની છાયા ન હતી, આજે આનંદ પણ એટલોજ જણાતો હતો; અને ખરેખર, એના હૃદયમાં આનંદ પણ હતોજ. નિર્મળાનો પોતાને પત્તો લાગ્યો છે અને નરેન્દ્ર સાથે તેનું લગ્ન કરાવી તે બન્નેને સુખી કરશે એ વિચારે તેનો આનંદ ઉભરાઇ જતો હતો. નરેન્દ્રે બીજા પ્રશ્નનો પણ પ્રત્યુત્તર ન આપ્યો. ગિરિબાળાએ આજે નરેન્દ્ર સાથે હૃદય ખોલીને વાતચીત કરવાનો નિશ્ચય જ કર્યો હતો.

"વ્હાલા !" હૃદયનું દુઃખ નિકટના સંબંધી આગળ કહેવાથી કાંઇક શાન્તિ મળે છે, એ સૂત્ર દુઃખને લીધે શું તમે ભૂલી ગયા છો. નાથ ! મારી પાસે પણ આમ હૃદયનું દુઃખ છૂપાવશો ? આમ ક્યાં સુધી ચાલશે ?"

ગિરિબાળાના નમ્ર શબ્દોની કાંઇક અસર થઇ; છતાં નરેન્દ્રે અંતરની વાત છૂપાવવાનો તો યત્ન કર્યો જ. ધીમે ધીમે જાણે ગિરિબાળાને સમજાવતો હોય તેમ આંખો બંધ રાખીને, અત્યંત દુઃખથી દબાઇ ગયેલા દુઃખી મનુષ્યની માફક નિશ્વાસ નાંખતાં બોલ્યો:-

"ગિરિ! ગિરિ!! હું શું કહું? મારૂં હૃદય દુઃખભારથી દબાઇ ગયું છે. મારૂં ચિત્ત ઠેકાણે નથી. હું શું કહું ? મારા દુઃખનો ઉપાયજ નથી. ક્ષણે ક્ષણે દુઃખ રડવાથી શું તે ઓછું થઇ જવાનું છે? ગિરિ ! તું મારી કાળજી ન કર; મારૂં મનેજ ફોડી લેવા દે. મારે માટે તું શા માટે દુઃખી થાય છે ? તું સુખથી રહે, મારી ચિંતા ન કર."

"નાથ! વ્હાલા! મારો શું અપરાધ થયો છે? પ્રથમ તમે મારી સાથે આવું વર્તન નહોતા કરતા, તમારા હૃદયની સર્વ વાત મને જણાવતા, તમારા સુખ દુઃખમાં મને ભાગ લેવા દેતા; હવે શા અપરાધ માટે મને તે ભાગથી વંચિત રાખો છો? તે ભાગથી વંચિત રાખી મને કયે પ્રકારે સુખી થવાનું કહો છો ? વ્હાલા ! આવા શબ્દો ન બોલો; મારૂં હૃદય ન ચીરો." ગિરિબાળા રડી પડી.

"ગિરિ ! તું આમ રડીને મને દુઃખી કરે છે. મારા હૃદયને શાન્તિ આપવાને બદલે ત્રાસ આપે છે. તું-"

"નાથ !" ગિરિબાળા આંસુ લુછતાં બોલી. "મારી ભુલ માફ કરો પણ મારાથી સહન નથી થતું. વ્હાલા! તમારૂં હૃદય શા માટે બંધ રાખો છો! તમારૂં દુઃખ મારાથી શા માટે છૂપાવો છો !"

"હું શું છૂપાવું છું? મેં પ્રથમથીજ તને કહ્યું છે, કે મારૂં સુખ, શાન્તિ સર્વ નિર્મળાની પાછળ જ હણાઇ ગયાં છે. હવે શાન્તિ ક્યાંથી વળે ? ગિરિ ! ગિરિ ! ! મેં તેજ દિવસે તને કહ્યું હતું કે, તેની શોધ માટે હું જનાર હતો; છતાં માત્ર તારે માટેજ રોકાયો છું. ગિરિ ! તું એમ ન સમજીશ કે હું તને નથી ચ્હાતો, પણ મ્હારૂં હૃદય મારા હાથમાં નથી." નરેન્દ્ર અંતર્વેદના છૂપાવતાં બોલ્યો.

"નિર્મળા મળે તો તમને સુખ થાય ખરૂં ? શું આપ સત્ય કહો છો, વ્હાલા !" ગિરિબાળા કસોટી કરતી હોય તેમ બોલી.

નરેન્દ્ર આ પ્રશ્નથી ચમક્યો. તેનું અંતઃકરણ તેને ડંખવા લાગ્યું. હૃદયપર જેમ તેમ અંકુશ રાખીને બોલ્યોઃ—"ગિરિ! ગિરિ!! મારા તરફ અવિશ્વાસ રાખે છે.? શું હું ખોટું કહું છું?"

"હું નથી કહી શકતી પણ તમે મારાથી કાંઇક છૂપાવો છો. એ તો નિશ્ચય જ. સત્ય કહો છો વ્હાલા! નિર્મળા તમને મળીજ નથી?"

ગિરિબાળાના આ પ્રશ્ને નરેન્દ્રની આંખો ઉઘાડી. પોતાની નિર્મળા સાથેની મુલાકાત ગિરિબાળાથી છૂપી રહી શકી નથી એમ તેને સમજાયું. શી રીતે તેણે જાણ્યું? એ પ્રશ્ન થયો પણ તે સમય વિચાર કરવાનો ન હતો. હિમ્મત રાખી બધી વાત છૂપાવવા યત્ન કર્યો; પરન્તુ હવે તેની દૃઢતા ડગી ગઈ. ગિરિબાળાનો વિશેષ છળ કરવાની હિમ્મત ન ચાલી, વળી કદાચ જો ગિરિબાળા બધું જાણતી હોય તો પણ ખોટું; એમ ધારી છેવટે સર્વ બીના જણાવી દેવાનો નિશ્ચય કર્યો.

"ગિરિ! તું સર્વ જાણે છે છતાં મને શા માટે પૂછે છે? મેં અત્યાર સુધી તારાથી અનેક વાતો છૂપાવી છે. તને કહેવાની હિમ્મત ચાલતી નથી અને તેથીજ હું વધુ દુઃખી થાઉં છું. ગિરિ! મારા સુખનો સમય ચાલ્યો ગયો છે. મારા ભાવિમાં હવે હું દુઃખજ જોઉં છું. ત્હારો મેં કેટલી હદ સુધી છળ કર્યો છે? નથી કહેવાતું." નરેન્દ્રે બન્ને હાથથી પોતાનું મુખ ઢાંકી દીધું. પતિદુઃખે દુઃખી થનારી ગિરિબાળાની હિમ્મત ઘટી ગઇ. તે નરેન્દ્રના બન્ને હાથ પકડી છાતી સાથે ચાંપતાં બોલી. "વ્હાલા! દુઃખી ન થાઓ. શોચ ન કરો. જુઓ. નિર્મળા અહીંજ છે. હું હમણાંજ તેને અહીં હાજર કરૂં છું."

"નિર્મળા અહીં છે?" ગિરિબાળાના મુખમાંથી ઉપરના શબ્દો નીકળતાંજ નરેન્દ્ર બ્હાવરા જેવો બની બોલી ઉઠ્યો. "શું નિર્મળા અહીં છે? કેવી રીતે આવી? કોણ લાવ્યું.?"

"શાન્ત થાઓ, નાથ! નિર્મળા તેની મેળેજ આવી છે. જેને હમણાંજ તમારી સેવામાં હાજર કરી ..."

"નહિ, નહિ. ગિરિ! એમ ન બોલ. તેને અહીં ન લાવીશ. હા...હા...હું..."

નરેન્દ્ર બોલતાં ગભરાઇ ગયો, પોતે શું બોલે છે અને શું કરે છે તેની પણ શુદ્ધિ ન રહી.

"ગિરિ! ગિરિ! એ ભ્રષ્ટાનું નામ ન લે. મને...મને"

"નાથ! આ શું? એ ભ્રષ્ટા છે? શી રીતે? જેને તમે ચ્હાઓ છો તેના પ્રતિ આ શબ્દો!" ગિરિબાળાએ ઠપકા ભરી રીતે કહ્યું. "વ્હાલા! આ યોગ્ય નથી. એને ભ્ર...."

"હા, મેંજ ભ્રષ્ટ કરી. હેં ? ના. ના. મેં નહિ, ગિરિ ! મેં નહિ, એ એનીજ મેળે ભ્રષ્ટ થઇ." નરેન્દ્રના બોલવાનું ઠેકાણું ન રહ્યું. તેનાં નેત્ર ફાટી ગયા જેવાં જણાવા લાગ્યાં. તેના મુખ પર ઘડી ઘડી રંગો બદલાવા લાગ્યા. એક પ્રકારનું પાપ-પશ્ચાતાપ યા અન્ય જે કહો તે, તેને બાળતું હોય તેમ જણાયું. ગિરિબાળા તેની સ્થિતિ સમજી ગઇ, નિર્મળાની વાત, વધુ છેડવાનું પરિણામ સારૂં નથી એમ તેને જણાયું. નરેન્દ્રને આરામ આપવાની જરૂર તેને જણાઇ આવી, ઘડીમાં પંખો નાખતી અને ઘડીમાં પોતાના કોમળ હાથથી નરેન્દ્રના હૃદયને શાન્તિ આપતી તે બોલી:—

"વ્હાલા ! જવા દો એ વાત. ભૂલી જાઓ, જરા સ્વસ્થ થઇને આરામ લો."

"હા, ગિરિ ! મને આરામની જરૂર છે. મારા હૃદયને આરામની-વિશ્રામની જરૂર છે પણ તે ક્યાં છે ? ગિરિ ! મને આખું જગત ખાવા ધાય છે. સર્વ જગ્યા મને ત્રાસ રૂપ જણાય છે. આરામ ક્યાં છે ? હતો, એક વખત તારા શબ્દોમાં આરામ હતો, તારાં કઠિણ ઉરજથી શોભતી છાતીપર મસ્તક મૂકી નિદ્રા લેતાં મને આરામ મળતો. પણ હાલ—હા ! જ્યાં મારૂં અંતઃકરણુજ મને ડંખે ત્યાં આરામ કેવો ! જ્યાં મારો દૈવજ રૂઠ્યો ત્યાં આરામ કેવો ?"

"નાથ ! એ ખોટું છે. સર્વ ખોટું છે. હું તમારી સેવામાં હાજર જ છું, તમને શા માટે ત્રાસ થાય ? શા માટે દુઃખ થાય ? અંતઃકરણ શા માટે ડંખે ? હૃદય........."

"તું ન સમજે, ગિરિ ! મારા હૃદયની વેદના તું ન સમજે, મેં એક એવું કાર્ય કર્યું છે, અરે ! એક એવું ઘાતકી કૃત્ય કર્યું છે કે જે......"

"ન કહો, નાથ ! તમારા હૃદયને એથી વધુ દુઃખ થશે. હું જાણું છું. વધુ કહી, થઈ ગયેલું ફરી યાદ કરી દુઃખી થવાની જરૂર નથી. એ સર્વ ભૂલી જાઓ."

"નહિ, ગિરિ ! મારે મ્હોઢેથીજ બધુ મને કહેવા દે. મારા હૃદયનો ભાર ઓછો કરવા દે. તેં નિર્મળાને કાઢી મૂકી; પરન્તુ તેનું ચિત્ત તે સમયે મારામાં હતું. તે મારા દિવાનખાના તરફ આવી, પણ મને મળ્યા વિનાજ ચાલી ગઇ, તેનું વસ્ત્ર મારી નજરે પડયું અને હું પાછળ પાછળ ગયો. ત્યાં મેં શું જોયું ? ગિરિ ! ગિરિ ! ! તે સમયે હું તેની પાછળ ન ગયો હોત તો સારૂં થાત, તે આત્મઘાત કરવા તત્પર થઇ હતી. ગળા સુધીના જળમાં ગયા પછી મારાથી ન રહેવાયું. મેં મારો

પ્રેમ ત્યાં જઈ પ્રદર્શિત કર્યો. આત્મહત્યા કરતાં મ્હેંજ અટકાવી. ત્હેં એને કાઢી મૂકી હતી તેની મને ખબર ન હતી. મેં તેને પાછી આવવા કહ્યું, પણ તેણે મને ના પાડી, મનેજ પાછો વિદાય કર્યો. આહા! તે વખત પણ હું બચી ગયો પણ પછી કેટલાક સમય પછી હું પાછો સપડાયો. ગિરિ! નિર્મળા ત્યાર પછી બે ચાર દિવસ કયાં રહી તે હું જાણી શકયો નહિ; પણ ત્યાર પછી એક રાત્રે તે ઉદ્યાનમાં આવી અને લગભગ બે વાગે તેણે આક્રંદ કરતાં પોતાના ઉદ્ગારો બહાર પાડયા, મેં તે સાંભળ્યા, તે તરફ ખેંચાયો, ત્યાં ગયો અને...અને ગિરિ! તેજ......તેજ......વખતે અમે પતિત થયાં—"

નરેન્દ્ર બોલતાં બોલતાં ગભરાવા લાગ્યો. ગિરિબાળાએ છાતી તથા માથાપર હાથ ફેરવતાં કહ્યું, "મારે નથી સાંભળવું, વ્હાલા! જવા દો એ વાત. વ્યર્થ શા માટે બની ગયેલી બીનાને યાદ કરી દુઃખી થાઓ છો!

"નહિ. હજી તો હવે જે કહેવાનું છે તે આવશે. મેં નિર્મળાને લઇ જઇ વિહારપૂરમાં રાખી, અને તારો છળ કરી હું ગુપ્ત રીતે તેને મળવા લાગ્યો–તેની સાથે રહેવા લાગ્યો. ઓહ! તેનું પરિણામ—હા, તેનું પરિણામ કેવું ભયંકર આવ્યું ! નિર્મળાને પૂત્ર પ્રસવ્યો અને... અને...મેં તેને મારી નાખવાનો હુકમ...ફરમાવ્યો–"

નરેન્દ્ર બોલતાં બોલતાં ખુરસી પર ઢળી પડયો, ગિરિબાળા ગભરાઇ પણ હિમ્મત રાખી દ્રઢ બની. નરેન્દ્રને પવન નાખતી શાન્ત મુખે તેની નજીકજ ઉભી. કેટલીકવાર પછી નરેન્દ્ર બોલ્યો:–"અરે! તે બિચારીએ કેટલું કલ્પાન્ત કર્યું! મેં તેનું કાંઇ પણ ન સાંભળ્યું. હું ઘાતકી બન્યો. અરેરે! તે સમય કેવો હૃદયદ્રાવક હતો! છતાં મને તેની કાંઇ પણ અસર ન થઈ. ગિરિ! ગિરિ!! હું ખરેખર! એક કસાઇ કરતાં પણ નીચ બન્યો. અરેરે! મેં મારા અલ્પ સ્વાર્થ ખાતર–અરે! જે સ્વાર્થ આવું ઘાતકી કામ કરતાં પણ સાધી ન શકયો તેને ખાતર તે કુમળા પુષ્પવત્ બાળકનો ઘાત કરાવ્યો."

"શાન્ત થાઓ, નાથ! જે થઇ ગયું તે થઇ ગયું. હવે પશ્ચાતાપ કરે શું વળે? હવે તેનું પ્રાયશ્ચિત કરો."

"પ્રાયશ્ચિત? હા, પ્રાયશ્ચિત કરૂં પણ તે શી રીતે!"

"નિર્મળાને તેનો પૂત્ર આપીને."

"પણ તે લાવુ કયાંથી! અરેરે! તે તો કયારનોય આ દુનિયા છોડી ચાલી ગયો. હવે તેને લાવું કયાંથી!"

"હું બતાવું." ગિરિબાળાના આ શબ્દો સાંભળી નરેન્દ્રનામાં કાંઇક નવું ચૈતન્ય આવ્યું હોય તેમ જણાયું. તે કાંઇક ટટાર થઇ બેઠો. "હું બતાવું, વ્હાલા! તમે નિર્મળા સાથે લગ્ન કરીને તેને તેનો પૂત્ર આપો."

નરેન્દ્ર હતાશ થઇ ગયો. "ગિરિ! ગિરિ!! આ શું ઉચિત્ છે!"

"હા નાથ! એમાં હરકત નથી. તમે તેની સાથે લગ્ન કરો."

"પણ તે વિધવા છે. વળી તું..."

"હું ખુશી છું. તે વિધવા છે તેથી શું થયું? ભગવાન રામચંદ્રે વિભીષણુ સાથે કોનો વિવાહ કરાવ્યો હતો? શું તે વિધવા ન હતી!"

"હતી."

"તો પછી તમે નિર્મળા સાથે શા માટે પુનર્લગ્ન ન કરો! તમે તેને ચ્હાઓ છો, તે તમને ચ્હાય છે પછી શી હરકત છે!"

"પણ સમાજ શું કહેશે? દુનિયા શું બોલશે?"

"સમાજ! સમાજ શું કહેનાર છે? દુનિયા શું બોલનાર છે! ગુપ્ત રીતે વ્યભિચાર કરનારા કરતાં પુનર્લગ્ન કરનારા હજાર દરજ્જે સારા છે એમજ કહેશે. વ્યર્થ શા માટે ના કહો છો નાથ? આજ્ઞા હોય તો નિર્મળાને બોલાવું."

નરેન્દ્ર કાંઇ ન બોલ્યો. હા કે ના કાંઇજ ન કહ્યું, તે મૌન ધરી બેઠો; તેના મૌનનો અર્થ તેની સમ્મતિ ગણી, ગિરિબાળા ત્યાંથી નિર્મળા વાળા ઓરડામાં ગઇ. નરેન્દ્ર એકલો પડ્યો. ગિરિબાળા આગળ પોતાનું હૃદય ખાલી કરતાં કાંઇક અંશે હૃદય ભાર ઓછો થઇ ગયો હતો—તેના હૃદયને કાંઇક અંશે શાન્તિ જણાતી હતી; પરન્તુ ગિરિબાળાએ જે નવીન યત્ન શરૂ કર્યો હતો તેના વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા.

"નિર્મળા સાથે લગ્ન કરવું? દુનિયાની—સમાજની દરકાર ન કરવી! નિર્મળા માન્ય કરશે! હા, માન્ય તો કરશે જ. ગિરિ આ લગ્નમાં રાજી હશે! તે શા માટે આટલો બધો પ્રયાસ ઉઠાવતી હશે! તેનો શો સ્વાર્થ હશે? કાંઇજ નહિ. તેનો સ્વાર્થ છેજ નહિ, માત્ર મારા સુખ માટેજ તે આટલો યત્ન કરે છે. હું કેવો ઘાતકી! મારા આટલા છળ પ્રપંચ છતાં ગિરિ મને ચ્હાય છે. તેનો પ્રેમ જોવોને તેવોજ દેખાય છે. મારા સુખને માટે તે પોતાનું સર્વસ્વ ખોવા—આત્મ ભોગ આપવા તૈયાર થઇ ગઇ છે. પણ મારે તે માન્ય રાખવું! શું કરવું!

કાંઈજ સમજાતું નથી. નિર્મળાની શી દશા! હમણાં ગિરિ નિર્મળાને લઈ આવશે; પણ તે કદાચ તેનો પૂત્ર માગશે તો! હા, હું ક્યાંથી આપીશ! શો જવાબ દઈશ! અરેરે! તે વખતે હું કેવો ઘાતકી બન્યો! કેવો શયતાન જેવો બન્યો? મારામાં અને શયતાનમાં શો ફેર! મારા સુખને ખાતર-મારૂં જીવન-કલંક છૂપાવવા ખાતર નિર્દોષ બાળકનો ઘાત કર્યો! હા, એ પાપથી હું ક્યારે છૂટીશ! નિર્મળા! નિર્મળા!! તું એ નિર્દોષને માટે તારૂં સર્વ સુખ ખોવા તત્પર થઈ; છતાં હું ફક્ત તારો પ્રેમ-ત્હારૂં સુંદર મુખ ખોવાનું સહન ન કરી શક્યો. અરે! તું મારે લીધે પતિત થઇ-ભ્રષ્ટ થઇ, છતાં તારૂં સુખ-તારૂં બાળક હું મારી દ્રષ્ટિએ જોઇ ન શક્યો...ધિક્કાર છે મને હવે શું કરવું! એ પાપનું પ્રાયશ્ચિત શી રીતે કરવું?......હા......ગિરિની સલાહ મુજબ નિર્મળા સાથે પુનર્લગ્નથી જોડાવું, તેને પૂત્ર લાભનું સુખ આપવું, અને જગની બત્રીસીએ ચઢી, નિંદાઈ, તિરસ્કારપાત્ર બનવું અને તે પણ હસતે મુખે સહન કરવું. એજ......એજ મારૂં પ્રાયશ્ચિત. એજ...બસ! એજ...પ્રાયશ્ચિત. એજ મારો ભાવિ પંથ. એજ મારો ભાવિ જીવનક્રમ."

## અષ્ટમ પરિચ્છેદ.



### પુત્રઘેલી માતા.




ગિરિબાળાના મુખે "હું ત્હારૂં બાળક પાછું અપાવીશ" એ શબ્દો સાંભળી નિર્મળાને કાંઇક શાન્તિ વળી. ગિરિબાળા નિર્મળાને બીજા ઓરડામાં મૂકી ગઇ તે આપણે જાણી ગયા છીએ. હવે ત્યાં જઇ નિર્મળાની સ્થિતિ તપાસીએ.

નિર્મળા એકલી પડી. જે ઓરડામાં તેને ગિરિબાળા મૂકી આવી હતી, તે તેજ ઓરડો હતો કે જે નિર્મળા પ્રથમ વાપરતી હતી. પોતાનો પૂર્વ પરિચિત ઓરડો જોતાં તેના મગજમાં પ્રથમનું જીવન તાજું થયું. જે હર્ષ, જે ઉત્સાહ અને જે આનંદ આ ઓરડામાંજ તેણે અનુભવ્યાં હતાં તે સ્મૃતિપટમાં દોરાયાં. ક્ષણવાર પોતાની વર્તમાન સ્થિતિ તે ભૂલી ગઇ. આખા ઓરડામાં ફરી તે તપાસવા લાગી.

પોતાનાં પુસ્તકો જેમનાં તેમ જણાતાં હતાં. ફરતી ફરતી બારી પાસે આવી ઉભી. સંધ્યાનાં કિરણો દ્રષ્ટિએ પડયાં. કુદરતની અપૂર્વ શોભાથી ક્ષણવાર તેનું અંતઃકરણ પ્રફુલ્લ બન્યું. વળી પાછી ફરી વિરામાસન પર પડી. સહજવાર પછી તેને પાછું પોતાનું બાળક યાદ આવ્યું, સ્તનમાંથી છુટતી ધાવણની શેડોથી ચોળી ભીંજાવા લાગી હૃદય બળવા લાગ્યું, પોતાના અકથ્ય પ્રેમપાત્ર નરેન્દ્ર માટે કંઇક ક્રોધ ઉદ્‌ભવ્યો. વળી પાછી પ્રેમની લાગણી તાજી થઇ, મન મુઝાવા લાગ્યું, નેત્રમાંથી અશ્રુધારા છુટવા લાગી. અંતઃકરણ વલોવાઇ જવા લાગ્યું, મનના ઉભરાને શમાવવા અત્યંત પ્રયત્નો કરવા લાગી; છતાં મુખમાંથી હૃદયોદ્‌ગારો નીકળવા લાગ્યા.

"નથી નથી સમજાતું, અંતરે આ શું થાયે!
પળ પ્રણય પીડે ત્યાં, શોક પળમાં જણાયે;
હૃદય પળ ઉછાળે પ્રેમના દ્રશ્ય મીઠાં,
પળ મહીં ખડલાતાં શોકનાં દ્રશ્ય દીઠાં.

× × × ×

જ્યારે જ્યારે મુજ હૃદયથી પ્રેમને ત્યાગવાને,
વૃત્તિ થાતી પ્રબળ અતિશે પ્રેમીને ચાંપવાને;
ત્યારે ત્યારે મથિત મન આ પ્રેમના મસ્ત રંગે,
ગોથાં ખાતું વ્યથિત કરતું ચિત્તને પ્રેમ રંગે.

અરેરે! નથી સમજાતું કે આ મને શું થાય છે. ક્ષણમાં હસવું આવે છે, ક્ષણમાં રડી પડાય છે, ક્ષણમાં પૂત્ર વિયોગે દુઃખ થાય છે, ક્ષણમાં વ્હાલાની છાયા આનંદમસ્ત બનાવે છે. એમની છાયામાં મને શું દુઃખ? કાંઇજ નહિ. માત્ર મારો બાળક..."

વળી પાછી ગમે તેમ લવવા લાગી. બાળક યાદ આવતાં જ ચિત્તમાં ભ્રમ જણાયો. ઉઠીને કબાટ પાસે ગઈ. તેમાંના પોતાના પ્રતિબિંબ સામે જોતી ક્ષણવાર ઉભી.

"મારા બાળકનો ચ્હેરો બરાબર આવોજ હતો. મોટો થાત તો આવુંજ મુખ થાત. કેવો રૂપાળો હતો? મારો...મારો લાડકો! કોણ લઇ ગયું! હા! એમણેજ અપાવ્યો—એમણે જ કહ્યું નહિ! નરેન્દ્ર! નરેન્દ્ર!! તમે શું કર્યું?" આમ બોલતી પોતાનીજ પ્રતિમાને નરેન્દ્ર માની લઈ લવવા લાગી.

"ના, ના, વ્હાલા, પતિત નવ આ, બાળહત્યા કરી તે,
શાને કાજે, વિમલ મન આ, પાપ તાપે ભરી રે;
નિર્દોષીનું, જીવન હરીને, સુખ શું પામશો રે!
આવું રૂડું મધુર કુસુમ, હસ્તથી ચાંપશો રે.

આવો રૂડો પરમ સુંદર બાલ મ્હારો
ના, ના, અરે ! નવલ જીવનને વિદારો;
વ્હાલા ! દીધો, મમ તનુ અતિ લાડવાયો,
લેવા નહિ દઉં હવે મમ આત્મ જાયો.

× × ×

ના, ના, નહિ, ઓ નાથ ! કસાઈ સમકુર ના બનો
બાળક કોમળ ફુલ, કયમ જીવન વિલાવતા !
નિર્મળ એનું મૂખ, હૃદય દયા નવ કયમ લહો !
એ બાળકનું દુઃખ, નાથ ! હૃદયમાં લાવજો."

હતાશ થઇ વિરામાસનપર પડતાં, તેના મુખપર કરચલીઓ વળી ગઇ. નેત્રમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. બન્ને હાથ કપાળે દઈ નીચું જોઇ ક્ષણવાર બેઠી. વળી પાછું શરૂ કર્યું:

" નરેન્દ્ર ! નરેન્દ્ર !! બસ મને મારો બાળક પાછો આપો, બસ મને હમણાંજ આણી આપો. નહિ...નહિ...હું તમારી એક વાત પણ સાંભળવા ઇચ્છતી નથી. હા. તમારો પ્રેમ મીઠો છે–મધુરો છે. વ્હાલો છે પરન્તુ મારા બાળક જેટલો નહિ, નરેન્દ્ર ! તમારા પ્રેમમાં મધુરતા છે પણ મારા બાળક જેટલી નહિ. તમારા પ્રેમમાં મીઠાશ છે, પણ મારા બાળક જેટલી નહિ. મારૂં બાળક ! અહા ! કેવું નિર્દોષ ! તમારો પ્રેમ દોષિત છે–સ્વાર્થી છે ! અરે ! તમે કહો તેમ કરૂં, પણ મારૂં બાળક એક વખત પણ મને બતાવો નરેન્દ્ર ! ઓ નરેન્દ્ર ! ! મારૂં બાળક મને પાછું આપો—"

" ત્હારૂં બાળક, ત્હારે પાછું જોઇએ છીએ ? તને પાછું મળે તો બદલો શું આપીશ ? " ગિરિબાળા નિર્મળાને બોલાવવા આવી હતી, પણ તેની આવી સ્થિતિ જોઇ જરા છૂપાઇ રહી અને સમય આવતાં ઉપરનું વાકય બોલી. નિર્મળા તેને જોઇ શકી નહિ પણ તેના શબ્દો તેણે સાંભળ્યા.

" કોણ બોલ્યું એ ? શું તમે મારૂં બાળક પાછું આપશો ? હેં ! જરૂર પાછું અપાવશો ? હા. જો પાછું આપાવશો તો તમે કહેશો તે રીતે બદલો વાળીશ. પણ એક...માત્ર એક વખત મારૂં બાળક મને અપાવો પછી જોઉ છું, કે મારી પાસેથી તેને કોણ લઇ જઇ શકે છે ? "

" હું કહું; તે રીતે તું બદલો આપીશ ? "

" હા, હા. આપીશ. હું સત્ય કહું છું કે આપીશ પણ—"

" પણ શું ? " ગિરિબાળા ગુપ્ત રહીનેજ બોલી. " પણ શું ? "

" પણ મારૂં બાળક પાછું ન માગવું. એ વિના જે કહેશો તે આપીશ."

" વિચાર કર, નિર્મળા! વિચાર કર કદાચ હું તારો પ્રાણ માગીશ !

" મારૂં બાળક મળતું હશે તો તે પણ આપીશ. પણ મારૂં બાળક મને અપાવો."

" નિર્મળા ! જો. આમ મારા સામું જો." ગિરિબાળા નિર્મળાની પાસે આવતાં બોલી. " નિર્મળા ! હું તારૂં બાળક તને પાછું અપાવીશ. પણ એક સરતે."

" શું તમે મને અહીંથી જવાનું કહેશો ? હું મારૂં બાળક લીધા વિના નહિ જાઉં."

" નહિ. નિર્મળા ! હું તને જવાનું નહિ કહું. પણ તારે પહેલાં મારી એક સરત પાળવી પડશે."

" શી છે તે સરત ? કહો, ગિરિબ્હેન ! જે હોય તે કહી દો. દુનિયામાં કોઇ પણ ચીજ એવી નથી કે જે એક પૂત્રવત્સલ માતા પોતાના બાળકને માટે ન કરી શકે. બ્હેન ! સૃષ્ટિમાં એક પણ એવું કાર્ય નથી કે જે પૂત્રસ્નેહમાં ભૂલી પડેલી માતા પોતાના લાડકડા માટે ન કરી શકે. અરે ! વિશ્વમાં એવું એક પણ દુઃખ નથી કે જે પૂત્રઘેલી માતા પોતાના આત્મજાયા માટે ન સહી શકે. અરે ! બ્હેન ! પણ બ્રહ્માંડમાં એવી કોઇ પણ શકિત નથી કે જે પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા, પોતાના હૃદયના ટુકડા જેવા, નેત્રની કીકી અને પોતાના પ્રાણથી પણ વધુ વ્હાલા પૂત્ર માટે કોઇ પણ કાર્ય કરતાં અટકાવી શકે. કહો,..."

ગિરિબાળાના પગે પડી તેના સામે દીનવદને જોતી બે હાથ જોડી બોલવા લાગી. " કહો, બ્હેન ! કહો. એ તમારી કઇ સરત છે કે જેના વડે મને મારૂં બાળક મળે ? મારા લાડકવાયાનાં મને દર્શન થાય !"

" બ્હેન ! ઘણીજ સાદી અને સરળ." નિર્મળાને હાથ ઝાલી તેને ઉઠાડતાં ગિરિબાળા બોલી. " ફકત તારે નરેન્દ્ર સાથે લગ્ન કરવું."

ગિરિબાળાના આ શબ્દો સાંભળી, નિર્મળા સ્તબ્ધ બની, ક્ષણવાર મૌન ધરી, ગિરિબાળા તરફ જોઇ રહી. વળી બોલી:—

" બ્હેન ! તમે મારી હાંસી કરો છો? નરેન્દ્ર સાથે મારૂં લગ્ન ? શું એ સંભવિત છે ? " " તે તારે જોવાનું નથી. જો તું લગ્નની વાત કબુલ કરે તોજ તને તારો પૂત્ર મળશે. નહિ તો કદી નહિ મળે. નિર્મળા તું સમજ."

" બેન......"

" જરાપણ ગભરાવાનું કામ નથી. નિર્મળા ! તુંજ વિચાર કર કે લગ્ન ન કરવાથી તારી આ દશા થઇ. જો તેં પ્રથમથીજ લગ્ન કર્યું હોત તો અત્યારે કેવી સુખી થાત ! આજ પ્રમાણે કેટલીય વિધવાઓ બ્રહ્મચર્ય પાળવાનો ડોળ કરે છે, પરન્તુ પોતાના હૃદયને અંકુશમાં રાખી

શક્તિ નથી અને પતિત થાય છે; છેવટે બાળહત્યા કરી પોતાનું કલંક છૂપાવવા તૈયાર થાય છે; છતાં જેમ ખાધેલું લસણ કદી છૂપું રહેતુંજ નથી તેમ એ કુકર્મ છૂપું રહેતુંજ નથી, અને આખરે આવી દશા થાય છે. તેના કરતાં જો તે પુનર્વિવાહ કરે છે તો અત્યંત સુખી થાય છે. બ્રહ્મચર્ય પાળવાનો ડોળ કરીને, ઘરેઘર ભટકી ગુપ્ત કુકર્મો કરી હત્યાઓ કરવી, બાપદાદાના અને પતિના કુળને કલંકીત કરી, પાપમય જીવન ગાળવુ તેના કરતાં વિધવા વિવાહ હજાર દરજ્જે સારો છે. નિર્મળા ! મારી શિખામણ તને ખોટી નથી. મારૂં કહ્યું માન અને નરેન્દ્ર સાથે પુનર્લગ્ન કરવા વચન આપ. "

નિર્મળા કાંઇપણ બોલી શકી નહિ. તેના મૌન રહેવાનો ભાવ ગિરિબાળા સમજી ગઇ. કેટલીક ક્ષણ પછી તે બોલી:-

" નિર્મળા ! સ્વસ્થ થા, અંતઃકરણને દ્રઢ રાખ; હું સર્વ વ્યવસ્થા કરીશ. ત્હારા સુખ માટે મારાથી બનતો યત્ન કરીશ. ચાલ, નરેન્દ્ર ત્હારી રાહ......"

" નહિ બ્હેન ! હું હમણા નહિ આવું. મને એકલી રહેવા દો. બ્હેન ! મને થોડીવાર એકલી રહેવા દો. મારૂં મન મુઝાય છે."

ગિરિબાળા તેને એકલી મૂકી પાછી ગઇ. જતાં જતાં નિર્મળાની હિલચાલ પર છૂપી નજર રાખવા દાસ દાસીઓને ખબર આપતી ગઇ.

" શું ગિરિ બ્હેને ખરૂં કહ્યું ? મારૂં લગ્ન નરેન્દ્ર સાથે થશે ? અહા ! ત્યારે શું હું સમાજના દેખતાંજ નરેન્દ્રની પત્નિ બનીશ ? શું ભાગ્ય ! વિધી એટલો પ્રસન્ન થયો છે ? અરે ! ગિરિ બ્હેનના કહેવાનું તાત્પર્ય હવેજ હું સમજી, તેમણે કહ્યું કે " જો લગ્ન કરે તોજ તને પૂત્ર મળશે." તે હવે સમજાયું. અરે ! પણ નરેન્દ્ર પ્રથમના જેવો પ્રેમ રાખશે ? શા માટે ન રાખે ! મેં શો અપરાધ કર્યો છે ? કાંઇજ નહિ. અહા જો ખરેખરજ લગ્ન થાય તો હું કેટલી સુખી થાઉં ? પણ ગિરિબ્હેન પોતેજ મારૂં લગ્ન કરાવવા તૈયાર થાય એ નવાઇ જેવું છે. એમ પણ ન હોય. ત્યારે શું નરેન્દ્રના સુખ માટે ? હા એ બનવા જોગ છે. હશે જે હોય તે ખરૂં. પણ મારૂં-હા. મારૂ લગ્ન નરેન્દ્ર સાથે થશે ખરૂં ? અહા ! જો એમ થાય તો સ્વર્ગનુંજ સુખ પમાય. "

નિર્મળા એજ વિચાર કરતી નિદ્રાવશ થઈ ગઇ. દુઃખ અને થાકને લીધે શ્રમિત થઇ ગયેલી હોવાથી નિર્મળા નિદ્રા દેવીના ખોળામાં નિઃશંક રીતે પોઢી ગઇ.

# નવમ પરિચ્છેદ.

## કર્ત્તવ્ય કસોટી.



ગિરિબાળાએ તેજ રાત્રિએ કુસુમને એક પત્ર લખ્યો અને તેમાં નિર્મળાના સંબંધમાં કેટલીક વિગત જણાવી. પ્રાતઃકાળે નરેન્દ્ર અને નિર્મળા ચ્હા પીવાના સમયે ભેગાં મળ્યાં; છતાં ગિરિબાળાના શબ્દોથી જેના ઉપર જાદુઇ અસર થઇ હતી એવી નિર્મળા કાંઇ પણ બોલી શકી નહિ, તેનામાં કેટલોક ફેરફાર થયેલો નરેન્દ્રે જોયો. ધીમે ધીમે પ્રથમના આનંદનો કાંઇક અંશ તેના ચ્હેરા પર સ્ફુરવા લાગ્યો; છતાં જ્યારે જ્યારે તેને તેનું બાળક યાદ આવતું ત્યારે કાંઇક ખેદની છાયા તેના ચ્હેરા પર જણાતી. હવે નિર્મળામાં પ્રથમનું સૌદર્ય રહ્યું ન હતું, છતાં હજી તેનાં મોહક નેત્રો નરેન્દ્રને નચાવવાને શક્તિવાન હતાં, તેની ભમરની કમાન હજી તેટલીજ મોહક હતી, તેનો ચ્હેરો પ્રથમના જેવોજ મોહક હોવા છતાં તેનાપર પ્રથમની લાલી ન હતી. યુવાવસ્થાનો મદ તેની આંખમાં પ્રકાશતો હતો, તેની ચાલમાં હજી પણ તે મદની ખુમારી જણાતી હતી, તેનાં નેત્રોની સામાન્ય દ્રષ્ટિ પણ તે મદની સાક્ષીરૂપ બની નાચતી હતી. તેનાં પ્રત્યેક સામાન્ય કાર્યમાં પણ તે મદ છલકાતો જણાતો હતો. અંગેઅંગમાંથી યુવા સ્ફુરતી હતી. નરેન્દ્રે જ્યારે પ્રાતઃકાળે પોતાનાજ મકાનમાં કાંઇક અંશે શાન્ત બનેલી નિર્મળાને જોઇ ત્યારે તેના હૃદયમાં ફરીથી આશાના અંકુરો ફૂટયા. તેને એમ લાગ્યું કે આટલા દિવસથી ફક્ત હૃદયમાં તેમજ ગુપ્ત રીતે અનુભવવાનું સુખ હવે જાહેરમાં અનુભવાશે, નિર્મળા જેવી પત્નિ મળતાં કેવું સુખ મળશે ! વિગેરે વિચારો તેના હૃદયમાં ઘુમવા લાગ્યા.

ગિરિબાળા જાણે હવે પોતાનું અભીષ્ટ નજીક હોય અને પોતે કર્ત્તવ્ય દિશા પૂર્ણ રીતે ઓળંગી જવાની તૈયારીમાં હોય એમ તેને લાગ્યું. નિર્મળા અને નરેન્દ્ર બન્ને પોતાને મ્હોઢે પુનર્વિવાહથી જોડાવા તત્પર થવાથી તેને કેટલેક અંશે આનંદ થયો; પરન્તુ પોતાનું ભાવિ કેવું થશે એ પ્રશ્ન ઉપસ્થિત થતાં કેટલેક અંશે ગ્લાનિ પણ ઉત્પન્ન થતી. પોતાનું જીવન તેને નિર્માલ્યવત્ ભાસવા લાગ્યું. પોતાનો સુખભાનુ અસ્ત

પામેલો જણાયો. દિવસ પછી રાત્રિનો અંધકાર શરૂ થાય છે તેમ તેના હૃદયમાં પતિ સુખરૂપી સૂર્ય અસ્ત પામતાં એક પ્રકારના અંધકારનો ભાસ થવા લાગ્યો. સર્વ દિશાઓ તેને શૂન્યવત્ ભાસવા લાગી. જીવન નિઃસત્વ, નિર્માલ્ય, શૂન્ય અને નિરૂપયોગી જણાવા લાગ્યું. આ સંસારનો ત્યાગ કરવાની તેને તિવ્ર ઇચ્છા થઇ પણ વળી "હજી મારૂં કર્ત્તવ્ય બાકી છે." એ વિચારે તેને અટકાવી હતી. નરેન્દ્ર, ગિરિબાળા અને નિર્મળા ત્રણે જણ સાથે હોવા છતાં અને તેમના હૃદયમાં એકજ મૂળ ઉપરથી વિચારો ઉદ્‌ભવવા છતાં, સૌ સૌના પૂર્વ સંસ્કાર અને કર્ત્તવ્યને લઇને તેમની મૂખમુદ્રા જુદા જુદા ભાવો સૂચવતી હતી.

"પુનર્લગ્ન કરવું કે નહિ?" નરેન્દ્રના મનમાં એ પ્રશ્ન ફરી ઉપસ્થિત થયો. પોતાની તથા બાપદાદાની કીર્તિને ઝાંખ લાગવાનો તેને ડર લાગવા માંડયો. હમેશાં જેમ અમુક કાર્ય પહેલવહેલું કરવામાં મનુષ્યને ભય લાગે છે તેવી સ્થિતિ નરેન્દ્રની થઇ પડી. મનુષ્ય માત્ર બોલતી વખતે પોતાની શકિતનો અને સ્થિતિનો વિચાર ઘણોજ થોડો કરે છે, અને તેથી જે પ્રમાણે બોલી જાય છે તે પ્રમાણે આચારમાં તે મૂકી શકતો નથી. કોઇપણ દાખલો લેશો તો તેમાં પણ એમજ છે. જ્યારે કોઇ સંસાર સુધારાની, ધર્મની, રાજ્યદ્વારી બાબતની, હુન્નર ઉદ્યોગની કે એવીજ બીજી બાબતોની મોટી સભાઓ મળે છે ત્યારે વકતાઓનાં લાંબા લાંબા અને અસરકારક ભાષણોથી શ્રોતાવર્ગ તે ક્ષણ પૂર તો દોરવાઈ જાય છે અને વકતાના ઉપદેશ મુજબ વર્તવા તત્પર થઇ જાય છે, મુખથી હા પણ કહી દે છે, દરેક રીતે સમ્મતિ આપે છે; પરન્તુ તે સમ્મતિ તે ક્ષણ માટેજ ખાસ આપવામાં આવી હોય તેમ સ્મશાન વિરાગવત્ થઇ પડે છે. સમય આવતાં તેઓ પોતાના વચનથી ચલિત થઇ જાય છે.

આમ થવાનું મૂળ કારણ એટલુંજ હોય છે કે, કાંતો તે મનુષ્ય શું કરવાનું છે તે પૂરેપૂરૂં સમજતો નથી, યા સમજવા શકિત ધરાવતો નથી; અથવા તેનું અંતઃકરણ દ્રઢ નથી હોતું; અથવા તો પોતાના મુખમાંથી બોલેલા શબ્દની કિંમત તે સમજી શકતો નથી. મનુષ્ય માત્રના મુખમાંથી નીકળતા શબ્દની કિંમત કેટલી છે? આ પ્રશ્ન જો કોઇને કરવામાં આવે તો બાગ્યેજ સંતોષકારક જવાબ મળી શકે, પરન્તુ પ્રાચીન કાળનાં પુરાણો અને ઇતિહાસોનાં પૃષ્ટો ફેરવનાર સજ્જન સમજી શકશે કે આર્યાવર્તમાં જો કોઇપણ મહાન પરિવર્તન થયું

હોય, મોટાં મોટાં રાજ્યોની પાયમાલી હોય, યા નવાં નવાં રાજ્યોની સ્થાપના થઇ હોય, તો તે સર્વ માત્ર એકજ શબ્દ વડે થયેલી છે. અરે! પ્રાચીન કાળની વાત જવા દઇને વર્તમાનકાળ તરફ દ્રષ્ટિ કરોને! પોલીસ કોર્ટના મેજીસ્ટ્રેટનો એકજ શબ્દ "Guilty" અથવા "not Guilty" ("અપરાધી" અથવા "નિરપરાધી") એ કેવું પરિણામ નીપજાવે છે? કોટયાધિપતિ હોય પરન્તુ તેને માટે મેજીસ્ટ્રેટના મુખમાંથી "અપરાધી" એ શબ્દ નીકળતાં તેને પોતાની જીંદગી ખોવાનો વખત આવે છે તેમજ ખૂની હોય પણ મેજીસ્ટ્રેટના મુખનો "નીરપરાધી" શબ્દ તેને બચાવી લે છે. પ્રિય બંધુઓ! જુઓ એકજ શબ્દની કિંમત કેટલી છે? જે જીવનની કિંમત પણ થઇ શકતી નથી, કરોડો રૂપીઆ આપે પણ જે જીવન મળી શકતું નથી; તે જીવન પણ એકજ શબ્દ વડે ખરીદી શકાય છે. ત્યારે તે શબ્દની કિંમત કેટલી? એક ત્રિરાશીનું પ્રમાણ મૂકશો તોપણ તમને તેનો સહજ ખ્યાલ માત્ર આવશે.

કેટલીક વખતે કેટલાક મનુષ્યો આપણા સમાજની અને દેશની અધોગતિ થવાનાં કારણો વિષે ખેદ કરે છે અને તેને ઉન્નતિમાં લાવવા માટે અનેક યત્નો કરે છે, પરન્તુ તે યત્નો સર્વાંશે સફળ નથી થતા તેનાં કારણ કોઇ શોધે છે ખરૂં કે? મનુષ્ય માત્ર જે યત્ન કરે તેનું ફળ તેને મળવુંજ જોઇએ; છતાં ફળ ન મળે તેનું કારણ શું? માત્ર એટલુંજ કે કાંતો સર્વાંશે તે યત્ન જોઇએ તેટલી દક્ષતાથી કરવામાં નથી આવતો અથવા તો તેઓ પોતે શું કરવા તૈયાર થયા છે તે સમજતા નથી. સમાજ સુધારામાં કેટલીક વખત આપણે એમ પણ સાંભળીએ છીએ કે જ્ઞાતિ બંધારણ દૂર થાય તોજ ઐક્ય થાય. હવે જો ઐક્યજ કરવું હોય તો જ્ઞાતિનો વિરોધ કયે પ્રકારે નડે તેમ છે? અને જ્ઞાતિ બંધારણ દૂર થવાથીજ ઐક્ય થતું હોય અને સમાજની ઉન્નતિ થતી હોય તો બ્રહ્મદેશ જેવો પ્રદેશ કે જ્યાં કેમ જાણે સર્વત્ર બ્રહ્મમયજ હોય, તેમ જ્ઞાતિ બંધારણનું અસ્તિત્વજ નથી; ત્યાં કેવી ઉન્નતિ છે તે કોઇ જણાવશે કે? કાર્ય કરવા તત્પર થનારે પોતાના હૃદયની ખાત્રી કરી અમુક શબ્દો જે પોતે પાળી શકે તેમ હોય તો તેજ બોલવા અને તે પાળવા. તોજ તેના યત્નનું ફળ મળે છે અને શબ્દની કિંમત થાય છે. શબ્દો—ભાષણોમાં વાપરેલાનો અર્થ શો? માત્ર સાંભળવા એટલુંજ? તાળીઓ પાડવી એટલુંજ? વધાવી લેવા એટલુંજ? ના. એમાં શબ્દની કિંમત થતી નથી. પણ તે શબ્દની અસર થવી જોઇએ. તે અસર ક્યારે થાય? શબ્દનું રહસ્ય સમજાય તોજ. કોઇ મનુષ્ય ગાળ દે તો

ક્રોધ શાથી થાય છે ? કોઇ વખાણ કરે તો હર્ષ શાથી થાય છે ? ગાળ અને વખાણમાં જે શબ્દો વપરાયાં હોય છે તેનું રહસ્ય સમજવાથીજ. તો યત્ન કરવાનાં કારણભૂત જે કોઇ હેતુઓ શબ્દોમાં જણાવવામાં આવતા હોય તે શબ્દોનું રહસ્ય સમજી તે મુજબ કરવાથીજ યત્ન સફળ થાય છે. પરન્તુ રહસ્ય સમજ્યા વિના અસર થતી નથી, અને અસર ન થાય ત્યાં સુધી શબ્દની કિંમત સમજાતી નથી. આ બાબત અમુકજ વિષયમાંજ નહિ, પરન્તુ નાનાં મોટાં પ્રત્યેક કાર્યમાં પણ એકજ નિયમ પ્રમાણે બને છે.

નરેન્દ્રે ગિરિબાળાના આગ્રહથી પુનર્લગ્ન કરવાની ઇચ્છા માત્ર મૌનથીજ દર્શાવી હતી અને હૃદયમાં પણ પુનર્લગ્ન કરવા ઇચ્છતો હતો; પરન્તુ સત્ય કહીએ તો 'પુનર્લગ્ન' એ શબ્દનું રહસ્યજ તે સમજ્યો ન હતો. માત્ર પોતાની ઇન્દ્રિય તૃપ્તિ માટે કોઇ પણ માર્ગ મળતો હાય તો તે ગૃહણ કરવા પુરતીજ તેણે હા પાડી હતી. પરન્તુ જેમ જેમ 'પુનર્લગ્ન' એ શબ્દ વારંવાર તેના હૃદયમાં ઘોળાવા લાગ્યો તેમ તેમ તેને ધીમે ધીમે તેમાં રહેલું રહસ્ય સમજાવા લાગ્યું અને ત્યારેજ તે મૌનપણે પણ પ્રકટ કરેલી સમ્મતિ વિષે તેને વિચાર થયો.

"પુનર્લગ્ન કરવાથી સમાજ ચર્ચા કરશે, નીંદશે, પોતાની કુળ મર્યાદાને ધોકો પહોંચશે," વિગેરે વિચારો આવતાં તેનું હૃદય જરા જરા પાછું હઠયું. પણ દૃષ્ટિ સન્મુખ નિર્મળાને– તેના મોહક ચ્હેરાને જોતાંજ વળી તે વિચારો અદૃષ્ય થયા. તેનાં હૃદયમાં સ્વાર્થ અને લોક લજ્જાનું યુદ્ધ જામ્યું. એવામાં ગિરિબાળા બોલી:–

"કુસુમ બેનને તેડાવીશુંને ! વ્હાલા ?"

"શા માટે ? ખાસ તેડાવવાનુ પ્રયોજન ?"

"શુભ કાર્યમાં બેનને તેડાવવાંજ જોઇએને ! મેં બ્રાહ્મણને મુહુર્ત્ત પૂછાવ્યું છે, અને જેમ બને તેમ નજીકનુંજ મુહુર્ત્ત જોવાને કહ્યું છે."

"મુહુર્ત્ત શાનું, ગિરિ ? મારે લગ્ન નથી કરવું. હું લગ્ન નહિ કરૂં."

નરેન્દ્રના આ શબ્દોથી નિર્મળાને સખ્ત આઘાત થયો, પરન્તુ ગિરિબાળાની હાજરીને લીધે તે કાંઇ બોલી શકી નહિ. ગિરિબાળા નરેન્દ્રના આ ઉદ્‌ગારથી વિચારમાં પડી, શું કહેવું તે પ્રથમ ન સમજાયું. નરેન્દ્રના વિચાર શાથી બદલાયા ? એ પ્રશ્ન તેના હૃદયમાં થયો. નરેન્દ્ર અને નિર્મળા લગ્ન કરવાની ના પાડે અને બન્ને છૂટાં પડે એ તેના જીવને સુખમય બનાવે તેમ હતું; પરન્તુ પોતાના પતિના સુખ માટે આત્મભોગ આપવાનો નિશ્ચય કરી બેઠેલી ગિરિબાળા નરેન્દ્રના

આ શબ્દોથી હઠી નહિ, તેણે લગ્ન કરાવવાનો નિશ્ચયજ કર્યો હતો.

"લગ્ન ન કરવાનું કારણ?"

"ત્હારા સુખમાં વિઘ્ન નાખવા હું ઇચ્છતો નથી" નરેન્દ્રે બ્હાનું કાઢયું.

"એમ કહોને કે મને રીબાવીને મારવાની તમારી ઇચ્છા છે!"

"એમ શા માટે બોલે છે, ગિરિબાળા? હું તને કેવી રીતે રીબાવું છું?"

"મારો છળ કરીને. તમે લગ્ન કરી સાથે રહો તેથી હું ખુશી થઇશ; પરન્તુ મારો છળ કરી ગુપ્ત રીતે મળશો તેથી મને સુખ થશે એમ ધારો છો?"

"ગિરિ! ગિરિ!! એક વખતની થઇ ગયેલી ભૂલ માટે ક્ષમા કર, ફરીથી તે વાત ન યાદ કરીશ; હવે તેમ નહિ થાય."

"પણ ભૂલનો દંડ થવોજ જોઇએ. એક વખત માફી આપવાથી ફરી ભૂલ થવા સંભવ રહે છે."

"ભલે! દંડ કર પણ લગ્ન તો નહિજ કરૂં."

"દંડના બદલામાંજ લગ્ન. એજ દંડ."

"નહિ, તે નહિ બને. મારાથી તે કાર્ય નહિ બને."

"કારણ? શા માટે નહી બને?"

"સમાજ ભય, મને વ્યાકુળ કરી નાખે છે; સમાજ મારી નિંદા કરશે, સમાજની નજરે હું અપરાધી–હલકટ ગણાઇશ. તું મારી પત્નિ થઇ મને હલકટ બનાવવા ઇચ્છે છે?"

"નહિ હું તમને હલકટ થયેલા જોવા ઇચ્છુંજ નહિ, પણ તમને અધમતાથી બચાવવાજ ઇચ્છું છું. તમને અપરાધી થતા બચાવવા ઇચ્છું છું. બાળહત્યા જેવા અઘોર પાપકર્મના ભાગી થતાં અટકાવવા ઇચ્છું છું."

"શી રીતે?"

"તમે સમાજની દ્રષ્ટિએ લગ્ન કરવાથી કદાચ અધમ જણાશો પરન્તુ લગ્ન કર્યા વિના કોઇપણ પ્રકારનો સંબંધ રાખવાથી મહાન [illegible] પરમાત્માની દ્રષ્ટિમાં અપરાધી રહેશો. સમાજની નિંદા સહે[illegible] સમાજના તિરસ્કાર સહેવાશે, સમાજનો દંડ સહેવાશે, પરન્તુ પ્રભુના તિરસ્કાર અને [illegible] નહિ સહેવાય. નરેન્દ્ર! વ્હાલા!! મારૂં [illegible] માનો [illegible] લગ્ન કરો."

"ના [illegible] નહિ [illegible] સમાજનો તિરસ્કાર સહન કરવાની [illegible] શા[illegible] [illegible]."

લગ્ન ન કરવાથી સમાજના તિરસ્કારથી બચી જશો ?"

"અલબત. બચીશજ. શા માટે સમાજ મારો તિરસ્કાર કરશે ?"

"શા માટે ? યાદ કરો, યાદ કરો નરેન્દ્ર! નિર્મળાના બાળકનો..."

"ઓહ! બસ કર. ગિરિ! બસ કર. તું મને સતાવે છે, મારૂં હૃદય ચીરી નાખે છે. ઇશ્વરનો અપરાધી તો ક્યારનો ચૂકયો છું, છતાં તું મને વધુ પીડવા સમાજનો અપરાધી બનાવે છે. જે બીના સમાજ નથી જાણતી તે તેમની દ્રષ્ટિમાં લાવે છે. ગિરિ! ગિ..."

"નહિ. તમે મને અન્યાય આપો છો. હું સમાજને બતાવવા ઇચ્છું છું કે બાળવિધવા વૈધવ્ય ધર્મ ન પાળી શકે તો તેનો પુનર્વિવાહ કરવાની અગત્ય છે. કલિયુગમાં અસંયમી વિધવાઓને પુનર્વિવાહથીજ મુક્તિ છે. વળી...સત્ય માનજો નરેન્દ્ર! કે હું તમને ઇશ્વરના અપરાધમાંથી કાંઇક અંશે પણ બચી જવાનો માર્ગ બતાવું છું. તમે પર પુરૂષ તરીકે નિર્મળા સાથે વ્યભિચાર કર્યો છે પણ હવે પર પુરૂષ મટી તમે તેના પતિજ બનો. અને તેનું લાંછન ધોઇ નાખો. તેને તમારી પત્નિ બનાવો. જે સુખ માટે તે તમારી સાથે પતિત થઇ તે સુખ આપો. મારો તો છળ કરી ચૂક્યા, પરન્તુ હવે તે નિરાધાર વિધવાનો છળ કરી વધુ પતિત ન થાઓ. વિશ્વાસઘાતી ન થાઓ. નરેન્દ્ર! નરેન્દ્ર!! મને સુખી કરવાની ઇચ્છા રાખતા હો તો એની સાથે લગ્ન કરો જ. મેં પ્રતિજ્ઞા કરી છે કે નિર્મળાનો પત્તો લાગશે તો જરૂર તમારી સાથે તેનો પુનર્વિવાહ કરાવીશ. મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ કરી મને સુખી કરો. તમારે લગ્ન કરવુંજ પડશે."

નરેન્દ્ર તથા નિર્મળા કોઇ કાંઇ બોલ્યું નહિ. તેમના મૌનથી ગિરિબાળાએ પોતાની ફતેહ માની લીધી. ગિરિબાળાના પ્રયત્નથી ત્રણ દિવસમાંજ લગ્નનું મુહૂર્ત નક્કી થયું. ગિરિબાળા આનંદસહ સર્વ કાર્ય કરવા લાગી. નિર્મળા તથા નરેન્દ્ર પણ અંતરમાં તો હર્ષ પામવા લાગ્યાં. ગિરિબાળાએ કુસુમને લગ્ન પ્રસંગે આવવા આગ્રહ પૂર્વક પત્ર લખ્યો; અને તેની શિક્ષાનુસાર પોતે સ્વામીના સુખ માટે બનતો યત્ન કર્યો હતો અને પોતાનો સ્ત્રી ધર્મ બજાવ્યો હતો તે જણાવી, એક વખત પણ પોતાને મળી જવાને વિનવ્યું હતું. મુહૂર્તનો દિવસ આવી પહોંચતાં ગિરિબાળાએ સ્વહસ્તે અત્યંત આનંદથી નિર્મળા અને નરેન્દ્રના હસ્ત મેળવી આપ્યા અને પોતે કર્તવ્ય કસોટીની સીમા પાર ઉતરી ગઇ.



## દશમ પરિચ્છેદ.



## ગિરિબાળાની આશિષ.



"ચાલોને મામાને ત્યાં, તમે રોજ કહો છો કે કાલે જઇશું, પણ જતાં કેમ નથી?" બાળક સુરેશે કુસુમનો પાલવ પકડી કહ્યું.

"જઇશું બેટા! મામાને ત્યાં જઇશું, તારા બાપુજીની રજા તો લે. જો પેલા આવે, જા જોઉં. તારા બાપુજી માટે એક ફુલ તોડી લાવ જોઉ." કુસુમે સુરેશના ગાલ પર હાથ ફેરવતાં કહયું.

બાળક સુરેશ તરતજ દોડયો. ઉદ્યાનમાંના ખીલેલાં સુંદર પુષ્પોમાંથી કયું તોડવું તેની પસંદગી કરવા લાગ્યો. એક પુષ્પ પાસે જઇ અટકયો. વળી બીજા પર દ્રષ્ટિ પડી. વળી ત્રીજા તરફ લક્ષ દોડયું. કયું ચુંટવું તે નક્કી ન કરી શકયો. કુસુમ દૂર ઉભી ઉભી ગમ્મત જોવા લાગી. હસવા લાગી એટલામાં દિનકરરાય આવ્યા. કુસુમની નજર સુરેશ તરફ હોવાથી તે દિનકરરાયને જોઇ શકી નહિ. દિનકરરાય આવી ક્ષણવાર કુસુમની પાછળ ઉભા, પત્નિને અત્યંત આનંદમાં સુરેશ તરફ એકી દ્રષ્ટિએ નિહાળતી જોઇ; ક્ષણવાર તે પણ સ્થિર ઉભો પછી કુશુમના ખભાપર હાથ મૂકી બોલ્યોઃ—

"શું જોવામાં આટલાં બધાં તલ્લિન બની ગયાં છો?"

"સૂરેશ તમારે માટે પુષ્પ લેવા ગયો છે. કયું પુષ્પ ચુંટવું તે તે બિચારાને સમજાતું નથી. એક જુએ છે અને વળી બીજા તરફ દોડે છે." કુસુમ હસતાં હસતાં બોલી.

"મારે માટે પુષ્પ લેવા ગયો છે? કોણે મોકલ્યો?"

કુસુમ જવાબ આપે તે પહેલાં તો સૂરેશ ત્યાં દોડતો દોડતો આવ્યો

"બાપુ? કહોને કયું ફુલ લાવું?"

"નથી જોઇતું ફુલ, ભાઇ! ચાલો ઘરમાં જઇએ."

"ના, પણ કહોને કયું ફુલ લાવું? હેં! કહોને!"

"પણ મારે ફુલ નથી જોઇતું."

"નહિ, પણ કહો તો ખરા હેં! કયું લાવું? કહોને!" સૂરેશે દિનકરરાયનું ધોતીયું પકડી પગે બાઝી પડતાં કહ્યું.

"પણ ફુલનુ શું કામ છે.! મારે નથી જોઇતું. ચાલો ઘરમાં જઇએ." દિનકરરાયે તેને સમજાવતાં કહ્યું.

"પણ મારે લાવવું છે તો. મારી બાએ કહયું છે કે તારા બાપુજીને ફુલ આપીશ તો તને તારા મામાને ત્યાં જવાની રજા આપશે. તેથી મારે લાવવું છે. કહોને, કયું લાવું ?"

"હું રજા આપીશ. ચાલો ઘરમાં આપણે ફુલ નથી જોઇતું." સૂરેશને હાથ ઉપર તેડી લેતાં દિનકરરાયે કહ્યું.

"નહિ, પણ તમે ચાલો અને બતાવો. તમે કહો તે ફુલ લાવું." સૂરેશે હઠ કરી.

"તમે પણ શું હઠીલા થાઓ છો ? છોકરો બિચારો આટલી મમતાથી તમારે માટે પુષ્પ લાવવા કયારનો મથી રહ્યો છે અને તમે વળી આમ કરો છો." કુસુમે કાંઇક પ્રેમ અને કાંઇક ઠપકા ભરી દ્રષ્ટિથી કહયું.

દિનકરરાય હસતો હસતો પુષ્પ તરફ ગયો, સુંદર ખીલેલું જોઇને મોગરાનું એક પુષ્પ ચુંટયું અને સૂરેશને લઇ ઘરમાં ગયો.

"કુસુમ! આજે તો ગિરિબાળાનો પત્ર આવ્યો છે."

"શું લખે છે?" પતિને મુખે પિયરના સમાચાર સાંભળવા કુસુમ ઉત્સુક બની.

"મને તો કંઇ સમજાતું નથી, એક નહિ પણ બે પત્ર આવ્યા છે. લે વાંચ" દિનકરરાયે બન્ને પત્રો કુસુમના હાથમાં મૂકયા. કુસુમ વાંચવા લાગી.

"વ્હાલીબ્હેન!

આખરે નિર્મળાનો પત્તો લાગ્યો છે. મેં તેને સમજાવીને આપણે ત્યાં રાખી છે. તમારી આજ્ઞા મુજબ મેં જે પ્રતિજ્ઞા કરી છે તેની પૂર્ણાહુતિ માટે એક જણને તો સમજાવી ચુકી છું બાકી એક જણની સમ્મતી રહી છે, કાલે તે પણ તમારી કૃપા વડે થઈ જશે. હાલ તો એજ.

લી૦ તમારી દુઃખી,

ગિરિ."

એક પત્ર પૂરો થયો. કુસુમ વિચારમાં પડી ગઈ. થોડીકવાર પછી મન સાથે બડબડવા લાગી. "શું આખરે નિર્મળા મળી? ગિરિબાળા નરેન્દ્ર સાથે તેનું લગ્ન કરાવશે? નિર્મળા માનશે? ભાઇ કબુલ થશે? નજ બને. ગિરિબાળા ભોળી છે. એમ બનેજ નહિ પણ જોઉ તો ખરી કે બીજા પત્રમાં શું લખે છે? આમ વિચાર કરી બીજો પત્ર વાંચવા માંડયોઃ—

" વ્હાલી બ્હેન !

આજ મારા આનંદનો અવધિ નથી. મારૂં અંતઃકરણ છલકાઈ જાય છે. અંતે મારો યત્ન સફળ થયો છે. પરમ દિવસેજ નિર્મળાના પુનર્વિવાહ તમારા ભાઇ સાથે થશે. હું જ હસ્તમેળાપ કરાવી આપીશ. આહા! તે દિવસે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે. બ્હેન! મેં આપની શિખામણ માની છે. મારા પતિને માટે હું આત્મભોગ આપવા તૈયાર થઇ ચુકી છું. હવે તો મારૂં મુખ જોશોને? બ્હેન! લગ્ન પ્રસંગે પધારવાનું કદાચ આપને નહિ બની શકે; પરન્તુ તેમની પ્રથમ ફૂલ શય્યાનો આનંદ લેવા તો પધારશોને! મંત્રીવરને મારા પ્રણામ કહેસો. સૂરેશ—મારા લાડકા સૂરેશને પ્રેમથી રમાડશો તથા જેમ બને તેમ જલદી આવશો.

લી૰ તમારી દુઃખી,

ગિરિ."

" શું લગ્ન પણ નક્કી કરી ચૂકી? અરેરે! આ સર્વ શું થવા બેઠું છે? નરેન્દ્ર! નરેન્દ્ર!! ત્હારી બુધ્ધિ ક્યાં નાસી ગઇ? ત્હારી વિદ્વત્તા ક્યાં સંતાઇ ગઇ? શું મારા પિતાના કુળમાં વિધવા વિવાહ થશે? અમારી ઝળકતી કીર્તિને આમ કલંક લાગશે? નહિ. એમ કદી નહિ થવા દઉં. હું ત્યાં કાલેજ જઇશ અને લગ્ન અટકાવીશ." કુસુમ જુસ્સામાંને જુસ્સામાં બોલી ઉઠી. દિનકરરાય હસી પડ્યો. કુસુમને શાન્ત કરતાં બોલ્યોઃ-

" પ્રિયે! તું શું કરી શકીશ?"

" હું લગ્ન અટકાવીશ. ગમે તેમ થાય પણ આ લગ્ન તો નજ થવા દઉં."

" ગાંડી! તારા જતા પહેલાં તો લગ્ન થઈ પણ ગયાં હશે. તું તો ત્યાં પરમ દિવસે પહોચીશ અને લગ્ન તો કાલેજ થઇ જશે. પછી જઇને તું શું કરીશ?"

કુસુમ વિચારમાં પડી ગઇ. થોડીવાર પછી બોલીઃ—" ત્યારે તમો કોઇ પણ રીતે તે અટકાવી નહિ શકો?"

" હું બીજું શું કરી શકું? મેં તાર કરી પૂછાવ્યું તો છે. જવાબ આવે ત્યારે ખબર પડે."

દિનકરરાયના આ જવાબથી કુસુમ કાંઇક શાન્ત થઇ, છતાં નરેન્દ્ર શું જવાબ લખશે? એ વિચાર તેના મગજમાં ઉપસ્થિત થયો. તેણે જેમ તેમ કરી તે દિવસની રાત્રિ ગાળી. ત્રીજે દિવસે પત્રની રાહ જોવા લાગી. પત્ર આવ્યો. દિનકરરાયે વાંચ્યો અને કુસુમના હાથમાં મૂક્યો.

" પ્રિય દિનકરરાય !

તાર મળ્યો, તમે પૂછાવેલી બીના ખરી છે. વિધવા સાથે લગ્ન શા માટે કરવું ? એક પત્નિ હયાત છે છતાં બીજી શા માટે કરવી ? વિગેરે પ્રશ્નો કદાચ તમે કરશો; પરન્તુ મેં બધા પ્રશ્નોનો શાન્ત ચિત્તે વિચાર કર્યો છે, મારા વિરૂદ્ધની બધી દલીલો-નો વિચાર પણ હું કરી ચુકયો છું. તમે મને અટકાવવા યત્ન કરશો તે વ્યર્થ છે. તમારો બીજો પત્ર આવતાં સુધીમાં તો લગ્ન થઈ પણ ગયું હશે.

દિનકરરાય ! તમે પૂછશો કે પુરૂષ એક સ્ત્રી જીવતી હોય છતાં બીજી કરવાનો હક ધરાવે તો સ્ત્રી એક પતિ છતાં બીજો પતિ કરવાનો હક કેમ ન ધરાવે ? મેં તમામ દલીલોનો વિચાર કર્યો તેમાં માત્ર આ પ્રશ્ન મને કાંઇક ગુંચવાડામાં નાંખતો હતો; પરન્તુ તેનો પણ રસ્તો મને મળી આવ્યો છે. સ્ત્રી બીજો પતિ કરવા હકદાર છે, પરન્તુ સમાજની અગવડ દૂર કરવા માટેજ, તેનો નિષેધ કર્યો છે; કારણ કે પુરૂષ એક સાથે બે સ્ત્રીઓ કરે. તેમાંથી ગમે તે સ્ત્રી બાળકનો જન્મ આપે તોપણ તેનાં માતા પિતાનું ચોકસ નામ આપી શકાય છે. જ્યારે જો એક સ્ત્રી એક પતિ હયાત છતાં બીજો પતિ કરે તો તે સ્ત્રીને જે બાળક થાય તેના પિતા તરીકે કોને ગણવો, એ પ્રશ્ન ઉદ્‌ભવે છે, અને સમાજને તેથી ઘણી અગવડ પહોંચે છે; તેથીજ એક સ્ત્રી બે પતિ કરી શકતી નથી. જ્યારે એક પુરૂષ બે સ્ત્રીઓ કરી શકે છે. તમે જે મને પૂછ્યું હતું કે ગિરિબાળા હયાત છતાં ફરી લગ્ન કરવાની શી આવશ્યકતા ? તેનો આ જવાબ છે. હું ધારૂં છું કે તમે હવે આ બાબતમાં વચ્ચે નહિજ પડો. એજ.

લી૰ તમારો હમેશનો,

નરેન્દ્ર."

કુસુમે કાગળ વાંચી ફેંકી દીધો. કોઇપણ દિવસ ભાઇના તરફ સહજ પણ અણગમો કે ક્રોધ ન બતાવનાર કુસુમ આજ તેનાપર અત્યંત ગુસ્સે થઇ. તેનાં નેત્રો લાલ બની ગયાં. હોઠ પીસવા લાગી, છાતી જોરથી ધબકવા લાગી. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. નરેન્દ્રના પત્રે તેને હદ ઉપરાંત ઉશ્કેરી મૂકી. દિનકરરાય હમેશના જેવીજ શાન્ત પ્રકૃતિનો હતો. ગંભીર અને શાંત બની તે બેસી જ રહ્યો. આખરે કુસુમજ શાન્તીનો ભંગ કરતાં બોલી:—

"કેવું વિચિત્ર ! કોણ જાણતું હતું કે નરેન્દ્ર આવા વિચારનો થશે ? અરે ! હું એને ભાઇ કરતાં પ્રભુના જેટલા પ્રેમથી હમેશ પૂજતી, તે આજે પોતાના વર્તનથી પોતાને કેટલો અધમ બનાવવા બેઠો છે ? આજ સુધી હું તેને વિદ્વાન, ધર્મશીલ અને સાક્ષર તરીકે માનતી હતી, તેણે આજ હદ ઓળંગી સાક્ષરમાંથી રાક્ષસ બન્યો. અરેરે ! મારી ગિરિનું હવે શું થશે ?"

"આમ કલ્પાંત કરે શું વળશે કુસુમ ? હવે કાંઇ પણ કરવું નકામું છે. થનાર હતું તે થઇ ગયું. હવે આક્રંદ કરવું એ મૂર્ખનું કામ છે. શાન્ત થા અને જે થાય તે જોયા કર."

" નહિ, એમ તો નહિજ. એક વખત દેવગઢ તો જઇશ જ. નરેન્દ્રને એ અક્ષર કહ્યા વિના મને ચેન નહિ પડે. તમારી શી આજ્ઞા છે!"

કુસુમ કોઇપણુ કાર્ય દિનકરરાયની રજા વિના કરતી નહિ; તેમ દિનકરરાય પણુ ઠરેલ અને દીર્ઘદર્શી હતો. જ્યારે જ્યારે કુસુમને કોઇ બાબત પર ઉશ્કેરાયલી જોતો, અને તે વખતે જો પોતાની સમ્મતિ આપવામાં કાંઇ નુકશાન ન હોય તો પોતાનું માન જાળવી તેને પણુ રાજી કરતો. કુસુમનો અત્યારનો પ્રશ્ન સાંભળી દિનકરરાયે વિચાર્યું કે થવાનું હતું તે થઇ ગયું છે; કુસુમ ત્યાં જઇને કાંઇપણુ કરી શકે તેમ નથી. તેમ નરેન્દ્રને મળશે તોપણુ ભાઇને તેનાથી કાંઇ કહી શકાવાનું નથી. ભલે જાય. જવામાં કાંઇ હરકત નથી. આમ વિચારી તેણે પોતાની સમ્મતિ પ્રકટ કરી.

" ભલે! ત્હારી ઇચ્છા હોય તો જા; મારી ના નથી."

" તમે નહિ આવો?"

" મારા આવવાથી શો ફાયદો છે?"

" જો, નરેન્દ્રે ખરેખર લગ્ન કર્યું હશે તો હું ત્યાં રહીશ નહિ, પણુ તરતજ પાછી ફરીશ. પણુ જો હું એકલી હોઇશ તો મને ત્યાંથી નીકળવા નહિ દે, માટે તમે સાથે આવો તો ઠીક. રજા નથી, એમ બ્હાનું કાઢીને પણુ આપણે ચાલ્યાં આવીશું."

" ઠીક, ભલે હું આવીશ."

દિનકરાયના પ્રત્યુત્તરથી કુસુમ ઉમંગમાં આવી ગઇ. "ભાઇને આમ કહીશ અને ભાભીને આમ ઠપકો આપીશ." વિગેરે વિચારો કરતી જવાની તૈયારી કરવા લાગી. તેજ દિવસે દિનકરરાય, કુસુમ તથા સુરેશ દેવગઢ જવા નીકળ્યાં. માર્ગમાં કુસુમ હજારો વિચારોમાં મશગુલ થઇ ગઇ. તેના હૃદયમાં માત્ર નરેન્દ્રનાજ વિચારો ઘોળાયા કરતા હતા. કેટલીક વખત તો તે વિચારમાં એટલી બધી લીન થઇ જતી કે બિચારા સુરેશની પણુ જોઇએ તેવી સંભાળ ન લેવાતી.

દેવગઢ આવી પહોંચ્યું. ત્રણે જણુ ગિરિકુટિર તરફ ચાલ્યાં. દિનકરાય સીધો નરેન્દ્ર પાસે ગયો. કુસુમ સુરેશને દિનકરરાય સાથે મોકલી ગિરિબાળાના શયનગૃહ તરફ વળી. શયનગૃહમાં પેસતાં ચારે બાજુ નજર ફેરવી પરન્તુ તેની દ્રષ્ટિએ ગિરિબાળા ન પડી. બીજા બે ત્રણુ ઓરડા તપાસી પાછી શયનગૃહમાં આવી. અંદર આવી શાન્ત ચિત્તે જોવા લાગી. ગિરિબાળા એક ખૂણામાં નીચું માથું ઘાલી બેઠી હતી. કુસુમ ઉતાવળે પગલે ત્યાં ગઈ. ગિરિબાળા પાસે

બેસી તેનું ડોકું ઉચું કર્યું. કુસુમને જોતાંજ "ઓ મારી બ્હેન!" એમ બોલતી ગિરિબાળા કુસુમને વળગી પડી. કુસુમે ગિરિબાળાને હૃદય સાથે ચાંપી કહ્યું:–"બ્હેન! ગિરિ! ત્હારી આ દશા?"

ગિરિબાળા શું બોલે? શું કહે? કુસુમના આવતા પહેલાં પોતાના દબાઇ રહેલા હૃદયને જેમ તેમ છૂપી રીતે ખાલી કરતી હતી. તે હવે કુસુમના આશ્વાસન જનક લાગણીવાળા શબ્દો સાંભળતાં તે છુટે મ્હોઢે રડી પડી. કુસુમના ખોળામાં માથુ નાખી દીધું અને તેનો ખોળો અશ્રુથી પલાળી નાખ્યો. કુસુમની પણ એવીજ દશા હતી. ગિરિબાળાને તે બ્હેન કરતાં પણ વધુ પ્રેમથી ચ્હાતી હતી. તેનું દુઃખ તેનાથી નજરે ન જોઈ શકાયું. તેણે પણ પોતાનું હૃદય ખાલી કર્યું આમ કેટલીક વાર સુધી બન્ને જણ રડયાં. પછી કુસુમ પોતાનું અંતઃકરણ દ્રઢ રાખી બોલી:–

"ગિરિ! તારી આ દશાથી મારૂં હૈયું ભરાઇ આવે છે? ત્હારી આ દશા?"

ખરેખર ગિરિબાળાની દશા ઘણીજ ખરાબ હતી. ફકત બે દિવસના આઘાતથી તેનું ભરાઉ મ્હોં કેવળ સુકાઇ ગયું હતું. તેના ગાલ ઉપરની લાલી નાશ પામી હતી એટલુંજ નહિ પણ તેનાં ડાચાં વૃદ્ધાની માફક બેસી ગયાં હતાં તેનાં મોહક નેત્રો ઉંડાં પેસી ગયાં હતાં; બલ્કે આંખોમાં ખાડા પડી ગયા હતા. શરીર છેકજ સુકાઇને ગળી ગયું હતું. તેની શકિત પણ બધી હરાઇ ગઈ હતી. કુસુમના પ્રશ્નનો ઉત્તર ગિરિબાળા આપી શકી નહિ. કુસુમે ફરીથી પ્રશ્ન કર્યો.

"ગિરિ! એવા કયા અસહ્ય દુઃખને લઇને તારી આવી દશા થઇ ગઈ?

"બ્હેન! શું પૂછો છો? તમે સર્વ જાણો છો. તમે સ્ત્રીઓનું હૃદય જાણી શકો છો. બ્હેન! દુનિયામાં પતિ પ્રેમથી વંચિત રહેવા કરતાં બીજું મોટું દુઃખ કયું છે? પતિના અભાવ કરતાં બીજો કયો તિરસ્કાર વધુ છે? પતિની મીઠી દ્રષ્ટિ પણ ન હોય એના કરતાં બીજી ભયંકર શિક્ષા કઇ છે? બ્હેન! હું નથી સમજતી કે મારો અપરાધ શો છે?"

"પણ ત્યારે ત્હેં ત્હેમનાં લગ્ન શા માટે થવા દીધાં?"

"બ્હેન! એમ ન બોલો. મેંજ કરી આપ્યાં છે."

"શા માટે કરી આપ્યાં?"

" મારા પતિના સુખને માટે, બ્હેન ! પતિનું સુખ ઇચ્છવું એ આપણો ધર્મ નથી ? પતિનું ઇચ્છિત, તેમને ભોગવવા દેવું એ આપણી ફરજ નથી ? મેંજ-મેંજ મારી ખુશીથી લગ્ન કરી આપ્યાં છે. "

" ત્યારે પછી દુ:ખી થવાનું કારણ શું છે ? "

" બ્હેન ! હું નથી કહી શકતી; તમે જાણો છો. હું શું જણાવું ? તેમના લગ્નને આજ કેટલા દિવસ થયા છતાં હું હજી તેમનું દર્શન કરવા પણ નથી પામી. ઓ બ્હેન ! આથી વધુ દુ:ખ બીજું કયું હોય ? આ મકાનના નોકર ચાકરો પણ હવે મારી અવજ્ઞા કરવા લાગ્યા છે. અરેરે ! હવે હું કયાં જાઉં ? " ગિરિબાળા હૃદયદ્રાવક સ્વરે રડતી બોલી-" બ્હેન ! બ્હેન !! મારો એવો શો વાંક છે ? એવો શો અપરાધ હશે કે દૈવ મારા પર આમ રૂઠયો હશે ! અરેરે ! ફક્ત એકજ વખત મારા તરફ પ્રેમની દ્રષ્ટિ કરી હોત તો એમનું શું ઓછું થઇ જવાનું હતું ? બ્હેન ! કહો, મારી વ્હાલી બ્હેન ! કહો. પતિના મુખ દર્શનથી પણ વંચિત થયેલીને બીજું કયું દુ:ખ મોટું હોય. હું સર્વ કાંઇ સહન કરી શકું એમ છું, વિશ્વના ત્રિવિધ તાપ સહન કરવાનું મને-મારામાં બળ છે પણ તે કયારે ? મારા પતિનાં દર્શનનું સુખ હોય તોજ. બ્હેન ! આજ મારૂં હૈયું ખાલી થયું, આજ તમારા આવવાથી મને કંઇક આશ્વાસન મળ્યું. "

કુસુમ આ સર્વ સાંભળી રહી. શું બોલે ? તે બિચારી પોતાના મનનો ઉભરો શમાવવા આવી હતી, પરન્તુ ગિરિબાળાની દશા જોતાં પોતાનું દુ:ખ ક્ષણભર ભૂલી ગઇ. ગિરિબાળા ધીમે ધીમે સ્વસ્થ થઇ, કુસુમે આડી અવળી વાતો કાઢવા માંડી; પરન્તુ બન્નેના હૃદયમાં એક-ના એકજ વિચારો ઘુમવા લાગ્યા. એટલામાં સુરેશ ત્યાં આવ્યો.

" ભાઇ ! સુરેશ ! તું કોને ઘેર આવ્યો ? " ગિરિબાળાએ તેને ખોળામાં લઇ પૂછયું.

" મામાને ઘેર. " સુરેશે ગિરિબાળાને જવાબ આપ્યો. પછી કુસુમ તરફ ફરી બોલ્યો:-" હેં બા ? આ કોણ છે ? "

" એ તો તારી મામી થાય, ભાઇ ! "

" મામી ? હાં. ઠીક, ઠીક. હવે તો હું મામીની પાસેજ રહીશ. "

" હા, ભાઇ ! મારી પાસે રહેજે હો ! કેવો ડાહ્યો છે. " ગિરિ-બાળા તેને હેતથી રમાડવા લાગી.

સાંજના ભોજનાદિ પરવારી પાછાં સુરેશ, ગિરિબાળા અને કુસુમ બેઠાં. આડી અવળી વાતો કરવા લાગ્યાં. સુરેશને ખીલવવા લાગ્યાં પરન્તુ કુસુમ નિર્મળાને બીલકુલ મળવા સરખી પણ ગઇ નહી. નિમ-

બાને જ્યારે ખબર પડી કે કુસુમ આવી છે ત્યારે તેને મળવાને તેનું મન અત્યંત ઉત્કંઠિત થયું; પરન્તુ શરમ-લજ્જાને લીધે તે જઇ શકી નહિ. રાત્રિનો સમય થયો, સર્વ સુની વખત છુટાં પડયાં. ગિરિબાળાએ તે સમયે સુરેશને પોતાની પાસે લઈ છાતી સાથે ચાંપ્યો, ચુંબન લીધું અને ધીમેથી આશિરવાદ આપ્યો:-" ભાઇ ! તારા મામા જેવો પરાક્રમી થજે, એવી મારી આશિષ છે."

કુસુમના કાને આ શબ્દો ગયા. તેણે પ્રશ્ન કર્યો:-" શું ? શું છે ગિરિ ?" " કાંઇજ નહિ."

કુસુમના ગયા પછી ગિરિબાળા મનમાં બોલી:-"ગમે તેમ તોપણ મારા તો પતિ દેવ જ છે. તેમના જેવા સદ્‌ગુણ મને બીજા કોનામાં જણાય ? મારો આશિરવાદ યોગ્યજ છે. રાત્રે ગિરિબાળા પોતાના શયનગૃહમાં સુતી. પ્રાતઃકાળે કુસુમ ઉઠીને ગિરીબાળાના શયનગૃહમાં આવી, પણ ત્યાં ગિરિબાળા ન હતી. ચારે બાજુ તપાસ કરતાં પતો ન લાગ્યો. બારીક તપાસ કરતાં તેના બિછાના પરથી માત્ર એક પત્ર મળ્યો.



## એકાદશ પરિચ્છેદ.



### નિર્ણય.



આપે વિધવાઓને પુનર્વિવાહ કરવાની છૂટ તો જણાવી; પરન્તુ તે લગ્નમાં શાસ્ત્રોકત વિધિ થઇ શકે કે નહિ ? અને થઇ શકે તો કયા મંત્રોથી કરવો તે જણાવશો તો અમને વધુ ઠીક થઇ પડશે." રાજ્ય પુરોહિત રામચંદ્ર પંડિતે સ્વામીજીને પ્રશ્ન કર્યો.

" વિધવાઓના પુનર્વિવાહમાં પણ શાસ્ત્રોકત વિધિ છે. વિધવાઓમાં ક્ષતા અને અક્ષતા એમ બે પ્રકાર છે. કેટલાક શાસ્ત્રકારો પોતપોતાના મત પ્રમાણે ક્ષતા તેમજ અક્ષતા માટે જુદા જુદા મતો આપે છે; પરન્તુ તે સર્વ જોતાં વિધિ બન્નેના પુનર્વિવાહમાં થઇ શકે છે. મનુમહારાજ કહે છે:-

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।
उत्पादयेत् पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥
सा चेदक्षतयोनिः स्याद् गतःप्रत्यागतापि वा ।
पौनर्भवेण भर्त्रा सा पुनः संस्कार मर्हति ॥

જો કોઈ સ્ત્રી વિધવા થયા પછી, અથવા તો તેના પતિએ ત્યજી દીધા પછી પુનઃલગ્ન કરે તો તેના આ પુનર્લગ્નથી ઉત્પન્ન થયેલો પુત્ર પૌનર્ભવ કહેવાય છે. જો તે અક્ષતયોનિ હોય અથવા જો તે પોતાના પતિને છોડીને પાછી આવે તો તેને લગ્નવિધિના સંસ્કાર થઇ શકે છે.

આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે અક્ષતયોનિ માટે, લગ્નવિધિના જે સંસ્કારો પ્રથમ એટલે કન્યાના લગ્ન વખતે કરવામાં આવે છે તેજ સંસ્કારો મનુમહારાજ જણાવે છે. વળી વશિષ્ટ કહે છે કેઃ—

पाणिग्राहे मृते बाला केवलं मन्त्रसंस्कृता ।
सा चेदक्षतयोनिः स्यात् पुनः संस्कारमर्हति ॥

જે સ્ત્રી પરણેલી હોય છતાં અક્ષતયોનિ હોય અને તેનો પતિ મૃત્યુ પામે તો તેને પુનઃસંસ્કાર થઇ શકે છે.

હવે આ શ્લોક ઉપરથી તમે એમ પણ જોઇ શકશો કે વશિષ્ઠ અક્ષતયોનિ માટે લગ્ન સંસ્કારની છુટ જણાવે છે. એટલુંજ નહી પણ અક્ષતયોનિ પુનર્લગ્ન કરી શકે છે એમ પણ જણાવે છે. વળી વિષ્ણુ જણાવે છે કેઃ—

अक्षता भूयः संस्कृता पुनर्भूः ।

જે સ્ત્રી પરણેલી હોય છતાં અક્ષતયોનિ હોય અને તેને બીજી વખત સંસ્કાર કરવામાં આવે તો તે પુનર્ભૂ કહેવાય છે.

આમાં પણ અક્ષતયોનિ વિધવા લગ્ન વિધિના સંસ્કારથીજ પુનર્લગ્ન કરી શકે છે એમ જણાવ્યું છે. ઉપરના ત્રણ જણ અક્ષતયોનિ માટે જણાવે છે. હવે યાજ્ઞવલ્કયનો અભિપ્રાય સાંભળોઃ—

अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः ।

ક્ષતયોનિ વા અક્ષતયોનિ ગમે તે હોય પરન્તુ જો તે બીજી વખત સંસ્કારને પામે તો તે પુનર્ભૂ કહેવાય છે.

આ રીતે યાજ્ઞવલ્કય મુનિ ક્ષતા અને અક્ષતા બન્નેને સંસ્કાર શબ્દ વડે પુનર્લગ્ન કરવાની છુટ આપે છે. આ ઉપરથી આપણે સહજજ સમજી શકીશું કે પુનર્લગ્ન અથવા વિધવાવિવાહમાં પણ લગ્નનોજ સંસ્કાર વિધિ કરવામાં આવે છે."

સ્વામીજીના પ્રત્યુત્તરથી સર્વને કાંઇક સમાધાન થયું; પરન્તુ પંડિતજીએ વળી બીજી શંકા કાઢી. પંડિતજી બોલ્યાઃ—" હે મહારાજ!

**જો વિધવાઓને સંસ્કાર થઇ શકતા હોય તો મનુમહારાજનો આ શ્લોક કયે સ્થળે માન્ય કરવો ?**

> पाणिग्रहणिका मन्त्राः कन्यास्वेव प्रतिष्ठिताः ।
> नाकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः ॥

લગ્નવિધિના મંત્રો માત્ર કન્યાઓના માટેજ છે. અકન્યા અગર જેણે પોતાનું શીયળ તજ્યું છે એવી છોકરીઓ માટે નથી. કારણ ધાર્મિક ક્રિયાઓમાં તેમને ભાગ લેવા દેવામાં આવતો નથી.

આમાં કન્યા સિવાય અન્યને લગ્ન સંસ્કાર થઇ શકતાજ નથી એમ જણાવે છે. ત્યારે ખરૂં કયું માનવું ?"

"હા. છે." સ્વામીજીએ પ્રત્યુત્તરની શરૂઆત કરી. "તમે પ્રશ્ન ઠીક કર્યો પણ તેમાં તમારી સમજફેર થાય છે. કારણ સંસ્કાર વિધિ અકન્યાને થતો નથી તે વાત હું માન્ય કરૂં છું; પરન્તુ અકન્યા કહેવી કોને ? તે સમજવાની જરૂર છે. અકન્યા એટલે કન્યાપણું જેનું નાશ પામ્યું છે એવી છોકરી એટલે કે લગ્ન થતા પહેલાંજ જેણે પુરુષ સમાગમ કર્યો હોય તેને અકન્યા કહેવી. માટે અકન્યાનો અર્થ વિધવા થઇ શકતો નથી. કારણ પુનર્વિવાહ કર્યા પછી સ્ત્રીને તેમજ તેની વૈધવ્ય દશામાં પણ ધાર્મિક ક્રિયાઓ તે કરી શકે છે. વૈધવ્યમાં વિધવાધર્મ અને પુનર્વિવાહ કર્યા પછી ગૃહસ્થાશ્રમના ધર્મ તે પાળી શકે છે. માટે અત્રે જે મના કરવામાં આવી છે તે અકન્યાને માટે છે વિધવાને માટે નહિ. જો અકન્યા અને વિધવા એ બેમાં કાંઇ ફેરજ નહોત તો વિધવા શબ્દને બદલે અકન્યા શબ્દજ વપરાત પરન્તુ તેમ નથી અને તેથીજ તે શ્લોક અકન્યાને માટે છે પણ વિધવાને લાગુ પડી શકતો નથી. કહો, પંડિતજી હવે આથી તમારૂં સમાધાન થાય છે ખરૂં કે નહિ ?"

પંડિતજી કાંઇ બોલ્યા નહિ. માત્ર હસીને મસ્તક ધુણાવ્યું; પરન્તુ અત્યાર સુધી ચુપચાપ બેઠેલા નવલનાં મનમાં કાંઇક જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેણે પ્રણામ કરી પ્રશ્ન કર્યો:–

"મહારાજ ! આપે વિધવાના ધર્મ કહ્યા, પુનર્વિવાહનું પ્રતિપાદન કર્યું અને તેમના લગ્ન સંસ્કારના મંત્રોનો પણ નિર્ણય કર્યો; પરન્તુ મારા મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે, આજ્ઞા હોય તો પૂછું "

નવલનાં આ વચનો સાંભળી સ્વામીજી સ્મિત હાસ્યથી તેના તરફ દ્રષ્ટિ કરી બોલ્યા:–

"પૂછો. નવલ કિશોર ! ખુશીથી પૂછો. શો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ?"

"આપે વિધવાવિવાહથી ઉત્પન્ન થતા પૂત્રને પૌનર્ભવ તરીકે ઓળખાવ્યો. હવે મેં એમ સાંભળ્યું છે કે પિતાના વારસા પર ઔરસ પૂત્રનો પ્રથમ હક છે, તો પૌનર્ભવને ઔરસ તરીકે ગણવો કે કેમ !"

"યોગ્ય છે; તમારી શંકા બરાબર છે." સ્વામીજી બોલ્યા–"કલિ પૂર્વેના ત્રણ યુગોમાં મનુ મહારાજે બાર પ્રકારના પૂત્રો બતાવ્યા છે. અને તેમાં ઔરસ પ્રથમ પંક્તિએ, ક્ષેત્રજ દ્વિતીય પંક્તિએ, દત્તક ત્રીજી પંક્તિએ એમ જુદા જુદા હક મુજબ ગોઠવણ કરી છે. તે સમયે ઔરસ શ્રેષ્ઠ અને તેનાથી ઉતરતી પંક્તિએ ક્ષેત્રજ અને પછી દત્તક એ રીતે મનાતું હતું. પરન્તુ કલિયુગને માટે પરાશર ઋષિએ જે સંહિતા લખી છે તેમાં એ બાર વિભાગને બદલે ત્રણજ વિભાગ પાડયા છે. અર્થાત્ ત્રણ પ્રકારના પૂત્રો ગણાવ્યા છે.

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिमकः सुतः ।

ઔરસ (પોતાનો યા ક્ષેત્રજ.) દત્તક (બીજાનો પૂત્ર શાસ્ત્રવિધાનથી પોતાનો કરી આપેલો) અને કૃત્રિમ (ઉભો કરેલો.)

આમાં પરાશર ઋષિ પૌનર્ભવનું નામ ગણાવતા નથી અને તેથી પૌનર્ભવનો સમાવેશ ઔરસમાંજ થાય છે–દત્તક, કૃત્રિમ અને ઔરસને માટે મનુમહારાજ કહે છે કેઃ—

मातापिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ।
सदृशं प्रीति संयुक्तं स ज्ञेयो दत्तिकः सुतः ॥

શાસ્ત્રવિધાનથી માતા પિતાએ પોતાનીજ જ્ઞાતિના મનુષ્યને (કે જેને અન્ય પૂત્ર ન હોય) ખુશીથી આપેલો પૂત્ર તે તે મનુષ્યનો દત્તક પૂત્ર કહેવાય છે.

सदृशन्तु प्रकुर्य्याद् यं गुणदोषविचक्षणम् ।
पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयस्तु कृत्रिमः ॥

જેનામાં પૂત્રના ગુણ હોય અને જે ગુણદોષને (સદ્‌ગુણ દુર્ગુણને) સારી રીતે સમજતો હોય તેને જ્યારે તેનીજ જ્ઞાતિનો મનુષ્ય પોતાના પૂત્ર તરીકે સ્વિકારી લે છે ત્યારે તે તે મનુષ્યનો કૃત્રિમ પૂત્ર કહેવાય છે.

स्वे क्षेत्रे संस्कृतायान्तु स्वयमुत्पादयेद्धि यम् ।
तमौरसं विजानीयात् पुत्रं प्रथम कल्पितम् ॥

પોતાનીજ જ્ઞાતિની સ્ત્રી કે જેની સાથે પોતે લગ્ન કર્યું હોય તેનાથી ઉત્પન્ન થયેલો પૂત્ર ઔરસપૂત્ર કહેવાય છે, અને તે પ્રથમ પંક્તિએ ગણાય છે.

આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જ્યારે પરાશરે ત્રણજ પ્રકારના પૂત્ર વર્ણવ્યા અને વિધવાવિવાહની છૂટ આપવા છતાં પૌનર્ભવનો ઉલ્લેખ ન કર્યો, માટે ઔરસ તરીકેજ તે પૂત્ર ગણાય અને તદનુસાર ઔરસનાજ બધા હકો તેને પ્રાપ્ત થાય છે.

આ ચર્ચા પૂરી થતાં સાયંકાળનો સમય થવાથી સર્વ છૂટાં પડયાં. મનોરમાના મનમાં કોઇ સમય નહિ થયેલા વિચારો થવા લાગ્યા. "માલતી મારા મૃત્યુ પછી કેવું જીવન ગુજારશે? તેનાથી સંસારના પ્રપંચ રૂપમોહાદિનો ત્યાગ થશે? સ્ત્રી માત્રની ચંચળ વૃત્તિથી તે વિરક્ત રહી શકશે?" આ વિગેરે પ્રશ્નો થવા માંડયા. કુદરતનો નિયમ છે કે જો કોઈ પણ મનુષ્ય માટે આપણા હૃદયમાં સારો ભાવ ઉત્પન્ન થાય છે તો પછી તેના પ્રત્યેક કાર્ય તે સારૂં હોય કે ખોટું, પણ આપણને સારૂં હોવાનોજ ભાસ થાય છે. તેમ એક વખત ખોટી છાપ પડી જતાં હમેશાં તેના સારા કાર્યમાં પણ આપણને ખોટાનોજ ભાસ થાય છે. આપણી દ્રષ્ટિએ તેના દોષોજ તરી આવે છે. મનોરમાના મનમાં જ્યારથી માલતી વિષે આ વિચારો આવવા લાગ્યા ત્યારથી તેના વર્તનમાં તેને ફેર જણાવા લાગ્યો. નવલ પ્રતિની તેની લાગણી અત્યાર સુધી જે રૂપમાં જણાતી હતી તેના કરતાં હવે જુદા રૂપમાં–તેના સત્ય રૂપમાં જણાવા લાગી. આગળ જતાં માલતી નવલ સાથે લગ્ન કરશે એમ તેના મનમાં ભાસ થવા લાગ્યો–બલ્કે ધીમે ધીમે દ્રઢ થતું ગયું.

"માલતી લગ્ન કરે તો સારૂં? બ્રહ્મચર્ય ન પળાય તો? ન કેમ પળાય? મનને અંકુશમાં રાખે તો સર્વ થઇ શકે; પરન્તુ માયાના પ્રપંચો અને ઇન્દ્રિયના ધર્મો કેટલા પ્રબળ છે? કદાચ ન પણ પળાય ત્યારે જો ગુપ્ત કુ...અરે! પણ આવા વિચાર શા માટે કરવા? માલતીની રૂબરૂમાંજ આ બધો નિર્ણય તો થયો છે. જો માલતી બ્રહ્મચર્ય ન પાળી શકે તો ભલે પુનર્લગ્ન કરે. પણ—હા. મારે હાલ તુરત, મારી સમ્મતિ પૂછ્યા વિના ન દર્શાવવી, પૂછશે ત્યારે જોઇશું."

એક તરફ મનોરમાના મનમાં આ આ વિચારો આવતા હતા, ત્યારે બીજી તરફ માલતીના મનમાં કાંઇક જુદાજ વિચારો ચાલતા હતા. તે બિચારી તો એમજ સમજતી હતી કે મનોરમા પુનર્લગ્નમાં સમ્મતિ આપશેજ નહિ.

"પુજ્ય સસરાજીએ મારે માટે યોગ્યજ વિચાર કર્યો હતો. નવલની સમ્મતિ તો મળશેજ. તે રાજી નહિ હોય તો રાજી કરવા એ મારૂં કામ છે. શાસ્ત્રાજ્ઞાનો કાંઇક ડર હતો તે પણ નાશ થયો. હવે શી હરકત? માતાની આજ્ઞા! હા. માતાની આજ્ઞા જોઇએ, પણ આટલા વિવેચન પછી તે ના પાડે એ સંભવે ખરૂં? કદાચ ના પણ પાડે તો શુ કરવું? નવલને કહેવું? તે આજ્ઞા મેળવે તો?

ના ના. એ તો અયોગ્ય. જો કદાચ વિમળપ્રભા કે નિહાલસિંહ માતાને કહે તો કાંઇક વળે ખરૂં—પણ એ બનવું અશક્ય છે. ત્યારે શો ઉપાય? નવલને કહું તો? હા. એજ ઠીક છે. નવલ નિહાલસિંહને કહેશે. આહા! હું કેવી સુખી થાઉં! મારી આ એકલવાયી, ઓશીઆળી જીંદગી કેવી બદલાઇ જાય! આહા! મને કેવું સુખ મળે! હું નવલને કહેવા જાઉં, એ ઠીક કહેવાય? એમાં શું? નવલ પાસે કાંઇ ચોરી છે? જવુંજ." આમ વિચાર કરતી માલતી નવલના ઓરડા તરફ ચાલી.

નવલ આ વખતે અસ્વસ્થ હતો. ચર્ચા સમાપ્ત થતાં તે પોતાના ઓરડામાં આવ્યો, "આહા! ઇશ્વર જ્યારે કૃપા વૃષ્ટિ કરે છે, ત્યારે એક સાથેજ." નવલ વિચારમાં બબડવા લાગ્યો. "મુનીમગીરીમાંથી અમાત્યપદ મળ્યું. પૈસે ટકે સુખી થયા. લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા હતી તેમાં પૂજ્ય વિઠ્ઠલપ્રસાદે પ્રતિજ્ઞા કરાવી. માલતી લગ્ન કરવા ઉત્સુક બની. તેનો પ્રેમ મળ્યો. શાસ્ત્રાજ્ઞાનો ભય હતો તે આધાર પણ મળ્યો. અહા! સર્વ પ્રકારની સાનુકૂળતા આવી. હવે રહી માત્ર એકજ—હા. એકજ. તે મળે એટલે બસ. જ્યારે ઇશ્વરે આટલી સાનુકૂળતા આપી તો પછી આટલા માટે પ્રતિકૂળ શા માટે બને? નજ બને. મનોરમા પણ સમ્મતિ આપશેજ. પણ એમને કહેવાય શી રીતે? થઇ રહેશે. હાલ એ વિચાર કરવાનો નથી. સમય સમયનું કરી લેશેજ. આહા! માલતી! માલતી!! ત્હારે માટે કેટલા વખતથી આ હૃદય તલસતું હતું? અહા! હવેજ કાંઇક આશાનું કિરણ ફુટ્યું. તારૂં જીવન મારા જીવન સાથે જોડાતાં, આહા! હું કેવા ઉત્કૃષ્ટ જીવનવાળો બનીશ! મારી સંસાર યાત્રા કેટલી સફળ થશે! એક તરફથી અમાત્યપદ અને બીજી તરફથી ત્હારા જેવી વિદુષી સ્ત્રી મળતાં કેવાં ઉચ્ચ કાર્યો કરવા હું શકિતવાન થઇશ. આહા! ઇશ્વરની ગતિ ન્યારીજ છે. અહા! પ્રાચીન ઋષિ મુનિઓએ કેવા સુખકર નિયમો ઘડયા છે! નિયમો સમાજને અગવડ ન કરતાં—અધમ માર્ગે ઢળી પડવા ન દેતાં કેટલા શ્રેયસ્કર નિવડે છે!—"

નવલ છેલ્લું વાક્ય જરા મોટેથી બોલ્યો તેજ સમયે માલતી તે ઓરડામાં પગ મૂકતાં બોલી:—"પોતાને અનુકૂળ થાય તેવા નિયમોને કોણ વખોડે?"

નવલ માલતીને જોઇ, તેને મુખે આ શબ્દો સાંભળીને બોલ્યો "તમને પ્રતિકૂળ થાય છે, માલતી?"

"મને તો નહીજ; પરન્તુ પુનર્લગ્નના વિરોધીઓને તો પ્રતિકુળ ખરાજને!"

" એ તો સ્વાભાવિક નિયમજ છે કે એક વસ્તુ એકને પ્રિય હોય અને બીજાને અપ્રિય હોય. પણ માલતી! હવે—"

" કેમ અટકયા ? બોલોને ! "

" નહિ; હમણાં નહિ. વખત આવે કહીશ."

" હમણાં નહિ કહો ? "

" ના. હમણાં નહિ. "

" કારણ ? "

" કારણ પૂછો છો ? કારણ કાંઇજ નથી, હું એમ પૂછતો હતો કે…"

" વળી પાછા શા માટે અટકો છો ? નવલ ! "

" દુનિયામાં ભાગ્યશાળી કોણ ? "

" કોણ જાણે. "

" ત્યારે શા માટે પૂછયું ? "

" મને શી ખબર કે ભાગ્યશાળી કોણ ? "

" વારૂ જવા દો. સમય આવે જાણીશું. પણ માલતી; હવે…"

" નવલ! હું પ્રથમથીજ કહું છું ને કે, તમે કાંઇક પૂછતાં અટકો છો; અને હું પૂછું છું ત્યારે કાંઇક બીજુંજ કહો છો. હવે કહો જોઉં ? શું કહેતા હતા ? "

" માલતી ! મારૂં હૃદય તું જાણે છે, ત્યારે મારા મનની વાત પણ તું ન જાણે ? "

" હા. જે તમારા મનમાં તેજ મારા મનમાં. "

" ત્યારે કહે જોઉં ? "

" કહું ? "

" હા. કહે. "

" જો જો ખોટું ન બોલતા, સાચે સાચું માની દેવું પડશે. "

" હા, હા, કબુલ છે કહે. "

" તમારા મનમાં એમ થાય છે, કે માજી તેમાં રજા આપશે કે નહિ !"

" ખરૂં ખરૂં પણ અધુરૂં છે. રજા શાની ? તે પણ સાથે સાથે કહી દેને ? "

" નહિ, એ તો અધ્યાહાર છે. તમે કહો-પુરૂ કહી દો."

" નહિ, હું તો નહિજ કહું. પણ માલતી! હવે તારો શો વિચાર છે ? શાસ્ત્રાધાર મળ્યો. "

" હું પણ તેજ પૂછું છું. "

" પણ મનોરમા બ્હેનની રજા શી રીતે મેળવીશું ! તું કોઇ રસ્તો બતાવ. "

“ રસ્તો ? રસ્તો સહેલો છે. તમારા તરફથી કોઇ વકીલ મોકલો.”

“ પણ એવું છે કોણુ ? ”

“ તમારા મિત્ર નિહાલ—”

“ તે, અમે કાંઇ એમ બીજાની વકીલાત કરવા રસ્તામાં નથી બેઠાં.” અણુચીંતવ્યા નિહાલસહે વિમળપ્રભા સાથે ત્યાં દાખલ થતાં કહ્યું. માલતી શરમાઇ ગઇ, નવલ પણુ ચૂપ થઈ ગયો,

“ વાહરે મારાં માલતી બ્હેન ! ” વિમળપ્રભાએ માલતીનું મુખ ઉંચુ કરી હલાવતાં હાથના ચાળા કરી કહ્યું. “ તમે તો અત્યારથીજ અમારા અમાત્યને ભણાવવા માંડયો; ને અત્યારથી આમ કરશો તો વિવાહ પછી તો શું નું શુંય કરી નાંખશો.” “ વાહ નવલ ! અત્યારથીજ આમ પઢાવ્યા પાઠ ભણુશો તો પછી અમાત્યપદેથી શું કરી શકશો ? ”

“ મિત્ર ! એમાં નવું શું છે ? એતો પરાપૂર્વથીજ સ્ત્રી જાતિને માન મળતુંજ આવ્યું છે. સર્વની શિક્ષાગુરૂ પણુ એજ છે. જો સ્ત્રી જાતિ અનુકૂળ હોય તોજ સર્વ શ્રેયસ્કર થાય છે. જુઓને, મોટા, તત્વવેત્તાઓ પણુ પૂછે છે કે “ કેમ બાઇ ! પ્રકૃતિ આનંદમાં છે ? ” બિચારો સર્વ શકિતમાનના અંશરૂપ આત્મા તેનો તો કોઇ ભાવ પણુ પૂછતું નથી ! ”

“ પણુ નવલરાય ! ” વિમળપ્રભા બોલી. “ પ્રકૃતિ વિનાના પુરૂષ કેવા ? ”

ચારે જણુ હસી પડયાં; અને પરસ્પર સામું જોઈ ફરી બોલવા લાગ્યાં “ પ્રકૃતિ વિનાના પુરૂષ કેવા ? ”

---

## દ્વાદશ પરિચ્છેદ.

---

### ગિરિનું ગમન.



કુસુમે ગિરિબાળાના પર્યંકપરથી પત્ર લઇ જોતાં તે પોતા-નાજ ઉપરનો જણુાતાં, વાંચવા માંડયો.

“ વ્હાલી બ્હેન !

જે દિવસે મેં મારા સ્વામિને મુખેથી નિર્મળા સંબંધીના ઉદ્‌ગાર સાંભળ્યા તેજ દિવસે મેં સંકલ્પ કર્યો હતો કે જો નિર્મળાનો કદી પણ પત્તો મળે તો સ્વામિને સમર્પણ કરી તેમને સુખી કરવા:

અને એ કર્ત્તવ્ય પૂરૂં કરી હું ગૃહત્યાગ કરીશ. કારણ, બ્હેન! કારણ સહજ જણાય એવું છે. પોતાના પતિની સાથે અન્ય સ્ત્રીને કોઇ જોઈ શકે? હું પણ નિર્મળાને મારા પતિદેવ સાથે આ દ્રષ્ટિએ શી રીતે જોઇ શકું? કદાચ તમે પૂછશો કે જો ન જોઈ શકાય તો એને અર્પણ શા માટે કરી? ખરૂં છે; પરન્તુ પતિદેવના સુખ માટે જે બની શકે તે સર્વ કરવાની મારી ફરજ ખરી કે નહિ? મેં મારી ફરજ બજાવી છે, નિર્મળા સ્વામિને સોંપી છે, ને હવે હું ગૃહત્યાગ કરૂં છું.

સ્વામિ સાથે નિર્મળાનું લગ્ન કરીને તરતજ હું ગૃહત્યાગ કરનાર હતી; પરન્તુ જે સુખને માટે મેં મારો આત્મભોગ આપી—મારાજ પ્રાણનો વધ કર્યો છે, તે સુખ આ દ્રષ્ટિએ બે એક દિવસ જોવાની મને કંઇક ઇચ્છા થઇ, તેમજ તમને પણ પત્ર લખ્યો હતો અને તમે અવશ્ય આવશો એમ હૃદયમાં દ્રઢતા હોવાથીજ રોકાઇ હતી. તે બન્ને પણ સફળ થયાં, મારા પ્રાણથી પણ અધિક મારા પતિને મારી નજરે સુખી જોયા હવે હું તમારી પાસેથી રજા માગું છું. જે સમયે આ પત્ર તમને મળશે, તે સમયે તો હું કેટલેય દૂર નીકળી ગઇ હોઇશ. તમને હું રૂબરૂમાં મારો આ વિચાર વ્યક્ત કરી શકી નહિ, કારણ તમે જાણો તો મને જવા દો નહિ. હવે તમારી પાસે મારી એટલી ભિક્ષા છે કે તમે મારી શોધ કરશો નહિ.

હવે પછી આપણો મેળાપ થાય એવી આશા નથી. નિર્મળા હશે ત્યાં સુધી હું આ દેશમાં હવે હોઇશજ નહિ માટે મારી શોધ કરશોજ નહિ અને કરશો તો પણ પત્તો લાગશે નહિ. હું હવે માર્ગમાં કંગાલિની રૂપે રહીશ, ભિખારીણી વેશે ગામેગામ ફરીશ,—ભિક્ષા માગી દિવસો ગાળીશ—મને એ વેશમાં કોણ ઓળખવાનું છે? મેં દ્રવ્ય સાથે લેવા ધાર્યું હોત તો લઇ શકત, પરન્તુ બ્હેન! પ્રાણથી પણ અધિક, આ જીવનની શોભા, મારા સૌભાગ્યનો સૂર્ય એવા મારા પતિનો ત્યાગ કરીને હું જાઉં છું, તો પછી દ્રવ્યને મારે શું કરવું? બ્હેન! સ્ત્રીજન્મના સાર્થકરૂપ સ્વામિદેવને ત્યજી હું જાઉં છું, ત્યાં સોનું રૂપુ શું ઉપયોગનું?

તમે મારૂં એક કાર્ય કરજો. મારા પતિને ચરણે મારા કોટિકોટિ પ્રણામ કહેજો. મેં તેમને પત્ર લખવા અનેક યત્નો કર્યા, પરન્તુ લખી શકી નહિ. નેત્રમાંથી વહેતા જળને લીધે અક્ષર જોઇ શકી નહિ–કાગળ પણ ભીંજાઇ ભીંજાઇને ફાટી ગયો. કાગળ લઉં છું–લખું છું વળી ફાડું છું,–વળી લખું છું, પરન્તુ જે વાત જણાવવાની છે તે જણાવવા કલમ ચાલતી નથી. અરે! તે વાત તમને પણ લખી શક્તી નથી, તો પછી એમના પત્રમાં તો લખાયજ શી રીતે?

તમને જે રીતે યોગ્ય લાગે તે રીતે મારા સમાચાર એમને આપજો. તેમને કહેજો કે તમારા પર રીસાઇને મેં ગૃહત્યાગ કર્યો નથી. મને તેમના પ્રતિ રીસ નથી, કદી પણ કરી નથી અને કદી થશે પણ નહિ. જેના ચિંતવનથીજ મારૂં મન આનંદમાં રહે તેના પર રીસ કેવી? તેમના પ્રતિ જે અચળ ભક્તિ છે તેજ રહેશે. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તેવીજ રહેશે. કેમ ન રહે? એમના હજારો ગુણો છે જે હું કદી પણ ભૂલી શકું નહિ. એટલા ગુણ કોઈનામાં પણ નથી. હું તો તેમની હમેશની ચરણરજ દાસી છું. જો એકજ દોષને લઇને તેમના હજારો ગુણ હું ભુલી જાઉં તો તેમની દાસી થવાને પણ હું યોગ્ય ન થાઉં. તેમની પાસેથી હવે જીવનભરને માટે હું વિદાય થાઉં છું. સ્વામિ પાસેથી હમેશ માટે વિદાય થાઉ છું, એટલા ઉપરથીજ તમે સમજી શકશો કે હું કેટલા દુઃખભારથી દબાયલી હોઇશ કે આમ સર્વ ત્યાગ કરૂં છું.

તમને મારો આશિર્વાદ છે, કે તમારા સ્વામી અને પૂત્રનું દીર્ઘાયુષ્ય થાઓ. તમે ચિર–સુખી થાઓ. તમને વિશેષમાં એ આશિર્વાદ છે કે જે દિવસ તમે **તમારા સ્વામિના પ્રેમથી વંચિત થાઓ, તેજ દિવસે તમારૂં મૃત્યુ થજો.** મને આવો આશિર્વાદ કોઇએ આપ્યો નહિ! હવે હું જાઉં છું.

લી૦ સર્વ ત્યાગિની,

કંગાલિની."

પત્ર વાંચી કુસમ માથાં પછાડતી આક્રંદ કરવા લાગી. ગિરિબાળાની સાથે બાલ્યાવસ્થાથીજ અત્યંત પ્રેમ હતો. આજ તે ચાલી જતાં તેના હૃદયમાં ઘણુંજ દુઃખ થવા લાગ્યું ગિરિકુટિર તેને શૂન્ય સ્મશાન તુલ્ય જણાવા લાગી. ઘરમાંથી લક્ષ્મી, સૌંદર્ય, શાન્તિ સર્વ ગિરિબાળા જતાં તેની સાથે જતું રહેલું જણાવા લાગ્યું. સર્વત્ર નિરાશા અને નિસ્તેજ દ્રષ્ટિએ પડવા લાગ્યાં.

"અરેરે! હું પણ તેના હૃદયનું દુઃખ સમજી ન શકી? ગિરિ! બ્હેન!! તને આ શું સુઝયું? તું કયાં જાઇશ? અરે! તારા કોમળ કમળની પાંખડી જેવા પગ, વન જંગલના વિકટ માર્ગો કેમ ચાલી શકશે? અરેરે! જેની સેવામાં દાસ દાસીઓ હાજર રહેતા, તે શું એક ભિખારીણી–અરે! કંગાલિનીના વેશે ભટકશે?–ભીખ માંગીને પેટ ભરશે? હરિ! હરિ!! હરિ!!!"

કુસુમના આક્રંદથી સર્વ ત્યાં ભેગાં થઇ ગયાં. દિનકરરાય સાથે નરેન્દ્ર તથા નિર્મળા પણ ત્યાં આવ્યાં. બાળક સુરેશ કુસમને રડતી જોઇ રડવા લાગ્યો. ચારે તરફથી 'શું છે? શું થયું?" આદિ પ્રશ્નો પૂછાવા લાગ્યા. નરેન્દ્રે પણ તેજ પ્રશ્ન કર્યો.

"શું થયું? કુસુમ બ્હેન! કેમ આક્રંદ કરો છો?"

નરેન્દ્રનો આ પ્રશ્ન થતાં, અત્યાર સુધી દબાઇ રહેલી કુસુમની લાગણીઓ ઉછળી આવી. જે ઠપકો દેવા પોતે ખાસ દેવગઢ આવી હતી, તેનો તે વખતે તેને યોગ્ય સમય મળ્યો; બળતા હૃદયથી જેમ બોલાય તેમ બોલવા માંડયું. નરેન્દ્ર અવનત મુખે સાંભળી રહ્યો.

"હજી શું થયું, પૂછો છો? નરેન્દ્ર! નરેન્દ્ર!! તમને આ શું સુઝયું છે? અરે! તમે બાપદાદાની મેળવેલી આબરૂ ઉપર તો પાણી ફેરવ્યું અને તે સાથે બિચારી નિર્દોષ, પવિત્ર ચારિત્રા સાધ્વી ગિરિબાળાનો જીવ લીધો. અરેરે! તે બિચારી કયાં ગઇ હશે? તેનું શું થશે! ઓ પ્રભુ! પ્રભુ!! તું પણ આ કેમ સહન કરી શકે છે? પવિત્ર મનુષ્યોને આટલું બધું દુઃખ! નરેન્દ્ર જુઓ–જુઓ તમારા ઘરની

લક્ષ્મી ચાલી ગઈ. તમારા ઘરની શોભા, આબરૂ, પ્રતિષ્ઠા સર્વ ગયાં. લો, લો; વાંચો આ પત્ર. બિચારી ગિરિબાળા! અરેરે! તેના હૃદયમાં કેટલું દુઃખ થયું હશે!"

કુસુમ વધુ બોલી ન શકી, તેની આંખમાંથી ચોધાર આંસુ નીકળવા માંડયાં. નરેન્દ્ર ભોંઠાઆભો બની રહ્યો. નિર્મળા તો એક શબ્દ પણ બોલી શકી નહિ. પોતાને લીધેજ ગિરિબાળાએ ગૃહત્યાગ કર્યો એ વિચારે તેનું હૃદય અત્યંત દ્રવવા લાગ્યું. કોઇને તે પોતાનું મુખ બતાવી શકી નહિ. તેનું અંતઃકરણ તેને અત્યંત ડંખવા લાગ્યું. "અરેરે! જે ગિરિબાળાએ મને બ્હેન સમાન ગણી, જેણે પોતાના ભાઈ સાથે મારૂં લગ્ન કરી આપી, મને સુખી કરવા યત્નો કર્યા, અરે! જેણે મારા વૈધવ્યમાં પણ પોતાની પાસે રાખી, તેનાજ સુખ ઉપર મેં પગ મૂકયો? મારા સ્વાર્થ ખાતર મેં મારા પર ઉપકાર કરનારનો ભોગ લીધો? અરેરે! હવે હું શું કરૂં? કયાં જાઉં? ગિરિ બ્હેન! ગિરિ બ્હેન!! તમે તો ખરેખરજ તમારૂં હૃદય વિશાળ અને ઉચ્ચ બનાવ્યું. તમારા સર્વસ્વનો ભોગ તમારેજ હાથે આપ્યો. અરેરે! મારી કેવી દશા! નરેન્દ્રને પણ ગિરિબાળાના જવાથી કેટલો આઘાત થશે? અરે કુસુમ બ્હેન તો કાલનાં આવ્યાં છે પણ મારા સામુએ નથી જોતાં. અરેરે! જે સુખની આશાએ મેં લાજ મર્યાદા મૂકી, સમાજની નિંદાના ભયનો ત્યાગ કર્યો, તર્કપ્રસાદના મૃત્યુ પછી તેમની વિશ્વાસઘાતિની બની, તે સુખ જતું રહ્યું. અરેરે! લોકો શું કહેશે? દુષ્ટ નિર્મળાના આગમનથી ગિરિકુટિરની લક્ષ્મીરૂપ ગિરિબાળા સર્વત્યાગિની–કંગાલિની બની ગઈ. અરેરે! આ અપવાદ મારાથી કેમ સહેવાશે? પણ એમાં મારો શો વાંક? મારૂં લગ્ન કોણે કરાવ્યું? શા માટે કરાવ્યું? મેં નહોતું કહ્યું. હવે મારાથી કોઇને પણ મ્હોં કેમ બતાવાશે?" આમ વિચાર કરતી પોતાના ઓરડામાં જઈ પર્યંકપર પડી બાળકની માફક રડવા લાગી. તેનાં નેત્રમાંથી ખરતાં અશ્રુએ પર્યંકપરની ચાદર ભીંજાઈ ગઈ.

બિચારો દિનકરરાય તો આ બનાવથી સ્તબ્ધજ બની ગયો. કુસુમને જેમ તેમ સમજાવવાના વ્યર્થ પ્રયત્નો કરતો, દૈવને દોષ દેવા લાગ્યો.

નરેન્દ્ર ગિરિબાળાનો પત્ર લઈ પોતાના દિવાનખાનામાં ગયો. મુખ્ય દરવાજો બંધ કરી પર્યંકપર પડી પત્ર વાંચવા મંડયો. એક વખત, બે વખત એમ વારંવાર પત્ર વાંચવા લાગ્યો. વચ્ચે વચ્ચે બબડવા લાગ્યો.

"અરેરે! હું કેવો મૂઢ! કેવો મૂર્ખ!! ગિરિ-શુદ્ધ પ્રેમની મૂર્ત્તિ રૂપ ગિરિ-ના હૃદયની વિશાળતા હું ન સમજી શક્યો. તેણે મારે માટે સર્વનો ત્યાગ કર્યો. અરેરે! પતિપરાયણા, દિવ્યજ્યોતિર્મયી સાધ્વીને મેં હેરાન કરવામાં કાંઈ બાકીજ ન રાખ્યું. તે લખે છે, "હવે હું માર્ગમાં કંગાલિની રૂપે રહીશ, ભિખારીણી વેશે ગામે ગામ ફરીશ-ભિક્ષા માગી દિવસો ગાળીશ.' અરેરે! શું ગિરિ કુટિરની અધ્યક્ષા, મહાદેવી આમ કંગાલિની રૂપે ફરશે? અરે! હજારોને દાન આપનાર-હજારોને ભિક્ષા આપનાર પોતેજ ભીખ માગી પેટ ભરશે? અરેરે! કેવું દુ:ખદાયક! અરેરે! એ વિચાર માત્રજ મારૂં હૃદય ચીરી નાખવા બસ છે. વળી આગળ લખે છે; 'મેં દ્રવ્ય સાથે લેવા ધાર્યું હોત તો લઈ શકત; પરન્તુ બ્હેન! પ્રાણથી પણ અધિક, આ જીવનની શોભા, મારા સૌભાગ્યનો સૂર્ય, એવા મારા પતિનોજ ત્યાગ કરીને હું જાઉં છું, તો પછી દ્રવ્યને મારે શું કરવું?' અરેરે! મારે માટે કેટલું માન! કેટલો ઉચ્ચ ભાવ! આખી જીંદગી દુ:ખ-મય ગાળવા તૈયાર થઈ! અરેરે! હું હતભાગી તેના હૃદયને લેશમાત્ર પણ ઓળખી ન શક્યો! ગિરિ! ગિરિ! મારી હૃદયાધાર ગિરિ! ત્હેં તો તારા જીવનનું સાર્થક કર્યું. હુંજ હતભાગી રહ્યો. અહા! શું તેનો પ્રેમ! તે લખે છે:-'મારા પતિને ચરણે મારા કોટિકોટિ પ્રણામ કહેજો.' ગિરિ! ગિરિ!! તેં તો હદ કરી નાખી. મારા પર પત્ર લખતાં તે અક્ષર પણ ન જોઈ શકી; એટલાં અશ્રુ તેની આંખ-માંથી ખર્યાં. અરેરે! હું હતભાગી હવે તારી આંખમાંથી ખરતાં અશ્રુ લુંછવાને ક્યારે શક્તિવાન થઈશ? અરેરે! હવે તારૂં મુખ હું ક્યારે જોઈ શકીશ? અરેરે! તે લખે છે કે 'હું રીસાઇને ગઈ નથી કોઈ વખત રીસાઈ નથી અને મને રીસ ચઢશે પણ નહિ.' અહા! કેટલી બધી ઉચ્ચતા! હૃદયની કેટલી વિશાળતા! અરેરે! મારાથી તારી પરીક્ષા ન થઈ. તારૂં હૃદય હું ન ઓળખી શક્યો. તારા જેવી પરમ પ્રેમાળ સાધ્વી પત્નિ મૂકી હું સૌંદર્યથી ખેંચાયો, પતિત થયો; છતાં તું મને એટલાજ અવિચ્છિન્ન પ્રેમથી ચ્હાય છે. મારા ગુણોનું સ્મરણ કરે છે. અરે! મારો આ દોષ, જે હજાર ગુણોને ઢાંકી નાંખે છે તે ન ગણતાં તું મારા ગુણનાંજ વખાણ કરે છે! અહા! તારા પ્રેમનો બદલો મારાથી શી રીતે વળશે? અરેરે! મારી બેદરકારીથી તને કેટલું વેઠવું પડ્યું હશે? તને કેટલું દુ:ખ થતું હશે? અરે! તેના છેવટના શબ્દોજ તેની હૃદય સ્થીતિ સૂચવે છે. સ્વામી પાસેથી હમેશની

વિદાય થાઉં છું, એટલા ઉપરથીજ તમે સમજી શકશો કે હું કેટલા દુઃખભારથી દબાયલી હોઇશ કે આમ સર્વ ત્યાગ કરૂં છું! અરેરે! આટલો વૈભવ, આટલી સંપત્તિ, આટલી સત્તા એ સર્વ ત્યાગ કરતી વખત મનુષ્યને કેટલું બધું દુઃખ થાય! એના કરતાં કેટલાગણું દુઃખ એના હૃદયને થયું હશે? અને તે થવાનું કારણ? માત્ર હુંજ. કેવા કેવા સુખની આશાઓ તેણે મારી સાથે તેનું જીવન જોડાયા પછી રાખી હશે? અરે? હું દુષ્ટાત્મા અધમ બન્યો. એને માટે કાંઇ પણ ન કરી શક્યો; એટલુંજ નહિ, પણ તેને સદાને માટે દુઃખી કરી. અરેરે! હું કેવો અધમ! કેવો ઘાતકી! અત્યારે મારી આંખ ઉઘડી. દુનિયાની માન્યતા છે કે મનુષ્ય અત્યંત હેતથી જ્યારે કોઇને આશિષ આપે ત્યારે પોતે જે સર્વથી સારૂં અને શ્રેયસ્કર માને તેજ તેને પ્રાપ્ત થાવ એમ કહે. તે મુજબ ગિરિએ કુસુમને શી આશિષ આપી છે? "જે દિવસે તમે તમારા સ્વામિના પ્રેમથી વંચિત થાઓ તેજ દિવસે તમારૂં મૃત્યુ થજો." આ શું સૂચવે છે? ગિરિ હવે જો કાંઈ પણ ઇચ્છતી હોય તો તે મૃત્યુજ છે. શું ગિરિબાળા આત્મહત્યા કરશે? અરેરે! હું હતભાગીને માટે તે પોતાનો પ્રાણ આપશે? હા દૈવ! મારી કેવી દશા?"

આમ વિચાર કરતો બાળક પેઠે રડવા લાગ્યો, પ્રૌઢાવસ્થાને પામતો **નરેન્દ્ર** બાળકથી પણ નાનો બની રડયો—અત્યંત રડયો. તેના હૃદયપર સૌંદર્યનો ચઢેલો રંગ તેના અશ્રુથી ધોવાઇ ગયો. ગિરિબાળાના ગૃહત્યાગે તેની અંધ બની ગયેલી દ્રષ્ટિ ઉઘાડી. નિસ્તેજ બુદ્ધિને સતેજ કરી. હવેજ તે સમજ્યો કે ગિરિબાળા તેના ઘરમાં તેના હૃદયમન્દિરમાં શી પદવી ભોગવતી હતી. કેટલીકવાર સુધી તે આમ રડતોજ રહ્યો. તેને સહજ પણ ચેન ન પડયું. પ્રિય પાઠક! આપણે ક્ષણવાર **નરેન્દ્ર**ને તેનું હૃદય ખાલી કરવા દઇ કુસુમ તરફ ફરીએ,

ગિરિબાળા જવાથી કુસુમના હૃદયને જબરો આઘાત થયો. ગિરિકુટિર ઉપરથી તેનું મન એકદમ ઉઠી ગયું. **નરેન્દ્ર**ના ગયા પછી દિનકરરાયની સમજાવટથી કેટલીકવારે તે શાન્ત થઇ; છતાં **નિર્મળા** ઉપરનો તેનો ક્રોધ શમ્યો નહિ. **નિર્મળા**જ આ સઘળા અનર્થનું કારણ છે એમ તેને લાગ્યું. એક વખત વાગ્બાણથી **નિર્મળા** પ્રતિનો પોતાનો ક્રોધ શમાવવાનો તેણે નિશ્ચય કર્યો. સુરેશને તેડી **નિર્મળા**ના ઓરડા તરફ ગઇ. **નિર્મળા** પોતાના જીવનને દોષ દેતી રડતી હતી. કુસુમને જોઇ તે કાંઇક સ્વસ્થ થઈ સામી ગઇ. કુસુમના પગમાં માથુ મૂકી પગે

લાગી. નિર્મળાને આટલી નમ્ર તથા આક્રંદ કરતી જોઇ કુસુમનો ક્રોધ કાંઇક નરમ પડયો.

"નિર્મળા ! આ કેવો અનર્થ થાય છે તે જુએ છે કે ?"

"બ્હેન ! હું શું કરી શકું ?" નિર્મળા રડી પડી.

"ગિરિને ઓછું દુઃખ થયું હશે ? ત્હારે લીધે તે બિચારી ગઇ."

"બ્હે......ન !" નિર્મળા વધુ અને વધુ રડતી ડુસકાં ખાતી બોલી. "બ્હેન ! મારો વાંક ભલે કાઢો પણ મેં કયાં એમની સાથે લગ્ન કરવાનું કહ્યું હતું ! એમણેજ કર્યું, ના કહેવા છતાં પણ કર્યું અને એ......તમારા ભાઇ એમના પ્રતિ બેદરકાર થયા ત્યારે......"

"ખરૂં છે. પણ ત્હારે તારાથી બનતા ઉપાય કરવા જોઇતા હતા."

"બ્હેન ! તમે કહો તે ખરૂં. હાય ! કુસુમ બ્હેન ! હવે હું શું કરૂં ?"

નિર્મળા ખૂબ રડી. કુસુમને તેના તરફ કાંઇક સહાનુભૂતિ થઈ. તેને અશ્વાસન આપવા લાગી એટલામાં સુરેશ બોલ્યો:-

"તમે કેમ રડો છો ? બા ! કહેને ! મામી કેમ રડે છે ?"

"ભાઈ તારી ગિરિ મામી જતાં રહ્યાં તેથી."

"પણ તું છાનાં રાખને ! લાવ હું છાનાં રાખું ? મામી ! તમે રડશો નહિ, જુઓ, હું ગાયન ગાઉં." એમ બોલતાં સુરેશ ગાવા લાગ્યો.

કોમળ તુજ પાંખડી કમલિની જોજે ના કરમાય,
ભોગી ભ્રમરને જોઇ અલી ! ને ભાનુ ના ભરમાય;
તું મુગ્ધ વચનથી જણાવજે, નિજપતિને તારો ભાવ,
અલી ! લેજે લાખેણો લ્હાવ.

ઇચ્છે જો તુજ પ્રેમ કદી એ ભાનુ ભય હરનાર,
'પોષણકર્ત્તા તાત બરાબર' કહેજે વારંવાર;
તું હૃદય સદન શૃંગાર ભ્રમરને જાણી નિજ ભવનાવ,
અલી ! લઇ તે લાખેણો લ્હાવ.

સુરેશ ગાતો બંધ થયો. કુસુંમ ભાવસૂચક દ્રષ્ટિએ નિર્મળા તરફ જોઈ રહી. નિર્મળા ! અવાક્ રહી. "નિર્મળા ! આ તારૂંજ ગાન તને યાદ છે કે ? જો તારે શું કરવું જોઇતું હતું તે દર્શાવે છે."

નિર્મળા કાંઈ ન સમજી, કુસુમે સ્પષ્ટિકરણ કરવા માંડયું "પુષ્પને શો ઉપદેશ આપ્યો છે ? ભાનુની ઇચ્છાનો પ્રત્યુતર શું છે ? 'પોષણ કર્ત્તા તાત બરાબર.' સમજી કે ?"

"ક્ષમા કરો બ્હેન ! ક્ષમા કરો હવે મારાથી સહન નહિ થાય. હું ભૂલી. મારી ભૂલ મને સમજાઇ. બ્હે......ન ! બ્હે......ન ! મને ક્ષમા કરો"

## ત્રયોદશ પરિચ્છેદ.

## પ્રેમની પ્રતિમૂર્તિ.



રેન્દ્રે ગિરિબાળાની શોધ કરવામાં કચાશ ન રાખી. પોતાના નોકર ચાકરો ઉપરાંત બીજા પણ માણસો તેણે ગિરિબાળાની શોધ માટે મોકલ્યાં. ગિરિબાળાની શોધ માટે મોટાં મોટાં ઇનામોની લાલચો પણ આપી. કેટલાક કર્ત્તવ્યપરાયણ નોકરો પોતાની ફરજ સમજીને, તો કેટલાક ઇનામની લાલચે ગિરિબાળાની તપાસ ખંતથી કરવા લાગ્યા. ગિરિબાળા દેવમઠના સ્ત્રીસમુહમાં જાણીતી હતી; પરન્તુ પુરૂષ વર્ગ એને શી રીતે ઓળખી શકે? શોધ કરવામાં માત્ર પુરૂષ વર્ગજ હતો; તેથી કેટલીક વખત કોઈ સારી દેખાવડી કંગાલ સ્ત્રીને ગિરિબાળા જાણી તેઓ માન મરતબાથી લઈ આવતા, પરન્તુ નરેન્દ્ર પાસે લઇ જતાંજ તેઓ નિરાશ થતા. આ રીતે નરેન્દ્રે ગિરિબાળાની શોધ કરવામાં સહજ પણ કચાશ રાખી નહિ. કુસુમ ગિરિબાળાના ગયા પછી બીજેજ દિને ત્યાંથી મણિપૂર ચાલી ગઇ હતી. ગિરિકુટિરમાં માત્ર નરેન્દ્ર અને નિર્મળા બેજ જણ હતાં.

"આમ અફ્સોસ ક્યાં સુધી કરશો, વ્હાલા!" એક દિવસ રાત્રે પર્યંકપર પડેલા નરેન્દ્રને પવન નાંખતા નિર્મળા બોલી.

"મારૂં હૃદય તું શું જાણે; નિર્મળા! મારી હૃદય વેદના—ઓહ! મારાથી કહી શકાતી નથી."

"આપણે શોધ તો કરીએ છીએ, છતાં ન મળે તો આપણે શું કરીશું? આમ ચિંતામાં શરીર સુકાઇ જશે."

"નિર્મળા! મને શાન્તિ નથી. ભલે શરીર સુકાય, તેથીજ મારૂં પ્રાયશ્ચિત થશે."

"પણ વ્હાલા! કાંઇક તો વિચાર કરો—"

નિર્મળાને અટકાવતાં નરેન્દ્ર બોલ્યો:—"નિર્મળા! નિર્મળા!! જા તું આરામ લે, મને ન બોલાવ. તારી સાથે વાત કરવી પણ મને નથી ગમતી. હું અકળાઈ ગયો છું હવે હું મુઝાઉં છું, નિર્મળા!"

નિર્મળાના હૃદયપર વજ્રાઘાત થયો. "મારા પ્રાણથી પણ અધિક વ્હાલો નરેન્દ્ર આજ આવા શબ્દ બોલ્યો? અરેરે! મારી સાથે વાત

કરવી પણ નથી ગમતી ! થઇ રહ્યું. મારૂં સુખ જતું રહ્યું. શું સુખને પણ સીમા હશે ? " નિર્મળા બમાશ હૃદય થઇ પડી. તેનાં નેત્રમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. અશ્રુથી ભીંજાયલુ મુખ છુપાવી ત્યાંથી ખસી ગઈ.

" અરેરે ! મારા ભાગ્યમાં સુખજ નથી ! પિતાને ત્યાં નિરાધાર થતાં નરેન્દ્રના ઉપકારના ભુલાવામાં પડી. અરેરે ! મારી માતાની સૂચના ન માની અને આખર હવે પસ્તાવાનો સમય આવ્યો. ખરેખર ! મારૂં સર્વ નાશ થયું. પતિવ્રતમાંથી પતિત થઈ, શીયળમાંથી ચલિત થઇ, અધમ બની, બાળહત્યા સહન કરી નફ્ટ–નિર્લજ બની પાછી ગિરિકુટિરમાં આવી, પુનર્લગ્ન કરી સમાજનો તિરસ્કાર પામી, છતાં સુખ તો નજ મળ્યું. અરેરે ! પુરૂષનું હૃદય ઓળખ્યા વિના કેટલી સ્ત્રીઓ ઉપરના પ્રેમ અને ભોગ વિલાસની તૃષ્ણાએ આવી અધમ અને દુ:ખી દશામાં પડતી હશે ? મારા સૌંદર્યે મારો દાટ વાળ્યો. ઓ, મા ! તેં મને તેજ દિવસે તારી પાસે શા માટે ન લઈ લીધી ? હજીએ શા માટે નથી લેતી ? મારા નસીબમાં કોણ જાણે હજી કેટલુંય દુ:ખ લખાયલું હશે ! અરેરે ! જેને લીધે કાળજાની કોર જેવા પૂત્ર ઉપરથી પણ મોહ ઉતારી લીધો તે પણ અત્યારે મારાથી કંટાળ્યા ! નરેન્દ્ર ! નરેન્દ્ર ! ! હવે મારી શી દશા ? નિરાધારાવસ્થામાં પણ આશાના તંતુથી હું જીવતી હતી, પરન્તુ હવે શું ? હવે શો આધાર ? ગિરિ બ્હેન ! ગિરિ બ્હેન ! ! ખરેખર, તમે એક દેવીજ છો. તમે કર્યું તે કોઇથી નહિ થાય. આહા ! જ્યારે એકજ દિવસમાં મને આટલું દુ:ખ થાય છે તો, જ્યારે નરેન્દ્ર મારીજ પાસે રહેતા હતા ત્યારે તમને કેટલું દુ:ખ થયું હશે; છતાં પણ તમે તો હિમ્મત ન હાર્યાં. તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી; મારો પત્તો લાગતા સુધી દુ:ખ સહન કર્યું અને આખરે મારાં લગ્ન કરાવાનેજ સર્વ ત્યાગ કર્યું. મને અભાગિનીને તે સમયે તમારા દુ:ખનો સ્વપ્ને પણ વિચાર ન આવ્યો અને આ તેનુંજ ફળ હું હાલ ભોગવું છું. બ્હેન ! તમે જ્યાં હો ત્યાં તમારૂં કલ્યાણ થજો. " આમ વિચારમાં લીન થઇ સુતી; કેટલીકવાર થઈ પરન્તુ નિદ્રા ન આવી. ધીમે ધીમે તે વિચાર તરંગે ચઢી, છેવટમાં એવો નિશ્ચય કર્યો કે " ગિરિબાળાનો પત્તો લાગે તો તેને સુખી કરી મારે દેહ ત્યાગ કરવો. ત્યાં સુધી આ ઓશીયાળું જીવન ટકાવી રાખવું."

નિર્મળાના ગયા પછી નરેન્દ્ર વિચારમાં ને વિચારમાં સ્વપ્નવશ થયો. શ્વેત વસ્ત્ર પરિધાના ગિરિબાળાની છાયા હાથમાં માળા લઇને ગાતી તથા જંગલે જંગલ રખડતી જણાઈ:–

"મં......ગલકર જે......મમ ના...થ.
વિભુ! મં......ગલ કરજે...મમ ના...થ (૨)
નાથ! તારા જાપ દેજે,
ના થતા રાજી પદે જે, (૨)
હર! હર સ્મર-મમતા, જપતી નાથ!
હર! હર! સ્મર મમ તાજ પતિનાથ! વિભુ૦"

નરેન્દ્રની ધીરજ ન રહી. તે સ્વપ્નમાં તરતી છાયાને જોઇ આતુર બન્યો. "ગિરિ! દેવી!! ક્ષમા કર. મારા અપરાધ ક્ષમા કર. હું પાપી છું, અધમ છું, મારાપર દયા કર. અહા! તારા જેવું રત્ન મેળવ્યા છતાં હું કિંમત ન કરી શકયો. પ્રિયે! વ્હાલી! મને એકવા...ર..."

આમ બોલતો બોલતો છાયા પ્રતિ દોડયો. છાયા અદ્રષ્ય થઇ ગઇ. નરેન્દ્રનાં નેત્ર ઉઘડી ગયાં. ક્ષણ પૂર્વે જોયલી પ્રિયાની છાયા શોધવા લાગ્યો. ભ્રમિત બન્યો. "ગિરિ! ગિરિ" બૂમ પાડતો ઓરડામાં ચારે તરફ ફરવા લાગ્યો. ખીંટી પરનાં વસ્ત્રોમાં તેને ગિરિબાળાનો ભાસ થતો, તો બીજી ક્ષણે પર્યંક ઉપરની ચાદરમાં તેને તે જણાતી; ક્ષણમાં બારણા વચ્ચે ઉભેલી જણાતી તો ક્ષણમાં ઉડતી-હવામાં તરતી તેને ગિરિબાળાની શ્વેતવસ્ત્ર પરિધાના છાયા-મૂર્તિ જણાવા લાગી. તેની દૃષ્ટિ ગિરિબાળામય થઇ ગઇ. તે વિકળ બન્યો. પ્રતિ સ્થળે ગિરિબાળાને પકડવા ફાંફાં મારતો ફરવા-અથડાવા લાગ્યો.

"કયાં છે? ઉપર બોલાવે છે? ઉંચે? હા, ઉભી રહે. આવું છું પ્રિયે! આવું છું." નરેન્દ્ર ભ્રમિતની માફક બબડવા લાગ્યો. "હેં! જાય છે? નહિ. નહિ ગિરિ! જરા તો દયા લાવ! અરે હું હતભાગી પર આટલી બધી ક્રૂર ન થઇશ. આવે છે. આવીશ? આવ, આવ. હું તને જરાપણ દૂર નહિ કરૂં. નહિ. તારાથી દૂર નહિ જાઉં......ગિરિ! મારી હૃદયાધાર! એકવાર મને ભેટ-કયાં? કયાં બોલી? અહા! કેવી દૈવી શકિતવાળી? કેવી અજબ જાદુગરી! શું ગાય છે? મંગળ કામના? આહા! ગા. ગા. ગિરિ! દેવી! ગા. તારો મધુર કંઠ સાંભળવા હું કેટલો આતુર છું? હેં શું કહે છે? કહે દેવી! તારી શી આજ્ઞા છે? આરામ લઉં? તને દુઃખ થાય છે? નહિ. તને દુઃખ થાય તેમ નહિ કરૂં. તને સહજ પણ ઓછું નહિ આવવા દઉં. લે...લે...હું જો આ પર્યંક પર સૂતો. પણ તું એકવાર ગા. આહા! શું મિઠો સ્વર! શું કહે છે? શું ગાય છે.?

મં...ગલકર જે......મમ ના......થ
વિભુ! મં...ગલ કરજે...મમ ના...થ!"

નરેન્દ્ર આમ બબડતો સતો. નિદ્રાવશ થયો. નિદ્રામાં પણ તેનો આત્મા ગિરિબાળાનુંજ ચિંતવન કરવા લાગ્યો.

પ્રાતઃકાળે પણ નરેન્દ્ર તો જાગૃત દશામાં પણ તેનાં તેજ દ્રશ્ય જોયા કરતો હતો. કામકાજ, ખાનપાન આદિમાં તેનું ચિત્ત ગોઠતું નહિ. આખો દિવસ ગિરિબાળાનાજ નામનો જાપ કર્યા કરતો. આમ કરતાં કેટલાક દિવસ નિકળી ગયા, છતાં ગિરિબાળાનો પત્તો ન લાગ્યો. નરેન્દ્ર છેવટે ગૃહત્યાગ કરવાના નિશ્ચયપર આવ્યો. તેણે પોતાની સર્વ મિલ્કત પોતાની હયાતિ બાદ ગિરિબાળાને અને તેની હયાતિ બાદ સુરેશને મળે એ આશયનું વ્યવસ્થાપત્ર તૈયાર કર્યું અને દિનકરરાય પર મોકલી આપ્યું. નિર્મળાને માત્ર દર માસે રૂપિઆ સો તેના ખર્ચ માટે મળે એવી વ્યવસ્થા કરી અને પોતાના વિશ્વાસપાત્ર કાર્યભારી ચંદ્રશેખરને મિલ્કત, જાગીર વિગેરેની દેખરેખ અને હિસાબ રાખવાનું સોંપ્યું. આ બધી વ્યવસ્થાની નિર્મળાને ખબર ન પડવા દીધી. આ કાર્યથી પરવારી પોતે તિર્થયાત્રા કરતાં ગિરિબાળાની શોધ કરવાનો નિશ્ચય કર્યો. "ગિરિબાળા મળે તોજ પાછું આવવું, નહિ તો જીંદગી તિર્થયાત્રામાંજ પૂરી કરવી." એ સંકલ્પ કર્યો. દિનકરરાય પર વ્યવસ્થાપત્ર મોકલી આપી તેની સાથે નીચે મુજબ પત્ર લખ્યોઃ—

પ્રિય ભાઈ!

તમે જ્યારે મારા પુનઃલગ્ન વિષે પૂછાવ્યું ત્યારે મેં મારા વિચાર અને આશયને મળતોજ પ્રત્યુત્તર આપ્યો હતો; અને ગિરિ કરતાં નિર્મળ પ્રતિ મારા પ્રેમનો જુસ્સો તે સમયે મને વધુ જણાતો હતો; પરન્તુ જ્યારથી ગિરિ મને ત્યજીને ચાલી ગઈ ત્યારથી મારી બુધ્ધિ હરાઇ ગઈ છે, તે જતાં મારા ગૃહની લક્ષ્મી, વિદ્યા, સંપત્તિ, ઐશ્વર્ય, સુખ, શાન્તિ જે ગણો તે સર્વ ચાલ્યું ગયું છે. એ તો ઠીક, પણ વ્હાલા ભાઈ! મારા હૃદયમાંથી પણ કોઈ વસ્તુ મેં ગુમાવી છે. શું ગુમાવ્યું છે તે હું સમજી શકતો નથી; પરન્તુ જેમ કોઇ મનુષ્યની કોઈ ચીજ ખોવાઈ ગઈ હોય અને તેના વિના તે બ્હીલો બ્હીલો ફરે તેવી મારી દશા થઈ પડી છે. મને સમજાતું નથી કે મારે શું કરવું. ગિરિ જવાથી મારી દ્રષ્ટિ મર્યાદામાંથી સુખ નામે અદ્રષ્ય થયું છે. સુખ કોને કહેવું તે પણ હું ભૂલી ગયો છું. નિર્મળા પ્રતિ પણ મને અણગમો થાય છે. ગિરિબાળાની શોધ અવિરામ ગતિએ કરાવું છું; પરન્તુ પત્તોજ લાગતો નથી. મને એમ લાગે છે કે તેણે આત્મહત્યા કરી હશે. હવે મારે શું કરવું? એના વિનાનું જીવન વેઠ જેવું લાગે છે. સર્વ વિચારો કરતાં છેવટ હું એવા નિશ્ચયપર આવ્યો છું કે મારે પોતેજ તિર્થયાત્રાઓ કરી કોઈ પણ રીતે મારા કરેલાં પાપનો પશ્ચાતાપ કરતાં આ દેહ પાડવો. ગિરિએ જરૂર દુઃખથી કાયર થઈને આત્મહત્યા કરી હશે. જો ઈશ્વર ફરી એક વખત તેની સાથે મેળવશે, તો તો હું તેને લઈને પાછો ફરીશ; નહિ તો હવે નરેન્દ્રને તમે ફરીથી નહિ જુઓ. આ સાથે મારી જે કંઈ મિલ્કત છે તેનું વ્યવસ્થાપત્ર તમારા તરફ બીડયું છે. ભાઈ! હું સર્વની

દ્રષ્ટિમાં અપરાધી ઠરી મૂકયો છું. અન્ય તો શું પણ મારી કુસુમ પણ મને અપરાધીજ ગણે છે. હવે હું રજા લઈશ. જો મારા પર દયા આવતી હોય તો પત્ર લખશો. એજ.

લી૦ ચિરદુઃખી,

નરેન્દ્ર."

પત્રમાંના સમાચાર જાણી, પોતાના ભાઇની આ દશા જોતાં કુસુમનો વાત્સલ્ય ભાવ ઉભરાઇ આવ્યો. તે રડવા લાગી. તેને નિશ્ચયજ થઇ ગયો કે નરેન્દ્ર હવે આત્મહત્યા કરશેજ પણ દિનકરરાયે તેમ નહિ થાય એવી ખાત્રી આપી અને નરેન્દ્રને વળતો પત્ર લખ્યો.

"ભાઇ નરેન્દ્ર!

તમારો પત્ર તથા વ્યવસ્થાપત્ર મળ્યું છે. તમારો પશ્ચાતાપ વાસ્તવિક છે; પરન્તુ નિરાશ થશો નહિ. તમે પોતેજ વિચાર કરો કે જ્યારે નિર્મળા ગિરિના કરતાં વધુ પ્રિય હતી, ત્યારે હાલ ગિરિ કેમ વધુ પ્રિય થઈ પડે છે? કારણ તમે નિર્મળાના પ્રેમને ચ્હાતા ન હતા, નિર્મળાના સદ્‌ગુણને ચ્હાતા ન હતા, પણ તેના સૌંદર્યને ચ્હાતા હતા. સૌંદર્ય એ એક એવી વસ્તુ છે કે દિન પ્રતિદિન તેમાં ઘટાડો થતો જાય છે. જેમ જેમ વય વધે છે તેમ તેમ સૌંદર્ય ઘટે છે; પરન્તુ પ્રેમ–ગુણને અંગે–ચાહનાને અંગે ઉદ્‌ભવેલો પ્રેમ દિન પ્રતિદિન વધે છે. કારણ, અનુભવ મળતાં ગુણમાં વૃદ્ધિ થાય છે અને જેમ જેમ કાંઇક નવિન પ્રિય વસ્તુ જોવામાં આવે છે તેમ તેમ તેના પ્રતિ પ્રિતિ–પ્રેમ વિશેષ દ્રઢ થાય છે. તમે નિર્મળાને સૌંદર્ય માટે ચ્હાતા હતા, તે સૌંદર્ય તમારા આજ સુધીના ઉપભોગથી હવે તમને મોહક લાગતું નથી. તેમાં નવિનતા જણાતી નથી. તે મોહકતા નષ્ટ થવા સાથે તમને અણગમો ઉત્પન્ન થયો છે. ગિરિને તમે પ્રેમ-સદ્‌ગુણથી ઉદ્‌ભવેલા પ્રેમથી ચ્હાતા હતા; અને તેથી તેના ગુણમાં જેમ જેમ વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તમને તેના તરફ વધુ પ્રેમ ઉદ્‌ભવે છે. આટલા દિવસની તેની સહનશીલતાનો તમને ભાસ પણ ન થયો, પરન્તુ તે જતાં તેની સહનશીલતા તથા તમારા સુખ માટેની કાળજી, પોતાનો આત્મભોગ એ સર્વ તમને સમજાયું; અને જેમ જેમ તમે એ બાબતનો વિચાર કરશો તેમ તેમ તેના તરફ વધુ પ્રિતિ–પ્રેમ ઉત્પન્ન થશે. નિર્મળા તરફ તમને જે લાગણી ઉત્પન્ન થઈ હતી તે પ્રેમ ન હતો. તમે ભલે તેને પ્રેમનું નામ આપો પણ તે સત્ય પ્રેમ ન હતો. તે મોહ હતો–વિકાર હતો–ઇન્દ્રિયતૃપ્તિની ઈચ્છા હતી. તમારી વિષયવાસના અને ભોગલાલસા હતી. ગિરિબાળા પ્રત્યેની તમારી લાગણી પ્રેમ છે. શુદ્ધ પ્રેમ છે; અને તે પ્રેમનો પ્રતાપ તમે હમણાંજ જાણતા થયા છો.

કદાપિ તમને શંકા થશે કે નિર્મળા તરફની લાગણી તે પ્રેમ કેમ ન કહેવાય? તો મારી મત્યાનુસાર હું કાંઇક સ્પષ્ટિકરણ કરું છું. પ્રેમ હમેશાં પવિત્ર વસ્તુ છે. તેનો પ્રવાહ મનુષ્યને શુદ્ધ બનાવે છે. પોતાના પ્રાણથી પણ અધિક સ્નેહ, અધિક લાગણી પોતાના પ્રેમપાત્ર માટે થાય છે. પોતાના પ્રેમપાત્ર માટે આપણે આપણું આત્મ સમર્પણ કરીએ છીએ. આવા પ્રેમપાત્રને દુભવવા તમારી હિમ્મત ચાલશે ખરી કે? તમે તેને દુભવવાનો વિચાર માત્ર પણ કરી શકશો ખરા કે? ઇતિહાસોમાં આપણે ઘણી વખત વાંચીએ છીએ કે અમુક સ્ત્રી યા પુરૂષે પોતાના પ્રેમપાત્ર માટે પોતાનો પ્રાણ આપ્યો. આવે પ્રસંગે પોતાનો પ્રાણ અર્પ્યો, પછી શું તે સ્ત્રી યા પુરૂષ પોતાના પ્રેમપાત્ર પાસેથી

કોઇ પણ પ્રકારનું સુખ પ્રાપ્ત કરી શકે છે ખરૂં કે? નહીજ; છતાં શા માટે તે પ્રાણ અર્પે છે પોતાના પ્રેમ માટે. પ્રેમ નિઃસ્વાર્થી છે. પ્રેમ શુધ્ધ અને સત્ય છે. પ્રેમમાં લાલસા નથી, મોહ નથી, વિષયવાસના નથી, આવાં ઉચ્ચ કોટિનાં પ્રેમીઓ વિખૂટાં પડી શકતાંજ નથી. તેઓ એક બીજાની ઇચ્છા વિરૂધ્ધ કાર્યો કરી શકતાંજ નથી. વળી કેટલીક વખત એવા પણ દાખલા જોવામાં આવે છે કે અમુક પુરૂષ અથવા સ્ત્રી પોતાના પ્રેમપાત્ર તરફથી વળતો પ્રેમ ન મેળવી શકે તો તેના વૈરી–દુશ્મન બની રહે છે. આવા દાખલાઓમાં આ લાગણીને શું તમે પ્રેમ કહી શકશો? કદી નહિ. પ્રેમનો–શુધ્ધ દાખલો જોવો હોય તો તે તમારા સમક્ષ તાજોજ છે. ગિરિબાળા પ્રતિ દ્રષ્ટિ કરો. તે તમારા ઘરની દેવી હતી. પ્રેમનીજ પ્રતિમૂર્ત્તિ હતી. તમારા તરફ તેનો કેટલો પ્રેમ? જ્યારે તેણે જાણ્યું કે નિર્મળા વિના તમને સુખ થનાર નથી, ત્યારે તેણે કેવી ભિષણ પ્રતિજ્ઞા કરી? શુધ્ધ પ્રેમ વિના અન્ય કોણ આવી પ્રતિજ્ઞા કરી શકે? તેણે તે પ્રતિજ્ઞા પૂર્ણ કરી· તમને સુખી કરવામાં પોતાનું સ્વાત્માર્પણ કર્યું. જીવન ધૂળધાણી કરી નાખ્યું. ઉગતી આશા અને આશયોને કાપી નાખ્યાં–મૂળમાંથી છેદી નાખ્યાં. તમારો માર્ગ નિષ્કંટક કર્યો અને પોતે શારિરીક, આર્થિક, માનસીક સર્વ ઉપાધીઓના ભોગ થવાનું કબુલ કર્યું. આ બધું શા માટે? માત્ર તમારા ઉપરના તેના અચળ પ્રેમને લીધે. તે આત્મ હત્યા કરે એવો વિચાર પણ તમે કેમ કરી શકો છો? જે તમને આટલી હદ સુધી ચ્હાય, તે તમારા દર્શન કર્યા સિવાય કેમ રહી શકે? અરે! તમારો ત્યાગ પણ શી રીતે કરી શકે? તે હયાતજ છે–જીવંત છે. માત્ર તેને શોધવાનીજ જરૂર છે. તે સ્વતઃ પાછી આવશે. ગુપ્ત રીતે પણ તમારા દર્શન વડેજ જીવશે.

નરેન્દ્ર! પ્રેમની વ્યાખ્યા ગૂઢ છે. ઉપરના વિવેચનથી તે કાંઇક અંશે સમજાશે. હતાશ ન થતાં ગિરિબાળાની શોધ કરો. તમારા ગૃહની લક્ષ્મી–તમારી દેવી પાછી મેળવો. કોઇ પણ બાબતમાં ઉતાવળું પગલું ન ભરતા જે કરો તે શાન્તિથી કરશો.

લી. તમારો સ્નેહબદ્ધ,
હિનકર."

નરેન્દ્રને પત્ર મળ્યો, વાંચ્યો. મનમાંજ બબડયોઃ–"એજ પ્રેમની પ્રતિમૂર્ત્તિ."

## ચતુર્દશ પરિચ્છેદ.

### પ્રણય કસોટી.


ગિરિબાળા ગિરિકુટિરનો ત્યાગ કરી નિકળી તે સમયે રાત્રિના બે વાગ્યા હતા. કોઇ પણ પ્રકારના નિર્ણય વિના ભાવિ જ્યાં લઇ જાય ત્યાં જવા તેયાર થયેલી દુઃખી સ્ત્રી રાત્રિના અંધકારમાં માર્ગ કાપવા લાગી. કુટિર છોડી બહાર નિકળી, પરન્તુ તેનો પગ ઉપડયો

નહિ. કેટલાંય વર્ષથી પોતે જે સ્થળનું સ્વામિત્વ ભોગવ્યું, જે ગૃહમાં પોતે પોતાના સ્વામિ સાથે વિધવિધ પ્રકારના વિલાસ વૈભવ ભોગવ્યા, જે ઉદ્યાનનાં પુષ્પો અને વૃક્ષોને અત્યંત મમતાથી પોષ્યાં-ઉછેર્યાં, તેને છોડી જતાં કોનું હૃદય ન દ્રવે? જેને પોતાનું જીવન સર્વસ્વ માની લીધો, જેના વડે પોતાનું જીવન ઉજ્વળ ગણાતું હોય, જેના નામ સ્મરણ માત્રથીજ પોતે આનંદમાં દિવસ નિર્ગમન કરતી હોય, જેના દર્શનથી પોતાનો ઉદ્ધાર માની લેતી હોય, તેવા પોતાના દેવ સ્વરૂપ પતિને ત્યજી જતાં કયી સાધ્વી સ્ત્રીનાં નેત્રમાંથી અશ્રુના ધોધ ન વહે? કયી પવિત્ર ચારિત્રાનું હૃદય ચિરાઇ ન જાય? ગિરિબાળા રડી-છાતી ફાટ રડી. પણ તેનું રૂદન તે વખતે અન્ય મનુષ્યો જેવું ન હતું. તેની આંખમાંથી અશ્રુ વહેતાં હતાં તેના કરતાં તેનું હૃદય છાનું છાનું પણ અત્યંત રડતું હતું. કુટિરમાંથી નિકળતાં એક વખત ફરી કુટિર તરફ દ્રષ્ટિ કરી, તેમજ નરેન્દ્રના દિવાનખાના તરફ પણ નજર કરી. આહા ! તે નજરમાં કેટલી મમતા ભરી હતી! કેટલી મીઠી અમૃતમય તે દ્રષ્ટિ હતી! હૃદયથી પતિને પ્રણામ કર્યા. ગિરિકુટિર, તેનાં વાસીઓ, ઉદ્યાન સર્વને અંતરથી આશિષ આપતી ચાલી નિકળી. વળી વળી પાછું જોવાનું ઘણી વખત મન થતું, પગ ઉપડતા નહિ, હૃદય નરેન્દ્ર પાસે ખેંચાતું; પરન્તુ બળાત્કારે અંતઃકરણ પર અંકુશ રાખી ત્યાંથી નિકળી. આ વખતે તેના હૃદયમાં કોઇપણ પ્રકારના સંકલ્પવિકલ્પ ન હતા; માત્ર નરેન્દ્રના નામનોજ જાપ જપતી તે રસ્તો કાપતી હતી.

પ્રાતઃકાળે જ્યારે કુટિરવાસીઓને તેના જવાની ખબર પડી, ત્યારે તો તે કેટલેય દૂર નિકળી ગઇ હતી. રાત્રિના અંધકારમાં વિજન અને અજ્ઞાત પથે ચાલતાં તેનાં વસ્ત્રો ઝાડમાં, કાંટામાં ભરાઇ ફાટી ગયાં હતાં. તેના શરીરપર સૌભાગ્યના ચિન્હ વિના અન્ય અલંકારો ન હતા. તેના વાળ છુટા થઈ આમતેમ ઉડતા હતા. ગમે તેવો પરિચિત મનુષ્ય પણ તેને ન ઓળખે એવી તેની સ્થિતિ થઇ પડી હતી. અવિરામ ગતિએ તેણે બીજા દિવસના બાર વાગ્યા સુધી ચાલ ચાલ કર્યું. ક્યાં જવું છે તેનો પણ નિશ્ચય ન હતો. જ્યાં જવાય ત્યાં જવું એવો નિશ્ચય કરી નિકળેલી બિચારી દુઃખી ગિરિબાળાને ગામનો કે જંગલનો માર્ગ પણ સમજાતો નહિ; એટલુંજ નહિ પણ કોઇને પૂછવાની પણ તે દરકાર કરતી નહિ; કારણ કે તેને અમુક ધારેલે સ્થળે જવાનું નહતું. તેમ કદાચ કોઈ ઓળખે, તે પણ ભય હતો.

બપોરનો સમય થયો તે વખતે તે એક નદિ કિનારે જઇ પહોંચી.

ધરતી બેઠી. કેટલીકવારે ઉઠી નજીકમાંથી જે મળ્યાં તે ફળફળાદિથી ક્ષુધા શાન્ત કરી આગળ ચાલી. આ રીતે દિન પર દિન જવા લાગ્યા; અને એક પછી એક એમ પવિત્ર તિર્થ સ્થળોમાં પર્યટણ કરવા લાગી. કોઇ કોઇ સ્થળે સત્પુરૂષોનો સંઘ પણ તેને મળી જતો. વિકટ માર્ગ તેમની સાથે રહી કાપતી; પરન્તુ સરળ માર્ગ આવતાંજ તેમનાથી છુટી પડી જતી. કોઇના વધુ સસંર્ગમાં તે આવતીજ નહિ.

સંધ્યા સમય વિત્યો; ગગન મંડળમાં નિશાપતિ અંધકાર સાથે યુદ્ધ કરી તેને હઠાવતો આગળ વધતો હતો. જેમ શત્રુનો પરાજય કર્યા પછી વિજેતાના દૂતો શત્રુની રાજ્યધાની તથા અન્ય શહેરોનો કબજો લઇ લે છે તેમ અંધકારનો નાશ કરતા ચંદ્રના દૂતરૂપે ચન્દ્રિકા વિશ્વના ખૂણાખોચરામાં પણ પ્રવેશ કરતી હતી. મંદમંદ પવન જાણે ચંદ્રની વિજય ઘોષણા કરતો હોય તેમ વૃક્ષરાજીના પત્રસમુહ સાથે મળી અમુક પ્રકારનો ધ્વનિ કરતો હતો. રાત્રિવિકાસી કુમુદો ખીલ્યાં હતાં, જ્યારે દિનકરનાં માનીતાં કમળો, તેમાં સપડાયલા ભ્રમરના હાલવાથી હાલતાં–ડોલતાં હતાં. નિશાચર પ્રાણીઓ મંદમંદ સ્વરે ધ્વનિ કરતાં રાત્રિના સામ્રાજ્યનાં ગાન કરતાં જણાતાં હતાં. મદમસ્ત ચન્દ્રિકાના સામ્રાજ્યમાં ગિરિબાળા એક નિર્મળસલીલા નદિના કિનારાપર ઉભી હતી. તેનાં શુભ વસ્ત્રો, છુટા કેશ તથા અલંકાર વિનાનો દેહ તેને વનદેવી તરીકે ઓળખાવતો હતો. ચન્દ્રિકાના મંદ પ્રકાશમાં પણ તેના ભાલપ્રદેશપરનું પવિત્ર તેજ જણાતું હતુ. તેના મુખમંડળપર અલૌકિક પ્રકારનો પ્રભાવ દેખાતો હતો. શાન્તચિત્તે ઉભી ઉભી ચન્દ્ર સામે જોયા કરતી હતી. તે ઘડીકમાં કાંઇક બોલતી તો ઘડીકમાં મૌન રહેતી હતી. તેનાં નેત્રમાંથી અમૃતમય ઝરણુ વહેતું હતું. તે ઝીલનાર હતભાગી નરેન્દ્ર તે સમયે ત્યાં નહોતો; જેથી તે ઝરણુ માત્ર ચન્દ્રના પિયુષ સાથે મળી જતું હતું.

" વિશ્વના વિશ્રામરૂપ મનાતા વ્હાલા વીરા ! તારી દૂરદર્શી દ્રષ્ટિ મારા પતિદેવ પ્રતિ ફેંક, અને મારાવતી તેમના ચરણમાં મારા પ્રણામ-કોટિ કોટિ પ્રણામ કહે. તેમના હૃદયપ્રદેશમાં ઉઠતા તરંગો તારી અમોઘ શક્તિ વડે મને જણાવ. કહે વીર ! તે આનંદમાં છે ને ! "

સહજવાર અટકી, જાણે પ્રત્યુત્તરની રાહ જોતી હોય તેમ તેના પ્રતિ જોઇ રહી. વળી પાછી બોલી:–" આહા ! આ સુંદર ચન્દ્રિકામાં અમે કેવાં ફરતાં–આલ્હાદતાં હતાં ! પતિ ! પતિ ! ! મારા પરથી તમારો

પ્રેમ ન ખસેડશો. મારા દોષ સામે ન જોશો. હે પ્રભુ ! મને પ્રતિજન્મે એજ પતિ અર્પજે. એમનું મંગલ કરજે. હે સર્વ શક્તિમાન પરમાત્મન્ ! હંમેશાં એમનું મંગલ કરજે ! " આમ બોલતી પદ્માસન વાળી ત્યાંજ બેસી ગઇ, અને ધીમે ધીમે ગણુગણુવા લાગી.

" હરી ! હરી ! ! કરજે નિશદીન મંગળ પ્રિય મમ ના...થનું...રે (૨)
તું ત્રાતા છે ત્રિભુવન સહુનો, એ ભર્તા મમ હૃદયમંદિરનો (૨)
તુજમાં, તેમાં, ફેર ન જાણું, અલ્પ હું...રે... ... ... ... હરી! ૦
તારા, સૂર્ય, નિશાપતિ સર્વે, જે ચાલે તુજ ઇચ્છા વેગે, (૨)
તેને પણ તું પ્રેર સદા પતિ હિતમાંરે... ... ... ... ... હરી૦,
એક છતાં તુજ વિભૂતિ વ્યાપી, મમ પતિ શક્તિ મમ હૃદય સાચી (૨)
અણુ અણુ પ્રસરી વિભૂતિ, શુભ મમ નાથનીરે... ... ... હરી૦',

ગાતાં ગાતાં ઉઠી અને ભ્રમિતચિત્તાની માફક વળી ચાલવા લાગી. તેને કોઇપણુ પ્રકારનો કાર્યક્રમ હતોજ નહિ. જ્યારે ત્યારે ગાંડાઘેલા શબ્દોમાં હૃદયના ઉદ્‌ગારો કાઢતી અને પતિની મંગલકામના કરતી. દિવસ યા રાત્રિનું ભાન રાખ્યા વિના જે સમયે જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં નિડરપણે જતી. કોઇપણુ પ્રકારનું જો તેને ભાન કે જ્ઞાન હોય તો તે માત્ર પોતાની ધર્મપ્રિયતા અને પતિની મંગલકામનાનું જ હતું. ખાવાપીવાનું કે નિદ્રા આદિની ચિંતા તેણે ત્યજીજ દીધી હતી. દિવસે દિવસે તેના શરીરમાંથી, આહારાદિની અવ્યવસ્થાને લીધે શક્તિ ક્ષિણુ થતી જતી હતી, શરીર સુકાતું જતું હતું, આંખો ઉંડી પેસી જતી હતી અને તેના મુખ ઉપર ખાડા પડતા જતા હતા; છતાં તેના મુખ ઉપરનું તેજ તેટલાજ પ્રમાણુમાં ઝળકતું હતું. તેની પવિત્રતા, ઉચ્ચતા તેના ચ્હેરાપર પ્રકાશી રહેતી હતી. જ્યાં જ્યાં તે જઇ ચઢતી ત્યાં ત્યાં તેને ઘણું માન મળતું. દેવી તરીકે તે પુજાતી, ફળફુલાદિ તેને ઉપાહાર માટે અર્પણુ થતાં; પરન્તુ ગિરિબાળાને તે સર્વની શી જરૂર હતી ? અનાયાસે ઉપાહારાર્થે કાંઇક આવી મળે તેમાંથી પણુ જરૂર પૂરતું ગ્રહણુ કરતી; બાકીનું ત્યાંજ પડતું મુકી આગળ ચાલી જતી. આ પ્રમાણે સ્વચ્છંદ રીતે ગમન કરતી ગિરિબાળાએ કેટલાય માસ મુસાફરી કરી.

પ્રિય પાઠક ! હવે આપણે નરેન્દ્ર તરફ સહજ દૃષ્ટિ ફેરવીએ. પ્રેમની પ્રતિમૂર્ત્તિની શોધ માટે નરેન્દ્ર જાતે નિકળ્યો. તેના હૃદયમાં અહર્નિશ ગિરિબાળાનુંજ ચિંતવન થયા કરતું હતું. " તે કયાં હશે ? શું કરતી હશે ? કેવી દશામાં હશે ? તેની શારિરીક સ્થિતિ કેવી હશે ? તેની સંભાળ કોણુ લેતું હશે ? અરે ! તે બિચારીએ કુટિર-

માંથી બહાર પગ પણ મુકયો ન હતો, હાલ તેની શી દશા થઇ હશે ? મારા હતભાગીના દુષ્ટાચારથી તે બિચારીની આ દશા થઈ! હવે તે કયાં મળે ?" આવા આવા વિચારો રાત્રિ દિવસ તેના મનમાં ઘોળાયા કરતા, સહજ પણ તેને ચેન પડતું નહિ. એક તિર્થમાંથી બીજા તિર્થમાં એમ પ્રત્યેક સ્થળે તે ભટકવા લાગ્યો; ગુપ્ત રીતે ગિરિબાળાની તપાસ કરવા લાગ્યો; પરન્તુ તેનો પત્તોજ ન લાગ્યો. કેટલીક વખત તો હવે શું કરવું ? એ વિચારમાં તે લીન થઈ જતો ત્યારે આજુબાજુનું બધું ભાન ભૂલી જતો. જ્યારે તે આ રીતે એજ વિચારમાં ગિરિબાળાના ચિંતવનમાં—એકાગ્ર બની જતો, ત્યારે પેલા સ્વપ્નના ગાનનાઃ—

"મંગળ કરજે મમ ના......થ,
વિભુ ! મંગળ કરજે મમ ના......થ."

એ શબ્દો તેના શ્રવણપટે અથડાતા. ચારે દિશામાં જ્યાં જ્યાં દ્રષ્ટિ જાય ત્યાં ત્યાં તે ગિરિબાળાનીજ મૂર્ત્તિ જોતો, અકળાતો—ગભરાતો અને છેવટમાં બાળક પેઠે રડી પડતો. આવી રીતે કેટલાય દિવસ તિર્થોમાં ગાળ્યા. વળી પાછો થાકીને ઘેર આવ્યો અને પોતાના જેટલાં સ્નેહી સંબંધીઓ હતા તે સર્વને દેશ પરદેશ ગિરિબાળાની શોધ કરવાની ભલામણો લખી ચૂકયો. પાંચ દશ દિવસ દેવગઢમાં રહ્યો, પણ તેને ચેન ન પડયું. પોતાના મુનિમને પોતાના નામના સર્વ પત્રો પોતે જ્યાં હોય ત્યાં મોકલી આપવાની ભલામણ કરી પાછો તિર્થયાત્રાર્થે નિકળી પડયો. જતી વખતે તેણે પોતાના મુનિમને પોતાનું કાશીનું ઠેકાણું આપ્યું હતું અને ત્યાર બાદ ત્યાંથી જ્યાં જવાનું હોય ત્યાં ગયા બાદ જણાવવાનું કહી ગયો હતો.

નરેન્દ્રના ગયા પછી દશ બારેક દિવસે મુનિમજી ચંદ્રશેખરને નરેન્દ્રના નામનો એક કાગળ મળ્યો; ચંદ્રશેખરે તે તેજ દિવસે કાશીના શિરોનામે મોકલ્યો; પરન્તુ નરેન્દ્ર ત્યાંથી મથુરાં જવા નિકળી ચૂકેલો હોવાથી પત્ર રખડતો રખડતો, પાછો આવ્યો. જે દિને પત્ર પાછો આવ્યો તેજ દિને ચંદ્રશેખરને નરેન્દ્ર તરફથી મથુરાંના ઠેકાણાનો પત્ર મળ્યો જેથી ચંદ્રશેખરે તે પત્ર પાછો મથુરાં મોકલી આપ્યો. નરેન્દ્રને તે પત્ર મળતાં કુદરતિજ કાંઇક આશા ઉત્પન્ન થઇ. તેણે પત્ર ફોડયો અને શરૂઆતથી વાંચવાને બદલે પ્રથમ લખનારનું નામ જોયું. લખનારનું નામ "બ્રહ્મચારી ભાસ્કર" હતું. "આ પત્રમાં ગિરિના સમાચાર હોયજ નહિ; પરન્તુ જોઉં તો ખરો કે એ બ્રહ્મચારી કોણ છે અને શું લખે છે." આમ વિચાર કરી પત્ર વાંચવા માંડયો.

આષાઢ કૃષ્ણ સપ્તમી,

"મહાશયજી નરેન્દ્રરાય!

આ પત્ર મળે કે તરતજ વિમળપૂર આવજો. એક પળનો પણ વિલંબ કરશો નહિ. સાધ્વી દેવી ગિરિબાળા મૃત્યુશય્યામાં તમારાં દર્શન ઇચ્છે છે. મૃત્યુ પૂર્વે તમારાં દર્શનની ઘણીજ ઇચ્છા રાખે છે. જો વિલંબ કરશો તો મને ભય રહે છે કે કદાચ તે તમારાં દર્શન કરવા ભાગ્યશાળી નહિ બને. માંદગી ભયંકર છે, નરેન્દ્રરાય! સાધ્વી સ્ત્રી મૃત્યુ સમયે શું ઇચ્છે? અને એનું ઇચ્છિત મૃત્યુ સમયે પ્રાપ્ત ન થાય તો તેને કેટલું દુઃખ થાય? મારી માતાતુલ્ય દેવીના વતી હું આપને કોટી પ્રણામ સહ વિનવું છું કે એમના ગમે તેટલા અપરાધ હોય તે સર્વ ક્ષમા કરી આ પત્ર મળવેથી તુરતજ આપ અત્રે પધારી એમને દર્શન આપો.

લી૦ શુભેચ્છક,

બ્રહ્મચારી ભાસ્કર.

ઠે૦ બ્રહ્મકુટિર, વિમળપુર."

નરેન્દ્રે ઉલટાવીને પત્ર બે ચાર વખત વાંચ્યો. જેને પોતે આજ કેટલાય માસથી શોધતો હતો, જેની પાછળ પોતે દિવાનો બન્યો હતો તેના સમાચાર આમ અનાયાસે એક અપરિચિત મનુષ્ય દ્વારા મળવાથી તેના હર્ષનો પાર ન રહ્યો. "તેની મૃત્યુ શય્યાપર પણ મને તેનાં દર્શન થશે. તેના ચરણમાં મારૂં મસ્તક મૂકી મારા અપરાધોની ક્ષમા માગીશ" આદિ વિચારોમાં તે દિવાના જેવો બની ગયો. પાંચ છ વખત કાગળ વાંચ્યા પછી અચાનક તેના મૂખમાંથી ઉદ્દગારો નિકળી પડયાઃ—"હે પ્રભુ! હું ગાંડો બની જઇશ; એક ઘડી તો મને શુદ્ધિમાં રાખ." ખરેખર! એમજ બન્યું. તેણે તરતજ પોતાના નોકરને બોલાવી વિમળપૂર જવાની આજ્ઞા કરી. મથુરાંથી વિમળપૂર દિવસમાં એકજ રેલવે ટ્રેન જતી હતી. આજે વખત થઈ ગયો હતો; રેલવે ગાડીદ્વારા જતાં બે દિવસનો રસ્તો હતો; પરન્તુ પગ રસ્તે બળદ ગાડીમાં જતાં ત્યાં ત્રીજે દિવસે પહોંચાતું હતું. નરેન્દ્રે પગ રસ્તે જવાની આજ્ઞા આપ્યા બાદ તરતજ તે બેશુદ્ધ બની ગયો. તેના મસ્તકપર લોહી ચઢી ગયું અને શરીરમાં તાવ ભરાઇ આવ્યો. નોકરોને એક વખત આજ્ઞા થઇ એટલે તેમણે તેનો અમલ કરવોજ જોઇએ, જેથી તરતજ મુસાફરીની શરૂઆત થઈ. ઇશ્વર કૃપાએ ત્રીજે દિવસે નરેન્દ્રને તાવ ઉતર્યો અને તેજ દિવસે સાંજે તેઓ વિમળપૂર પહોંચ્યાં. વિમળપૂરથી બ્રહ્મચારી ભાસ્કરે લખેલો પત્ર નરેન્દ્રને દશ દિવસ પછી મળ્યો હતો. જ્યારે તે વિમળપૂર પહોંચ્યો ત્યારે શ્રાવણ શુક્લ પંચમી હતી. વિમળપૂર પહોંચતાંજ નરેન્દ્રે બ્રહ્મકુટિરની તપાસ કરી; પરન્તુ તેને જણાયું કે ત્રણ દિવસ અગાઉ બ્રહ્મકુટિર બળી ગઇ હતી, તેમાં વસનાર વ્યક્તિઓ સંબંધી પૂછતાં

એક વૃદ્ધ મનુષ્યે જવાબ દીધો કે "વૈદ્યરાજ વિશ્વનાથ તેમના સંબંધી ખબર આપશે." આથી તે વૈદ્યરાજનું ઘર પૂછતો ત્યાં ગયો. વૈદ્યરાજ ઓટલા પરજ બેઠા હતા ત્યાં જઇ નરેન્દ્રે પૂછ્યું. "બ્રહ્મકુટિરમાં વસનારાં સંબંધી આપ કાંઈ જાણો છો? ત્યાં કોઇ બાઇ હતી?"

"ભાઇ! તમે કોઈ પરદેશી જણાઓ છો. આવો, બેસો. બ્રહ્મ-કુટિરમાં આજ એક માસથી એક ગિરિબાળા નામની કોઇ બાઇ આવી હતી. બિચારી ઘણીજ માંદી હતી; મારી દવાથી તેને સહજ આરામ થયો હતો........."

"શું ત્યારે ગિરિબાળા જીવે છે?" નરેન્દ્ર વચમાંજ બોલી ઉઠયો.

"ભાઇ! જરા મારૂં કહેવું સાંભળો. બ્રહ્મચારી ભાસ્કરે તેની સારવારમાં એક બીજી બાઇને રાખી હતી; પરન્તુ ચારેક દિવસ પહેલાં તે કુટિરમાં આગ લાગી અને સર્વ બળી ગયું. બ્રહ્મચારી તથા પેલી બાઇનો પત્તો લાગ્યો નથી. બીજે દિને તે બળેલી કુટિરમાંથી એક સ્ત્રીની લાશ અર્ધ બળી ગયેલી મળી આવી હતી, જેથી તે ઓળખાત ન હતી, પણ અમે ધારીએ છીએ કે જે બાઇ માંદી અને અશકત હતી તેજ તે હોવી જોઇએ." આ શબ્દો સાંભળતાંજ નરેન્દ્ર બેબાકળો ગાંડા જેવો બની ગયો અને તેના હોશકોશ ઉડી ગયા.



## પંચદશ પરિચ્છેદ.



### સમાજસેવા.



નિહાલ સિંહના અધિકારમાંના સર્વ પ્રદેશમાં તમામ પ્રકારની વ્યવસ્થા કર્યાબાદ નવલે પ્રજાની ઉન્નતિનો પ્રશ્ન હાથમાં લીધો. કેળવણીનો ક્રમ તેણે એવો તો ઉત્તમ ગોઠવ્યો હતો કે જેથી તેનો પ્રચાર થોડે ખર્ચે મોટા પ્રમાણમાં થવા લાગ્યો. હુન્નરઉદ્યોગ તેમજ રસાયણ અને યંત્રાદિનાં પરભાષા તથા સંસ્કૃત ભાષાનાં પુસ્તકોનું ગુજરાતીમાં ભાષાન્તર કરાવી શાળાઓમાં તે પુસ્તકો દાખલ કર્યાં. પરન્તુ ગામડામાં ખેતીકાર તથા અન્યવર્ગ ને કેળવણી ઉપરાંત ઉચ્ચ સંસ્કારો પાડવાના વિચાર તેના મનમાં થવા લાગ્યા. તે અરસામાં શ્રીમતી હૈમવતીનું આગમન ત્યાં થયું. સ્વામી શ્રી અખંડાનંદે તેને માટે ખાસ ભલામણ કરી. આથી હૈમવતીને જોઇતી સગવડ

મલી એટલુંજ નહિ પરન્તુ નવલને પણ પોતાના ભાવિ કર્ત્તવ્યમાં તેની મદદ મળવા રૂપ ઉત્તેજન મળ્યું.

હેમવતીએ પોતાનું કાર્ય ઉપાડયું તેમાં માલતી, સુલોચના તથા ચંપકલતાએ પણ પૂર્ણ ઉત્સાહથી ભાગ લેવા માંડયો હતો. પ્રથમ હેમવતીએ કેવળ ગરીબ વર્ગને સુધારવાનું કાર્ય હાથમાં લીધું. પોતે પોતાની મદદનીશ બહેનો તથા કન્યાશાળાની બાલિકાઓ સાથે ગરીબ લત્તાઓની મુલાકાત લેવા માંડી; ગરીબ સ્ત્રીઓ તથા બાળાઓને સર્વથી પ્રથમ સ્વચ્છતાના પાઠ શીખવવા માંડયા. સ્વચ્છતાથી થતા ફાયદા તથા શરીરની આરોગ્યતા અને સુઘડતા તરફ તેમનું ધ્યાન ખેંચ્યું. "ગરીબોને નવાં વસ્ત્ર મળવાં દુર્લભ હોય પણ તેથી વસ્ત્રને ધોઈને સ્વચ્છ રાખવાનું કાર્ય દુર્લભ ન હોય. ફાટેલાં હોય કે ટુંકાં હોય પરન્તુ સ્વચ્છ હોય તો તેમાં સુઘડતા છે પરન્તુ સારાં, વગર ફાટેલાં પણ મેલામાં સુઘડતા નથી. સ્વચ્છતાના પૈસા બેસતા નથી પરન્તુ સ્વચ્છતા સામા મનુષ્યના હૃદય પર સારી છાપ બેસાડે છે. વળી સ્વચ્છતાથી શરીર આરોગ્ય રહે છે." આવી શિખામણો આપી વસ્ત્રો તથા ઘર, ચોક વિગેરે સ્વચ્છ રાખવા સમજાવવા માંડયું

ત્યારબાદ સત્ય અને નિતિનો ઉપદેશ કરવા માંડયો; તેમજ અન્ય શ્રીમંતોની આંતરિક દુર્દશા તથા ચિન્તામય સ્થિતિનું દિગ્દર્શન કરાવી તેમની સ્થિતિની સુલભતા તથા સુખપ્રતિ તેમનું ધ્યાન ખેંચ્યું. તેમજ તેમની સ્થિતિ અન્ય કરતાં વધુ વખાણને પાત્ર છે એમ સમજાવી તેમાં સંતોષ માની કર્ત્તવ્ય પરાયણ થવા સમજાવવા માંડયું

મધ્યમ વર્ગમાં પણ તેણે વિદ્યા તરફ અભિરૂચી ઉત્પન્ન કરવા તથા સમાજને અગવડ કરનારા રૂઢી રીવાજો ત્યાગ કરવા સમજાવવા માંડયું. રૂઢીને વળગી રહી ખોટા ખર્ચો કરવાથી, રોવાકુટવાની દેખાડવાની રૂઢીથી, હદ ઉપરાંત મર્યાદા સાચવવાના ડોળથી, બાળાઓને કેળવણી ન આપવાથી જાહેર જીવનના લાભથી સ્ત્રીઓને વિમૂખ રાખવાથી, અલ્પવયમાં લગન કરવાથી, તેમજ વૃધ્ધલગ્ન તથા કન્યા અને વર વિક્રય વિગેરે રિવાજોથી કેવી કેવી હાની થાય છે તે સમજાવવા માંડયું. તેમજ સાથે સાથે સમાજના વ્યવહારિક રૂઢી રિવાજો સમાજની અનુકૂલતા માટે પડેલા છે અને તેથી સત્યયુગ અને કલિયુગ-માં પાળવાના ધર્મ જુદા છે—મતલબ કે તે ધર્મ બંધારણમાં ફેરફાર થઇ શકે તેમજ આ રૂઢી રિવાજોમાં પણ સમાજની અનુકૂળતા મુજબ ફેરફાર થઇ શકે છે" એ મુદ્દાનું ખાસ ભાન કરાવ્યું.

શ્રીમંત વર્ગની સ્ત્રીઓમાં ફરી તેમના દ્રવ્યમદનું અત્યંત ઉત્તમ રીતે મર્દન કરવા માંડયું. મનુષ્ય માત્ર સરખાંજ છે. ઉચ્ચ નિચ કે ગરીબ શ્રીમંત કોઇજ નથી" એમ તેમના હૃદયમાં ઠસાવ્યું. ગરીબો પ્રતિની તેમની ફરજ સમજાવી તથા તેમને મદદ કરવા સદાય તત્પર રહે એવી શિક્ષા તેમને આપી.

જે ખુબી, દીર્ઘદ્રષ્ટિ અને કાર્યપ્રણાલિથી તેણે કામ લીધું તેનું અનુકરણ આખા રાજ્યમાં થવા લાગ્યું. માત્ર છ માસના અરસામાં તો તે રાજ્ય કેવળ નવાજ રૂપમાં પરિવર્તન થઇ ગયું. માત્ર પ્રજાજ નહિં પરન્તુ રાજા સુદ્ધાં હેમવતીને દેવી તુલ્ય ગણી પૂજવા લાગ્યો તથા કેટલાંક કાર્યોમાં તેની સલાહ લેવા લાગ્યો તેમજ પોતાનો કેટલોક સમય પણ તેની પાસેજ બોધ લેવામાં ગાળવા લાગ્યો.

એક દિવસે પોતાના રાજ્યની તેમજ પ્રજાની આબાદી કેમ ચિરસ્થાયી થાય તે બાબતનો વિચાર કરવા હેમવતીના આશ્રમમાં પ્રાણુરાય તથા નગરશેઠ કુશળચંદ્ર સાથે અમાત્ય નવલને લઇ નિહાલસિંહ આવ્યો.

"દેવી! આજ એક કાર્યમાં આપની સલાહ માટે આવ્યા છીએ" નિહાલસિંહે શરૂઆત કરી.

"રાજન! તમારી પાસે ચાણાકય જેવા નવલરાય અને પ્રાણુરાય છે. ભામાશા જેવા કુશળચંદ્ર છે છતાં એવા કયા મહત્વના કાર્યમાં આપને મારી સલાહની જરૂર પડી. અને વળી મારી પાસેથી તે એવી શી કીમતી સલાહની આશા રાખો છો?" હેમવતીએ પ્રત્યુત્તર આપ્યો.

"માતાજી! આપ ભલે અમને ગમે તેવી ઉપમા આપો પરન્તુ બાળકના ગુણ અવગુણ માટે તો માતાજ જવાબદાર છે." કુશળચંદ્ર શેઠે ચાતુરી ચલાવી.

"ભલે કહો ભાઇ! મારાથી બનતું હું કરીશ."

"દેવી! આજ કેટલાય સમયથી મહારાણાશ્રીના અંતરમાં એમ થયા કરે છે કે હું શું કરૂં તો મારી પ્રજા સદાને માટે આબાદ રહે." નવલરાયે કહ્યું.

"ધન્ય છે. પ્રજાપાલક નૃપના હૃદયમાં હમેશ એવાજ વિચાર થવા જોઇએ. અને તેમના વિચાર તથા મનેચ્છા પૂર્ણ કરવી એ તમારા જેવા અમાત્ય તથા કાર્યભારીઓનું કર્ત્તવ્ય છે."

" પરન્તુ અમને તે માર્ગ બતાવવાની આવશ્યકતા છે." પ્રાણુરાય બોલ્યા.

" રાજન ! પ્રજાની આબાદી જ્ઞાન અને લક્ષ્મી વડેજ થાય છે. એ બે વસ્તુ પ્રાપ્ત થતાં વિશ્વમાંના સદ્દગુણુ માત્ર તેમને પ્રાપ્ત થાય છે. માટે તમારી પ્રજાની પ્રત્યેક વ્યક્તિને તે બે વસ્તુનો લાભ થાય તેમ કરો."

" જ્ઞાન તો વિદ્યાદ્વારા અપાયજ છે પરન્તુ લક્ષ્મી માટે શું ?" કુશળચંદ્ર બોલ્યા.

" અલબત ! એ પ્રશ્ન જરા વિચારવા જેવો છે ખરો, પરન્તુ સદ્દભાવથી કાર્ય કરનાર માટે તે પણુ દુર્લભ નથી. શાસ્ત્રકારો કહી ગયા છે કે લક્ષ્મી વ્યાપારમાંજ વસે છે માટે વ્યાપાર વૃદ્ધિ એજ લક્ષ્મી વૃધ્ધિ. હવે વ્યાપાર તો મૂડીવાળાજ કરી શકે પરન્તુ ગરીબ વર્ગ તો હમેશાં ગરીબજ રહે. માટે ગરીબવર્ગ વ્યાપાર કરી શકે એવી યોજના કરવી જોઇએ." હેમવતીએ ખુલાસો કર્યો.

" એ તો વિદેશીઓની માફક " લિમિટેડ કંપની " ઓ કરે તોજ બને. કુશળચંદ્ર બોલ્યા.

" પણુ તેવા કંપનીઓના આજ સુધીના કાર્યભારો જોતાં તેમાંના મોટા ભાગમાં કાંઇકને કાંઇક ગોટાળા બહાર પડયા છે. તેમાં તો બિચારા ગરીબોના પૈસાની હોળી થઈ જાય છે અને થોડાક હજાર રૂપીઆ રોકનારા શ્રીમંત એજન્ટો નિહાલ થઈ જાય છે. વળી તેમના એવા ગોટાળાથી બીજા પ્રમાણિક પણુ ગરીબ એજન્ટોની ગણુના પણુ તેવામાંજ થાય છે." પ્રાણુરાયે કુશળચંદ્રના મતનું ખંડન કરતાં જણાવ્યું.

" એ પણુ સત્ય છે. ત્યારે તમે તે રૂઢીમાં થોડો ફેરફાર કરો તો કેમ ? હું ધારૂં છું કે જો એટલો ફેરફાર થાય તો રાજ્યમાં ઘેર ઘેર પ્રત્યેક વ્યકિત દીઠ કંપની ઉભી થઇ શકે અને એજન્ટોના ઉપરનો આક્ષેપ મટી જઇ તેમની પ્રતિષ્ઠા વધે." હેમવતીએ કહ્યું.

" કહો, કહો. એવો શો ફેરફાર સૂચવોછો ? નિહાલસિંહે આતુરતા જણાવી.

" મર્યાદિત જોખમવાળી મંડળી ( Limited Co. ) માં જેમ ભગીદારો ( Share holders ) નું જોખમ મર્યાદાવાળું હોય છે તેમજ તેમનું હિત પણુ મર્યાદાવાળું રાખવું.

" એટલે કેવી રીતે?"

" જેમ સો સો રૂપીઆ જેટલા ભાગ પાડયા હોય તો દરેક ભાગીદારની જોખમદારી માત્ર સો રૂપીઆનીજ ગણાય તેમજ તેમાં એમ પણ ઠરાવવું જોઇએ કે એવી મંડળી જે નફો કરે તેમાંના અડધા ભાગમાંથી ભાગીદારોને વ્યાજ એજન્ટનું મહેનતાણું તથા અનામત ચંદા વગેરેની રકમ કાઢવી. તથા બાકી અડધી રકમ ભાગીદારોના રજીસ્ટરમાંથી પહેલેથી અનુક્રમે પાંચ યા દશ જણને સરખે હિસ્સે વ્હેંચી આપવી; પરન્તુ તે વહેંચણીની રકમ તેમણે ભરેલી રકમની દોઢગણી રકમ કરતાં ઓછી તો નજ હોવી જોઇએ. જે ભાગીદારોને આ રીતે પોતે ભરેલી રકમ ઉપરાંત ઉપર મુજબ વધારો ન મળે ત્યાં સુધી તે ભાગીદાર તરીકે ગણાય અને તેને વ્યાજ મળ્યાજ કરે; પરન્તુ આવી રકમ મળ્યા પછી તે ભાગીદાર તરીકે ગણાતો બંધ થાય, તેનો તમામ હક ઉઠી જાય અને તે દિવસથી તે ભાગ એજન્ટને મળે તેટલીજ ઠરાવવાની, હાલ જેમ હજારો રૂપીઆ એજન્ટ લઇ જાય છે તેમ થવું ન જોઇએ." હેમવતીએ જણાવ્યું.

"જરા વધારે સ્પષ્ટ કરો દેવી!" નિહાલસિંહ બોલ્યો.

" દાખલા તરીકે—જો ઉપર મુજબ સો રૂપીઆનો એક એવા બસો ભાગીદારોથી વીસ હજારની મુડીથી મંડળી ઉભી કરવામાં આવી હોય અને કંપની માત્ર વર્ષે પાંચ હજારનો નફો કરે તો તેમાંની અઢી હજારની રકમમાંથી એજન્ટનું મહેનતાણું, અનામત ચંદો, ઘસારો તથા ભાગીદારોને વ્યાજ આપવું અને બાકી અઢી હજાર શરૂઆતના પંદર યા દશ—જેટલા ઠરાવ્યા હોય તેટલા—ભાગીદારને વહેંચી આપવા પંદર ઠરાવ્યા હોય તો દરેકને લગભગ રૂપીઆ એકસો સાડી છાસઠ મળે અને જો દશ ઠરાવ્યા હોય તો દરેકને રૂપીઆ સો ભર્યા હોય તેના બદલામાં અઢી સો મળે. આ રીતે રૂપિયા સો ને બદલે અઢી સો મળે અને તે વખતથી તે ભાગીદાર મટી જાય. આથી ભાગીદારોની રકમ જલદીથી છુટી થઇ શકે છે. તેમને વ્યાજ મળે છે અને આખરે સારી જેવી રકમ મળે છે. એટલે ભાગીદારોની મુડી સલામત જેવીજ રહે છે, જ્યારે દર વર્ષે દશ યા વીશ ભાગીદારો નીકળી જતાં વીસ યા દશ વર્ષે તે મંડળીમાં કોઇ ભાગીદાર ન રહેતાં માત્ર એજન્ટજ માલિક તરીકે રહે છે. એટલે જેમ બને તેમ તે મંડળીના સ્વતંત્ર માલિક થવાની ઇચ્છા અને પોતાના હિતને લીધે એજન્ટો કોઇ પણ પ્રકારની લુચ્ચાઇ ન કરતાં માત્ર મંડળીના હિત માટેજ રાત્રિ દિવસ યત્ન કરશે. કારણ તે સિવાય તેમનું પોતાનું પણ હિત સચવાય તેમ નથી. અને તેનું હિત ભાગીદારોની રકમ છુટી કરવામાંજ હોવાથી તેના તરફ અશ્રદ્ધાની લાગણીથી જોવાનું કાંઇજ કારણ રહેતું નથી."

"હા એતો ખરૂં. અને એમ થવાથી મંડળીમાં ભાગીદારો પણ જલ્દીથીજ જોડાય. વળી જેમ જેમ તેમાંના ભાગીદારો છુટા થાય તેમ તેમ તે એવાજ પાયા પર નવી મંડળીઓ કાઢતા જાય તો પ્રત્યેક મંડળી દશ યા પંદર વર્ષમાં એકજ ધણીની માલિકીની બની જાય. અને તેથી પ્રત્યેક મનુષ્ય દીઠ એક એક મંડળી યા કારખાનું કરવું હોય તો પચીસ પચાસ વર્ષ દરમ્યાન થઇ શકે અને એ રીતે કારખાનાં અને વ્યાપારી સંસ્થાઓ વધવાથી દેશ આબાદ થાયજ." નવલે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"ખરે ખર ! આ માર્ગ તો ઘણોજ સુલભ છે." કુશળચંદ્ર બોલ્યા. "ભાગીદારોને પોતાની રકમનું વ્યાજ મળે અને વળી બમણી ત્રણ ગણી રકમ મળે. ઓછામાં ઓછી દોઢ ગણી તો ખરીજ."

"ધન્ય, માતાજી ! તમારી આ સલાહને માટે" નિહાલસિંહે હેમવતીનો આભાર માન્યો.

પ્રિય પાઠક ! ખાસ વિવેચનની હવે જરૂર રહેતી નથી કે હેમવતીની સલાહ પર વિચાર કરી તે યોગ્ય લાગતાં વિહારપૂરમાં સેંકડો મંડળીઓ અને કારખાનાઓ સ્થાપિત થયાં અને સમયના વહેવા મુજબ તે સર્વ આબાદ પણ બન્યાં. નિહાલસિંહે હેમવતીની સમાજસેવાના ચિર સ્મરણાર્થે આવી રીતે ઉભી થએલી સંસ્થાઓ તરફથી એકત્ર કરેલી રકમને "હેમવતી રાષ્ટ્રોન્નતિ" નામ આપી એક ફંડ સ્થાપ્યું તથા તેમાંથી સમાજસેવા થવા લાગી. ઘેરઘેર હેમવતી, નિહાલસિંહ તથા નવલનાં ગુણગાન થવા લાગ્યાં. તથા એકે અવાજે તેમના પર આશિષ વર્ષાવવા લાગ્યાં.

વ્હાલા વાંચક ! જરા આપણે થોડો વખત હેમવતિને સમાજ સેવા કરતી છોડી વિરહાગ્નિથી પિડાતા તેમજ દ્વેષભાવથી દગ્ધ થતા દેવેન્દ્ર તરફ નજર ફેરવીએ અને જોઇએ કે હાલ તેની શું સ્થિતિ છે.

## ષોડશ પરિચ્છેદ.



## હું કલંકિની ?



નિર્મળાએ ગિરિકુટિરમાં આવ્યા પછી પોતાની વિશ્વાસુ દાસી તરીકે પ્રેમદાને પાછી બોલાવી હતી. વિહારપૂરથી દેવગઢ આવતી વખતે પ્રેમદાના મનમાં શંકા થઇ આવી કે કદાચ નરેન્દ્ર, નિર્મળાને દેવગઢ આવવા દીધા બદલ ગુસ્સે થશે, તેમજ ગિરિબાળા રોષ કરશે. આવા ભયને લીધે ગિરિકુટિરના દરવાજા સુધી નિર્મળાને મૂકી જઈ પોતે ત્યાંથી પોતાને ઘેર ચાલી ગઇ હતી પણ નિર્મળાએ પોતાનું લગ્ન થતાંજ તેને પાછી બોલાવી હતી. નરેન્દ્ર જ્યારે તિર્થયાત્રામાં નિકળ્યો,

ત્યારે ઘણાખરા નોકરોને રજા આપવામાં આવી હતી તેમજ કેટલાકોને ગિરિબાળાની શોધ માટે મોકલ્યા હતા. કુટિરમાં મુનિમજી ચંદ્રશેખર, નિર્મળા, પ્રેમદા તથા બીજા ત્રણ ચાર દરવાનો હતા. પ્રેમદાની ઇચ્છા આ રીતે સફળ થઇ હતી. નરેન્દ્ર કે ગિરિબાળા કોઇ કુટિરમાં ન હોવાથી નિર્મળા ઉપર પણ પોતે કેટલીક વખત પોતાનો પ્રભાવ પાડતી, હવે તેને પૂછનાર કોઇ રહ્યુંજ ન હતું; કુટિરની માલિક પોતાનેજ સમજતી. દરવાનો પણ તેનીજ આજ્ઞામાં રહેતા. માત્ર ચંદ્રશેખરથી તે સહજ દબાતી હતી. ચંદ્રશેખર વયોવૃધ્ધ હતો તેમજ નરેન્દ્રના પિતાના સમયથીજ તે ત્યાં કાર્યભાર કરતો હતો.

જ્યારે દેવેન્દ્રે નરેન્દ્રના નિર્મળા સાથેના પુનર્લગ્નના સમાચાર સાંભળ્યા ત્યારે તેનું હૃદય ઘણુંજ બળવા લાગ્યું. નરેન્દ્રના કુટુંબ સાથેનું વૈર તેને યાદ આવ્યું. પોતે જેને પ્રાણથી પણ અધિક માનતો હતો તે નિર્મળાનો પુનર્વિવાહ નરેન્દ્ર સાથે થયેલો જોઈ તે અત્યંત બેચેન બન્યો. કોઇપણ રીતે નિર્મળા માટેની પોતાની ઇચ્છા તૃપ્ત કરવાની તિવ્ર ઇચ્છા તેને થઇ આવી. કોઇપણ ભોગે એ કાર્ય પાર પાડવા તે તત્પર થયો. એટલામાં ગિરિબાળાના ગૃહ ત્યાગના સમાચાર તેને મળ્યા. આ સમાચાર સાંભળતાં તે કાંઇક ઉત્સાહમાં આવી ગયો, કારણ બુદ્ધિશાળી અને પવિત્ર ચારિત્રા ગિરિબાળાનો તેને વિશેષ ભય લાગતો હતો. વળી થોડા દિવસમાં નરેન્દ્રના તિર્થયાત્રા જવાના સમાચાર તેને મળ્યા એટલે હવે તેના હૃદયમાંથી ભય નિર્મૂળ થયો. કોઇ પણ ભોગે ગમે તેવા સંયોગમાં પણ ગિરિકુટિરમાં દાખલ થઇ, નિર્મળાને પોતાના કબજામાં લેવા તે તત્પર થયો. કેટલાય સમયથી તેના અંગમાં પ્રસરી રહેલા **અનંગવિષે** પોતાની પૂર્ણ સત્તામાં તેને લેવા માંડયો.

રાત્રિના નવેક વાગે કુટિરમાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી; ચંદ્રિકાની નિર્મળ રૂપેરી રશ્મિઓ ઉદ્યાનમાંનાં વૃક્ષો તેમજ કુટિર ઉપર ફેલાઇ રહી હતી; દરવાનો ફકત કુટિરના દરવાજા આગળ રક્ષણ કરતા ઉભા હતા; નિર્મળા પોતાના શયનગૃહમાં પોતાની ભાવિ સ્થિતિનો વિચાર કરતી પડી હતી; જે પ્રેમદાને પોતે બ્હેન તરીકે ચ્હાતી હતી, તેના કોઇ કોઇ વખત થતા સત્તાવાહક વર્તનથી હવે તે કંટાળી ગઇ હતી. પતિ તરફનું સુખ ન હતું, ગિરિબાળાના ગમનથી જગબત્રીસીએ પણ તે ચઢી હતી, પુનર્વિવાહ કરવાથી તો તે પ્રથમથીજ નિંદાપાત્ર થઇ રહી હતી અને તેમાં પણ પ્રેમદા તરફથી—તેના વર્તનથી તેને વિશેષ કંટાળો આવ્યો હતો.

મુનિમજી ચંદ્રશેખર નરેન્દ્રની પૂર્વની સ્થિતિ અને વર્તમાન સ્થિતિ સરખાવતો હતો. જે કુટિરમાં સુખ, શાન્તિ, ઐશ્વર્ય અને

આનંદજ પ્રતિ સ્થળે દ્રષ્ટિગોચર થતો, તેમાં શોક, ખેદ અને દુઃખનુંજ વાતાવરણ પ્રસરી રહેલું જોઈ ખેદ પામતો હતો અને તેના કારણમાં ગિરિકુટિરની ગૃહલક્ષ્મી પતિવ્રતા સાધ્વી દેવીનું ગમનજ તેને જણાતું.

તે સમયે દેવેન્દ્ર–વિષય લાલસાથી દગ્ધ થઈ રહેલો કીડો કુટિરના ઉદ્યાનમાં પેઠો. પ્રેમદા ઉદ્યાનમાંના કુંજમાં પોતાના મન સાથે વિવિધ પ્રકારના વિચારો કરતી પડી હતી. કુટિર હવે તેનીજ માલિકીની તે ગણતી હતી અને તેથી યથેચ્છ વિહાર કરતી હતી. નિર્મળા ઉપરની બલ્કે કુટિર ઉપરની પોતાની સત્તાથી હરખાતી હતી. એટલામાં કોઇનો પગરવ તેને સંભળાયો. પ્રેમદા ઉભી થઇ, સ્થિર બારીક દ્રષ્ટિથી જોવા લાગી. દેવેન્દ્ર પ્રેમદાને નિર્મળા સમજી નજીક આવ્યો પણ નજીક આવતાંજ ચંદ્રના પ્રકાશથી પોતાની ભુલ તેને સમજાઇ. પ્રેમદાને જોતાંજ પાછી તેનીજ દ્વારા નિર્મળાને મળવાની યુક્તિના વિચારમાં પડયો. તે જાણતો હતો કે નિર્મળાને મળવામાં જો કોઇપણ પ્રકારનો અટકાવ થાય તેમ હોય તો તે માત્ર પ્રેમદાજ છે. પરસ્પર એક બીજાને ઓળખતાં સ્થિર દ્રષ્ટિથી સામુ જોઇ રહ્યાં. પ્રેમદાએ પ્રથમ પ્રશ્ન કર્યો:–

"કોણ! દેવેન્દ્ર!"

"હા એજ હતભાગી દેવેન્દ્ર! વ્હાલી! પ્રિયે!!"

"દેવેન્દ્ર! શું આ શબ્દો તમે તમારા અંતઃકરણથીજ બોલો છો?" પ્રેમદા તેની નજીક જતાં બોલી.

"પ્રેમદા! હજી તને શંકા આવે છે? અરેરે! તે દિવસે તારૂં કહ્યું મેં ન માન્યું; પરન્તુ હવે મારૂં હૃદય મારા કબજામાં નથી." જેમ જેમ દેવેન્દ્ર આગળ બોલતો ગયો, તેમ તેમ પ્રેમદાના હૃદયમાં પાછો ઢંકાઇ ગએલો તેના પ્રતિનો પ્રેમ પ્રબળ થયો. તેના અંગમાં અનંગનો સંચાર થવા લાગ્યો. રાત્રિનો સમય, ચન્દ્રિકાની શિતળ છાયા, એકાન્ત અને બન્નેના હૃદયમાં વ્યાપતો અનંગ; પછી શું બાકી રહે? પ્રેમદાનું મન પલળવા લાગ્યું. દેવેન્દ્ર પોતાની જાળ ફેલાવવા લાગ્યો. "પ્રેમદા!! વ્હાલી!! આટલા દિવસ તારા વિયોગમાં મેં કેવી રીતે ગાળ્યા હશે તેનો તને ખ્યાલ પણ આવે છે?"

"દેવેન્દ્ર! વ્હાલા!! તમે મને અન્યાય આપો છો. આ મારી દશાનો કાંઈ વિચાર કર્યો! અમે કેટલું સહન કર્યું હશે? અને હજી પણ કેટલું સહન કરતાં હોઇશું? તમે તમારીજ વાત કરો છો; કાંઇ અમારૂં પણ જોશો કે નહિ?"

"પ્રેમદા! પ્રિયે!! એમ ન બોલ. તમે તો તમારી વાત અમને કહીને પણ કાંઇક શાન્તિ પામો પણ અમે શું કરીએ! અમારી વેદના તો અમેજ જાણીએ. વ્હાલી! ......"

પ્રેમદાનું હૃદય છેકજ નરમ બની ગયું. દેવેન્દ્રે તેની નજીક જઇ દયામણે ચ્હેરે તેનો હાથ પકડયો. "વ્હાલી! હવે તો કૃપા કર."

"દેવેન્દ્ર! મારૂં હૃદય તમારાજ કબજામાં છે. હું તમારાથી વિરૂદ્ધ જઇ શકુંજ નહિ,"

"આવ! આવ! વ્હાલી!! આ આરસના વિરામાસન પર જરા આનંદ લઇએ." દેવેન્દ્રે તેનો હાથ ખેંચતાં કહ્યું.

"નહિ, અહીં નહીં. કોઇ આવશે તો આપણને જોશે. ચાલો, વ્હાલા! મારે ઘેર ચાલો. આહા! તમારા મીઠા શબ્દોથી મને કેવો અપૂર્વ આનંદ થાય છે. તમારી પાસેજ અહર્નિશ બેસી રહું, તમારા મિષ્ટ શબ્દોનુંજ ધ્યાન કરૂં અને તમારા મોહક ચ્હેરા તરફજ જોયા કરૂં એમ થાય છે. વ્હાલા! ......"

પ્રેમદા દેવેન્દ્રનો હાથ પકડી ચાલવા લાગી. દેવેન્દ્ર નિર્મળાને મળવાના હેતુથી આવ્યો હતો. પ્રેમદાને જોતાં તેના દ્વારા પોતાનું કાર્ય સાધવાના નિશ્ચયપર આવ્યો; પરંતુ પ્રેમદાએ જ્યારે ઘર તરફ જવાનું જણાવ્યું ત્યારે તેને લાગ્યુ કે આજે હવે નિર્મળાનો મેળાપ નહિ થાય. પ્રેમદા સાથ તે તણાયો છતાં તેનાથી બોલી જવાયું "ઠીક છે. વળી નિર્મળાને કાલે મળીશું; ત્હારે માટે હું આજ એનો વિચાર મુલ્તવી રાખું છું."

થઈ રહ્યું. દેવેન્દ્ર પ્રેમદાનું હૃદય ઓળખી શકયો ન હતો. અત્યાર સુધી જેજે અડચણો તેના માર્ગમાં ઉભી રહેતી હતી તે પાછી ઉભી થઈ. પ્રેમદાના કાને આ શબ્દો પડયા. તેનો ચ્હેરો એકાએક બદલાઇ ગયો. તેણે દેવેન્દ્રનો હાથ છોડી દીધો. દેવેન્દ્ર તરફનો પ્રેમ દબાઈ ગયો, પાછો ક્રોધ સાથે તિરસ્કાર ઉત્પન્ન થયો. દેવેન્દ્રની કૃતઘ્નતા ઉપર વેર લેવાનું મન થયું, તે બોલી:—

"દેવેન્દ્ર! મારે માટે તમે નિર્મળાનો ત્યાગ કરો એ ઠીક નહિ." તેણે સ્ત્રી ચરિત્ર ભજવવા માંડયું. "તમે આમ નિરાશ થઇ પાછા જાઓ તે પણ ઠીક નહિ, મને ઘણું દુઃખ થાય છે."

"નહિ, તારે માટે આજે હું નિર્મળાને પણ છોડી દઇશ" દેવેન્દ્રે પ્રેમદાને ભોળવાયલી જાણી વધુ પ્રપંચ રમવાના હેતુથી કહ્યું; પણ તેને ખબર ન હતી કે પ્રેમદા તેનાં કરતાં પણ વધુ પ્રપંચી પુતળી હતી.

"નહિ, એમ અનેજ નહિ. મારે માટે તમને દુઃખ થાય એમ નહિ થવા દઉં. હું હમણાંજ નિર્મળાને અહીં મોકલું છું. હાલ તે મારી સંપૂર્ણ સત્તામાં છે. વળી બીજુ કોઈ તેને રોકી શકે તેમ પણ નથી."

"નહિ. પ્રેમદા ! જો તારી એવીજ ઇચ્છા હોય, તો તું મનેજ ત્યાં લઇ જા–કુટિરમાં લઇ જા."

"દેવેન્દ્ર ! સાહસ ન કરો. સાંભળો કુટિરમાં મુનિમજી તથા દરવાનો છે. તેમના દેખતાં તમને અંદર લઇ જવાય નહિ; પરન્તુ હું હમણાંજ નિર્મળાને અહીં મોકલીશ. તમે અહીંજ રોકાજો." પ્રેમદા દેવેન્દ્રને ત્યાંજ ઉભો રાખી ત્યાંથી ચાલી ગઇ.

દેવેન્દ્ર પોતાના ભાગ્યને ધન્યવાદ આપતો, આતુર નેત્રે નિર્મળાની રાહ જોતો ત્યાંજ ઉભો. ક્ષણુ બે ક્ષણુ વીતી પણુ કોઇ જણાયું નહિ. આખરે થાકીને એક ઝાડની નીચે બેઠો. પ્રેમદા ત્યાંથી કુટિરમાં ગઇ, પરન્તુ નિર્મળા પાસે ન જતાં પોતાના ખાનગી ઓરડામાં ગઇ. ત્યાં જઇ એકાન્ત મળતાં રડી પડી. 'હાય ! હાય ! ! હું કેવી ભોળી ! દેવેન્દ્ર મારી સાથે આટલું આટલું કપટ રમે છે; છતાં હું એને જોતાંજ ભોળવાઇ જાઉં છું. અરે ! અત્યારે પણુ જો તે આટલા શબ્દો ન બોલી ગયો હોત તો તેનો મનોભાવ હું શી રીતે જાણુત ? તે કેવો નીચ અને પ્રપંચી છે ! હવે મારે શું કરવું ?......હા. એજ ઠીક છે. પર સ્ત્રી પર કુદ્રષ્ટિ કરવાની–ફસાવીને પોતાની વાસના તૃપ્ત કરવાની એની ટેવ તો ભુલાવવી. એને તો એજ યોગ્ય છે." આમ વિચાર કરી ઉઠી; અને હાંફળી ફાંફળી દરવાનને બોલાવી કહેવા લાગીઃ—

"દેવીપ્રસાદ ! દેવીપ્રસાદ ! ! શેઠની ગેરહાજરીમાં આવીજ રખવાળી કરો છો કે ?"

"શું થયું ? બાઇ, કહે તો ખરી. શું થયું છે ?"

"અરે થયું તમારૂં કપાળ. શેઠને તો આવવા દો પછી તમારી વાત છે. મુનિમજીને તો હમણાજ કહું છું ઉદ્યાનમાં એક ચોર ભરાયો છે અને તમે તો અહીં ગપ્પાં મારો છો."

"હેં ! કયા ચોર ! કીધર હય ? કહો, જલ્દ કહો, કહાં હૈ ? બદમાશ !" ગંગાપ્રતાપ બોલી ઉઠયો.

"ચૂપ ! ઘોંઘાટ ન કરો. તમે બધા હાથમાં મોટી લાઠી લઇ તૈયાર થઇ પેલી તરફ જાઓ. ત્યાં ઝાડની કુંજમાં તે છુપાયો છે મેં હમણાંજ તેને જોયો છે. જો, જો અવાજ ન થાય, તેમ છટકવા ન પામે."

ત્રણુ ચાર દરવાનો હાથમાં મોટી મોટી લાઠીઓ લઇને પ્રેમદાએ બતાવેલી દિશા તરફ ગુપચુપ ચાલ્યા. સહેજ તપાસ કરતાંજ તેમણે

દેવેન્દ્રને ત્યાં બેઠેલો જોયો. તેમણે તેને ઓળખ્યા વિનાજ તેમજ જોવાની દરકાર કર્યા વિનાજ હિન્દુસ્તાની કાયદો હાથમાં લીધો. દેવેન્દ્રને વાગ્યું કે કેટલો અને કેવો માર પડયો તે તો પ્રિય પાઠક ! આપણે જોયો નથી; છતાં લાઠીઓના અથડાવાના અવાજ અને દરવાનોના મુખમાંથી નીકળતા પુષ્પવૃષ્ટિના અવાજો પાએક કલાક સુધી સંભળાયા અને પછી બંધ થયા.

દેવેન્દ્ર ત્યાંથી મહા મહેનતે પોતાના દેવેન્દ્રવિહારમાં આવ્યો પ્રેમદા પ્રતિ તેને અત્યંત ક્રોધ ચઢયો પણ હાલ તેનું વળે તેમ ન હતું. આઠ દશ દિવસ બિલકુલ બહારજ ન નિકળ્યો. પ્રેમદાનું વેર શી રીતે વાળવું ? તેને કેવી રીતે સપાટામાં લેવી, પોતાના અપમાનનો બદલો શી રીતે આપવો તે વિચારમાં તે ગુંથાયો. રાત્રિ દિવસ એજ વિચાર તેના મનમાં આવવા લાગ્યા. લગભગ એક માસ વીતી ગયો. પ્રેમદા આ બનાવ ભૂલી પણ ગઈ; પરન્તુ દેવેન્દ્રના હૃદયમાંથી ડાઘ ન ગયો. પોતાને થયેલા અપમાનનો ભયંકર બદલો લેવાના નિશ્ચયપર તે આવ્યો. પોતાના જે ઉતાવળા પગલાથી તે હમેશ પાછો પડતો હતો; તે હવે તેને બરાબર રીતે સમજાયું. પ્રેમદાની સાથે જો ફરી વાતચીત કરવાનો પ્રસંગ આવે તો કદી પણ નિર્મળાનું નામ ન લેવું એ નિશ્ચય કર્યો.

દિવસપર દિવસ જવા લાગ્યા. પ્રેમદાના હૃદયમાંથી તે બનાવ તદ્દનજ ભુંસાઇ ગયો હતો. રાત્રિના દશેક વાગ્યા હતા. અંધકારે ચારે દિશામાં પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું હતું. ચંદ્ર પણ જાણે તે દિને થવાના બિષણ અને અધમ કાર્યથી અગાઉથીજ છૂપાઇ ગયો હોય તેમ નભ મંડળમાં અદ્રષ્ય થઈ ગયો હતો. નિશાચર પ્રાણીઓના અવાજ સાથે કૂતરાના રડવાના તથા શિયાળના ભયાનક અવાજો કાને પડતા હતા. તે સમયે પ્રેમદાનું બારણું કોઈ સ્ત્રીએ ઠોક્યું. પ્રેમદા ઉંઘમાં હતી. બે ત્રણ વખત બારણું ઠોકતાં તેણે ઉઘાડી પૂછ્યું:-

" કોણ છે અત્યારે ? "

" પ્રેમદા બ્હેન ! શ્યામા છું દેવેન્દ્રપ્રસાદની દાસી. "

" હેં ! દેવેન્દ્રપ્રસાદની દાસી ! અત્યારે શું કામ છે ? "

બ્હેન ! જરા ઘરમાં ચાલો. હું સર્વ વાત કહું છું."

પ્રેમદા તથા શ્યામા ઘરમાં ગયાં. બારણું બંધ થયું. પ્રેમદાની શય્યામાંજ તે બન્ને જણ બેઠાં.

" કહે શ્યામા ! અત્યારે મારૂં શું કામ પડયું છે ? " પ્રેમદાએ પ્રથમ શરૂઆત કરી.

પ્રેમદા ! પ્રેમદા ! ! હું કહીશ ને તું માનીશ પણ નહિ. બ્હેન ! દેવેન્દ્રપ્રસાદની શી સ્થિતિ છે તે તું જાણે છે ?"

"અરે ! રાત દિવસ જરા પણ ચેન પડતું નથી. આખો દિવસ ને રાત તારાજ નામનો જાપ જપ્યા કરે છે. આજ કેટલાક દિવસથી તો તે બહાર પણ નિકળતા નથી. અરેરે ! કેવી દયાજનક સ્થિતિ !

મેં તેમને ત્રણ વખત કહ્યું કે તમે કહો તો હું પ્રેમદાને બોલાવું અથવા તમારી આવી સ્થિતિની ખબર આપું પણ......"

"એમણે શું કહ્યું ? શ્યામા ! ખરેખરી વાત કરજે. તારા આગળ મારે ગુપ્ત રાખવાનું શું છે ? સાંભળ હું પણ એમને કેટલા પ્રેમથી ચ્હાઉં છું ! રાત દિવસ એમનીજ ઝંખના થયા કરે છે પણ કહે તેમણે શું કહ્યું ?" પ્રેમદા શ્યામાની વાતથી ભોળવાઇ ગઇ.

"એમણે કહ્યું કે પ્રેમદા તારી વાત સાચી માનશેજ નહિ. તે હવે મને ચ્હાતી હશે કે નહિ તે કોણ જાણે. તું ન જાઇશ, મેં એને ઘણી વખત દુઃખ આપ્યું છે. અરેરે ! હવે તો મારૂં દુઃખ મનેજ ભોગવવા દે." આમ કહી મને અટકાવતા હતા. અરે ! તે વખતે પણ તેમની આંખમાંથી કેવાં આંસુ ખરી પડતાં હતાં ? અરેરે ! પ્રેમદા ! તું શું આવી છેક નિર્દય બનીશ ?" શ્યામાએ સ્ત્રી ચરિત્ર ભજવ્યું.

પ્રેમદાના મનની લાગણીઓ ફરફેરાઇ ગઇ. દેવેન્દ્ર પાસે જઇ તેને શાન્વન આપવાનો નિશ્ચય કર્યો. શ્યામા ! શું તું આ ખરૂં કહે છે ?"

"ત્યારે તું શું ખોટું માને છે બ્હેન ! અરેરે ! મારાથી તો દેવેન્દ્રની દશા નથી જોઇ શકાતી. તું તે કેવી નિર્દય છે ! અરે ! તું તારી નજરે જોઇશ ત્યારેજ સાચું માનીશ. એક વખત તો મારી સાથે ચાલ."

પ્રેમદાના હૃદયમાં ધીરજ ન રહી. તેનું અંતઃકરણ દેવેન્દ્ર તરફ ખેંચાયું, તેના પ્રતિની તેની લાગણી જુસ્સામાં ઉછળી આવી. જેમ તેમ ઉતાવળમાં વસ્ત્રો પહેરી લઇ શ્યામા સાથે દેવેન્દ્ર વિહાર તરફ જવા નિકળી. માર્ગમાં પણ તેને દેવેન્દ્રનાજ વિચારો આવવા લાગ્યા હા......શ ! આખરે મારી ઇચ્છા ફળી ખરી. દેવેન્દ્ર મારો થયો. ધીરજનું ફળ ઇશ્વરે આપ્યું." આમ વિચાર કરતી દેવેન્દ્રવિહારમાં આવી પહોંચી. પહોંચેલો દેવેન્દ્ર બારી આગળ ઉભો રહ્યો હતો. પ્રેમદા તથા શ્યામાને દેવેન્દ્રવિહારમાં દાખલ થતાં જોઇ તેણે પોતાનો પાક

બજાવવા માંડયો. પોતાના શયનગૃહમાંના પર્યંકપર પડી હાથમાં તંતુ વાદ્ય લઇ, દયાજનક ચહેરે કરૂણુ સ્વરે ગાવાનો આરંભ કર્યો:—

"ન બન ન બન તું કઠો...ર, પ્રેમદા
ન બન ન બન તું કઠોર.
ન બન...તું કઠો...ર (૨)—ન બન૦"

શયનગૃહમાં પેસતાંજ પ્રેમદાને કાને ગાનના શબ્દો અથડાયા તે ત્યાંજ સ્તબ્ધ ઉભી રહી. એક ચિત્તે દેવેન્દ્રના હ્રદયમાંથી નિકળતા ઉદ્‌ગાર સાંભળવા લાગી. પ્રેમદાના આવવાના સમાચાર આપવાજ જતી હોય તેમ સખી મુજબ શ્યામા દુધના બે ત્રણુ પ્યાલા લઇ દેવેન્દ્રના શયનગૃહમાં મૂકી આવી. દેવેન્દ્રનું ગાન આગળ ચાલતુંજ ગયું. ગાનના પ્રતિ શબ્દે પ્રેમદાનું હ્રદય વીંધાતું ગયું.

"ન બન ન બન તું કઠો...ર, પ્રેમદા!
ન બન ન બન તું કઠો...ર,
ન બન...તું કઠો...ર (૨)—ન બન૦"
ક્ષણ ક્ષણ હ્રદયમાં...દાહ જગાવે.
ક્ષણ ક્ષણ...હાં...હાં...હાં...
ક્ષણ ક્ષણ હ્રદયમાં દા...હ જગા...વે.
અતિશય ઉરમાં અકળા...વે.
મુંઝાવે, ભરમાવે,...ઓ પ્રેમદા...
ન બન ન બન...તું કઠો...ર.
ન બન...તું કઠો...ર...ન બન૦"

પ્રેમદાની હિમ્મત હરાઇ ગઇ. એકદમ જઈ પર્યંક પાસે ઉભી રહી. દેવેન્દ્રે વાદ્ય મૂકી દીધું. અત્યંત આનંદમાં આવી બોલ્યો:—"કોણુ! વ્હાલી પ્રેમ......"

"હા. વ્હાલા! હુંજ."

"અહા! પ્રેમદા તું આવી?" દેવેન્દ્રે તેનો હાથ ઝાલી પર્યંક પર બેસાડતાં કહ્યું. "શું ખરેખરજ તું આવી? હું આ સ્વપ્ન તો નથી જોતો?" દેવેન્દ્રે ઢોંગ મચાવવા માંડયો.

"નહિ દેવેન્દ્ર! આ સ્વપ્ન નથી હુંજ પ્રેમદાજ તમારી પાસે છું." દેવેન્દ્રના છેલ્લા શબ્દોએ પ્રેમદા નરમ બની ગઇ. દેવેન્દ્રના પ્રેમની તેને ખાત્રી થઇ ગઈ. તેની નજીક બેસી તેના ખભાપર હાથ મૂકતાં તે આગળ બોલી:—"દેવેન્દ્ર! શાન્ત થાઓ. આ સ્વપ્ન નથી પણુ સત્યજ છે. હું પ્રેમદાજ છું."

"પ્રિયે! વ્હાલી!! આહા! આજ મને કેવું સુખ થાય છે? પ્રેમદા! લે, લે. મારા હાથનો સ્વિકાર કર" દેવેન્દ્રે દુધનો પ્યાલો તેના

મુખ આગળ ધર્યો. પ્રેમદા તે પી ગઇ. દેવેન્દ્રે તંતુ વાદ્ય લઇ ગાવા માંડયું. પ્રેમદાને ખબર ન હતી કે આજે તેનું સર્વ નાશ થનાર હતું. દેવેન્દ્રે દુધમાં અગાઉથી કેફી વસ્તુ નાંખી તૈયાર કરાવ્યું હતું. જેમ જેમ દેવેન્દ્ર ગાતો ગયો તેમ તેમ પ્રેમદાને કેફની અસર વધતી ગઈ. ધીમે ધીમે તેણે પોતાની શુદ્ધિ પણ ખોઈ દીધી અને બેશુધ્ધ બની.

" આજ ફળી...મમ આ...શ હૃદયની...
મળી મા...નુની ..મુજને...આજ૰
મસ્ત મદન મદમાતી, આલી ! (૨)
યૌવન બ્હારે વેલી ફાલી.

પ્રેમદા ઉત્તેજીત બનતાં દેવન્દ્રની સાથે રાગમાં રાગ મેળવી ગાવા લાગી.

" મસ્ત મદન મદમાતી, આલી ! (૨)
યૌવન બ્હારે વેલી ફાલી.
ઘાયલ કીધો નવલ નવોઢા કુસુમાયુધ શરથી...આલી! આજ૰"

પ્રેમદા દેવેન્દ્રના કંઠમાં હાથ નાંખી તેના મુખ સામું જોઇ હસવા લાગી. તેના નેત્રો નાચવા લાગ્યાં. અંગો સ્ફુરવા લાગ્યાં. દેવેન્દ્રની વધુ અને વધુ નજદિક દબાવા લાગી.

" જો, જો, ને અલી ! અનંગ સતાવે (૨)
તુજ ભૂશર પણ અતિશ તપાવે.
વન્હિ બાળે અંગ અંગ આ અનંગથી...રે...આલી!...આજ૰"

હદ થઇ. પ્રેમદાએ દેવેન્દ્રના હાથમાંનું વાદ્ય નીચે નાખી દીધું. નિશામાં બેભાન બનેલી બાળા, અનેક વખત દેવેન્દ્રને તરછોડી નાખનાર પ્રેમદા આજ તેનો ભોગ થઇ પડી-દેવેન્દ્રની માયા જાળનો શિકાર થઇ પડી. દેવેન્દ્રની ઇચ્છા પાર પડી. પ્રેમદાનો સર્વ નાશ થયો. આખરે પ્રેમદા સચેત થઇ. કાંઇક શુધ્ધિમાં આવી દેવેન્દ્ર સાથે વિનોદ કરવા તૈયાર થઇ.

" વ્હાલા ! આજ......"

" બસ કર. પાપિણી ! " દેવેન્દ્રે ખરૂં સ્વરૂપ પ્રકાસ્યું.

" હેં ! આ શું ? " પ્રેમદાનાં પડળ ઉઘડી ગયાં.

" એજ. સમજ, મારા અપમાનનો ભયંકર બદલો."

" દેવેન્દ્ર ! દેવેન્દ્ર ! ! અયોગ્ય થાય છે. મારા પ્રતિ—એક અબળા પ્રતિ—આવો છળ ? " પ્રેમદાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

" બસ ! મારો છળ કરતાં વિચાર આવ્યો હતો કે ? દુષ્ટા ! તારા છળનું ફળ હવે તું જ લે, કલંકિની !........"

" બસ. દેવેન્દ્ર ! બસ કર. હું કલંકિની ? હા. કલંકિની પણ જોજે કે તારી શી દશા કરૂં છું. હાય ! મારૂં સર્વ નાશ થયું."

"એકદમ ચાલી જા. તારાથી થાય તે કરી લેજે." દેવેન્દ્રે આમ બોલતાં પ્રેમદાને લાત મારી બારણા બહાર કાઢી મૂકી. ચોધાર આંસુએ રડતી પ્રેમદા ત્યાંથી ચાલી. તેના મગજમાં એજ શબ્દ ઘુમવા લાગ્યા. "હું કલંકિની!"

---

## સપ્તદશ પરિચ્છેદ.

### સ્નેહલગ્ન.



"માતાજી! આપે ભવિષ્યમાં માલતીને માટે બંદોબસ્ત કર્યો છે?" નિહાલસિંહ જેણે નવલના વકીલ તરીકે મનોરમાની સમ્મતિ મેળવવાનું માથે લીધું હતું, તેમણે મનોરમાને પૂછ્યું.

"શી વ્યવસ્થા ભાઇ! કેવો બંદોબસ્ત?" મનોરમાએ સામો પ્રશ્ન કર્યો.

"માતાજી! તમારી વૃદ્ધાવસ્થા થવા આવી છે. માલતીની સંભાળ લે એવું અન્ય કોઇ નથી. વળી આ જમાનો તો તમે જાણો છો. યુવાન છોકરાં સ્વતંત્ર થાય, એકલાં રહે તે સમયે તેમને અંકુશમાં રાખવાની જરૂર છે."

"ખરૂં છે. પણ એને માટે બીજો શો માર્ગ છે! તમે છો અને નવલકિશોર છે. તમારા અંકુશમાં તે રહેશે. નવલ કિશોર એને માટે ઘણી કાળજી રાખે છે."

"મારે ન કહેવું જોઇએ માતાજી! પરંતુ જ્યારે સત્ય વાત આવે છે ત્યારે ન છૂટકે કહેવું પડે છે. નવલ વિદ્વાન, ડાહ્યો અને ધર્માધર્મના જ્ઞાનવાળો છે; છતાં યુવાન અને કુંવારો છે. વળી માલતી પણ યુવાવસ્થામાં છે. તેમને સાથે રાખવાથી કોઇ દિવસ પરિણામ ભયંકર આવવાનો સંભવ. આ અનંગપ્રસાદની વાત જુઓને. વળી હાલ તમે કેટલીય શીખામણ આપશો, પરન્તુ જ્યાં સુધી એવો સમય ન આવે ત્યાં સુધીજ. સંસારના વાતાવરણમાં રહી, દુનિયાના પ્રપંચો નજરે જોઇ, પોતાની ઉછરતી લાગણીઓને દબાવવી એ ઘણુંજ મુશ્કેલ છે. એના મનમાં હજી કેટલીય આશાઓ હશે. કેટલીય વાંચ્છનાઓ અતૃપ્ત હશે. એ બધી જ્યારે ત્યારે ઉછળી આવશે ત્યારે

એનામાં એ સર્વને દબાવવાનું સામર્થ્ય ક્યાંથી રહેશે! વિચાર કરો, માતાજી! કહેવું સહેલું છે, તેટલું કરવું સ્હેલું નથી વળી તમે હમણાંથીજ નવલ તરફનો એનો પક્ષપાત જોઈ શકો છો." નિહાલસિંહ મુખે આ આ શબ્દો સાંભળી મનોરમા કાંઇક વિચારમાં પડી. સહજ વાર પછી વિચાર કરી બોલી. "ભાઇ! ત્યારે તમે મને શી સલાહ આપો છો?" "હું બાલક શું સલાહ આપું, માતા? તમને યોગ્ય લાગે તેમ બંદોબસ્ત કરો. મને તો જે ઠીક લાગ્યું તે કહી નાખ્યું. હવેનું કાર્ય તમારૂં છે.!"

"મને કાંઇ સમજાતું નથી, ભાઈ! તમે માલતીના ધર્મના ભાઈ છો. તમને જેમ ઠીક લાગે તેમ રસ્તો બતાવો. તમારૂં કહેવુ પણ ખરૂં છે. સંસારના માર્ગો વિકટ છે અને તેમાં પણ યુવાવસ્થા ઘણીજ ભયંકર છે. એ દશામાં બાળસ્ત્રીઓને માથે હજારો સંકટો ઝઝુમે છે. તેમ આ સમયમાં ઘણે ભાગે સંયમશક્તિ પણ ક્ષિણ થઇ ગઇ છે. હું પણ તેને માટે વિચારમાં પડી ગઇ છું: તમારો શો અભિપ્રાય છે?"

"માતા! માલતીનો પુનર્વિવાહ કરવો એ હું ઉત્તમ ગણું છું. સ્ત્રી જીવનની ઉત્કટ અભિલાષાઓ શું તેના હૃદયમાં નહિ ઉદ્‌ભવતી હોય? પોતાના જીવનક્રમનો વિકાસ કરવો એમ શું એને નહિ થતું હોય? પોતાની યુવાવસ્થાની બીતિ એને નહિ લાગતી હોય? માતા! તમેજ કહો કે એણે એના પતિનું શું સુખ જોયું છે! એને એના જીવનનો શો લાભ મળ્યો છે. શું એનું જીવન એમને એમજ કરમાઇ જવા સર્જાયું હશે? સંસારના ધર્મો અને સામાજીક કાર્યોમાં ભાગ લેવાની તેને ઇચ્છા સરખી નહિ થતી હોય? કહો, આ બધી ઇચ્છાઓ એ શી રીતે દબાવી શકશે? સંસારના વિકટ રસ્તાઓ કેમ પસાર કરશે?"

"ભાઇ? તમારૂં કહેવું ખરૂં છે. પરન્તુ પુનર્વિવાહ—"

"માતાજી! સ્વામીજી અખંડાનદે એ બાબતનો નિર્ણય જણાવી દીધો છે. ધર્મનો તેમાં વિરોધ નથી. વળી તમારે એનો વિવાહ એક એવા મનુષ્ય સાથે કરવાનો છે કે જે તેને પ્રાણથી પણ વિશેષ વ્હાલ છે. માલતી પણ તેને વ્હાલ છેજ. બન્નેનાં હૃદયો તો પરસ્પર મળી ગયાં છે. એક બીજાની સ્થિતિ તેઓ પૂરેપુરી જાણે છે; છતાં તમારી સમ્મતિ ન મળવાથી માત્ર એક બીજાના દર્શનેજ સુખ માની લે છે."

"તો એ રીતેજ માત્ર દર્શન સુખથીજ આનંદ ન માને? એમને એક બીજાને અંત્યત પ્રેમથી કહોને કે શુધ્ધ પ્રેમથી વ્હાતાં હોય ઇન્દ્રિય તૃપ્તિની લાલસા ન હોય તો પછી એવા દિવ્ય પ્રેમથી બંધાયલા— ઓને શારિરીક સંબંધથી વિશેષ શો લાભ છે!"

"માતા! આ તમારો પ્રશ્ન ઘણોજ ગૂઢ છે. હું મારી બુદ્ધિ અનુસાર પ્રત્યુત્તર આપું તેના કરતાં તેમને મૂખેજ તે તમારે સાંભળવો વધુ ઉત્તમ છે. તમે આ બાજુના હોલમાં બેસો. હું તેમને બોલાવી આપ સાંભળી શકો તેવી રીતે પ્રશ્નો પૂછીશ કે જેથી આપ આપના મનનું સમાધાન કરી લેજો અને યોગ્ય લાગે તો સમ્મતિ આપજો. આટલું તો સત્યજ મને લાગે છે કે એ જોડું અત્યંત સુખી નિવડશે."

"મનોરમાએ કાંઇ પ્રત્યુત્તર ન આપ્યો. નિહાલસિંહે વિમલપ્રભા મારફત નવલ તથા માલતીને કાંઇક બ્હાનું કાઢી ત્યાં બોલાવ્યાં. કેટલીક આડીઅવળી વાતચીત કર્યા પછી નિહાલસિંહે શરૂઆત કરીઃ—"બ્હેન માલતી! મને તારો ભાઇ ગણજે. હું તને જે કાંઇ પૂછું તો તેનો સત્ય ઉત્તર આપજે. કોઇપણ બાબત કહેતાં શરમાઇશ નહિ. હમેશાં ભાઇ, માતા, પિતા આદિ પોતાના શુભેચ્છકો આગળ સત્ય બોલવું એતો તું સમજે છેને?"

"એવું શું પૂછવાનું છે ભાઇ?"

"તે પછી સમજાશે. પણ પ્રથમ સત્યજ પ્રત્યુત્તર આપવાનું કબુલ કર."

"ભલે. મને જે સત્ય લાગશે તે કહીશ. પૂછો શું છે એવું!"

"બ્હેન! મારા સમજવામાં આવ્યું છે કે તું નવલને ચ્હાય છે, અને તેની સાથે લગ્ન કરવાની પણ તારી ઇચ્છા છે વળી તે બાબતમાં મનોરમા બેનની સમ્મતિ માગે છે એ બધું સત્ય છે?"

"ભાઈ! એ બધી બાબત તો તમે જાણો છો; છતાં ફરી શા માટે પૂછો છો?"

"મારા પૂછવાનો ભાવ એવો છે કે વિધવાઓ પુનર્લગ્ન કરી શકે એ તો આપણે થોડાજ દિવસ પહેલાં સ્વામીજીને મૂખે સાંભળ્યું; પરન્તુ તમારા પ્રેમની દ્રઢતા જોતાં મને એમ શંકા થાય છે કે તમે એકબીજાને ઘણા સમયથી ચ્હાતાં હોવાં જોઇએ. જો મ્હારૂં અનુમાન સત્ય હોય તો આ રીતે ચ્હાવું યોગ્ય હતું?"

"ભાઇ! તમે કદાચ સત્ય કહેતા હશો; પરન્તુ મારા પૂજ્ય સસરાજી પોતાના મૃત્યુ સમયે નવલને મારે માટે ભલામણ કરી ગયા છે તેમજ એમની પાસેથી મારી સાથે પુનર્વિવાહ કરવાનું વચન પણ એમણે લીધું છે; તે સમયથીજ હું તેમને ચ્હાતાં શીખી છું. વળી મારે માટે એમણે જે કાળજી રાખી છે તેથી હું તેમના તરફ વધુ ખેંચાઇ છું અને ઉપકારના દબાણમાં દબાઇ છું."

"પણ બ્હેન! માતાજી કદાચ સંમતિ નહિ આપે તો?"

"શા માટે ન આપે? વિધવાઓને શાસ્ત્રકારે પુનર્વિવાહની છુટ આપી છે. વળી મારો પ્રેમ એક એવા મનુષ્યમાં બંધાયો છે કે જેથી કોઇને પાછળથી પસ્તાવાનો સમય આવનારજ નથી. માતા પિતાએ બાલ્યાવસ્થાથી વેવિશાળ કરી લાયક ઉમરે મારાં લગ્ન કર્યાં હતાં; પરન્તુ તે પતિ સાથે મને વાત કરવાનો પણ પ્રસંગ મારા કમનસિબે મળ્યો નહતો. અવિનય થાય તો ક્ષમા કરજો, ભાઈ! પણ તમે જ્યારે પૂછો છો ત્યારે મારે સત્યજ ઉત્તર આપવો જોઇએ. હવે તમે વિચાર કરો કે જેની સાથે બીલકુલ પરિચય ન હોય એવા મનુષ્ય સાથે જીવન ગાળવામાં જે પ્રેમ કે લ્હાવો મળે, તેના કરતાં જેની સાથે આટલો ગાઢ પરિચય છે, જેના ગુણદોષથી અમે પરસ્પર માહિતગાર છીએ, જેનાં હૃદય અત્યારથીજ પરસ્પર મળી ગયેલાં છે તેમનાં લગ્ન થવામાં શી હરકત છે? હમેશાં આવાં સ્નેહલગ્ન સુખકારકજ નિવડે છે. જો પ્રથમ લગ્ન આમ સ્નેહથીજ થતાં હોય, અર્થાત લાકડે માકડું વળગાડવાને બદલે સ્નેહલગ્નજ થતાં હોય તો વિધવાઓ માટે જે ભય તેમની યુવાવસ્થામાં રાખવામાં આવે છે તે ન આવત. ભાઇ! આ બધું જોતાં હું નથી ધારતી કે માતાજી અમને સમ્મત્તિ ન આપે."

"પણ બ્હેન! ધારો કે ન આપી તો તમે હાલ જેમ નવલ સાથે પવિત્ર સંબંધ જાળવી રહ્યાં છો તેમ હમેશ માટે ન રહી શકો?"

"ભાઇ! આ પ્રશ્નનો જવાબ હું આપી શકતી નથી. તમે જાણો છો કે જ્યાં પ્રેમ શુદ્ધ હોય છે, એક બીજાના હૃદયો પરસ્પર મળેલાં હોય છે ત્યાં કોઇ પણ પ્રકારનો નિયમ રહી શકે ખરો કે? એકની ઇચ્છા તેજ બીજાને મરજી. હવે એ સંયોગોમાં સ્પર્શથી પણ દૂર રહેવું એ મૂશ્કિલ ખરૂં કે નહિ? તમેજ તેનો નિર્ણય કરો."

નિહાલસિંહે માલતીનો અભિપ્રાય લીધો. હવે તેણે નવલને પ્રશ્ન કર્યો:—"નવલ! માલતીને પૂછેલા પ્રશ્નો તથા તેના પ્રત્યુત્તરો તો ત્હેં સાંભળ્યા છે. તે સ્ત્રી છે તું પુરૂષ છે. તેણે મારા છેવટના પ્રશ્નના ઉત્તરમાં જે મુશ્કેલી બતાવી છે તે મુશ્કેલીનો નિર્ણય ત્હારૂં પુરૂષ હૃદય ન કરી શકે એમ હું માની શકતો નથી."

"મહારાજ! સત્ય ખુલ્લુંજ છે, એમાં બીજો નિર્ણય કરવા જેવું છે શું! ખરૂં છે કે સ્ત્રીઓના હૃદય કરતાં પુરૂષનું હૃદય બળવાન હોય છે. તે ધારે તો ગમે તેવો પ્રસંગ આવી પડયો હોય તો પણ કદાચ તેમાંથી બચી શકે ખરો."

"નવલ! જવાબ દેતાં તો દીધો પણ હવે મારા બીજા ઉત્તરનો ખુલાસો કર. જો તું પોતે બચી શકે અને એવા સમયમાં માલતીનો પણ બચાવી શકે તો પછી તમે ઉભય લગ્નથી ન બંધાતાં શુદ્ધ પ્રેમથી પવિત્ર સંબંધ રાખી શકો ખરાં કે નહિ?"

"મહારાજ! તમારો પ્રશ્ન ભૂલ ભરેલો છે. પ્રેમ એક પ્રકારનો નથી. વાત્સલ્ય સ્નેહ, સખ્ય પ્રેમ આદિ તેના ઘણા પ્રકારો છે. અમારો સંબંધ છે—અમારા હૃદયમાં જે લાગણી છે તે પ્રેમની છે. અન્ય પ્રકારની નથી. વાત્સલ્યમાં હૃદયની એકતા થતી નથી તેથી વધુ, પ્રેમમાં થાય છે અને એવો પ્રેમ હમેશાં યુગ્મોમાંજ પ્રવર્તે છે. તેવો યુગ્મમાંનો—દંપતિનો—પ્રેમ રાખીને પવિત્ર સંબંધ રાખવો એ બે રીતે હું વર્જ્ય ગણું છું, પ્રથમ તો હૃદયની બધી લાગણીઓને મારી નાખવા માટે, અને બીજું આવા પ્રેમને વાત્સલ્યમાં ફેરવવા માટે. પ્રેમ એ વાત્સલ્યના રૂપમાં કદી ફેરવાઇ શકતોજ નથી, અને કદાચ જો કોઇ ફેરવવાનો દાવો કરે તો એવો પ્રસંગ કોઇક સમય પણ પ્રાપ્ત થવાનોજ કે જે સમયે તે તેનું ખરૂં સ્વરૂપ પ્રકાશે. કદાચ લાગણીઓનો ધ્વંશ કરવાનું તમે કહેશો તો તેના કરતાં તો લગ્ન કરવું એજ હું ઉત્તમ ગણીશ."

"નવલ! તું લગ્ન કરવાને ભલે ઉત્તમ ગણ પણ હું સમજી શકતો નથી કે આવા ગાઢ પ્રેમથી બંધાયલાં અને સાથે રહેનારાં સ્ત્રી પુરૂષો લગ્ન શા માટે ઇચ્છે? લગ્નથી શારિરીક સંબંધ વિના અન્ય ઉચ્ચતા શી? અને જો શારિરીક સંબંધને માટેજ લગ્ન કરવા તત્પર થાય તો તે સત્ય પ્રેમ શી રીતે કહી શકાય? ઇન્દ્રિય તૃપ્તિ માટેનો તે પ્રેમ છે એમ કેમ ન કહેવાય?"

"તમારો પ્રશ્ન ઉત્તમ છે મહારાજ! જો લગ્ન કરવામાં કારણભૂત પોતાની વાસના માત્ર હોય તો તે સત્ય પ્રેમ માની શકાયજ નહિ; પરંતુ લગ્ન કરવામાં અન્ય ઉચ્ચતા શમાયલી છે. જુઓ, ઇશ્વરે રચેલી સૃષ્ટિમાં પ્રત્યેક પ્રાણી તેમજ ઉદ્દભિજ પદાર્થ પણ હમેશ પોતાની ઉન્નતિજ ઇચ્છે છે; અને તે અર્થે રાત્રિ દિવસ સતત્ પ્રયાસ કરે છે. એક નાનું બીજ એક ભીંતના ચણુતરમાંની ઇંટ સાથે ચૂનામાં પડયું હોય અને તેને પાણીનો સંયોગ મળતાં તેમાંથી તે ફુટે છે અને નાનો છોડ થાય છે. હવે આ છોડમાં પણ પોતાથી ઉન્નતિ સાધવાની એટલી બધી તિવ્ર આકાંક્ષા હોય છે કે ઇંટની નીચેથી વાંકુ વળી બહાર આવે છે. સૂર્યનો તાપ, પવન, વિગેરે પોતાની ઉન્નતિમાં જોઇતાં સાધનો

ગ્રહણ કરે છે અને ધીમે ધીમે વૃક્ષના રૂપને પામે છે. બાળક પણ ધીમે ધીમે કીશોર, યુવાન, પ્રૌઢ અને વૃધ્ધ થાય છે. તો અમારો પ્રેમ જે આટલી પરિસીમાએ પહોંચ્યો હોય તેની ઉન્નતિ ન થવા દેવી !"

નિહાલસિંહ સહજ વિચારમાં પડી ગયો. નવલ શું કહેવા ઇચ્છે છે તે તેને સમજાયું. તેણે ફરી પ્રશ્ન કર્યો:—"હું નથી સમજી શકતો નવલ ! કે તું શું કહેવા ઇચ્છે છે !"

"મહારાજ ! વિશ્વમાં ગૃહસ્થાશ્રમ શા માટે છે ? બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, અને સન્યસ્ત એ ત્રણ આશ્રમને નિભાવવા માટે, સમાજની અને દેશની, આધ્યાત્મીક, વ્યવહારિક આદિ ઉન્નતિ થાય તે માટે છે. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશી ઇન્દ્રિય સુખ ભોગવવાનું નથી, પરન્તુ સૃષ્ટિ સંચાલકની ઇચ્છાને અનુસરીને સમાજનો ઉત્કર્ષ સાધી શકે એવાં નવજીવનો પ્રકટાવવાનાં છે ! નવજીવનો પ્રકટાવી તેમને વિકસાવવાનાં છે અને તે દ્વારા અન્ય જીવનોને પ્રફુલ્લવવાનાં છે. મહારાજ ! ગૃહસ્થાશ્રમ કામવાસના તૃપ્ત કરવા માટે નથી; પરન્તુ ભૂર્લોકમાં વસતા આ સૃષ્ટિના નેતા મહાર્ષિઓની વિભૂતિ રૂપ પૂત્રો ઉત્પન્ન કરવા માટે છે. આ રીતે પોતાની ઉન્નતિ સાથે સૃષ્ટિની ઉન્નતિ અર્થે ગૃહસ્થાશ્રમ છે અને તેની પ્રવેશક્રિયા રૂપે લગ્ન છે. હવે કહો મહારાજ ! લગ્ન ન કરવું એ ઉચ્ચ કે લગ્ન કરી ગૃહસ્થાશ્રમનું પાલન કરવું એ ઉચ્ચ ?"

"નવલ ! તારા કહેવા પ્રમાણેજ જો સર્વ કાર્યમાં ગૃહસ્થાશ્રમજ ઉન્નતિ સાધી શકતો હોય તો વાનપ્રસ્થ અને સન્યસ્તાશ્રમની શી આવશ્યકતા !"

"મહારાજ ! ગૃહસ્થાશ્રમ યુવાઅવસ્થાનોજ છે. પ્રૌઢાવસ્થા થતાં ગૃહસ્થાશ્રમનાં કાર્યોથી નિવૃત્ત થઇ પોતાનું શ્રેય સાધવાનું હોય છે. રાત્રિ દિવસ ગૃહસ્થાશ્રમના ધર્મમાં ટેવાઇ રહેલાં મન તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખવાનું હોય છે. બ્રહ્મચર્યાશ્રમમાં પ્રાપ્ત કરેલી વિદ્યા અને ગૃહસ્થાશ્રમનો અનુભવ એ બન્નેમાંથી સાર ગ્રહણ કરી પોતાનું શ્રેય સાધવાનું હોય છે. સન્યસ્થાશ્રમમાં સૃષ્ટિના જીવોને પોતપોતાનાં કર્મમાં પ્રવૃત્ત થવાનો ઉપદેશ આપી આખા વિશ્વનું કલ્યાણ સાધવાનું હોય છે. તે વખતે પોતાના આત્માનો એટલો બધો વિકાસ કરવાનું તેમને માથે આવી પડે છે કે તેઓ આખા વિશ્વને આત્મરૂપ જુએ છે. પરન્તુ આ બધું ગૃહસ્થાશ્રમ પછીજ છે. ગૃહસ્થાશ્રમ પાળ્યા પછી મનુષ્ય આ બે આશ્રમો તરી શકે છે. તે પહેલાં એ આશ્રમોમાં પ્રવેશનાર

સમય આવે પતિત થાય છે. હવે આપને સમજાશે મહારાજ ! કે મારૂં કહેવું યથાર્થજ છે."

"છે તો ખરૂં. સમજાય છે ખરૂં પરન્તુ હવે માતાજી મનોરમા સમ્મતિ આપે ત્યારે ખરૂં. એમની અનુમતિ માટે તમેજ માગણી કરોને, નવલ !"

મહારાજ ! હું કરત; પરન્તુ હું એમની માતા જેટલી આમન્યા રાખું છું. હું શી રીતે મર્યાદા મૂકી શકું. તે કામ મારાથી ન બને."

નવલ આટલા શબ્દો બોલ્યો ત્યાં સુધી મૌનપણે આ બધો વાદવિવાદ સાંભળતી મનોરમા બહાર આવી અને હૃદયના ખરા આનંદથી બોલી ઉઠી:—"તમારા શુદ્ધ અને ઉચ્ચ વિચારો જાણી હું પ્રસન્ન છું. નવલ ! માલતી ! ! હું તમને મારી સમ્મતિ આપું છું. તમે સુખી થાઓ." માલતી ગળગળી બની મનોરમાની છાતીપર માથું નાખી ઉભી રહી. નવલ આજ્ઞાધારક નમ્ર વદને ઉભો રહ્યો. મનોરમાએ આગળ ચલાવ્યું. "નવલ ! હું કદાચ આ કાર્યમાં અનુમતિ ન પણ આપત, કારણ કે માલતી એ હવે મારૂં ધન નથી, એના પર મારી સત્તા નથી; પણ એના શ્વસુર વિઠલપ્રસાદે એને સમ્મતિ આપી છે અને એમણે એને લાયકજ તમારી પસંદગી કરી છે વળી મારી માલતી પણ તમને ચ્હાય છે તેમજ તમારા અત્યાર સુધીના વર્તનથી હું પણ સંતોષ પામી છું. તેમજ સ્વામીજી અખંડાનંદે શાસ્ત્રમાં પણ એ કાર્યની છૂટ છે એમ જણાવ્યું છે એટલે હવે હું મારા અંતઃકરણ પૂર્વક તમને સમ્મતિ આપું છું. મારાં બચ્ચાંઓ ! તમારો સંસાર સુખી થાઓ અને તમારૂં કલ્યાણ થાઓ."

મનોરમાના મુખમાંથી છેલ્લા શબ્દો નિકળતાં જાણે તેમને વધાવી લેતાં હોય તેમ નિહાલ નવલને ભેટી પડયો અને વિમળપ્રભાએ માલતીને પોતાની ગોદમાં ચાંપી.

અમાત્યનાં લગ્ન નક્કી થઇ ગયાં. આખા શહેરમાં ધામધૂમ ચાલી રહી. ઠેકાણે ઠેકાણે વાવટા બંધાઈ ગયા. સ્થળે સ્થળે દારૂખાનુ તૈયાર રાખવામાં આવ્યું. આખા શહેરમાં રોશની કરવામાં આવી. ઘડીઆં લગ્ન લીધાં હોય તેમ દરેક રીતની તજવીજ થઇ ગઇ. સ્વામીજી પોતે લગ્ન ક્રીયા કરાવવા પોતાના શિષ્ય મંડળસહ ત્યાં રોકાયા હતા. જેમણે પરાશર મુનીના જણાવ્યા પ્રમાણે વિધીસર ક્રીયા કરાવી અને કન્યાદાન નિહાલસિંહે દીધું. આખા શહેરમાં ઘેર ઘેર આનંદ ઉત્સવ કરવામાં આવ્યો. નિહાલસિંહ તથા વિમળપ્રભાના

હૃદયમાં અત્યંત આનંદ થતો હતો. નવલ તથા માલતીના હૃદયની વાત તો પૂછી શકાય તેમજ ન હતી.

લગ્ન ક્રીયા સંપૂર્ણ થતાં પતિ પત્નિ અખંડાનંદને મનોરમાને, નિહાલસિંહને તથા વિમળપ્રભાને પગે લાગ્યાં. શુભાશિષો મેળવી, પોતાના શયન ગૃહમાં એકલાં વિદાય થયાં. ઘણા દિવસથી હૃદયમાં વારંવાર ગોખી રાખેલા શબ્દો ઉભયનાં હૃદય મળતાં મૂખમાંથી વદાઇ ગયા નેત્રો સાથે પરસ્પર મુખનો સંયોગ થયો. માલતી અર્ધ મીચેલે નેત્રે વક્ર દ્રષ્ટિએ નવલ સામું જોતાં બોલીઃ-"વ્હાલા!" નવલ તરફથી પણ માત્ર એટલોજ પ્રત્યુત્તર મળ્યોઃ-"વ્હાલી!" અત્યાર સુધી માત્ર હૃદય અને નેત્ર દ્વારાએજ વિહાર કરતાં દંપતિ, પરસ્પર આનંદથી ભેટયાં, હૃદયની એકતા સાથે દેહનું પણ ઐક્ય થયું. શયનગૃહના વાતાવરણમાં ધ્વનિ થવા લાગ્યો::-"વ્હાલા!"

પ્રિય પાઠક! આવી જાતનાં સ્નેહલગ્ન-પુનર્લગ્ન જો કળિયુગમાં થાય અને નિહાલસિંહની માફક રાજ્ય તરફથી જો અનુમોદન મળે તો હિન્દુસંસાર કેવો અને કેટલે દરજ્જે સુખી નિવડે તેની ગણના તું પોતેજ કરી લેજે.



## અષ્ટદશ પરિચ્છેદ.



### ઉન્માદિની.



ગિરિબાળા પતિની મંગલ કામના કરતી પ્રત્યેક તિર્થમાં ફર્યા કરતી હતી. પર્યટણમાં ક્ષુધા અને તૃષા હદ ઉપરાંત સહન કરવાથી તેની શારિરીક સ્થિતિ નબળી પડતી ચાલી. આહાર, નિદ્રા કે ભય કશાની પણ પરવા કર્યા વિના રાત્રિ દિવસ ગમે તેવા વિકટ માર્ગમાં ટાઢ, તડકો, વર્ષાદ સહન કરતી, જાણે પોતાના આયુષ્યનો ક્ષય કરવાજ ઇચ્છતી હોય તેમ ફરવા લાગી. તેનું શરીર ધીમે ધીમે રોગનો ભોગ થઇ પડયું. તેને જીર્ણજ્વાર લાગુ પડયો, દમના વ્યાધિનો પણ કાંઇક સંચાર જણાયો, છતાં તેણે તેની દરકાર કરીજ નહિ. અહર્નિશ પતિ નામ સ્મરણ કરતી પર્યટન કરવાજ લાગી. વર્ષારૂતુ હોવાથી વર્ષાદ ઘણાજ જોરથી વર્ષવા લાગ્યો, પવન પણ તોફાને ચઢયો. તે સમયે ગિરિબાળા ભીના વસ્ત્રે પતિ નામનો જાપ કરતી માર્ગ કાપતી જતી હતી. શરીરમાં ઘર કરી બેઠેલા જીર્ણ જ્વરે તેની શક્તિ છેકજ હણાઇ ગઇ. ટાઢ ચઢી આવી તેનાથી એક પગલું પણ આગળ ન ચાલી

ચકાયું છેવટમાં એક વૃક્ષ નીચે એક શીલાપર બેસી ગઇ. બેઠી બેઠી પતિદેવનું ધ્યાન કરવા લાગી. વર્ષાદ તથા પવનનું જોર વધવા લાગ્યું. આખરે ટાઢથી તેનું શરીર અકડાઇ ગયું. તે બેભાન થઇ જમીન પર ઢળી પડી. તેનું આખું શરીર ઠંડુ પડી ગયું. ધીમે ધીમે વર્ષાદ વધવા લાગ્યો. દિશાઓ અંધકારથી છવાઇ ગઇ તેમાં વળી રાત્રિએ પોતાનો પ્રતાપ ફેલાવ્યો. માર્ગમાં પરસ્પર મ્હોં પણ ન દેખાય એવો અંધકાર થઇ રહ્યો. વચ્ચે વચ્ચે વિજળીના ચમકારા થતા તે દ્વારા પ્રવાસીજનો પોતાના માર્ગની માહિતી મેળવી લેતા. આવા અંધકારમાં એક બ્રહ્મચારી તે માર્ગ કાપતો ત્યાં આવી પહોંચ્યો. તે જ્યારે શીલા પાસે આવ્યો ત્યારે અંધકારને લીધે તેણે ગિરિબાળાને તો ન દીઠી; પરન્તુ તેના મુખથી નીકળતો અસ્પષ્ટ ધ્વનિ તેને કાને પડયો. આ ધ્વનિ પણ માત્ર એકજ વખત સંભળાયો. બેભાન મનુષ્ય જેમ પોતાની બેશુદ્ધાવસ્થામાં શારિરીક દર્દથી “ ઉંહ ” કાર જેવો જે ધ્વનિ કરે છે તેવોજ તે ધ્વનિ હતો. બ્રહ્મચારી તે સાંભળી ત્યાં સ્થંભ્યો. કોઇપણ મનુષ્ય અને તેમાં પણ કોઇ સ્ત્રી કાંઇક વ્યાધિથી પીડાતી નજીકમાંજ પડેલી હોવી જોઇએ, એમ તેને ભાસ થયો. “ કોણ છે ? ” ફરી એક બે વખત તેણે પૂછયું પણ ખરૂં; પરન્તુ કાંઇ જવાબ ન મળ્યો તેમજ ફરીથી તે ધ્વનિ પણ ન સંભળાયો. બ્રહ્મચારી ક્ષણવાર ત્યાં ઉભો રહ્યો; એટલામાં વિજળીનો ચમકારો થયો તેમાં તેણે ગિરિબાળાને પડેલી દીઠી. પોતાની નજરે જે સ્ત્રી પડી તે કોણ હતી તે ઓળખી ન શકયો; પરન્તુ કોઇ દુઃખી અબળા છે એટલું જાણી તેને અત્યંત દયા ઉત્પન્ન થઇ. તેણે નજીક આવેલા વિમળપૂરમાં તેને લઇ જવાનો વિચાર કર્યો. વિમળપૂર લગભગ એક માઇલ દૂર હતું. એટલે દૂર એક અચેત સ્ત્રીના શરીરને આવા વર્ષાદમાં ઉંચકી લઇ જવાનું તેને ઘણુંજ વિકટ જણાયું; છતાં જ્યારે મનુષ્ય પરોપકાર વૃત્તિથી અમુક કાર્ય કરવા પ્રેરાય છે ત્યારે તેને ગમે તેવું વિકટ કાર્ય પણ સુલભ જણાય છે. તેમ આ બ્રહ્મચારી પણ ગિરિબાળાનાં જડવત્ બની ગયેલા દેહને ઉપાડી વિમળપૂર ગયો. પ્રિય પાઠક! આ બ્રહ્મચારી અખંડાનંદનો શિષ્ય ભાસ્કરજ હતો.

ભાસ્કર હાલ વિમળપૂરમાં બ્રહ્મકુટિરમાં રહેતો હતો. કુટિરમાં તે એકલોજ હતો. તેની પાડોશમાં એક વૃદ્ધ બ્રાહ્મણી રહેતી હતી. જ્યારે જ્યારે ભાસ્કર વિમળપૂર આવતો ત્યારે ત્યારે તે વૃદ્ધા તેને રસોઇ વિગેરે કરી આપતી તથા તેની સાથે રહેતી. ભાસ્કર બ્રહ્મ

કુટિરમાં પહોંચ્યો ત્યારે વૃદ્ધા પોતાના ઘરમાં હતી. ગિરિબાળાને પોતાની કુટિરમાં સુવાડી ભાસ્કર તે વૃધ્ધાને બોલાવી લાવ્યો. વૃદ્ધાએ આવી ગિરિબાળાનું ભીનું વસ્ત્ર બદલાવી નાખ્યું. ભાસ્કર વિશ્વનાથ વૈદ્યને બોલાવી લાવ્યો. જે ઘણાજ પ્રખ્યાત હતા. તેમને હાથે યશ કહેવાતો હતો.

વિશ્વનાથે ગિરિબાળાની ચિકિત્સા કરી પ્રથમ તેના શરીરમાં ગરમી ઉત્પન્ન કરવાના ઉપચારો કર્યા, પછીથી જ્વર તથા દમનું ઔષધ આપ્યું. પંદર વિશેક દિવસ થયા ત્યારે ગિરિબાળાને કાંઇક સહજ આરામ થયો. અત્યાર સુધી તે કોણ છે તથા આવી દશામાં શી રીતે આવી છે તે પ્રશ્ન કોઇએ કર્યો ન હતો. વૃદ્ધા બાઇ હમેશાં તેની પાસે રહેતી. એક વખત વૃદ્ધાએ તેને તેના નામ ઠામ વિષે પ્રશ્ન કર્યો. ગિરિબાળા મુંઝાવા લાગી. તેણે કાંઇ પ્રત્યુત્તર ન આપ્યો પણ તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. બ્રહ્મચારીએ વૃધ્ધાને કાંઇપણ પૂછવાનો નિષેધ કર્યો. આ વાતને બે ત્રણ દિવસ થયા હશે એટલામાં એક દિવસે ગિરિબાળાની પ્રકૃતિ કાંઇક સ્વસ્થ જોઇને બ્રહ્મચારી તેની પાસે બેઠો અને શાન્ત મમતા ભર્યા અવાજે પ્રશ્ન કર્યો:—

"માતાજી! હું તમારો પૂત્ર છું. મારાથી જરા પણ અચકાશો નહિ. તમે શા માટે મુંઝાઓ છો તે કહેશો ?"

"ભાઈ! તમારી મમતા તથા કાળજી માટે હું તમારી આભારી છું. હવે મને અત્રેથી જવા દેશો ?"

"કયાં જશો માતાજી! હજી તમારી પ્રકૃત્તિ જોઇએ તેવી સારી નથી. પ્રથમના કરતાં ઠીક છે; છતાં હજી જોઇએ તેવી શકિત આવી નથી."

"ભાઇ! શકિત લાવીને શી જરૂર છે? તમે મને ઉપચારજ શા માટે કર્યા? હું જીવું કે ન જીવું એ સર્વ મારે મન સરખુંજ છે." ગિરિબાળાના નેત્રમાં પાણી ભરાઇ આવ્યું.

"હું નથી માનતો, માતા! મૃત્યુની દરકાર કરતાં નથી, છતાં મૃત્યુની સ્મૃતિથી તમારી આંખમાં આંસુ આવે છે. માતાજી! તમે તમારૂં દુઃખ કહો. મારાથી બનતા પ્રયાસે હું તે દૂર કરવા યત્ન કરીશ ન ગભરાઓ."

"ભાઇ! હું મૃત્યુથી ડરતી નથી; પરન્તુ મૃત્યુ પહેલાં મારી એક ઇચ્છા છે."

"શી ઇચ્છા છે, માતા! હું શું કરી શકું એમ છું.?

"મારા પતિનાં દર્શનની ઉત્કટ અભિલાષા છે. મને કાંઇક

આરામ જણાય છે તે નજીવો છે. હું સમજું છું કે હવે ટુંક સમયમાંજ આ દુનિયાનો ત્યાગ મારે માટે નિર્માયેલો છે; છતાં તે પહેલાં મારા પતિનાં દર્શન—માત્ર એકજ વાર દર્શન થાય એટલું હું ઇચ્છું છું."

"થશે. માતાજી! ધીરજ રાખો થશે. મને ઠેકાણું આપો હું આજેજ પત્ર લખું છું!"

"ભાઇ! એમના આવતા સુધી હું જીવીશ? મારા ભાગ્યમાં એમનાં દર્શન હશે?"

"બ્હેન! સતિના ભાગ્યમાં પતિ દર્શન લખાયલુંજ હોય છે. તમને આરામ થશે અને તમે તમારા પતિનાં દર્શન કરવા ભાગ્યશાળી થશોજ."

ગિરિબાળા પાસેથી ઠેકાણું લઇ ભાસ્કરે દેવગઢ પત્ર લખ્યો. પ્રિય પાઠક! આ પત્ર નરેન્દ્રને ક્યાં અને ક્યારે મળ્યો તે આપણે જોઇ ગયા છીએ. પરન્તુ ગિરિબાળાનું શું થયું તે આપણે જોઇએ.

પત્ર લખ્યે દશેક દિવસ થઇ ગયા છતાં પ્રત્યુત્તર મળ્યો નહિ. ગિરિબાળાનો જીવ પતિ દર્શન માટે અધીરો બની ગયો, તેણે પોતે દેવગઢ જવાની તૈયારી કરી. ભાસ્કરે ઘણીજ સમજાવી, છતાં તેણે પોતાનો નિશ્ચય ન ફેરવ્યો. ભાસ્કરના અત્યાગ્રહથી તેને સાથે લીધો. બન્નેજણ દેવગઢ ગયાં. જે દિવસે તે બન્ને જણ દેવગઢ ગયાં તેજ દિવસે રાતના અચાનક આગ લાગવાથી બ્રહ્મકુટિર સળગી ગઇ બિચારી વૃદ્ધા બાઇ અંદરને અંદર સળગીને પંચત્વ પામી. વિશ્વનાથ વૈદ્યે જે સ્ત્રીના સળગી જવાની વાત કરી હતી તે આ વૃધ્ધા બાઇ હતી; પરન્તુ બ્રહ્મચારી તથા ગિરિબાળાના દેવગઢ જવાના સમાચારથી બધાં અજ્ઞાત્ હોવાથી, તેણે જણાવ્યું હતું કે કુટિરવાસીઓનો પત્તો નથી અને ગિરિબાળા અશકત હોવાથી તેજ બળી ગઇ હશે એમ સર્વનું અનુમાન થયું હતું. વસ્તુતઃ ગિરિબાળા હયાત હતી અને નરેન્દ્રના દર્શનાર્થેજ તે દેવગઢ તરફ બ્રહ્મચારીને સાથે લઇને ગઇ હતી.

નરેન્દ્રે જ્યારે ગિરિબાળાના મૃત્યુના સમાચાર વિશ્વનાથ વૈદ્યને મૂખે સાંભળ્યા ત્યારે તે છેકજ હતાશ થઇ ગયો, હિમ્મત હરાઇ ગઇ. ગિરિબાળાના પવિત્ર ચરણમાં પડી પોતાના અપરાધની ક્ષમા માગવાની આશા મનમાંજ રહી ગઇ. તેનું મન સંસાર ઉપરથી બીલકુલ ઉઠી ગયું. માત્ર એક વખત દિનકરરાયને મળી હમેશને માટે ઘર, ગામ તથા સંબંધીઓનો ત્યાગ કરવાના વિચારપર તે આવ્યો. દિનકરરાયને પત્ર લખી દેવગઢ બોલાવ્યો અને પોતે પણ દેવગઢ જવા નિકળ્યો.

નરેન્દ્રનો પત્ર મળતાંજ દિનકરરાય કુસુમ તથા સુરેશને લઇને દેવગઢ આવ્યો. નરેન્દ્ર પણ આવી પહોંચ્યો. નરેન્દ્રે ગિરિબાળાના મૃત્યુના સમાચાર દિનકરરાયને કહી, છેવટમાં પોતાનો નિશ્ચય પણ જણાવ્યો. નરેન્દ્રને મુખેથી આ વૃત્તાંત સાંભળી કુસુમ આક્રંદ કરવા લાગી. ગિરિબાળા–પવિત્ર દેવી સમાન પુજ્યા–ગિરિબાળાના મૃત્યુ સમાચાર સાથે ભાઇનો ગૃહત્યાગનો અંતિમ સંકલ્પ સાંભળતાંજ કુસુમનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. નિર્મળાની સ્થિતિ તો અત્યંતજ કફોડી થઇ પડી; તે બિચારી ન કાંઇ બોલી શકતી કે ન કાંઇ પૂછી શકતી. પોતાના મનથી તે પોતાને ઓશીઆળી સમજવા લાગી. રડતા અંતઃકરણને જેમ તેમ દબાવી રહેવા લાગી. કુસુમના અત્યંત આક્રંદથી અને દિનકરરાયના અત્યાગ્રહથી નરેન્દ્રે ચાર પાંચ દિવસ દેવગઢમાં વધુ રહેવાનું કબુલ કર્યું, પરન્તુ તે આખો દિવસ એકલોજ પોતાના દિવાનખાનામાં અને ગિરિબાળાના શયનગૃહમાંજ રહેતો હતો. કોઇની સાથે વાત પણ કરતો ન હતો.

પ્રિય પાઠક ! હવે આપણે જરા દેવેન્દ્ર અને પ્રેમદા તરફ આપણી નજર ફેરવીએ. દેવેન્દ્રને ત્યાંથી અપમાન પામી કલંકિત થયેલી પ્રેમદાને જગત માત્ર ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો. પ્રત્યેક મનુષ્યમાં તે દેવન્દ્રનાં લક્ષણ જોવા લાગી. પ્રત્યેકને પતિત, દુષ્ટ, વિકારી અને કામી સમજી તેનાથી દૂર નાસવા લાગી. તે વિધવા હતી—બાળ વિધવા હતી. સંસારની લાલચો અને ઉત્તેજક વૃત્તિનું પ્રાબલ્ય હતું, છતાં ધર્મથી તે ડરતી હતી. દેવેન્દ્રને તે ચ્હાતી હતી ખરી, પણ જો તે લગ્ન કરવા કબુલ થાય તોજ; પરન્તુ દેવેન્દ્રે આખરે પોતાનું પોત પ્રકાશ્યું. પ્રેમદાના હૃદયમાં આથી જબરો આઘાત થયો. તેનું ચિત્ત ભ્રમિત થવા લાગ્યું. “ શું હું કલંકિની? હું પતિત થઇ ? મારૂં શીયળ હરાયું ? ” આજ વિચારો રાત્રિ દિવસ તેના મસ્તકમાં ધુમવા લાગ્યા. વિચારમાં ને વિચારમાં તેનું મગજ ભમી ગયું. સારાસાર, ધર્માધર્મ આદિનુ વિસ્મરણ થયું. દેવન્દ્ર કલંકિની, વૈર એ ત્રણ શબ્દોનીજ શુદ્ધિ હોય તેમ જણાવા લાગ્યું. મનમાં આવે તેવું હેતુ વગરનું કાર્ય કરતી, ગમે તેમ બોલતી, ગમે ત્યાં રખડતી, છતાં પણ સમયે સમયે આ ત્રણ શબ્દોજ તેને યાદ આવતા. જો કોઇની પાસે દેવેન્દ્રની વાત નિકળે તો તેટલા પુરતી તેને શુધ્ધિ આવતી. તે સમય જો તેના અંતઃકરણ ઉપર કાંઇક અંકુશ રહે તો પળ વાર વધુ શુધ્ધિ રહેતી; પરન્તુ વળી કલંકિની, શબ્દ યાદ આવતાંજ તે બેભાન મનુષ્ય માફક

ગમે તેમ બોલતી. નરેન્દ્ર જ્યારે દેવગઢથી કાશી ગયો ત્યારે પ્રેમદાની આ સ્થિતિ હતી. નરેન્દ્રના ગયા પછી એક દિવસે રાત્રે તે ગિરિકુંડિરમાં આવી. બિચારી નિર્મળા તેની સ્થિતિથી કેવળ અજાણી હતી. નિર્મળા પોતાના દુઃખના વિચારમાં મગ્ન થઇ બેઠી હતી. પ્રેમદાને જોતાં તેને કાંઇ આશ્વાસન મળ્યું હોય એમ લાગ્યું. તે ઉઠી પ્રેમદાનો હાથ ઝાલી પર્યંકપર બેસાડતાં બોલી " ક્યાં ગઈ હતી પ્રેમદા ! આટલા બધા દિવસ કેમ જણાતી ન હતી ? "

" બસ એજ. હાં......પણ તમે કો......ણ ! "

" પ્રેમદા ! પ્રેમદા ! ! શું તું પણ મને ભૂલી ગઈ ? "

" હેં ! હું પ્રેમદા ? ખોટી વાત. પ્રેમદા તો કલંકિની થઈ ગઈ. હું પ્રેમદા નથી. મારૂં નામ તો સત્યવતિ છે. " પ્રેમદાના આ શબ્દો તથા ભયાનક હાવભાવથી નિર્મળા ગભરાઇ. તેને લાગ્યું કે પ્રેમદા ભ્રમિત થઇ ગઇ છે. તેણે તેને ત્યાંજ બેસવા દઇ મુનિમજી ચંદ્રશેખરને બોલાવ્યો. ચંદ્રશેખર આવી એક વિરામાસનપર બેઠો. નિર્મળાએ પ્રેમદાને ફરી પૂછ્યું:–

" પ્રેમદા ! બ્હેન ! તું મને પણ ભૂલી ગઇ ? "

" અરે ! પણ અહીં પ્રેમદા છે ક્યાં ? પ્રેમદા તો કલંકિની થઇ ગઇ. "

" ત્યારે તારૂં નામ શું ? " ચંદ્રશેખરે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" મારૂં નામ ?–હાહાહાહા. મારૂં નામ સત્યવતિ. " પ્રેમદાએ અટ્ટહાસ્ય કરતાં પ્રત્યુત્તર આપ્યો.

" વારૂ સત્યવતિ ! પ્રેમદા કલંકિની શી રીતે થઇ ! "

" એ વાતનું તમારે શું કામ છે ! "

" અન્ય કોઇ એ રીતે કલંકિત ન થાય એટલા માટે. "

" હા, ત્યારે તો હું કહીશ. પણ જો...મારા દેવેન્દ્રને મ્હોંઢે એ વાત ન જાય હા ! હુંજ વેર લેવાની છું. શું તમે મને જેવી તેવી જાણો છો ! અરે ! હું મારૂં વેર એવું તો ભયંકર લઇશ કે તે પણ યાદ કરશે. હું કલંકિની ! દેવેન્દ્રને લીધે ! હા, બસ એજ. વેર લેવું વેર. બસ વેર. " પ્રેમદા ઉશ્કેરાઇ ગઇ. ચંદ્રશેખર પ્રેમદાની ખરી સ્થિતિ અનુમાનથી સમજી ગયો. તેણે તેને ધીમે ધીમે શાન્ત કરતાં પૂછ્યું:–" પણ કહેતો ખરી કે એ બન્યું કેમ ! "

" જુઓ પેહેલેથીજ કહું છું. દેવેન્દ્ર નિર્મળા બ્હેનપર મોહી પડ્યો હતો...... "

"હેં ! આ શું કહે છે ! કાંઇ દિવાની તો નથી થઈ ગઈ ! " ચંદ્રશેખર તથા નિર્મળા આશ્ચર્યથી બોલી ઉઠયાં.

"સાંભળો છો કે જાઉં ! કહેવા આવીછું ત્યારે વળી વચ્ચે બીજી વાતો કાઢે છે." પ્રેમદા આંખો ચઢાવી બોલી.

"હા. કહે. કહે. નહિ બોલીએ." ચંદ્રશેખર બોલ્યો.

"અને તેટલાજ માટે તે આપણા રમામંડળમાં કાલીમૈયા બનીને આવ્યો હતો. નહિ તે દિવસે પેલું કલંકિત ફુલ ગાતી હતી ? તેજ એ." નિર્મળા સામું જોઇ સહજ અટકી. નિર્મળાએ સાક્ષી પુરીઃ—"એજ એ ? મને તો કહેતી હતી કે તમારી સાસુ મારે ત્યાં આવ્યાં છે ને તમને બોલાવે છે. પણ મેં ગિરિ બ્હેનનું નામ દીધું કે તરત એણે મને ના પાડી."

"હા. હા. અને એ તમારી સાથેની વાતનું પરિણામ શું આવ્યું એ તમે જાણો છો કે ?"

"ના; શું આવ્યું ?"

"એજ કે તમને, ગિરિકુટિર છોડી ચાલી જવાની આજ્ઞા ગિરિ બ્હેને આપી."

નિર્મળા વિચારમાં પડી ગઈ. ચંદ્રશેખરને આશ્ચર્ય થયું; તેણે પૂછ્યું:—'એ કેવી રીતે બન્યું ! "

"ગિરિ બ્હેને મને એ કાલીમૈયા કોણ હતી તેની તપાસ કરવા મોકલી. મેં કાલીમૈયાના રૂપમાં દેવેન્દ્રને ઓળખ્યો. એને ઘેર જઈ એણે વેશ બદલ્યો ત્યારેજ ઓળખ્યો. હું એનાપર મોહી પડી. પણ એ તો નિર્મળા બ્હેનપર મરતો હતો. તેથી મ્હેંજ ગિરિ બ્હેનને ખોટું સમજાવ્યું કે કાલીમૈયાના રૂપમાં દેવેન્દ્રજ નિર્મળા બ્હેન સાથે વાત કરવા આવ્યો હતો અને વાત કરી પણ ખરી."

"ઓહ ! આ હું શું સાંભળું છું ?" નિર્મળાને ચક્કર આવવા લાગ્યાં. ધીમે ધીમે શુદ્ધિમાં આવતાં તે આગળ બોલી:—"પ્રેમદા ! પ્રેમદા ! ! તેં મારી કેવી દશા કરી નાંખી ? બ્હેન ! ઓ મારી પવિત્ર હૃદયની ગિરિ બ્હેન ! મેં તને કેટલા શ્રાપ આપ્યા હશે ! અરેરે ! મેં તને વ્યર્થ દોષ દીધા. હાય ! પ્રેમદા ! ! તેં તો મારૂં સર્વનાશ કર્યું."

"પણ તેં એવું ખોટું સમજાવ્યું કેમ ? તે તો કહે." ચંદ્રશેખરે પ્રેમદાને પૂછ્યું.

"મારા પ્રેમના માર્ગમાં નિર્મળા આડે આવતાં હતાં તે માટે. તે ન હોય તો દેવેન્દ્ર મારે વશ થાય તે માટે."

"વારૂ, પછી શું થયું ?"

" તેજ રાત્રે નિર્મળા બ્હેન સાથે મારો મેળાપ થયો અને મે મારે ત્યાં એમને રાખ્યાં. પણ એ વાત મેં બધાથી ગુપ્ત રાખી,દેવેન્દ્રે બીજે દિવસે નિર્મળાનો પત્તો મેળવી આપવા માટે મને દ્રવ્યની લાલચ આપી; પણ મારે દ્રવ્યને શું કરવું હતું ! મેં તેને નિર્મળાનો પત્તો ન આપ્યો. પણ મેં એક બીજોજ ઘાટ ઘડ્યો."

"એ વળી શો ઘાટ ઘડ્યો !" ચંદ્રશેખરે પૂછ્યું.

"એ એવો ઘાટ હતો કે નિર્મળા મારા માર્ગમાંથી દૂર થાય અને ગિરિકુટિરમાં મારી સત્તા જામે."

"એ કેવી રીતે !"

" ગિરિબાળા અને નરેન્દ્ર વચ્ચે કલેશ કરાવીને નિર્મળા સાથે નરેન્દ્રનો મેળાપ કરાવવો. એ રીતે મારો હેતુ સિદ્ધ થવાનો હતો. મેં ગિરિબાળા તથા નરેન્દ્ર વચ્ચે કજીઓ પણ કરાવ્યો પણ—"

"શી રીતે કલેશ ઉત્પન્ન કર્યો ?"

"બધુંય કહેવાય હું બંધાયલી નથી. સાંભળવું હોય તો સાંભળો નહિ તો હું જાઉં છું."

"ભલે ભલે, આગળ કહે."

"પણ નિર્મળા તેજ દિવસે મારે ત્યાંથી ચાલ્યાં ગયાં. દેવેન્દ્રને નિર્મળા મારે ત્યાં છે એમ ખબર પડવાથી તેજ રાત્રે આવ્યો. મારા તરફ પ્રેમ બતાવ્યો. હું ભોળવાઇ પણ પાછી તેણે નિર્મળાની વાત કાઢી. મેં તેને મારે ત્યાંથી ચાલી જવા કહ્યું; છતાં પાછો મારો સ્વાર્થ સાધવા ગિરિબાળાની સાડી મેં તેને આપી. જ્યારે પાછી હું ગિરિકુટિરમાં ફરી દાખલ થઇ અને નરેન્દ્ર યાત્રાર્થે ગયા ત્યારે તે એક વખત આ ઉદ્યાનમાં આવ્યો——

"આ ઉદ્યાનમાં આવ્યો ? શા માટે ? શી રીતે ?"

"અરે ! તમે શું સમજો ? આ ઉદ્યાનમાં નિર્મળા પાછળ દિવાનો થઇનેજ તે આવ્યો, પણ માર્ગમાં હુંજ પહેલી ભગી ગઇ. મારી સાથે પ્રથમ મીઠી મીઠી વાતો કરી. હું તેને મારે ઘેર લઇ જતી હતી પણ એટલામાં એ નિર્મળાનુ નામ બોલી ગયો. હું બીજી વખત છેતરાઇ પણ મેં તેનો બદલો લીધો. ઉદ્યાનમાં ચોર દાખલ થયો છે એમ કહી દરવાનો પાસે તેનાં હાડકાં ખોખરાં કરાવ્યાં. તેણે મારાપર તે

ડસ રાખ્યો. થોડા દિવસપર તેણે મને પોતાને ઘેરે બોલાવી. અને પ્રેમની મીઠી મીઠી વાતોથી લોભાવી, દુધમાં કેફી ચીજ ખવડાવી, જેથી મને નીશો ચઢયો; હું બેભાન થઇ. એણે મારા દેહને અપવિત્ર કર્યો. હાય! હું કલંકિની બની—''

“અરેરે! આખર તારી એ દશા થઇ? તું કલંકિની બની?” નિર્મળાએ તેની દયા ખાતાં કહ્યું.

“હું કલંકિની? કોણ કહે છે? શી સાબિતી? નહિ. હું કલંકિની નથી. બધી ખોટી વાત છે. વેર લઇશ. બસ. વેર લઇશ. જુઓ, હું ઝેર લાવવાની છું, અને તે હું દેવેન્દ્રને આપવાની છું. તમે કોઇને કહેશો નહિ. નિર્મળા બ્હેન! મેં તમારાં ઘણાં કામ કર્યાં છે. મારૂં એટલું કામ કરજો. હું ઝેર લાવું તે તમારે ત્યાં રાખજો.” પ્રેમદા આમ બબડતી ત્યાંથી ચાલી ગઇ. વળતેજ દિવસે સાંજના ફરી આવી એક શીશી નિર્મળાના હાથમાં મૂકતાં, બોલી:—“જુઓ આ સંભાળજો દેવેન્દ્રનું ઔષધ છે. હું માગું ત્યારે મને આપજો.” આમ બોલતી ઉન્માદિની પ્રેમદા ત્યાંથી દેવેન્દ્રવિહારમાં ગઇ. દેવેન્દ્રવિહાર સર્વત્ર શૂન્ય થઇ રહ્યો હતો. પ્રેમદા સીધી વિહારમાં દાખલ થઇ. દેવેન્દ્ર પર્યંકપર પડયો હતો. તેના હાથ પગ ગળી ગયા હતા. ક્ષય રોગ લાગુ પડયો હતો જેથી ઉઠવાની શક્તિ રહી ન હતી. મંદમંદ સ્વરે માત્ર સહજ બોલી શકતો હતો. ખાંસી જ્યારે જોરમાં આવતી ત્યારે ગભરાઇ જતો હતો. કેટલીક વખત તો ગળામાંથી કફનો ગળફો પણ બહાર કાઢવા અશક્ત થઇ જતો. ઘડીઘડી તેનાં નેત્રો મીંચાઇ જતાં હતાં. જન્મભર કરેલાં પાપ કર્મોનાં ફળ આજ જીંદગીમાં ભોગવતો પડયો હતો જ્યારે પ્રેમદા ત્યાં આવી ત્યારે તેનાં નેત્રો બંધ હતાં. સ્વપ્નમાં પણ પાપ કર્મના ફળરૂપ ભયંકર દ્રશ્યો તેની નજર આગળ તરવરતાં હતાં. તેના આત્માને જરા પણ શાન્તિ ન હતી. પ્રેમદાએ દાખલ થતાંજ ભયંકર અટ્ટહાસ્ય કરતાં ગર્જના કરી કહ્યું:—

“અહાહાહાહા! કેમ દેવેન્દ્ર! જન્મભરનાં દુષ્કર્મોનું ફળ તો પૂરેપૂરૂં મળેછેને? જો જો. આમ જો. મને ઓળખે છે કે! હું...”

“પ્રેમદા! પ્રેમદા!! પિશાચિની!!! અહીંથી જતી—રહે. જા. જા. મને......ન સતાવ. ઓહ!......”

બોલતાં બોલતાં ખાંસી ચઢી આવી. ગળફો ગળામાંથી નિકળી ન શકયો. નેત્રમાંથી પાણી વહેવા લાગ્યું. દીન મુખે તે પ્રેમદા સામે

જોઇ રહ્યો. પ્રેમદા આગળ બોલી:—"ન ગભરા, ન ગભરા, ઓ નર રાક્ષસ! ન ગભરા. શીયળવતી યુવતિઓને ભરમાવી ફસાવીને તેમનું શીયળ લુંટતાં ગભરાટ નહોતો થતો, ને હવે કેમ ગભરાય છે? ઓ પિશાચરૂપ દેવેન્દ્ર! જો. જો. તારૂં મૃત્યુ તારે માથે ડાચું વિકાસી તને પોતાના લાંબા અણીદાર દાંતથી કટકા કરી કાળચક્રરૂપ દાઢ વડે ચાવી ખાવા તૈયાર ઉભું રહ્યું છે. અરે જો! જરા જો, પેલી બિચારી બાળાઓ, જેનાં તેં શીયળ લુંટી લીધાં હતાં, અરે! જેને તેં તેમના પતિવ્રત ધર્મથી ચળિત કરી હતી, અરે! જે બિચારીઓને તેં કલંકિત કરી હતી તે તારી રાહ જોઇ તને ટુંપી ખાવા તૈયાર ઉભી છે. અરે! હું જાતેજ તારા કાળરૂપ...... "

"ઓ પિશાચિની! હવે......અહીંથી... જા. તારૂં ભયં...કર મુખ હવે...ન બતાવીશ."

"દેવેન્દ્ર! મારૂ મુખ ભયંકર હશે પણ તારા મુખ કરતાં ઓછું છે. અરે! આ મુખને તું ભયંકર કહે છે? એક વખત પ્યારૂં લાગતું હતું તે હવે ભયંકર લાગે છે! હા...હા...હા...હા સ્વાર્થી મનુષ્ય! મને પિશાચિની રૂપ જુએ છે? અરે! એક વખત સ્વર્ગની અપ્સરા–વ્હાલી–પ્રિયે–મનાયલી પ્રેમદા અત્યારે પિશાચિની રૂપ જણાય છે? હા હવે હું પિશાચિની બનીશ. તારો જીવ લઇશ." આ શબ્દો બોલતી વખતે પ્રેમદા ખરેજ એક પિશાચિની માફક જણાવા લાગી. તેના ગુંચવાઇ ગયલા ગમે તેમ ઉડતા છુટા વાળ મુખ તથા ખભાપર વિખરાયા હતા. આંખોમાં ખાડા પડયા હતા. ગાલ ઉંડા ઉતરી ગયા હતા. છાતી બેસી ગઇ હતી. હાથ પગ સુકાઇ ગયા હતા. વસ્ત્રોનું ઠેકાણું ન હતું. દાંત પીસી તે આગળ બોલવા લાગી.

"દેવેન્દ્ર! દેવેન્દ્ર!! મારો ભોગ થવા તૈયાર થા. આ પિશાચિનીનો શિકાર થવા તૈયાર થા. અરે! વાહ!! હવે ડરે છે કે? મારા જેવી અનાથ વિધવાઓને કલંકિત કરતાં ડર નહોતો લાગતો કે? અરે! પેલા રમામંડળમાંની કાલીમૈયા થતાં ડર નહોતો લાગ્યો કે?" પ્રેમદા તો બોલ્યેજ જતી હતી; પરન્તુ દેવેન્દ્રની દશા બગડતી જતી હતી. ગળામાં લીપાઇ રહેલા ગળફાથી શ્વાસ રૂંધાતો હતો. તેના હાથ પગ ઉંચા નીચા થઇ પછડાતા હતા. આંખો ફાટી ગઇ હતી. પ્રેમદા તેનો જીવ લેવાજ આવી હોય તેમ બબડવા લાગી:—"તે વખતે કેવો આનંદ થતો હતો! ઓ પિશાચ! ગા, ગા. પેલું તારૂં કલંકિત ફુલ એક વખત ગા. લે તારાં કર્મ હું તને યાદ કરાવું.

જોને કલંકનાં ફૂલ, દુનિયામાં જોને કલંકનાં ફૂલ.
દુનિયાનાં જોને કલંકિત ફૂલ–
આજ કલંકનું મૂળ, દુનિયામાં જોને કલંકનું મૂળ,
કોઇને કહે, કોઇના કરમાં (૨)
દેવેન્દ્ર હૈયે કરે શૂલ..............દુનિયામાં.

દેવેન્દ્રનો જીવ મુંઝાયો. એક બે વખત ડોકું ઉંચુ નીચું થયું, તેનો આત્મા તેના કર્મનો જવાબ આપવા પરમાત્માની હજુરમાં પહોંચી ગયો. પ્રેમદા ગાતી ગાતી ઉન્માદિની બની ત્યાંથી ચાલી ગઇ.

“આજ કલંકનું મૂળ, દુનિયામાં જોને કલંકનું મૂળ.
જોને બેની આ છે કલંકિત ફૂલ.”



# એકોનદશ પરિચ્છેદ.



## એજ મારૂં બાળક.




દ્ર હૃદયના વિકાસક ભગવાન નવલ! હવે સમજાવશો કે પેલો ગૂઢ પ્રશ્ન?” નવલના અંકપર વિરાજતાં માલતીએ પ્રણય ટહૂકાર કર્યો.

“આવા રઢીઆળા શબ્દો બોલતાં કયાંથી શીખ્યાં મારાં મન મોહના!” નવલે માર્મિક હાસ્ય કરતાં કહ્યું.

“હૃદય વિકાસક ગુરૂ પાસેથી. મનના મયૂર પાસેથી.”

“એ તમારો મન મયૂર કાંઇક ટહૂકે છે ખરો કે?”

“મારા મનમયૂર કરતાં મારા મનનો મયૂર ઘણોજ ટહૂકે છે. અરે એટલો તો ટહૂકે છે કે તેના ટહૂકાથી મારો મનમયૂર પણ ગભરાઇ ઉઠે છે.”

“હં એમ કે? ત્યારે તો તમારો મનમયૂર એટલો કોમળ.”

“અરે! કોમળતાની વાતજ ન પૂછો. પણ તમે અસલ વાત કેમ ઉડાવો છો? હં. બોલો, બોલો.”

“બોલું છું જને! કયારે મૌન રહું છું?”

“કહોને ત્યારે પેલા ઝહર અને અમૃતનો ભેદ સમજાવોને!”

“પેલા ઝહર અને અમૃતનો ભેદ સમજાવોને?”

“એટલે? મને પૂછો છો?” માલતી આશ્ચર્ય પામી નવલ સામું જોઇ રહી.

"તમે કહ્યું કે કહો ત્યારે મેં તેજ પ્રમાણે કહ્યું." બન્ને જણ હસી પડયાં.

"ભલે, વ્હાલા ! હું હારી; પણ તમે મને "તમે" કહીને કેમ બોલાવો છો ?"

"ત્યારે શું કહું ?"

"હું તો થાકી. તમારે જ્યારે ત્યારે આડીજ વાત કરવી."

"તને નથી ગમતું ? લે હવે કાંઇજ નહિ કહું."

"કાંઇજ નહિ કહો ? કાંઇજ નહિ બોલો ?"

"ના."

"ત્યારે કેમ બોલ્યા ? હેં ?"

નવલે જવાબ ન આપ્યો. માલતી નવલને બોલાવવાની યુક્તિ શોધવા લાગી. એક મખમલથી જડેલા વિરામાસનપર હાથમાં તંતુવાદ્ય લઈ બેઠી અને મધુર સ્વરે ગાવા માંડયું. વચ્ચે વચ્ચે તિક્ષ્ણ દ્રષ્ટિથી નવલનું હૃદય ભેદવા માંડયું.

"ના...થ નવ...લ......કિશો......ર,
મમ ના...થ નવ...લ......કિશો......ર.
નાવલી...યો......કે...મે ન મા......ને,
ના...થ નવ...લ......કિશો......ર.—મમ૦
વિનવી...વિનવી...બ્હે...ની હું થા...કી. (૨)
હા...ય ! ગયું...મમ હૈયું......પા...કી;
નણદલ...વી......ર ન નિરખે...ઝાંખી."

નવલનું મુખ જરા હસ્યું. માલતીએ વક્ર દ્રષ્ટિથી નવલનું ચિત્ત આકર્ષવા માંડયું.

"નણદલ...વી......ર ન નિરખે...ઝાંખી
નિર્દય...નવલ...કિ......શો......ર.—મમ૦
સ્મરસંગે...લઈ આ...લી ! હું ચા...લી. (૨)
નેત્ર...બક્ર...થી હૃદય......કર...ઝા...લી.
યૌ...વન વા...ડી ફુલી......ફા......લી.
નિરખે...નવલ...કિ......શો......ર.—મમ૦."

નવલ માલતીની નજીક આવી બેઠો. માલતીએ ગાન એકદમ બંધ કર્યું કૃત્રિમ ક્રોધથી નવલ તરફ જોઇ રહી. નવલ ભૂલ્યો અને એકદમ બોલી ઉઠયો:—

"કેમ અટકી ગયાં ?"

માલતી એકદમ હસી પડી. "કેમ ! કેવા બોલ્યા !" નવલે પણ હસી દીધું.

પ્રિય પાઠક ! આ પ્રમાણે આ નવિન દંપતિ પરસ્પર પ્રેમમાં આનંદ કરતાં હતાં. મનોરમા તેમને સુખી જોઇ પોતાને સુખી માનવા લાગી. નવલ તથા માલતી તેની આમન્યા દરેક રીતે પાળતાં તેમજ નિહાલસિંહ તથા વિમલપ્રભાના ઉપકાર પણ વારંવાર યાદ કરતાં. આ રીતે કેટલાક દિવસ વીત્યા પછી એક દિવસ બ્રહ્મચારી ભાસ્કર ત્યાં આવી ચઢયો. નવલ સાથે મુલાકાત થતાં તેણે પૂછ્યું:-

" અમાત્યજી ! અનંગપ્રસાદ અહીંજ છે કે ? "

" હા, અહીંજ છે. પણ આજ કેમ તમે અનંગને યાદ કર્યો ? "

" અમાત્યજી ! મારે માથે એક કઠિણ કર્ત્તવ્ય આવી પડયું છે. જે વાત અત્યાર સુધી તમને કહી નથી તે હાલ કહું છું. અનંગપ્રસાદનો જન્મ નરેન્દ્રરાય નામના દેવગઢના જમીનદારથી નિર્મળા નામની વિધવા બાઇને પેટે થયો છે..."

" હેં ! નિર્મળાને પેટે ? " માલતી આશ્ચર્યથી બોલી ઉઠી.

" હા, નિર્મળાને પેટે. એ નરેન્દ્રે પાછળથી નિર્મળા સાથે લગ્ન કર્યું. કહોને કે તેની સાધ્વી પત્નિ ગિરિબાળાએજ તે પુનર્વિવાહ પોતાને હાથે કરી આપ્યો, પોતાના સુખનો ભોગ આપ્યો અને પોતે તિર્થયાત્રામાં નિકળી. કેટલાક સમય ઉપર માર્ગમાં વર્ષાદથી બેભાન બની, શારિરીક વ્યાધિથી પીડાતી વિમળપૂરથી થોડેક દૂર પડી હતી. માર્ગમાં જતાં મેં તેને જોઇ; અનાથ જાણી ઔષધોપચાર કર્યા. સહજ આરામ થતાં પોતાના પતિનાં દર્શન કરવાની તેને ઇચ્છા થઇ; મેં તેને મદદ કરવાનું માથે લીધું. તેને પત્ર લખ્યો; પણ જવાબ ન મળ્યો. હું તથા ગિરિબાળા ત્યાં ગયાં પણ તેનો પત્તો ન લાગ્યો. છેવટે તે કાશીમાં છે એવી ખબર મળતાં ગિરિબાળાને દેવગઢ મૂકી હું કાશી ગયો. પણ ત્યાં પત્તો ન લાગવાથી આ તરફ આવ્યો છું. મને લાગ્યું કદાચ અનંગપ્રસાદની બાતમી એને મળી હોય અને તેને લેવા આવ્યો હોય તો પત્તો લાગે. "

" હવે તમે શું કરવા ધારો છો ? " નવલે પ્રશ્ન કર્યો.

" હું તપાસ કરીશ. તમને પત્તો લાગે તો મારા ગુરૂજીને ખબર આપજો. તે મને ખબર આપશે. "

" ઠીક "

ભાસ્કર ચાલ્યો ગયો. માલતીનો સખી ભાવ ઉભરાઇ આવ્યો. નિર્મળાનો પત્તો મેળવવાનો તેણે વિચાર કર્યો.

"વ્હાલા ! જરૂર નિર્મળા તે મારી સખીજ હોવી જોઇએ; અને તે દેવગઢજ હશે. આપણે ત્યાં ન જઇએ ?"

"વ્હાલી ! જઇને શું કરવું ?"

"માસથી મારી સખીને મળશે; અને એ પુત્ર વિયોગિનીનું અંતઃકરણ પણ ઠરશે."

"ભલે. ચાલો જઇએ."

નવલ, માલતી તથા અનંગપ્રસાદને લઇને દેવગઢ ગયો. વાંચક ! હવે જરા આપણે અનંગવિષથી વ્યાકુળ થતા કુટુંબ તરફ વળીએ.

રાત્રિના અગિઆર વાગી ગયા હતા. ગિરિકુટિરમાં સર્વત્ર શૂન્યમય જણાતું હતું. નરેન્દ્ર ગિરિબાળાના શયન મંદિરમાં પર્યંક પર પડયો હતો. શયન મંદિરનું બારણું ખુલ્લું પડયું હતું. નરેન્દ્ર આમતેમ આળોટતો હતો પણ નિદ્રા આવતી ન હતી. નેત્રો મીંચતો અને ઉઘાડતો. શયનમંદિરમાં ઝીણો દીવો બળ્યા કરતો હતો. નરેન્દ્ર બબડતો બબડતો ઉઠયો. "આહા ! હજી પણ મારા કાનમાં એજ ભણકારા વાગે છે. કેવું મધુરું મીઠું ગાન !......

મંગલ કરજે મમ ના......થ.

વિભુ ! મંગલકર......જે......મમ ના......થ.

ઓ મારી મંગલકામના કરનારી દેવી ! પ્રત્યક્ષ થા. માત્ર એકજ વાર દર્શન આપ. પછી ભલે તું અદ્રષ્ય થઇ જજે. આહ ! ગિરિ ! ગિરિ ! ! મારા અપરાધ તું ક્ષમા કરીશ ? અરેરે ! મેં તને કેટલું દુઃખ આપ્યું ? તારો કેવો છળ કર્યો ? અરેરે ! મારૂ વિશ્વાસઘાતીનું શું થશે ? ગિરિ ! ગિરિ ! ! એક વખત તું મને દર્શન આપ. ઓ પવિત્ર દયાળુ દેવી ! અરેરે ! હું દુષ્ટની મંગલકામના તું શા માટે કરે છે ? મારા મંગળથી તને શો ફાયદો છે ?" આમ બોલતો શયન મંદિરમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં ગિરિબાળાની જીવંત ચિત્રમૂર્ત્તિ પાસે આવ્યો. ચિત્રમાંનાં નેત્રો તેને હાસતાં જણાયાં. ગિરિબાળા તેના તરફ જોઈ હસતી હોય તેમ તેને ભાસ થવા લાગ્યો. ગિરિબાળાની જીવંત ચિત્રમૂર્ત્તિ તરફ દયાપાત્ર ચ્હેરે જોતો બોલ્યોઃ—

"પ્રિયે ! પ્રિયે ! ! હવે તું મને માફ નહિ કરે ? તું મારી સાથે નહિ બોલે ? અરેરે ! હવે તું કયાં મળીશ ? મારા રડતા હૃદયને કયારે ઠારીશ ? મારા દુઃખી જીવનને શાન્તિ કયારે આપીશ ? ગિરિ ! વ્હાલી ગિરિ ! ! મારા હૃદય મંદિરની દેવી ! ! ! મને ક્ષમા કર અને દર્શન

આપ. એકવાર તારા કોમળ મધુરા મુખનું પાન કરાવ. અરે ! હું કેવો હતભાગી ! ગિરિ ! ગિ......"

તે બેભાન થઇ જમીનપર પડયો. નરેન્દ્રનો હવે રાત્રિ દિવસનો આજ કાર્યક્રમ હતો. આખો દિવસ તે ગિરિબાળાનુંજ ચિંતવન કરતો હતો. તેની સાથેના આમોદ પ્રમોદનુંજ સ્મરણ કરતો હતો. ગિરિબાળાના મૃત્યુ સમાચાર પછી તેનું વર્તન બહુજ વિષમ થતું જતું હતું. પોતાના દેહનું પણ કેટલીક વખત તે ભાન ભૂલી જતો હતો. ગિરિબાળા પાછળ નરેન્દ્ર ઝુરી ઝુરીને મરશે એમજ બધાની માન્યતા હતી. નરેન્દ્ર બેભાન થઇ પડયો. કેટલીક વારે જરા શુદ્ધિમાં આવ્યો. તેણે નેત્ર ઉઘાડયાં. પોતાના સન્મુખ તેણે એક શ્વેત વસ્ત્રપરિધાના સ્રીને ઉભેલી જોઇ. દિપકનો મંદ પ્રકાશ તેના ચ્હેરાપર પડતો હતો. ક્ષણવાર સ્થિર દ્રષ્ટિએ તેના પ્રતિ જોઇ રહ્યો. પછી એકાએક બોલી ઉઠયોઃ—

"ગિરિ ! વ્હાલી ! ! આવ આવ. મારી નજીક આવ. મને ભેટ. આહા ! આજ આટલે દિવસે પણ તું મને મળી ખરી. પ્રિયે ! મારા અપરાધ ક્ષમા કર." આમ બોલતો તેના પ્રતિ દોડયો. પણ તે સ્રી પાછે પગલે ધીમે ધીમે બારણા તરફ જઇ અદ્રશ્ય થઇ ગઇ.

"જતી રહી ? મારો તિરસ્કાર કરી ગઇ ? વ્હાલી ? વ્હાલી ! ! પ્રિયે ! આ તને ઘટે છે ? હુ પાપી છું. અધમ છું. તને નહિ અડકું. તારા પવિત્ર દેહને ભ્રષ્ટ નહિ કરૂં. ઓ નિર્મળ ! નિર્મળ ! ! જો જો જો. આ ગિરિ જાય છે તેને બોલાવ. વ્હાલી...વ્હા......"

તે બેશુધ્ધ થઇ પડયો. તેની બુમ સાંભળવા ત્યાં કોઇપણ હાજર નહતું. અડધાએક કલાકે તે જરા સ્વસ્થ થયો. તેણે નેત્ર ઉઘાડયાં. પોતાના માથાની નીચે કાંઇક સુંવાળું તેને જણાયું. માથું સહજ ઉંચું કરી તેણે ઉંચું જોયું. પાછી પેલી શ્વેત વસ્ત્રપરિધાના સ્રીને તેણે બેઠેલી જોઇ. તેનાજ ખોળામાં પોતાનું માથું જોયું. તેના કોમળ હાથથી પોતાને પવન નાખતી જોઇ. તેના તરફ ક્ષણવાર જોઇ રહ્યો, તેને પૂછવાનું મન થયું. વળી ભ્રમમાં પડયો. "કદાચ જતી રહેશે તો !" નરેન્દ્ર આ વિચાર આવતાં ચમકયો. તેણે પાસું બદલ્યું. પેલી સ્રી ધીમે રહીને ખસી, ઉભી થઇ. નરેન્દ્રના માથા આગળ ઉભી રહી. નરેન્દ્રની હિમ્મત ન રહી. તે બેઠો થતાં બોલી ઉઠયોઃ-

"ગિરિ ! ગિરિ ! ! એમ મારો તિરસ્કાર ન કર. વ્હાલી ! મારી હૃદય વેદના જો. અરે ! હવે તો મને શાન્તિ આપ. તારો કોમળ સુખદકર આ હૃદયપર નહિ ફરે, ત્યાં સુધી મને શાન્તિ નહિ

થાય. અરે! હું બળું છું. પશ્ચાતાપ, પાપ, કુકર્મો મને બાળે છે. ગિરિ! ગિરિ!! મને બચાવ." આમ બોલતો વળી તે સ્ત્રી તરફ દોડયો. "અરે વ્હાલી! હવે ન તરછોડ. પ્રિયે!–"

સ્ત્રી અદ્રશ્ય થઇ. વળી નરેન્દ્ર પટકાઇ પડયો. જમીનપર પડતાં તેનાં ગાત્રો પછડાયાં. તે બેભાન થયો. લગભગ આ સ્થિતિમાં બે ત્રણ વાગી ગયા. જ્યારે તે પાછો શુદ્ધિમાં આવ્યો, ત્યારે પોતાને પલંગપર પડેલો જોયો. પોતાના માથા નીચે પાછો તેજ સુંવાળો પગ જણાયો! પરન્તુ આ વખતે આંખ ઉઘાડવાની તેની હિમ્મત ન ચાલી. આંખો મીંચીનેજ તે બોલ્યોઃ–

"આહા! કેવો સુંવાળો પગ. મારી ગિરિનોજ છે. આહા! આજે કેવી બે ત્રણ વખત મને દર્શન આપી ગઇ. પણ મારી સાથે વાતજ ન કરી. અરેરે! હું એટલો બધો અધમ છું? જે ગિરિ મારા એક શબ્દથી અડધી અડધી બની જતી, તે આજે મારી આટલી વિનવણી છતાં બોલીજ નહિ! અરે! મારાં ગાત્રો પછડાતાં પણ નિર્દય બની ચાલી ગઇ? ખરેખર! હું એજ સજાને લાયક છું. ગિરિ! ગિરિ!! હું તારો પ્રેમ પાછો ક્યારે મેળવી શકીશ? અરેરે! મારા હતભાગીના નસીબમાં તારો પ્રેમ ક્યાંથી હોય?" નરેન્દ્રના મુખમાંથી આ શબ્દો નિકળતાં તે શ્વેતવસના સ્ત્રીના આંખમાંથી નરેન્દ્રના ભાલ પ્રદેશપર અશ્રુ ખર્યું. નરેન્દ્ર બોલ્યોઃ–"નિર્મળા! નિર્મળા! તું રૂવે છે? શા માટે? મારૂં દુઃખ જોઇને? આહા! જો તને મારી દયા આવતી હોય તો તુંજ મારી ગિરિ બની જા. મારી ગિરિ થઇ જા."

શ્વેતવસના સ્ત્રીની હીમ્મત ન રહી. તે મંદસ્વરે બોલીઃ–"જો હું ગિરિબાળા થઇ જાઉં તો?"

"આહા! કેવું મધુર વાક્ય? તું ગિરિબાળા થઇ જાય તો? અરે! તું સત્ય કહે. તું ગિરિબાળાજ છે. અરે! તને ભેટવાનું મને કેટલું મન થાય છે? પણ તું જતી રહે–પાછી જતી રહે એ ભયથી હું ધ્રુજું છું; પણ હવે તને જવા દેનાર નથી. ગિરિ! ગિરિ!! હું તને ઓળખી ચૂકયો છું. ભલે તું ગિરિ ન હોય. ભલે તું નિર્મળા હોય; છતાં હવે તું ગિરિ બની જા. ગિરિ! વ્હાલી!–"

"નાથ! ઉઠો."

આ બે શબ્દોએ નરેન્દ્રના વર્તનમાં અજબ ચૈતન્ય ફેલાવ્યું. 'નાથ' શબ્દ કાને પડતાંજ તેણે સ્વર ઓળખ્યો. "ગિરિ! મારી

વ્હાલા—" બોલતાં બોલતાંજ બેહો થઇ તે શ્વેતવસના સ્ત્રીને ભેટી પડયો. બન્નેએ પરસ્પરના બાહુપાશથી જકડાઇ પર્યંકની ચાદરને ભીંજાવી દીધી. પરસ્પરના નેત્રમાંથી ચાદરપર ટપકતા અશ્રુના મંદ અવાજ વિના તેમના મુખમાંથી એક પણ શબ્દ ન નિકળ્યો. અંતે ગિરિબાળા નરેન્દ્રને મળી.

પ્રાત:કાળ થયો. દિનકરરાય, સુરેશ તથા કુસુમ નરેન્દ્ર પાસે આવ્યાં; પણ ત્યાં તેમણે શું જોયું ? ગિરિબાળા નરેન્દ્રની પાદસેવા કરતી હતી. કુસુમ દોડી ગિરિબાળાને બાઝી પડી. સુરેશ પણ "મામી! મામી!!" કરતો તેને વળગી પડયો. દિનકરરાયનાં નેત્રમાં આનંદ ઉભરાયો. નરેન્દ્ર પાસે જઇ તે બોલ્યો:–

"નરેન્દ્રરાય! જોયો પ્રબળ અને શુધ્ધ પ્રેમનો પ્રતાપ!"

નરેન્દ્ર મૌન રહી હસવા લાગ્યો. કુસુમ અને દિનકરરાયના ઉપરાઉપરી થતા પ્રશ્નના ઉત્તરમાં ગિરિબાળાએ પોતાનું દેવગઢ આવતા સુધીનું વૃત્તાંત જણાવ્યું. પછી નરેન્દ્ર બોલ્યો:–"પણ વ્હાલી! દેવગઢ આવ્યા પછી શું થયું ?"

"બ્રહ્મચારીની સાથે હું દેવગઢ આવી; પરન્તુ તમે યાત્રાયે બહારગામ છો એવા સમાચાર મળ્યા તેથી હું નિરાશ થઇ ગઇ. પરન્તુ બ્રહ્મચારી મને અત્રે રાખી તમારી શોધમાં કાશી તરફ ગયો. એટલામાં તો તમે અહીં આવ્યાના સમાચાર મને મળ્યા. એટલે મારા મૃત્યુ પહેલાં દર્શનની જે ઇચ્છા હતી તે તૃપ્ત કરવા અત્રે આવી."

"એ ભલો બ્રહ્મચારી કોણ છે? એનું નામ શું ?"

"એ બ્રહ્મચારી આજ કાલમાં આવવો જોઇએ. એનું નામ ભાસ્કર."

ગિરિબાળા પોતાનાં આપ્તજનો સાથે આનંદમાં મગ્ન થઇ. પણ તેને નિર્મળા એકાએક યાદ આવી. કુસુમને સાથે લઇ તે નિર્મળાના ઓરડા તરફ ગઇ.

પ્રિય પાઠક! ગિરિબાળા અને કુસુમ નિર્મળા પાસે જાય તે પહેલાં આપણે તેની દશા તપાસીએ. જે સમયે નરેન્દ્ર ગિરિબાળાના ચિંતવનમાં બેભાન બન્યો હતો તે સમયે નિર્મળાના હૃદયમાં કાંઇક જુદાજ તરંગો ચાલતા હતા. "હાય! મારા ભાગ્યમાં સુખજ નથી. અરેરે! આખરે ગિરિ બ્હેન ચાલ્યાં ગયાં. આ પાપી દુનિયાનો ત્યાગ કર્યો. નરેન્દ્ર પણ જવાના. હવે મારે જીવી શું કરવું? અરે! ગિરિ–

બ્હેને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, પણ મારી ઇચ્છા તો મારા મનમાંજ રહી. અરેરે! આખરે ગિરિબ્હેન નજ મળ્યાં. હવે મારે જીવીને શું કરવું! મારૂં અધમ મુખ કોઇને શી રીતે બતાવવું? મારે લીધે ગિરિબ્હેન ગયાં, નરેન્દ્ર જવા બેઠા. મારે એ દુઃખ જોવાનું! અરેરે! હવે આ સંસાર શા માટે! હવે આ તૃષ્ણાઓ અને ઇચ્છાઓ શા માટે જોઇએ! મારે આત્મહત્યા કરવી એજ ઉત્તમ છે. મારે હાથે થયેલાં કુકર્મોનો એજ બદલો છે. એજ પ્રાયશ્ચિત છે." આમ બબડતી કાંઇક વિચારમાં લીન થઈ. સહજવાર પછી કાંઇક નિશ્ચયપર આવી. "હાં. ઇશ્વરે મારે માટેજ એ વ્યવસ્થા કરી હશે. પેલી ઉન્માદિની પ્રેમદા ઝહર મૂકી ગઇ છે તેનો ઉપયોગ કરવો એજ ઉત્તમ. પાંચ વાગવા આવ્યા છે. હમણાં પ્રાતઃકાળ થશે. હવે જલદીજ કામ કરી લેવું જોઇએ," આમ બોલતાં ઉઠી અને પ્રેમદાએ આપેલું ઝહરનું પડીકું હાથમાં લઇ નિશ્ચિત થઇ દૃઢ હૃદયે બેઠી.

"જીવનમાં બે ત્રણ વખત આત્મહત્યા કરવા તત્પર થયેલી અટકી પણ આજ હવે અટકવાને કારણ નથી. તે વખત આ હૃદયમાં આશા હતી, આજ નિરાશાનું સામ્રાજ્ય છે. પ્રેમદા! પ્રેમદા! ત્હારૂં કલ્યાણ હજો. તેં જો આ ઝહર ઉન્માદમાં અહીં ન આપ્યું હોત, તો મારી શી દશા થાત! ઝહર ખાઉં! હા. ઝહરજ ખાઉં. એ ઝહર નથી પણ મારે માટે અમૃત છે. ઝહર છે પણ ખરેખર, મારે માટે તો અત્યારે એ અમૃતમય ઝહર છે. અરે! અનંગને વશ થઇ ગયેલાં જીવનો—અનંગ વિષથી રીબાતાં જીવનોને માટે આ અમૃતમય ઝહર જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે. હું તેજ ઉપાય કરીશ અને મારા આ દુઃખમય પાપિષ્ટ જીવનનો અંત આણીશ. વિભુ! મારા અપરાધ ક્ષમા કર. મારા નાથને સુખી કર અને મને પુનર્જન્મમાં એજ પતિ આપજે.

એમ બોલતાં પડીકામાંનું ઝહર ખાધું. શાન્ત ચિત્તે પર્યંકપર પડી. આ રીતે ઝહર ખાધાને થોડો વખત નીકળી ગયો હશે એટલામાં ગિરિબાળા અને કુસુમે ત્યાં પ્રવેશ કર્યો. નિર્મળાની શક્તિ ક્ષીણ થઇ ગઇ હતી. તેની જીભ લથડતી હતી. ગિરિબાળાએ અંદર દાખલ થતાં કહ્યું. "બ્હેન! નિર્મળા!!—"

નિર્મળાએ નેત્ર ઉઘાડયાં. તેના મુખપર ફીકું હાસ્ય ફરક્યું. "બ્હેન! ગિરિબ્હેન!!" બોલતાં બોલતાં તેની જીભ લથડવા લાગી.

"કેમ, બ્હેન! આમ કેમ છે? શું થયું છે?" ગિરિબાળાએ કાંઇક શંકા ખાતાં પૂછ્યું.

"કાંઇજ નહિ. સહજ." નિર્મળાએ સહજ હસીને કહ્યું. એઠાં થવા યત્ન કર્યો પણ નિષ્ફળ ગયો. ગિરિબાળાને કાંઇક વધુ શંકા પડી. એટલામાં નિર્મળા બોલી. "બ્હેન! હું તમને છેલ્લા પ્રણામ કરૂં છું. મારા ઘણા અપરાધ થયા છે. બ્હેન!–" ગિરિબાળા છેક નજીક બેઠી. નિર્મળાએ ગિરિબાળાનો હાથ તેના હાથમા લેતાં કહ્યું; "ગિરિબ્હેન! મને ક્ષમા કરશો!"

"બ્હેન! આમ કેમ બોલે છે? તારા નેત્રમાં આજ કેમ ફેરફાર–વિકાર જણાય છે?"

"હા હા હા હા. ગિરિબ્હેન! મારા અપરાધોનું આજે મેં પ્રાયશ્ચિત્ત કીધું છે અને તેને માટે હું ક્ષમા માગું છું."

"એ શું?" ગિરિબાળા એકાએક બોલી ઉઠી.

"આ શું બકે છે?" કુસુમ પણ ચમકી.

"હા બ્હેન! હું સાચું કહું છું. હું તમારી ક્ષમા માગું છું. બ્હેન! તમે સહેજ મોડાં થયાં છો. જો તમારી ભાળ મળે તો નરેન્દ્ર તમને સોંપી મારે આત્મહત્યા કરવી હતી; પરન્તુ આજસુધી તમારી ભાળ ન મળી. નરેન્દ્ર મારી સાથે વાત પણ નથી કરતા, તેમજ દુ:ખ પણ મારાથી નથી જોવાતું; તેથી મારા અને એમના દુ:ખથી કંટાળી મેં આજે ઝહરરૂપી અમૃત પીધું છે."

"હેં?" કુસુમ તથા ગિરિબાળા ગભરાઇ ઉઠયાં.

"ગભરાવાનું કંઇ કારણ નથી, તેમ વૈદ્યને બોલાવવાની ઉપાધિમાં પડશો નહિ. વૈદ્ય હવે કંઇ કરી શકનાર નથી. કારણ હવે થોડા કલાકમાંજ મારી સંસારયાત્રા પૂર્ણ થવાની છે."

નિર્મળાના આ શબ્દો સાંભળી ગિરિબાળા નરેન્દ્રને બોલાવવા દોડી. નરેન્દ્ર તથા દિનકરરાય પણ ઉતાવળા ઉતાવળા આવી પહોંચ્યા. નિર્મળાએ નરેન્દ્ર સામું જોયું. નરેન્દ્રની આંખમાં અશ્રુ આવ્યાં. નિર્મળા કુસુમના હાથના આધારે ઉઠી, નરેન્દ્રના પગમાં માથું મૂક્યું.

વ્હાલા! હવે મારી ગિરિબ્હેન આવી પહોંચ્યાં છે. હું રજા લઉં છું. મારૂં આયુષ્ય પૂર્ણ–થ...યું...છે." જેમ તેમ હિમ્મત રાખી છેલ્લા શબ્દો પૂર્ણ કર્યા. નરેન્દ્રે નીચે બેસી તેનું માથું પોતાના

ખોળામાં મૂક્યું. ગિરિબાળા તથા દિનકરરાય નજીક બેઠાં. કુસુમ તરતજ ઉતાવળી ઉતાવળી ચંદ્રશેખરને, વૈદ્યરાજ બોલાવવા માટે કહેવા ગઇ. નરેન્દ્ર બોલ્યોઃ–“ નિર્મળા આ શા માટે ! મને તો કહેવું હતું. તને શું દુઃખ હતું ? ”

“ વ્હાલા ! મને...બોલાવવી...તો હતી...માત્ર...એજ દુઃખ મને...વિશેષ લાગ્યું...વળી તમારૂં દુઃખ...મારાથી...ન...જોવા...યું.”

તેની જીભ ટુંકાવા લાગી. એટલામાં અણચિંતવ્યો એક પુરૂષ એક સ્ત્રી તથા એક દોઢ બે વર્ષના બાળકે ત્યાં પ્રવેશ કર્યો. નરેન્દ્ર ગિરિબાળા, દિનકરરાય વિગેરે આશ્ચર્યથી તેમના તરફ જોઇ રહ્યાં. કોઇ પણ બોલે તે પહેલાં નવિન આવનાર સ્ત્રી બોલી ઉઠીઃ–“ નિર્મળા ! ”

“ કો...ણ ? મા...લતી ? ” નિર્મળાએ તુટક સ્વરે મુશ્કેલીથી આંખો ઉઘાડતાં કહ્યું.

પ્રિય પાઠક ! આ નવિન આવનાર તે બીજાં કોઇજ નહિ પણ અમાત્યવર્ય નવલ, માલતી અને અનંગપ્રસાદજ હતાં.

“ બ્હેન ! નિર્મળા ! તું...–”

માલતીના શબ્દો નિર્મળાએ સાંભળ્યા નહિ. તેનું ધ્યાન, તેની દ્રષ્ટિ અનંગપ્રસાદ તરફ હતી. આટલે સમયે પણ જનુનીએ પોતાનું બાળક ઓળખ્યું. તે એકદમ બૂમ પાડી બોલી ઉઠીઃ–“ એજ. એજ મ્હારૂં બાળક ! ”

નિર્મળાના આ છેલ્લાજ શબ્દો હતા. એ શબ્દો બોલતાં હૃદયમાં થયેલા જુસ્સાથી તે જડવત્ બની ગઈ. ગિરિબાળા સિવાય સર્વેનું ધ્યાન અનંગપ્રસાદ તરફ ખેંચાયું હતું. ગિરિબાળા માત્ર નિર્મળા પ્રતિ જોઇ રહી. તેને લાગ્યું કે હવે નિર્મળા જીવી શકશે નહિંજ. પળ બે પળમાં તેનો આત્મા ચાલ્યો જશે. તેણે તેને છેવટનો આશીર્વાદ દીધોઃ–

“ બ્હેન ! તું સુખી થજે. પતિના ખોળામાં માથું મૂકી સદ્દગતીને પામ. ઇશ્વર મને પણ તારા જેવુંજ–પતિના ઉત્સંગમાંજ–મૃત્યુ આપો. ”

નિર્મળા ફરીથી શુદ્ધિમાં ન આવી. તેનો આત્મા આ નાશવંત શરીર છોડી ગયો. અનંગવિષથી રીબાતી નિર્મળા અમૃતમય સ્વરૂપથી મુક્ત થઈ.

# ઉપસંહાર.



નિર્મળાના મૃત્યુથી નરેન્દ્રના કુટુમ્બમાં ફેલાયલા અનંગવિષની શાન્તિ થઈ ગઈ. પ્રેમદા ઉન્માદિની દશામાં જ્યાં ત્યાં રખડતી જીવન ગાળવા લાગી. નિર્મળાના મરણ વખતે નવલ તથા માલતી અનંગને લઈ આવેલાં હતાં તેમની પાસેથી ગિરિબાળાએ પોતાનાજ પતિથી ઉત્પન્ન થયેલા તે બાળકને પોતાની પાસે રાખ્યો અને પોતાના પુત્રથી પણ વધુ વ્હાલથી ઉછેરવા લાગી. ત્યાર બાદ તેને નરેન્દ્રથી સંતાન સંપત્તિ મળી. કુસુમ પણ પોતાના પ્રેમાળ પતિ દિનકરરાય સાથે આનંદ ભોગવતી સુરેશના કાલાકાલા શબ્દોથી કાળ નિર્ગમવા લાગી. નિહાલસિંહ અને વિમળપ્રભા પ્રજાહિતમાં મશગુલ બન્યાં. નવલ માલતી સાથેના લગ્નથી સુખી થયો. ઈશ્વર કૃપાએ ત્રણ પુત્ર અને એક પુત્રીની પ્રાપ્તિ થઈ અને અત્યંત આનંદમાં રહી સુખી સંસાર ભોગવવા લાગ્યાં. નવલ અમાત્ય તરીકેની પોતાની પદ્દીમાં પ્રજાના સુખના સર્વ ઉપાયો યોજી પોતાની કર્તવ્ય દક્ષતા બતાવતો, માલતી પણ સ્ત્રી સમુહના જીવનનો વિકાસ કરવામાં ઉત્સાહથી ભાગ લેતી અને તેની મદદમાં હેમવતિએ પણ દેવેન્દ્રના મરણ બાદ પોતાની બાકી રહેલી આખી જીંદગી નિહાલસિંહના રાજ્યમાં રહી ગાળવી એમ નક્કિ કરી મઠ સ્થાપ્યા અને જાહેર જીવનમાં જીંદગી પૂરી કરી. માલતીએ પોતાનાં બાળકોને ઉચ્ચ પ્રતિનું શિક્ષણ આપી માતાપિતાનો ધર્મ પણ પૂર્ણ રીતે બજાવ્યો. અનંગના વિષથી ગ્રહાયલાં કુટુંબોની પાયમાલી નરેન્દ્ર નિર્મળા તેમજ દેવેન્દ્રના દ્રષ્ટાંતથી પ્રત્યક્ષ જોઇ. વિશુદ્ધ પ્રેમના બંધારણથી થતા સુખી સંસારનું દ્રશ્યચિત્ર અમાત્યવર્ય નવલના કુટુંબથી જુઓ. પ્રિય પાઠક ! તું પણ આટલા શ્રમ પછી સુખી સંસારનું ચિત્ર અનુભવ અને અનંગના પ્રસાદરૂપી પ્રસાદી જે અનંગપ્રસાદ તેનો પરિચય આપણે હવે ફરી કોઇક વખત કરીશું.

ઇતિ શિવમ્.

